

શ્રીમાન શેઠ દેવજીભાઇ કરમશી ઠક્કર

( યુગાન્ડાની સુપ્રસિદ્ધ ફર્મ: મેસર્સ વિઠ્ઠલદાસ હરિદાસ કું ના એક ભાગીદાર )

રાણાવાવ

નાગ્મત નિવાસ — કબીરામાઈટો-યુગાન્ડા.

અ…ર્પ…ણ

શ્રીમાન્ શેઠ દેવજીભાઈ કરમશી

ઠક્કરને

# ફોટાઓ અને દૃશ્યો :

# શ્રીમાન દેવજીભાઈ કરમશી ઠક્કર

## ( સંક્ષિપ્ત પરિચય )

---

**સા**રાય ઇસ્ટ આફ્રિકાના દેશી, પરદેશી વ્યાપારી જગતમાં પ્રસિદ્ધી પામેલી મુગાન્ડાની પ્રતિષ્ઠિત હિન્દીફર્મ V. H. & Co. એટલે એના મુખ્ય ત્રણેય પુરૂષાર્થી પાર્ટનરોની જાતમહેનત, ખત અને સાહસોનું મૂર્તિમંત સ્વરૂપઃ આ ત્રિપુટીમાંના એક શ્રીમાન દેવજીભાઇ કરમશી ઠક્કરનો સંક્ષિપ્ત પરિચય અહીં આપીએ છીએ.

શ્રીમાન દેવજીભાઇ એટલે V. H. & Co. નાં સર્વ સેટલમેન્ટો, વિસ્તૃત વ્યાપારક્ષેત્રોના અનેકવિધ વહીવટની પ્રવૃત્તિઓનો બાહોશ તંત્રવાહક !

કાઠિયાવાડમાં જામનગર સ્ટેટના ભાણવડ મહાલના મોડપર નામક નાનકડા ગામડામાં રઘુવંશી જ્ઞાતિના જાણીતા હિન્ડોચા કુટુમ્બમાં સંવત ૧૯૪૬ માં એમનો જન્મ થયો હતો. એમના પિતા કરમશીભાઇ એ જમાનાને અનુકુળ નાનકડી હાટડી રાખી, ખેડુતોને ધીરધાર વગેરેનો ધંધો કરી કુટુમ્બનો નિર્વાહ ચલાવતા હતા. જૂના જમાનાના વડીલો જાતમહેનતુ હોવાથી શરીરે ખડતલ એટલે એના આત્મા ને મનની શક્તિ સબળ: એમનાં માતુશ્રી ઘરરખ્ખુ ગૃહિણી હતાં.

શ્રીમાન દેવજીભાઇને જાતમહેનતનો એમના માતાપિતા તરફથી જન્મદત્ત વારસો મળ્યો હતો. આજના વિશ્વવિદ્યાલયો કે હાઇસ્કૂલો જેવાં શિક્ષણ કે કેળવણીનાં સાધનો એ સમયમાં નહોતા પરતુ કુટુમ્બના વડીલો તરફથી બાળકોનાં હૃદય કેળવાતા. આજના અક્ષરજ્ઞાન કે પુસ્તકિયા કેળવણી કરતાં એ હૃદયજ્ઞાન વધુ ઉચ્ચતર બનતું. શ્રી દેવજીભાઇએ મોડપરમાં પંડયાજીની ખાનગી નિશાળે ૧લી

ગુજરાતી સુધી ભણીને જીવન સંગ્રામમાં ઝંપલાવ્યું હતું. કિશોર વયમાં જ સાહસ અને સ્વતંત્રતા માટે તલસતા એમના હૃદયમાં મોકળાશના ફિરસ્તાના કાંગરાઓ ઉપરથી મહત્વાકાંક્ષાઓના મહેલ ચણાતા. પિતાના ધંધામાં બાળપણથી જ મદદ કરતા એ બાળકનાં હૃદયમંથન અનુભવતા કે ભાવીમાં અઢળક ધન સંપત્તિનો માલિક તેમજ અનેક આત્માઓનો પાલનહાર થવા સર્જનતાની પરીક્ષા પારખનાર કોઈ જ્યોતિષી ત્યા નહોતો.

પ્રારંભમા જ આ પુરૂષાર્થી પિતાના પુત્રે ભરાં ધુમરના જમીનોનો બીડી વાળવાના પાકનો કોન્ટ્રાક્ટ લઇ વેચવાનો ધંધો શરૂ કર્યો હતો ૧૮ વર્ષની ઉમ્મરે સન ૧૯૦૮ માં શ્રી. દેવજીભાઈએ આફ્રિકાની વાટ લીધી યુગાન્ડામા આવી શેઠ વિઠ્ઠલદાસભાઈની તે વખતે કમ્પાલામા કાપડની દુકાન હતી ત્યાં નોકરીમાં જોડાયા. જાત મહેનત, સર્વ કામો શીખવાની ધગશ અને તન્મયતાથી નાના મોટા સર્વ ધંધાઓની ચાવીઓ જાણી અદ્ભુત તાલીમો લઈ લીધી એ સમયના અરણ્યજંગલના કષ્ટો, અગવડો ને હાડમારીઓને આનંદપૂર્વક વેઠી શુદ્ધ નિષ્ઠાથી નોકરી કરતા ૧૩ વર્ષના તપ પ્રભાવે સન ૧૯૨૧થી શ્રીમાન દેવજીભાઈ નોકર મટી ભાગીદાર બન્યા. જે સેવા પ્રેમપૂર્વક–આનંદપૂર્વક નથી થતી તે સેવા સેવકને ફળતી નથી. એ આજકાલના ભાવુકી સેવકોએ આથી શીખવાનું છે. આ સમયે યુગાન્ડામાં કોટન ઇન્ડસ્ટ્રીનો વિકાસ પુરજોશમાં થતો જતો હતો. યુગ બદલાતો હતો આ નવા યુગના પ્રવાહકાળે, જૂના જમાનાના અનુભવી વડીલોને આરામ આપી વ્યાપારનુ સર્વ સુકાન આ યુવકત્રિપુટીએ પોતાના હાથમા લીધું વરસો યથા કરેલી કાયાનોક નોકરીમાં લીધેલી તાલીમ સાથે નવા યુગનુ મિશ્રણ કરી અનેકવિધ સાહસોમાં ઝંપલાવ્યુ. V. H Co ની આજની મહત્તા, પ્રતિષ્ઠા, ગૌરવ એ આ ત્રિગુણાત્મકત્રિપુટી-યુવકોના વિધવિધ વિસ્તરેલાં વ્યાપારી સાહસનો વિજયવતો ઇતિહાસ !

મોડપગની ગ્રામ્ય મટુલી નજી હમણાં થોડાંવર્ષ થયા તેઓશ્રીએ સ્વ. વિઠ્ઠલદાસભાઈના ગામ રાણાવાવમાં ભવ્ય મકાનો બંધાવ્યાં છે. ત્યાં હાલ એમના મોટાભાઈ ગોકળદાસ રહે છે.

ધર્મના નામે ચાલતાં ધતીંગો, તીર્થસ્થાનોમાં થતા અનાચારો તરફ એમને તિરસ્કાર છે. સ્ત્રી જાતિની ઉન્નતિ તથા કેળવણી પ્રત્યે એની પ્રીતિ છે. કેળવણીની સંસ્થાઓ, સમાજ સુધારાની પ્રવૃતિઓના તે ચાહક છે. પ્રત્યેક સામાજિક, વ્યવહારિક, રાજકીય ને ધાર્મીક ચર્ચામાં અંતે અવનવી રીતે પણ આર્થિક સિદ્ધાન્ત લાગુ કરી દઈ એ રસપ્રદ બનાવે.

એમનું ગૃહસ્થ જીવન સંતોષભર્યું છે. એમનાં પત્ની (લેખકનાં માશીની પુત્રી) સૌ. ઝવેરબ્હેન સહનશીલતાની પ્રતિમાસમાં પતિભક્તિપરાયણા આદર્શ મહિલા છે. બાળપણથી માતૃવિહોણા બનેલા આ બ્હેન પતિની અઢળક સંપતિ જોઇ અભિમાનથી છલકાયાં નથી. ગરીબોની તે દયાળુ દેવી છે. ચાર પુત્રોની તે પ્રેમાળ-વ્હાલસોય માતા છે. પતિની એ સ્નેહાળ સહચારિણી છે.

૮૫ વર્ષની ઉમ્મરે શ્રી. દેવજીભાઇના પિતા કરમશીભાઈ પરલોકવાસી થયા હતા.

પુરૂષાર્થને જ પ્રભુ માનનાર, અનુભવ, તાલીમ ને જાતમહેનતથી શક્તિઓનો કેટલો વિકાસ કરી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ શ્રીમાન દેવજીભાઇનું જીવન પૂરૂં પાડે છે.

મારો આફ્રિકાનો પ્રવાસ એ સિન્ધુમાં બિન્દુ રૂપે પણ કાંઇક પુરૂષાર્થનો અંશ ગણાય એમ હું માનું છું. એ પુરૂષાર્થનું મૂર્તસ્વરૂપ-આ ચિરંજીવ ગ્રંથ આવા એક પુરૂષાર્થવાદી શુભેચ્છક મહાનુભાવ શ્રીયુત દેવજીભાઇને અર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું.

ભવદીય

નારાયણજી ગોકળદાસ ઊસાણી

ગ્રંથ કર્તા:

# પ્રસ્તાવના

અગીઆર મહિના લગભગ આફ્રિકામાં રહી જે જોયું, જાણ્યું, અનુભવ્યું ને અભ્યાસપૂર્ણ દૃષ્ટિએ અવલોકયું તે યથાશકય કાગળ ઉપર ટપકાવ્યું. સૌથી પહેલાં જ્ઞાતિપત્ર 'લોહાણા વિજય' અઠવાડિક ને પછી 'સમાજજીવન' માસિકમાં વધારા તરીકે જુદી દૃષ્ટિએ આ પ્રવાસ વર્ણન કટકે કટકે લખાતુ હતુંઃ તેમાંનું જરૂરી કેટલુક આમાંય છે, ઘણુ છોડાયું છે, વધુ ઉમેરાયું છે. એટલે એ પ્રવાસ વર્ણન જેઓએ વાંચ્યું હશે તેમને પણ આમાં કંઈક નવુ ને નવું જોવામાં આવશે.

આફ્રિકાની જુદી જુદી કોલોનીઓમાં વસતી પ્રજાની સામાજિક, રાજકીય અને ઔદ્યોગિક પરિસ્થિતિનો ખંતપૂર્વક અભ્યાસ, તે ઉપર બબ્બે વર્ષનાં મંથન અને મનનનું મૂર્ત સ્વરૂપ તે આ **આફ્રિકામાં ૧૧ માસ**: આજે ગુજરાતી જનતાને ચરણે ધરાતુ જોઈ મારો આત્મા આનંદ અનુભવે છે.

આફ્રિકામા ખાસ કરીને ૩ કોમો વસે છે. યુરોપિયન, હિન્દી ને ત્યાંના મૂળ વતનીઓ-હબસીઓ. એના ભૂગર્ભમાં કિમ્મતી ખનીજો ભરેલાં છે. આફ્રિકાના કિનારાના પ્રદેશો સાથે હિન્દનો વ્યાપાર સંબધ બહુ જૂના કાળથી છે. આ પ્રદેશ તરફ યુરોપી પ્રજાનું ખાસ ધ્યાન તો લગભગ ૭૫ વર્ષ પહેલાં ખેંચાયું હતું. આજે એ સત્તાધારી પ્રજાએ આખોય આફ્રિકા ખડ કબજે કરી કોલોનીઓ વસાવી છે.

દક્ષિણ આફ્રિકાએ હિન્દીઓને આવવા દેવા સામે વગ્મો થયા પ્રતિબધ મૂક્યો છે. પણ અગાઉથી જ જે હિન્દીઓ ત્યાં વસી ગયા છે, તેઓને પણ કમી કરવા ને આસ્તે આસ્તે કાઢી મૂકવાના સખ્ત પ્રયાસો થઇ રહ્યા છે. હિન્દી સરકારે નાટાલમાં સૌથી પહેલાં હિન્દી મજુરોને

ગીરમીટપર મોકલ્યા હતા. તે સાથે કોઈ હિન્દી ધર્મગુરૂ કે એકાદ પત્રકારને મોકલવાની દરકાર કરી નહોતી. પાછળથી બીજા હિન્દીઓએ પણ સાઉથમાં પગ પેસારો કરવા માંડ્યો હતો; પરતુ 'હિન્દ એ કૂલીઓનો દેશ છે' એવા હલકા વિચાર ત્યાંના ગોરાઓના બંધાઈ ગયા અને ભારતવર્ષપર એ બદનામ રહી ગયું. ત્યાંના ગોરાઓ હિન્દીઓ પ્રત્યે તિરસ્કાર દૃષ્ટિથી જુએ છે. હવે દક્ષિણ આફ્રિકા સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું હોવાથી હિન્દીઓએ ત્યાંની સરકારની દયાપર જ રહેવાનું છે.

સાઉથ આફ્રિકાના ડચોએ કેવી કાર્યદક્ષતાથી અંગ્રેજોની વર્ચસ્વતા ઉડાવી દીધી તેના ઇતિહાસનો, આજે સામાન્ય મતભેદ ઉભો થતાં જુદા જુદા પક્ષો ઉભા કરતા હિન્દના રાજકીય નેતાઓએ અભ્યાસ કરવા ઘટે છે.

પોર્ટુગીઝ રીપબ્લીક સંસ્થાનોના સત્તાવાળાઓ પણ હિન્દીઓને હાંકી કાઢવા પાડોશી-યુનીયન સરકારનું આજે અનુકરણ કરી રહ્યા છે.

ઇસ્ટ આફ્રિકાના કિનારાના પ્રદેશોમાં તો બ્રિટિશોની પહેલાં હિન્દીઓ જઇ વસ્યા હતા. કેનીઆ યુગાન્ડા રેલ્વે બાંધવાના કામ માટે ત્યા પણ હિન્દી સરકારે હિન્દી મજુરો મોકલ્યા હતા. રેલ્વે બંધાતા ઇ. આ.નો અંદરનો પ્રદેશ ખુલ્લો પછી એ તરફ હિન્દીઓનું ધમાગમધ આગમન શરૂ થયું બીજા યુરોપી દેશોમા કેવી પ્રજાને, બહાર મોકલવી તેનાપર ઈમીગ્રેશન ખાતુ સખ્ત દેખરેખ રાખે છે; પણ હિન્દમા એ જોવાની કે સમજવાની કોઈને દરકાર નહોતી. તેથી શરૂઆતમા જે હિન્દીઓ દ. આફ્રિકામાં જઈ વસ્યા, તેઓમાં નહોતી રાષ્ટ્રભાવના, નહોતા એના ઉચ્ચ આદર્શો, નહોતી દીર્ઘદૃષ્ટિ કે નહોતી એને માનાપમાનનીય પરવા ! ફક્ત રોટલો રળી ખાવા સિવાય બીજી એની મહત્વાકાંક્ષા નહોતી. આથી કેટલીકવાર હાથમાં આવેલી સારી તકો પણ તેઓએ ગુમાવી. આજની નવી પ્રજા ને છેલ્લા દોઢ દાયકા દરમ્યાન ત્યાં જઈ વસેલા કેળવાયલા હિન્દીઓ આજે એ સર્વ સમજી શકે છે પરતુ તે બધું ગુમાઈ ગયા પછી જેતુ—ઘણું જ મોડું થઈ ગયું.'

રેલ્વેનું કામ પૂરૂં થયું કે ટ્રસ્ટમાં સેટલ થવા સાઉથ આફ્રિકાના ગોરાઓનું પણ આગમન શરૂ થયું હતું. હિન્દીઓ પ્રત્યેની સુગ તો તેઓને પહેલાંથી જ હતી. તે અહીં પણ દાખલ થઈ. કાર્યદક્ષતા, રાજકીય જ્ઞાન, ગવર્નમેન્ટમાં લાગવગ ને સુંદર સંગઠ્ઠનથી ગોરાઓએ પ્રથમ હિન્દીઓના જમીન લેવાના હક્કો કાયદાપૂર્વક ખુંચવી લીધા. પછી રાજકીય ને સામાજિક ક્ષેત્રમાંથી બાતલ કર્યા ને હવે વ્યાપાર ક્ષેત્રમાંથી દૂર કરવાના પગલાં લેવાઇ રહ્યાં છે. ટુંકમાં અહીંની સતાધારી પ્રજા હિન્દીઓ વિષે ખોટા ખ્યાલો ધરાવે છે, તેથી સાઉથની પદ્ધતિએ અહીં પણ કામ લેવાની શરૂઆત થતી જોવાય છે. ગોરા અને હિન્દી લડતનો ઇતિહાસ સંક્ષિપ્ત સ્વરૂપે આ ગ્રંથના ઐતિહાસિક વિભાગમાં યથાશક્ય આપવા પ્રયાસ કર્યો છે. તેના અવલોકનથી વાંચકોને કંઇક એની ઝાંખી પણ કલ્પના આવી શકશે.

હિન્દી સભ્યતા અને હિન્દીઓ ગોરી સભ્યતા ને ગોરાઓના કરતાં હલકા દરજ્જાનાં અહીં ગણાયા છે. હિન્દીથી ગોરો સર્વ પ્રકારે શ્રેષ્ટ છે. એનો કેનીઆ કોલોનીમા સ્વીકાર થવાથી સારાય જગતને સભ્યતાનો પાઠ શીખાડનાર હિન્દુસ્થાનની પ્રતિષ્ઠાને ધક્કો લાગવા સાથે તેને શીરે આ બીજુ કલંક ચોંટયુ છે ઇ. આફ્રિકાની બ્રિટિશ કોલોનીઓના હિન્દીઓ આજે અસહાય હાલતમા આવી પડયા છે. તે સર્વત્ર હડધુત થઇ રહ્યા છે.

આફ્રિકાવાસી હિન્દીઓએ હજારોના ફંડો આ દેશની વિદ્યાસંસ્થાઓને પોષવા માટે આપ્યાં છે. તે ફંડ લાવનારા સંસ્થાના બુદ્ધિમાન સભ્યોએ ઇ. આફ્રિકાના હિન્દી ભાઇઓને થઇ રહેલા રાજકીય, સામાજિક અન્યાયોથી હિન્દી જનતાને વાકેફ કરવી જોઇતી હતી—એ તેની ફરજ હતી.

પોતાના દેશની વિદ્યા સસ્થાઓને હજારો—લાખોની મદદ કરનારા કોલોનીવાસી હિન્દી ભાઈ ઓએ પણ પોતાનાં દુઃખો, થતા અન્યાયો ને લૂંટાતા હક્કો માટે હિન્દ અને હિન્દ બહારના પ્રદેશોમાં કોલોનીઅલ

ઈન્ડિયન ઑફિસો સ્થાપી લડત ચલાવવા ને પ્રચારકાર્ય જારી રાખવાની કોઈ યોજના કરી નહિ. એ દુઃખ સાથે કહેવું પડે છે.

હિન્દી કોમમાં અહીં સમાજ જેવું મે કશું જોયું નહિ. સંસાર વ્યવહારનાં કાર્યોમાં આફ્રિકાના હિન્દીઓ હજી ચૌદમી સદીમાં રહે છે એમ કહીએ તો ખોટું નથી. હિન્દી બાળકો ત્યાના જંગલી નેટીવોના હાથમાં ઉછરે છે. કેળવણીનાં સાધનો નથી. જમીન ફળદ્રુપ હોવાથી સતતિની વૃદ્ધિ થતી રહે છે. યુરોપિયન સ્ત્રી કામ કરવામાં આનંદ માનનારી છે, જ્યારે હિન્દી સ્ત્રી કામ ન કરવામાં સુખ સમજે છે. સામાજિક સુધારાના કાર્ય માટે અહીં વિસ્તૃત ક્ષેત્ર છે. હિન્દીઓમાં આપસઆપસમાં સપ ને સગદૃતનો અભાવ જોવાય છે. ઘણા ગોરાઓએ મને કહેલુ કે: 'તમારા હિન્દીઓમા માહોમાહેની ફૂટ ને કાર્યદક્ષતાનો અભાવ છે. તમારા સમાજે એક બીજાને તોડી પાડવામાં જ સર્વસ્વ ગુમાવ્યુ છે. પોતાના દેશની પ્રતિષ્ઠા રક્ષવાની ફરજ જે બજાવે નહિ તેને હક્કો પણ ન જ મળે.'

સ્વતંત્ર દેશની ગોરી પ્રજા પાસેથી આપણે ઘણું શીખવાનું છે. ક્રિશ્ચિયન ચર્ચો, મીશનરીઓ, એની હોસ્પીટાલો, સ્કૂલો વગેરે મે જોયાં. ગમે તેવા નિર્જન જંગલો અને ખૂણેખુણામાં મીશનરીઓ પ્રેમપૂર્વક ત્યાંના નેટીવો સાથે ભળી જઇ, તેમની ભાષા શીખી, તેઓને ભણાવી ગણાવી રહ્યા છે. પ્રચારકો તૈયાર કરી રહ્યા છે. કોઇ કામમાં તેઓ નાનમ સમજતા નથી. તેમની ધગશ ને પ્રેમપૂર્વક ફરજ અદા કરવાની ભાવનાઓ અજબ છે. હિંદી સંસ્થાઓના ચાલકોએ એમના પાસેથી ઘણું શીખવાનું છે. પરાયા દેશોમાં પડેલા ધર્મ પછવાડે બ્રિટિશ વાવટો કેમ જાય છે? તેનુ રહસ્ય હું કંઇક કલ્પી શકયો. આ બધી હકીકતો ઉપરાત આ ગ્રંથમા ત્યાંના મૂળ વતનીઓ-નેટીવોની ખાસીઅતો ને રીતરિવાજોનું પણ આછુ પાતળુ દર્શન કરાવ્યુ છે.

વાંચનારને સુગમતા ને સરળતા થાય તે માટે આ ગ્રંથમાં **પ્રવાસ-વર્ણન** તથા **ઐતિહાસિક અવલોકનઃ** એમ ૨ વિભાગ પાડવામાં આવ્યા છે:

આફ્રિકાના હિન્દી ભાઈઓએ મારા કરેલા સત્કાર બદલ હું એ સર્વેનો આભાર માનું છું.

કોઈ કોઈ સ્થળે પત્રકાર તરીકેની મારી પવિત્ર ફરજ બજાવતાં મારાથી જો અપ્રિયસત્ય કહી દેવાયુ હોય અને તેથી જાણે અજાણે પણ કોઇ ભાઈઓની લાગણી દુખાઇ હોય તો તે માટે હું આ સ્થળે ક્ષમા માગી લઉં છું.

નેટીવોના રીતરિવાજો તેમજ આ ગ્રથનો ઐતિહાસિક વિભાગ તૈયાર કરવામાં વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા છૂટા છવાયા લેખો, કોન્ગ્રેસના રિપોર્ટો, મેમોરેન્ડમો, year Books, Red Books, અને શ્રીયુત ઉછરંગરાય ઓઝા કૃત The rift in the Empires lute ગ્રંથ ઇ. ઇ.નો આધાર લેવામાં આવ્યો છે. એ બદલ એ લેખકો તેમજ સર્વ ગ્રંથકર્તાઓનો આભાર માનું છું.

દક્ષિણ આફ્રિકામાં ને ઇસ્ટ આફ્રિકામાં જે જે શુભેચ્છકો, સ્નેહીઓએ મારા પ્રવાસમાં અનુકુળતા કરી આપી, મારા માટે પોતાના અણમોલ સમયનો ભોગ આપી, મારા ઉપર સ્નેહનાં ઝરણાં વહાવ્યાં છે તે સર્વ ભાઈ બ્હેનોનો આ સ્થળે આભાર માનું છુ.

હિન્દના આગેવાનોમાં આજે કોલોનીના હિન્દીઓનો પ્રશ્ન રસપૂર્વક ચર્ચાઈ રહ્યો છે. એવા સમયમાં આ ગ્રથ જો યત્કિંચિત્ અંશે પણ ભારતવર્ષનાં ભાઇબ્હેનોને ઉપયોગી થશે તો તેના પાછળ ઉઠાવેલી જહેમત, તેના અભ્યાસ અને મનનમાં સેવેલા અખંડ રાતોના ઉજાગરા ને એ સર્વને વ્યવસ્થિત રીતે આ ગ્રંથમાં ગોઠવવા કરેલી મહેનત સાર્થક થઈ સમજી, ફૂલ નહિ તો ફૂલની પાંખડી રૂપે પણ કોલોનીના હિન્દી ભાઈઓની સેવા કરવા ભાગ્યશાળી થવાનો હું સંતોષ લઈ શકીશ.

માનવકૃત કાર્યોમાં ઉણપો રહે છે, એવી ઉણપો માટે ક્ષમા યાચી વિરમતો.

અમદાવાદ: }
તા. ૨૭ . ૩ : ૨૫ }

હિન્દી પ્રજાનો સેવક :-
નારાયણજી ગોકળદાસ ડોસાણી
ગ્રંથકર્તા.

# અ નુ ક્ર મ ણિ કા:

## ઐતિહાસિક વિભાગ:

# આફ્રિકા ખંડના પ્રવાસનો ઉદ્દેશ

અમારી લોહાણા જાતિને લગતો એક ઐતિહાસિક ગ્રન્થ રચવાનું મહાકાર્ય કેટલોક સમય થયા મેં હાથ ધર્યું હતું તેને અંગે હિંદુસ્થાનના લગભગ ઘણાખરા ભાગોમાં મારે મુસાફરી કરવી પડી હતી અને હજુય કેટલાક પ્રદેશોમાં જવાનું રહ્યું છે. આ બૃહદ્‌ગ્રંથને અંગે મારા આફ્રિકાનિવાસી મિત્રો તરફથી મને એવી સુચનાઓ આવી હતી કે "આફ્રિકા ખંડના જુદા જુદા ભાગોમાં આપણી જાતિ કઇ વરસો થયા વસવાટ કરી રહી છે અને તેથી સદરહુ ઐતિહાસિક ગ્રંથને શક્ય તેટલો સંપૂર્ણતાએ પહોંચાડવા, તમારે આ પ્રદેશમાં વસતી આપણી જાતિને લગતી માહિતીઓ એકઠી કરવી જોઇએ તે માટે આ પ્રદેશમાં અવશ્ય જાતે આવી જવું જોઇએ."

આફ્રિકાનિવાસી મારા મિત્રોની આ સુચના વાસ્તવિક હતી

ત્યારપછી મારૂં પોરબંદર જવાનું થયું ત્યાં સાઉથ આફ્રિકા ડરબનનિવાસી શેઠ પુરૂષોત્તમ દેવશી ઠકરારની મુલાકાત થઇ તેમની પાસે મેં આફ્રિકા-પ્રવાસની ઈચ્છા વ્યક્ત કરી તેઓશ્રીએ પણ એ સુચનાને ટેકો આપ્યો અને મને સલાહ આપી કે 'તમારે સારાય આફ્રિકા ખંડમાં પર્યટન કરવું પ્રથમ સાઉથ આફ્રિકા જવું ક્ સાઉથ આફ્રિકામાં જવા માટે તમારે અહીંથી જ સાઉથ આફ્રિકાની યુનીયન ગવર્નમેન્ટ સાથે પત્રવ્યવહાર કરી 'ટેમ્પરરી પરમીટ' મેળવી લેવી એ વધુ અનુકુળતાભર્યું થશે.'

આ કિંમતી સલાહ ઉપરાંત તેઓશ્રીએ ડરબનમાં ઉતરતા ડીપોઝીટની જે રકમ મૂકવી પડે તે તથા ત્યાં મારા કાર્યમાં સર્વ પ્રકારની સગવડતા કરી આપવાનો ઉચિત પ્રબંધ કરી આપવાનું વચન આપી મને ચિંતામુક્ત કર્યો.

ત્યારપછી અમદાવાદ આવી સાઉથ આફ્રિકા યુનીયન ગવર્નમેન્ટના ઇમીગ્રેશન ખાતાના ઓફિસરને એક 'વીઝીટર' તરીકે 'ટેમ્પરરી પરમીટ' આપવા માટે મેં અહીંથી અરજી કરી આ પત્રવ્યવહારમાં લગભગ બીજા છ આઠ માસ ચાલ્યા ગયા. અંતે એક 'વીઝીટર' તરીકે સાઉથ આફ્રિકા-યુનીયનમાં જવાની મને ૬૦ દિવસ માટેની 'ટેમ્પરરી પરમીટ' મળી. તેમાં મારે ફક્ત ૨૫ પાઉન્ડ ડીપોઝીટ મૂકવાના હતા આ સર્વ હકીકત મેં પોરબંદર શ્રીમાન શેઠ પુરૂષોતમ દેવશી ઠકરારને લખી જણાવી અને તેઓશ્રી તરફથી પ્રત્યુત્તર મળ્યો કે તમો ખુશી સાથે સિધાવો. ડરબનને કિનારે ભાઇ શ્યામજીભાઇ દેવશી સર્વ પ્રકારે તમારા માટે પ્રબંધ કરી આપે તેવા પ્રકારની વ્યવસ્થા થઈ ગઇ છે

આ પ્રમાણે સાઉથ આફ્રિકા જવા માટે કિંમતી સલાહ આપી ડરબનને કિનારે ઉતરવા બાબત સર્વ પ્રકારનો ઉચિત પ્રબંધ કરી આપવા માટે શ્રીમાન શેઠ પુરૂષોત્તમ દેવશી ઠકરારનો હું આભાર માનું છું

લેખક

## અમદાવાદથી મુંબઈ

**તા.** ૩૦ મી ડીસેમ્બર ૧૯૩૧ના રોજ મુંબઈથી ડરબન જવા ઉપડતી સ્ટીમરમાં મારે રવાના થવું. એ ઈરાદે હું તા. ૯ મી ડીસેમ્બરે આફ્રિકા જવા માટે અમદાવાદથી રવાના થઈ મુંબઈ આવ્યો. મુંબઈમાં આવી કેટલીક અણધારેલી પ્રવૃત્તિમાં પડી જવાથી તા. ૩૦ મી ડીસેમ્બરે ઉપડતી સ્ટીમરમાં મારાથી રવાના થઈ શકાયું નહિ. એટલે મુંબઈને લગતું સર્વ કામ આટોપી તા. ૧૩ મી જાન્યુઆરી સન ૧૯૩૨ના રોજ બી. આઈ. કું. ની સ્ટીમર ' કારાગોલા 'મા આફ્રિકા ખંડના પ્રવાસે નીકળ્યો.

આફ્રિકાની જુદી જુદી કોલોનીઓમા વસેલા હિંદી જનોની સામાજિક, રાજકીય હાલતનો કરેલો અભ્યાસ તથા આ પ્રદેશોની મુસાફરીમાં મળેલા અનુભવો જનસમાજને કંઈ ને કંઈ ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ આલેખવા અહીં ઉચિત માનું છુ.

### • પાસપોર્ટ એજન્ટો

આફ્રિકા જતાં પ્રહેલાં પાસપોર્ટ મેળવવો પડે છે. પ્રવાસીને તે માટે સવડ કરી આપવા મુંબઈમાં ખાસ પાસપોર્ટ એજન્ટો હોય છે. જેઓની મોટી મોટી આકર્ષક જાહેર ખબરો પેપરોમાં આવે છે. અને

તેમાના એક જાણીતા પાસપોર્ટ એજન્ટને બે માસ પહેલા પાસપોર્ટ તૈયાર કરાવવા ઓર્ડર આપેલો હતો, અને તેનું જે કંઈ ખર્ચ આવે તેના પૈસા અમુક પેઢીપરથી પાસપોર્ટ આપીને લઈ લેવા એવું પણ કહેલું હતું અમારા કેટલાક જાણીતા ભાઈઓ તરફથી અમને એવું કહેવામાં આવ્યું હતું કે, પાસપોર્ટનું ખર્ચ વધુમાં વધુ આઠ દશ રૂપિયા સુધી આવશે પરંતુ મજકુર જાણીતા એજન્ટે આ દશ રૂપિયાને બદલે રૂા ૨૧) પેઢી ઉપરથી વસુલ કર્યાં કારણ કે તે પૈસા તેને મજકુર પેઢી પરથી લેવાના હતા અમે મુંબઈ આવ્યા ને તપાસ કરી તો રૂા ૨૧) એજન્ટે લીધાનું જાણ્યું અમે એજન્ટને આ સબંધે પૂછ્યું તો કહે 'આન્ડો આપેલ ૯ગો ને તે બરાબર છે કે પડે નહિ' એટલે એજન્ટ સાચો જ હોય, બીજા કદાચ ભૂલે પણ એજન્ટ ન ભૂલે એમ અમારે માનવું જ પડ્યું *

આ પાસપોર્ટ એજન્ટો આફ્રિકા જનારને મુંબઈ જેવા શહેરમાં બે ચાર દહાડા રહેવા કરવાની સગવડતા આપવાના બદલામાં બીજી દૃષ્ટિએ લા[illegible]મત લે છે, એમ કહેવું જોઈએ એક તો ટિકિટ તેની મારફત ખરીદવામાં સ્ટીમર કંપની તરફથી એમને પાંચ ટકા કમીશન મળે છે બીજું વીસીના પાસમાં રૂા ૧) કમીશન મળે છે તે ઉપરાંત સામાન સ્ટીમર પર મોકલવામાં મજુરી તેમજ બીજી રીતેય મુસાફરોના અજાણપણાનો [illegible] રીતે લાભ ઉઠાવાય છે

## મજુરીમાંય માર

મને તા ૧૭ મી જાન્યુઆરી ૧૯૩૨ના રાત્રે એવું કહેવામાં

* ત્યારપછીથી પાસપોર્ટ ઉપર સ્ટૅમ્પ ફી રકમ લેવાય છે અને પાસપોર્ટ વાળા ઈસમને જાતે કમીશનર ઓફિસમાં હાજર થવું પડે છે પછી જ પાસપોર્ટ મળે છે એવા પ્રકારના કેટલાક નવા નિયમો આફ્રિકા જનાર માટે મૂકવામાં આવ્યા છે શીતળા કઢાવવામાં પણ પ્રથમની માફક શીતળા કઢાવી ડૉકટર પંદર દિવસ અગાઉનું સર્ટીફીકેટ લખી આપતા હતા તેમ હવે બની શકતું નથી.

આવ્યું હતુ કે આવતી કાલે (તા. ૧૩-૧-૩૨) સવારના ૬ વાગતે મારા રહેઠાણની જગ્યાએથી એજન્ટનો મુકાદમ નારણ સામાનના દાગીના લઈ જશે. અને ૮ વાગતે મારે વાડીબદર પાસે બફારામાં હાજર થઈ જવું. અને આપેલા સમયે હું ૬ ને બદલે ૮ વાગ્યા સુધી એજન્ટના મુકાદમ નારણની સામાન લઈ જવા માટે રાહ જોઈ રહ્યો; છતાં કોઈ આવ્યું નહિ ને હું અકળાયો. છેવટે હું બફારામાં જવા નીકળ્યો કે ૮-૩૦ વાગતે સામાનથી ભરેલ ખટારા સાથે મુકાદમ નારણ મળ્યો. તેને ત્રણ દાગીનાં સામાનના સોંપ્યા કે રૂ. ૪-૮-૦ મારી પાસે મુકાદમ નારણે માંગ્યા. (રૂ. ૩) કસ્ટમ્સ ચાર્જના આપ્યા ને બાકી મજુરી ત્યાં આપીશ એમ કહ્યું ઘણી આનાકાની સાથે તેણે તે કબુલ કર્યું.

## વાડીબંદરના બફારામાં

હું ૮-૪૦ મિનિટે વાડીબદર પાસે આવેલા બફારામા પહોંચ્યો. દશ મિનિટ પછી ડેકનાં સર્વ પેસેન્જરોને એક છાપરામા એકઠાં કર્યાં. સ્ત્રીઓ માટે તે જ છાપરામાં જુદુ પાર્ટીશન હતુ. અહીં ત્રણ ચાર પોલિસ સારજન્ટો, બે ડાકટરો, એક લેડી ડાકટર તેમજ કેટલાક પીળી પાઘડીવાળા સિપાઈ દાદાઓ હતા. જેમ કર્મકાંડના આડંબરી બ્રાહ્મણ મહારાજો, 'આખે પાણી અડાડી હાથ જોડી પૂર્વ તરફ મોઢુ રાખો' એમ ઓર્ડર આપે છે તેમ આ છાપરામા પણ સિપાઇ દાદાઓઃ ' પાસપોર્ટ હાથમાં રાખો. ટોપી ઉતારી નાખો.' એમ ઓર્ડર પર ઓર્ડર છોડવા લાગ્યા. સૌ સાથે મે પણ ટોપી, કોટ, ને લાંબુ પહેરણ ઉતારી એક બાજુ રાખ્યુ, પરન્તુ આંતર વસ્ત્ર —ટૂંકુ પહેરણ પહેરી રાખ્યું, તે પણ ઉતારવાનો ઓર્ડર છૂટચો ને તેમ કર્યું લગભગ ૧૫૦ પેસેન્જરો હતા. આ સર્વને ઉઘાડે માથે ને ઉઘાડે શરીરે ઉભેલા જોતાં ખરેખર પરાધીન પ્રજાની હાલત કેવી હોય તે જણાયું. ૦ા થી ૦ાા કલાક આ પ્રમાણે જોવા જેવી હાલતમાં ઉભા રહ્યા પછી પ્રથમ હાથમાં રાખી મૂકેલા પાસપોર્ટ ને ટિકીટો તપાસાયા. તે વિધિ થાવ તે સાથે એક સિપાઈ દાદા

પાસપોર્ટના છેવટના પાને S જેવો સ્ટેમ્પ મારી ગયો પછી શીતળા કઢાવ્યાની પરિક્ષા થઇ પછી ડાક્ટર સાહેબ કે જે હિન્દુ હતા તેઓએ સર્વને હૃદય ઉપર ને પેટના બન્ને પાસામા હાથ નાખી ઝપાટાબધ તપાસી નાખ્યા વળી બીજા ડાક્ટર સાહેબે આખ તપાસનુ કામ હાથ ધર્યું પઝવાડેથી માથુ ટટાર કરી બન્ને આખની પાપણો નીચી કરી આખો જોવાય ત્યારે જેના જેવુ દશ્ય લાગતુ તેમા બિચારા ચાર પાચ ઇસમોને લાઇનમાથી જુદા તારવ્યા આ પ્રાથમિક વિધિઓ પત્યા પછી વળી તેની બાજુના છાપરામા બધાને લીધા ત્યા એક ગોરો ઓફિસર પાસપોર્ટ જોવા આવ્યો ને શા માટે જવુ ? જૂના કે નવા ? વગેરે પૂછપરછ કરી સતોષકારક ઉત્તર મેળવ્યા પછી અનુક્રમે રજા આપતો ગયો ને જેના પાસપોર્ટમા સરવીસ—નોકરી જેવુ લખેલુ તેને રજા આપી નહિ તે છેવટ સુધી ન જ આપી એમ બે ત્રણ જણને નાપાસ કર્યા તે બિચારા રહી ગયા લગભગ એક કલાક એટલે ૯ા વાગતે આ પ્રાથમિક સસ્કારો પૂરા થયા પછી સૌ છૂટયા પછી પાસપોર્ટ એજન્ટે કહ્યુ કે ૧૨ વાગ્યા પહેલા એને ઝાન્ડ્રા ડોક ન ૧૪ કે જ્યા સ્ટીમર કાગગોલા પડી છે ત્યા બધાએ હાજર થઈ જવુ

## એલેકઝાન્ડ્રા ડૅાક

ખરેખર આ આપેલો સમય ખોટા હતો કારણ કે પૅસેન્જરોને ૨ાા વાગતે સ્ટીમરમા દાખલ કરે છે હુ ૧૨ાા વાગતે ગાડી કરી ન ૧૪ એલેકઝાન્ડ્રા ડૅાકમા પહોચ્યો ને ૨ કલાક સૌની સાથે તે છાપરામા મારે ગોધાઇ રહેવુ પડયુ આમ ખોટા ટાઇમ આપી પૅસેન્જરોને તકલીફમા શા માટે મૂક્યા ? એમ મેં એજન્ટને પૂછ્યુ તો કહે એમ બાર વાગ્યાનુ કહીએ ત્યારે માડ આપણા ભાઈઓ બે વાગે આવે

મારા સામાનના દાગીના ૩ ત્યા આવી ગયા હતા તે મેં જોયા પણ મુકામ નાગ્ણ ન હતો સદરહુ સામાન સ્ટીમરપર ઝ્કોકનારાનો હતો પરતુ પેલો મજુર કહે રૂ. ૨–૮ લીધા પછી જ

સામાન સ્ટીમરમા મોકલાશે નારણે એમ કહ્યુ છે મે એજન્ટને પૂછયુ કે 'ભાઇ, તમે તો મજુરીના આઠ નવ આના કહેતા હતા ને આ તો રૂ ૧–૮–૦ માગો છે ?'

એજન્ટે કહ્યુ 'તમે સમજ્યા નહિ હો, દર દાગીને અરધો રૂપિયો લેવાનો ધારો છે '

મે કહ્યુ 'તે ધારો તમારો કે? બધો સામાન ખટારામા ભર્યો હતો તે બધા દાગીનાનુ ભાગ્ગેજ દોઢ રૂપિયો ખટારાવાળાને ભાડુ તમે આપ્યુ હશે, જ્યારે એ હિસાબે તમે પેસેન્જરો પાસેથી વીસગણુ વધુ વસુલ કરો છો તે ક્યાનો ન્યાય ?'

'એ તો બહુ મહેનત છે ' એજન્ટે કહ્યુ

પછી ત્યા દલીલને સ્થાન ન હોય રૂપિયો દોઢ આપ્યા પછી મારો સામાન સ્ટીમરમા મૂકવા સ્ટીમર કુ ના મજુરોને સોપ્યો બે કલાક છાપરામા ગોધાયા પછી ૨ાા વાગતે સ્ટીમર ઉપર ચડવાનો હુકમ થયો. પરાધીન હિન્દી પ્રજા કેટલી અજ્ઞાન ને સ્વાર્થી છે તે સ્ટીમર ઉપર જવા વખતે કરેલ ધક્કામુકીથી બગાવર અનુભવાયુ આમ કરવામા સારજન્ટોના ને પોલિસ દાદાઓના ધપાનો સ્વાદ ચાખવો એ તો એમને મન સામાન્ય વાત જણાઇ આ જોઇ મને બહુ ખેદ થયો આમા કેટલાક તદ્દન મેલા વસ્ત્ર પહેરેલા ને અતિ કગાળ જેવા, કઇ પણ 'એટિકેટ કે રીતભાત સમજતાજ ન હોય તેવા સ્ત્રી પુરૂષો પણ જોવામા આવ્યા સ્ટીમરપર ચડવા વખતે પણ પાસપોર્ટને છેલ્ને પાને S સ્ટેમ્પ દેખાય તેવી રીતે હાથમા પાસપોર્ટ ધરી રાખવો પડે છે

## સામાનની શોધમાં

હુ બરાબર ૨–૪૦ મિનિટે સ્ટીમરપર ચડયો, અને તે સમયે સૌ પોત પોતાના સામાનના દાગીના ગોતવા માટે ધમાલ કરતા હતા તે જોઇને ખરેખર, કોઇ પણ માણસ અકળાઇ જાય. પોતાનો દાગીનો નીચે પડેલો જુએ તો તેના ઉપર પડેલા બીજાના

દાગીનાઓને ફાવે તેમ ફેંકતાં-પછાડતાં તેમને એ નહોતું સમજાતું કે આ દાગીનાઓ પણ મારા ભાઈઓના છે અને તે ફાવે તેમ પછાડવાથી તેમાં કંઇ ભાંગી પડશે કે નુકશાન થશે. એવો વિચાર આ આફ્રિકા જનારાઓને થતો નહોતો. સ્ટીમર કું. ના મજુરો નં. ૧૪ ના શેડમાંથી સામાનના દાગીનાની પેટીઓ ને બિછાનાંઃ એમ ૨ વર્ગ પાડી ઉપરા ઉપરી એક સ્થળે ગંજ કરી દે છે; જ્યારે ખરી રીતે વિશાળ જગ્યામાં જેમ જેમ ત્યાંથી લઇ આવે તેમ છૂટા મૂકવા જોઇએ. તે પ્રમાણે તેઓ કરતા નથી. એટલે સામાન શોધનાં એટલી મુશ્કેલી અનુભવાય છે કે ન પૂછો વાત. હું તો આ બધી ધમાલ જોતો કેટલીવાર સુધી બેસી રહ્યો. પછી પહેલાં ફાલકા નં. ૨ માંથી મહા મહેનતે બિછાનું શોધ્યું. ત્યાર પછી બીજા ૨ દાગીના ઉપરના ભાગમાંથી મળ્યા, તે લઇને નં. ૨ માં જગ્યા મેળવી. આ બધું વ્યવસ્થિત કરવામાં કલાક એક ચાલ્યો ગયો.

બરાબર ૪ વાગતે સ્ટીમર 'કારાગોલા' મુંબઇના બારામાંથી ઉપડી. ૧૫-૨૦ મિનિટ ગોદીમાંથી બહાર નીકળતાં લાગી. મુંબઇનો કિનારો છોડતા માતૃભૂમિને તેમજ વરૂણ દેવને નમન કરી હું મારા સ્થાને જઈ સ્વસ્થ થયો, ને બાકી લખવાનું અધુરૂં રહેલું કામ હાથ ધર્યું.

## પોરબંદર મુકામે

તા. ૧૪ મી જાન્યુઆરી (૧૯૩૨)ના સવારે ૧૧ વાગતે એટલે બીજે દહાડે અમારી સ્ટીમર પોરબંદર પહોંચી. મેં પણ બે ત્રણ પત્રો તેમજ એકાદ બુકપોસ્ટનું મેઇલ કરી પોરબંદરથી અમદાવાદ ઓફિસે પોસ્ટ કરાવી દેવા માટે તૈયાર રાખ્યા.

અહીંથી ભાઇ પોપટભાઈ કાલીદાસ કમ્પાલા જવા આ સ્ટીમરમાં ચડ્યા. આર્ય સમાજના સેક્રેટરી શ્રી. મોહનલાલ તથા ભાઈ નાથાલાલ વગેરે બે ત્રણ ભાઇઓ શ્રી. પોપટલાલભાઇને મૂકવા સ્ટીમરપર આવ્યા હતા. તેને મારી બધી ટપાલ સોંપી અને સ્ટીમરપરથી કિનારે પહોંચતાં પ્રથમ જ આ પત્રો પોસ્ટ કરવાની ખાસ ભલામણ કરી.

પોરબંદરથી આશરે ૧૨૫ પેસેન્જરો આ સ્ટીમરમાં ચડયાં, તેમાં ૨-૩ મેર જ્ઞાતિના જણ તથા ૩૦-૪૦ લોહાણા ભાઇઓ હતા. ત્યાંથી લગભગ ૪ વાગતે સ્ટીમર ઉપડી.

## મધ્ય દરિયે

પોરબંદરથી સ્ટીમર ઉપડયા પછી, ખાસ જરૂરની પોસ્ટ મોકલવાનો બંદોબસ્ત થઈ ગયો હોવાથી માથેથી જાણે બોજો ઉતરી ગયો તેમ જરા શાંતિ થઈ ને સાંજના સ્ટીમરના આગલા ભાગમાં ઉપર જઈ બેઠો. સમુદ્ર શાંત, સૂર્યાસ્તના દશ્યે સૃષ્ટિના સાચા સૌન્દર્યની ઝાંખી થઈ. સાગરના ઉછળતા મોજાઓમાં સ્ટીમર માર્ગ કાપે. ઉપર આકાશ, નીચે સમુદ્ર, ને વચમા સ્ટીમર ચાલી જાય એ નિહાળતાં માનવ પ્રાણી કુદરતની દૃષ્ટિએ કેટલુ તુચ્છ છે, તેનાં અભિમાન કેટલાં નિરર્થક છે? એ વિચાર થયો. હવે કઈ આઠ નવ દહાડા સુધી કિનારો દેખાવાનો નહોતો. સ્ટીમરના કેપ્ટન તેમજ ઓફિસરો પોત પોતાની ફરજો બજાવવામા કેટલા સાવચેત ને તૈયાર રહે છે તે જોતાં આ સંસાર સાગરમાં જીવન નૌકાના સુકાની માનવ પ્રાણીએ પણ ડગલેને પગલે કેટલી સાવચેતી રાખવી જોઇએ તેના ઉપર પણ કેટલીકવાર સુધી વિચારો આવ્યા. ત્યાં વીસીવાળા મહારાજ તરફથી 'હિંદુ વીસીનાં પેસેન્જર જમવા ચાલો' ની બૂમ સંભળાઈ. આ સ્ટીમરમા હિંદુ વીસીના મેનેજર એક સજ્જન બ્રાહ્મણ હતા. તાબાનાં માણસો પણ તેટલાંજ વિવેકી અને માયાળુ જણાયાં. જમવાનું સવારના ચ્હા, પૂરી બપોરના રોટલી, દાળભાત, શાક, અથાણું. ફરી ૨-૩ વાગ્યે ચાહ. સાંજના ૬ વાગતે પૂરી, શાક, ખીચડી, કઢી. ફરી રાતના ૮ વાગતે ચાહ, કોફી આ પ્રમાણે અપાય છે. સમુદ્ર શાન્ત, જમવાનું ગરમાગરમ, એથી દરિયાની મુસાફરી ઘણી આલ્હાદજનક અનુભવાય છે.

## મોચીની પુત્રવધુ

જે કાલકા નં. ૨ મા મેં જગ્યા લીધી હતી તેજ કાલકામાં

પોરબંદરથી ચડેલ સોઢાણુનો મેર દુદો તથા વજશી, બન્ને મોમ્બાસા જવાના હતા તે તથા પોરબંદરના એક વૃદ્ધ મોચી તથા એમની પુત્રવધુ વગેરે પણ મારી જગ્યાની નજદીકમાં જ હતાં. થોડે છેટે કેનીઆ-યુગાન્ડા રેલ્વેમાં સરવીસ કરનાર ગુજરાતના પટેલ ભાઈઓ, તેમજ થોડી સ્ત્રીઓ પણ એમની સાથે હતી. ગુજરાતમાં લાજ ઘુંઘટાનો રિવાજ ન હોવાથી પટેલ બેંગઓ આનંદથી વાતો કરતાં, ખેલતાં, હસતા; પરંતુ બિચારી કાઠિયાવાડી મોચી યુવતીને સસરાજી સાથે હોવાથી ઘુંઘટો તાણી રાખવો પડતો ને તેમાં બાપડી પરસેવાથી રેબઝેબ થઇ જતી ને મુઝાઇ મરતી. ગતને વખતે પણ ગોદડાંમાંથી જરાય મ્હો બહાર ન કાઢવાનો તેના સસરાજીનો ઓરડીનાન્સ છૂટયો હતો. એમનો પતિ જંગબાર હતો ને સસરો પોતાના દીકરાની વહુને લઇને એની પાસે મૂકવા જતો હતો. એમનાં ઘરનાં ઘર પોરબંદરમાં હોવા છતા તોમીવાળો મહારાજ એની પાસેથી એક પૈસો પણ ન પામે તેવી કાળજી રાખી હતી! ભાતુ સાથે લીધેલુ તે સસરો ને વહુ ઝુડના આવતાં! પેલા બન્ને મેર ભાઇઓ પણ એમના જેવા જ હતા.

આ પ્રમાણે સ્ટીમરમા એક કુટુમ્બ હોય એવુ વાતાવરણ જામી રહ્યુ હતું અને એમ ત્રણ ચાર દહાડા સુખરૂપ વ્યતિત થઈ ગયા.

## વૃદ્ધ માતાની જળસમાધી!

તા. ૧૮ મી જાન્યુઆરીએ એક દુખદ ઘટના ઘટી ગઇ તે આ પ્રમાણે.—

ભાઈ મોહનલાલ જીવન જોબનપુત્રા નામે એક ભાઈ પોતાની વૃદ્ધ માતા મોતીબાઈ, પત્ની તથા બાળકોને સાથે લઈ નઇરોબી જતા હતા. એમની માતા મોતીબાઇની ઉમર ૭૦ વરસની હતી. તા. ૧૮ મીને સોમવારના સવારના સ્નાન કર્યા પછી કંઈક એમને શરદી જણાઇ અને છાતીમા દુખે છે એવી કંઈક ફરિયાદ કરી. ભાઈ મોહનલાલે દવા લીધી સાંજના ૪ વાગે દવાનો બીજો ભાગ આપ્યો. ડોશીમા હરતાં ફરતાં જણાતાં હતાં. ભાઇ મોહનલાલ ડોશીમાની

રજા લઈ કેબીનમાંથી બહારના ભાગમાં ફરવા નીકળ્યા ને પાછળથી માતુશ્રીનું હૃદય અચાનક બંધ પડી ગયું. સાંજના ૫-૨૫ મિનિટે ભાઇ મોહનલાલને બોલાવવા માણસ ગયો. ભાઇ મોહનલાલ કેબીનમાં આવે ત્યાં તો માતુશ્રીનો આત્મા દેહ પિંજર છોડી ગયો હતો. આ દુઃખદ ખબર સ્ટીમરમાંના હિંદુ ભાઇઓને પડતાં બહુ દિલગીરી છવાઈ. મોમ્બાસા બંદર પહોંચવાને હજી ત્રણ ચાર દિવસનો રસ્તો બાકી હતો. ડૉકટરો તથા સ્ટીમરના ઑફિસરો આવ્યા. રાતના ૧૦ાા નો સમય જળસમાધી આપવાનો નક્કી થયો. ૧૦ વાગે બધું તૈયાર રાખવાનું જણાવ્યું. આ મધ્ય દરિયે યથાશકય જે પ્રાપ્ત થઈ શકે તે મેળવી માતાની અંતિમ વિધિ કરી, રાતના ૧૦ાા વાગ્યે માતાના દેહને એમ્બ્યુલન્સમાં નાંખી સ્ટીમરના પાછળના ભાગમાં ઉપર લઇ ગયા. ત્યાં સ્ટીમરના ત્રણ ચાર ખલાસીઓએ ઑફિસરના હુકમ અનુસાર તાલપત્રીમાં લગભગ ૨-૨ાા મણ વજનના લોખંડના ચાર ફૂટની લંબાઈના જાડા બાર સાથે શબને બરાબર વીંટાળીને મજબુત રીતે બંધ લીધા. આપેલા સમયે ઘણા હિંદુ ભાઇઓ એકઠા થયા. બરાબર ૧૦ાા વાગતે સ્ટીમરની ગતિ બીલકુલ ધીમી પાડીને શબને આસ્તે આસ્તે નીચે ઉતારી પાણીની સપાટીથી ૨ ફૂટને આશરેની ઉંચાઇએથી સમુદ્રમાં પધરાવ્યું. એના માનમાં સ્ટીમર એક મિનિટ ઉભી રાખી. શાંતિપાઠ પછી એ વૃદ્ધ માતાના આત્માને શાંતિ સમર્પવા સૌએ ઇશ્વર પ્રાર્થનામાં ભાગ લીધો. વાતાવરણ શોકમય બન્યું. આ રીતે વૃદ્ધ માતાનો દેહ સમુદ્રમાં સમાધીસ્થ થયો. પ્રભુની ગતિને કોણ કળી શકે?

## મોમ્બાસા-કિલીન્ડીનીના બારામાં

તા. ૨૨ મી જાન્યુઆરીના સવારના ૮ વાગતે એટલે કે મુંબઈથી નીકળ્યા પછીથી નવમે દહાડે અમારી સ્ટીમર મોમ્બાસાના કિલીન્ડીની બંદરે પહોંચી. મોમ્બાસામાં ઉતરવા વખતે હિન્દીઓને વેઠવી પડતી હાડમારી જોઇને માથું ભમી ગયું. એ વિગતો કાગળ ઉપર

ઉતારવા લેખિની અસમર્થ છે. જગતમાં ઇન્ડિયન પ્રજા જેવી કોઈપણ ગરીબ ને અણમાનીતી પ્રજા હશે કે નહિ તે કહી શકાતું નથી.

મોમ્બાસા શહેરથી લગભગ ૨ માઇલ દૂર ગોદી, ગોડાઉનો, વગેરે બાંધી કિલીન્ડીનીનું સુંદર બંદર બનાવવામાં આવ્યું છે. સ્ટીમરો હવે જૂના બારામાં નહિ પણ બધી નાની મોટી સ્ટીમરો કિલીન્ડીની બંદરે જ આવે છે. ત્યાંથી ઉતર્યા પછી ગામમાં–મોમ્બાસામાં જવા આવવા માટે જોઇએ એવાં મોટરનાં સાધનો છે. તેનું ચાર્જ એક એક શિલિંગ છે. ડ્રાઈવર વધતે ઓછે પણ લઇ જાય છે.

અમારી સ્ટીમર 'કારાગોલા' કિલીન્ડીની બંદરે ધક્કે લાગ્યા પછી થોડીવારે ડૉક્ટર, તેમજ ઇમીગ્રેશન ઑફિસર તથા કલાર્ક વગેરે આવ્યા. પછી સ્ટીમરના કલાર્કે મોમ્બાસા ઉતરનારાંઓને સેકન્ડ કલાસના હોલમાં બોલાવ્યાં. મુંબઇથી સ્ટીમર ઉપડયા પછી ત્રણ ચાર દિવસે વાયરલેસદ્વારા પેસેન્જરોનું નામવાર લીસ્ટ સ્ટીમર કું. ના એજન્ટને તેમજ ઇમીગ્રેશન ઓફીસરને મળી જાય છે. તે પ્રમાણે ટાઇપ કરેલું લીસ્ટ તેમની પાસે સાથે હોય છે. પછી પ્રથમ સ્ત્રીઓના પાસપોર્ટ વગેરે જોવાય છે. ઇમીગ્રેશન ફોર્મ દરેક કેનીઆ યુગાન્ડામાં જનારને ભરવું પડે છે. તેમાં કારણ, ધંધો વગેરે બધી હકીકતો લખવી પડે છે. નવા આવનારા હિંદીઓ પાસેથી ૨૦૦ શિલિંગ રોકડી ડીપોઝીટ લીધા પછી જ ઉતરવા દે છે.

અમારી સ્ટીમરમાં ૧૮૧ સ્ત્રી પુરુષો કેનીઆ તેમજ યુગાન્ડામાં જનારે હતાં. યુગાન્ડામાં જનાર પાસે ત્યાંનો વસવાટનાં D ફોર્મની સર્ટિફીકેટ હોય તો તેને વગર ડીપોઝીટે ઉતરવાની રજા મળે છે. આ પ્રમાણે અહીં બહુ સખ્તાઇથી તપાસ થાય છે. નવા આવનાર માણસે ૨૦૦ શિલિંગ એટલે લગભગ રૂ. ૧૩૫) ડીપોઝીટ મૂકવા માટે સાથે જ રાખવા જોઇએ. તે વગર આ તરફ નીકળવું તે તકલીફમાં મૂકાવા જેવું છે. આ સ્ટીમરમાં એવા ૪ જણા (૨ મેર, ૧ પંજાબી, ૧ શીખ) ડીપોઝીટના અભાવે મોમ્બાસા ઉતરી શકયા નહિ. પેલા મેર જાતિના

ભાઈઓનો મગો ભાઈ મોમ્બાસામાં હોવા છતાં તે ૪૦૦ શિલિંગની જોગવાઈ કરી શક્યો નહિ.

અહીં સ્ટીમર બે દહાડા રોકાય છે.

## મોમ્બાસા શહેરમાં

બપોરના ૧ વાગતા સુધી તો ઇમીગ્રેશન ખાતા તરફથી માંડમાંડ ત્યાંનાં પેસેન્જરોને ઉતરવાની ચોખવટ થઈ ત્યારપછી Landing pass–કિનારે ઉતરવાનો પાસ લઇને, હુ મોમ્બાસામાં ફરવા ઉતર્યો. પ્રથમ ભાઇ રામજીભાઇ વીરજીની દુકાને ગયો. મળ્યા બેઠ્યા, ત્યાં ભાઇ ધારશી અંબાભાઇ, ડાયાલાલ ચકુભાઇ, વગેરે ભાઇઓની મુલાકાત થઇ ભાઇ બુદ્ધદેવ હજી દેશથી આવ્યા નહોતા. થોડીવાર શહેરમા લટાર મારી સાંજના ભાઇ કેશવજી તથા યુગાન્ડા જનાર બીજા એક બે મ્હેમાનો સાથે અમે નાતના શામ્બા તરફ ફરવા ગયા ત્યાં ભાઇ સેજપાલ તેમજ અન્ય ભાઇઓની પણ મુલાકાત થઈ.

## મહાજનવાડી–શામ્બો

ગામથી લગભગ માઇલ સવા માઇલ દૂર એક વિશાળ ૨ એકર જેટલી જગ્યામાં આ શામ્બો છે. તેમા પ્રવેશના જ સિંહદ્વારપર લોહાણા મહાજન સેનિટોરિયમનું બોર્ડ લાગેલુ જોવાય છે. લગભગ ૧૫ ઓરડીઓ છે તે ભાડે અપાય છે. લોહાણા ભાઈને પ્રથમ પસંદગી અપાય છે. એક રીતે તે સસ્તા ભાડાની ચાલી પણ કહી શકાય. જ્ઞાતિભાઇઓનું સાજના વખતે હવા ખાવાનુ તે સ્થળ છે. વચમાં ભાઇ વલ્લભદાસ જીવરાજે પોતાના સ્વર્ગસ્થ બધુ વિષ્ણુદાસના સ્મરણાર્થે રૂપીઆ ૧૫ થી ૨૦ હજારને ખરચે મોટો હોલ બધાવી આપ્યો છે, જેની અંદર ઘણી સારી ગોઠવણ છે. આ ઉપરાંત બાકીની જગ્યા ખેતીવાડીના ઉપયોગમાં લેવાય છે તેની વ્યવસ્થા કરનાર તરીકે જુદી કમિટિ છે.

## ધર્મશાળા

ગામની મધ્યમાં લોહાણા જ્ઞાતિ મહાજનની એક ધર્મશાળા છે આ ધર્મશાળાની વ્યવસ્થા પણ એક પેટા કમિટિથી થાય છે. ધર્મશાળાનો

પ્રાલ આપણા બધુઓ ઠીક રીતે લઇ રહ્યા છે. સ્ટીમરપરથી ઉતરતાં કેનીઆ તેમજ યુગાન્ડા તરફ જનારા ભાઇબ્હેનો તેનો લાભ લે છે. ધર્મશાળામાં એક માણસ નોકર રહે છે. બિછાનાં વાસણ વગેરે કોઇને જોઇએ તો પણ ઉપયોગ માટે અપાય છે. ચાર કુટુંબો, સ્ત્રી પુરૂષ વાળાં રહી શકે તેટલા રૂમોની સગવડ છે. એક મોટો હોલ છે. આ રીતે આ ધર્મશાળા લોહાણાબધુઓ માટે ઘણી ઉપયોગી થઇ પડે છે.

## ઇસ્ટ આફ્રિકા લોહાણા યુવક સંઘ

અહીંના સ્વયસેવક મડળને બે માસ થયા, 'ઇસ્ટ આફ્રિકા લોહાણા યુવક સંઘ' નામ અપાયું છે. આ સંઘના સભ્યોમાથી કેટલાક સભ્યો બદરપર ઇન્ડિયાથી સ્ટીમર આવ્યા પછી ત્યાંના નેટીવ— મજુરો અજાણ્યાને છેતરી ન જાય તે માટે કિલીન્ડીની આવી પ્રવાસીબધુઓને માર્ગદર્શક થાય છે, અને એમને ધર્મશાળામાં રહેવાનું હોય તો તે મુકી જાય છે આ દષ્ટિએ સ્ટીમર તેમજ રેલ્વેમાં પણ એ સંઘના સભ્યો એ અરસામા સેવાભાવી કાર્ય કરતા હતા.

## યુવકોનો પરિચય ને પ્રેમભાવ

તેજ રાતના ૮ વાગતે શ્રી. રામજીભાઇની દુકાને ભાઇ સેજપાલ આવ્યા. હું જમીને એ ભાઇની સાથે નીકળ્યો તે પહેલાં મારા આવાગમનની ખબર યુવાન બધુઓને મળી ગઈ હતી રાતના નવ વાગે ડૉ. શેઠને મળ્યા. ડૉ શેઠ અહીંની ઇન્ડિયન એસોસીએશનના પ્રેસિડન્ટ છે તેમની મુલાકાત લીધા પછી પુન ગામમા આવતાં ભાઈ ગોરધનદાસ, ભાઈ કટારીઆ, હીરાચદ પોપટભાઈ વગેરે રસ્તા ઉપરજ અમારી રાહ જોતા ઉભા હતા ધર્મશાળાની મુલાકાત લીધી. રાતના ૧૧ વાગતે ભાઇ કટારિયાના સ્નેહને વશ થઇ તેમને ત્યાં ચાહ પાણીને ઇન્સાફ આપ્યો. રાતના ૧૨ વાગતે ભાઇ સેજપાલના ક્વાર્ટરે જઇ સુતો; કારણ કે સ્ટીમર 'કારાગોલા' આવતી કાલે સાંજે ૫ વાગે ઉપડવાની ટકોરા લાગી હતી.

સવારના ૮-વાગતે (તા. ૨૩-૧-૩૨) ઘેરથી નીકળી હું ભાઇ સેજપાલ સાથે કસ્ટમ્સ ઓફિસમાં આવ્યો. ત્યાં એકાઉન્ટીંગ મશીન જોયું. ત્યાંથી ભાઈ હીરાચંદને ત્યાં ગયો. અત્યારે તે ભાઇને ત્યાં જમવાનું હતું. કેટલાંક જોવા જેવાં સ્થળ તે ભાઇએ મારી સાથે ચાલી બતાવ્યાં. બપોરના ૧૨ા વાગતે જમ્યા. પછી ભાઇ રામજીભાઇને મળી ભાઈ હીરાચંદ તથા ગોરધનદાસ સાથે ૨ા વાગતે હું સ્ટીમર ઉપર આવવા નીકળ્યો. સ્ટીમર આજે પાંચ વાગે ઉપડવાની હતી. રસ્તામાં ભાઈ સેજપાલને પણ મળતા ગયા, ભાઈ સેજપાલ સ્ટીમરપર આવ્યા. આ પ્રમાણે મોમ્બાસાના યુવાન મિત્રોના સ્નેહની મીઠી હૂંફ લઈ હું સ્ટીમર ઉપર આવ્યો. સાંજના ૫ વાગે અમારી સ્ટીમર જંગબાર જવા માટે ઉપડી.

## જંગબારમાં આગમન

મોમ્બાસાથી ૧૨ કલાકે સ્ટીમર જંગબાર પહોંચે છે. સવારના (તા. ૨૪-૧-૩૨ રવિવાર) ૭ા વાગતે અમારી સ્ટીમર જંગબાર બંદરે પહોંચી. મારા જૂના રહેઠાણવાળુ શહેર દષ્ટિ સમીપ થતાં માનસિક આનંદ થયો. પેલા ૨, મેર ભાઇઓ જે ડીપોઝીટના અભાવે મોમ્બાસા ઉતરી નહોતા શક્યા તેઓ પણ સાથે હતા.

સ્ટીમરે લંગર કર્યું કે ડૉકટર તેમજ ઇમીગ્રેશન ઓફિસર આવ્યા પછી તુરતજ ભાઈ લક્ષ્મીદાસ ખીમજી નથુઆણી મને લેવાને સ્ટીમરપર આવ્યા. હું એમની સાથે જંગબાર શહેરમાં ઉતર્યો કે-કસ્ટમ્સ ઉપર મારી રાહ જોતા ખીમજીભાઇ પણ ઉભા હતા. ખીમજીભાઇની સાથે ગામમાં ફરવા નીકળ્યો જૂના મિત્રો ભાઈ પુરૂષોત્તમ સોમચંદ, ભીસનજી હંસરાજ, ભાઈ ઠકરાર, ચતવાણી, ભાઈ અનંતાણી, હીરજીભાઈ કારા વગેરે સર્વે મળ્યા. શેઠ મુળજીભાઈ વાલજી ધારસલામ ગયા હતા તે સ્ટીમર કુમરામાં સાંજે ૫ વાગ્યે આવ્યા. રાતના મહાજનની-સભા ગોઠવાઇ પેલા મેર ભાઇઓને અત્રે ઉતારવાનો પ્રબંધ કરવા માટે તેના ભાઈએ અને શેઠ રતનશીભાઈ જોઠાને તાર કરેલ પણ રતનશીભાઈ ટેન્ગાનીકામાં ગયેલા હોવાથી તેના મેનેજર કાળીદાસભાઈને મેં ભલામણ કરી. આખરે બીજે દિવસ પ્રયાસ મુજબ

ન થવાથી તે દહાડે રાતના બાર વાગતે રૂ. ૨૦૦) તે ભાઇઓ માટે ડીપોઝીટ રાખી તેઓને ઉતારવાની ગોઠવણ થઈ. અહીં પણ હવે નવા આવનાર હિંદી પાસેથી રૂ. ૧૦૦) ડીપાઝીટના લેવાય છે.

જંગબારના રસ્તાઓ પથ્થરના બનાવ્યા છે. કેટલાક નવા રસ્તા સુંદર બન્યા છે, કસ્ટમ્સ જૂનું હતું તે મિઝીનગાનીપર લઈ જવામાં આવ્યું છે. ત્યાં નાની સ્ટીમરો ધક્કે આવે તેવી વ્યવસ્થા થઈ છે.

રાતના લો. મહાજનથીની સભામાં ભાગ લઈ ૧૧ાા વાગતે સ્નેહીજનોના સાથમાં હું પાછો સ્ટીમરપર આવવા નીકળ્યો. સ્ટીમર રાતના ૨ વાગતે ધારેસલામ જવા ઉપડી. અહીંથી ધારેસલામનો ૪ કલાકનો સ્ટીમરનો રસ્તો છે.

## ધારેસલામ

સવારે ૮ વાગતે અમે ધારેસલામ પહોંચ્યા. સ્ટીમર માત્ર અહીં ૪ કલાકજ રોકાવાની હોવાથી હુ ધારેસલામમાં ઉતર્યો નહિ પણ એક યોગ્ય ગૃહસ્થ સાથે પોસ્ટ તૈયાર કરેલી તે મોકલી દીધી.

ધારેસલામથી તા. ૨૫-૧-૩૨ બપોરના ૧૨ વાગતે સ્ટીમર ઉપડી. શાંત સમુદ્રમાં જહાજ માર્ગ કાપતુ જાય. ચંદ્રના રૂપેરી કિરણો પાણીપર પડતા મનહર દૃશ્ય જોતા તૃપ્તિજ ન થાય !

## મોઝામ્બીક

ધારેસલામથી રવાના થયા પછી ૩૮ કલાકે તા. ૨૭ મી જાન્યુઆરીના સવારના અમે મોઝામ્બીક પહોંચ્યા. આ મોઝામ્બીક બંદર પોર્ટુગીઝ સરકારની સત્તા તળે છે. ટાપુ છે મુખ્ય પેદાશ કાજુ, જુવાર ને સકાઇની છે. સ્ટીમર માત્ર અહીં ૪ કલાક રોકાવાની હોવાથી કિનારે ઉતર્યો નહિ. હિંદમા અસહકારની લડતના કારણે આ સ્ટીમરમા કંઈ પણ માલ મુંબઇથી ચડેલ નહોતો.

## બેરા બંદર

તા. ૨૭ મીના સવારના અમારી સ્ટીમર બેરા બંદર પહોંચી. આ બંદર મોટું છે. સાઉથથી મુંબઇ જનારી સ્ટીમર કનીઆ પણ અહીંના બાગમાં પડેલી હતી. અહીં કિનારે જવા આવવાનું બોટ ભાડું ત્રણ શિલિંગ લે છે. કસ્ટમ્સથી ગામ એક દોઢ માઇલ દૂર છે.

રહોડેસીઆમાં તેમજ ન્યાંસા લેન્ડ જનારાઓ અહીં ઉતરે છે ને અહીંથી રેલ્વેમાં બેસી રહોડેસીઆ તેમજ ન્યાંસા લેન્ડમાં જવાય છે. અહીં હિંદુભાઇઓની ૪–૫ દુકાનો છેઃ બાકી ખોજા ભાઇઓની દુકાનો સારી સંખ્યામાં છે.

અહીં ઉતરનાર પેસેન્જર પાસેથી કિનારે ઉતરવાનું બોટ ભાડું શિલિંગ ૧૨ા લેવાય છે. તે એક પોર્ટુગીઝનો કોન્ટ્રાક્ટ છે. આ ૧૨ા શિલિંગ માત્ર ઇન્ડિયનો પાસેથી જ લેવાય છે. યુરોપિયન પાસેથી ૫ શિલિંગ લે છે. આ રીતે ઇન્ડિયનોની દશા છે.

અહીંથી સાંજના ૫ વાગતે અમારી સ્ટીમર ડેલાગોઆબે જવા ઉપડી. દરિયો આજે જરા તેજ દેખાતો હતો.

## લૉરેન્ઝો માર્કવીઝમાં

તા. ૩૧ જાન્યુઆરી ૧૯૩૨ ના સવારમાં ૯ વાગતે પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકાના મુખ્ય શહેર ડેલાગોઆબે બંદરે અમે પહોંચ્યા. આ ડેલાગોઆબે શહેરને પોર્ટુગીઝ લોકોએ 'લૉરેન્ઝો માર્કવીઝ' નામ આપ્યું છે. અહીં ગોદી બાંધેલી હોવાથી સ્ટીમર ધક્કે લાગે છે. અહીંનું બારૂ એવું છે કે સ્ટીમરને લગભગ ૧૦ માઇલ દૂરથી પાયલેટ લેવો પડે છે. અહીં નવા આવનાર શખ્સને પાઉંડ ૩૦) ડીપોઝીટ મૂકવા પડે છે.×

ઇમીગ્રેશન ખાતું ઇન્ડિયન સાથે ઘણી સખ્ત રીતે કામ લે છે. ડૉકટરને દશ શિલિંગ અહીં ઉતારનાર દરેક ઇન્ડિયનને આપવી પડે છે. અમારી સ્ટીમરમાં લગભગ ૨૦ પેસેન્જર ડેલાગોઆબેનાં તેમજ ૪૦ જેટલા પેસેન્જર ટ્રાન્સવાલ જનાર હતાં. ટ્રાન્સવાલમાં જનારાઓને અહીં ઉતરીને રેલ્વેમાં જવામાં સગવડ પડે છે ને ખરચમાં તેમજ સમયમાં પણ ઘણો બચાવ થાય છે. દર અઠવાડિયે બે ત્રણ ટ્રેન અહીંથી ટ્રાન્સવાલ તરફ જવા માટે ઉપડે છે.

× ત્યારપછી આ ડીપોઝીટની રકમ વધારી ૪૫૦) પાઉન્ડની કરવામાં આવી છે. અને તેમાં પણ અનેક બીજા અંકુશો મૂકયા છે. એટલે હવે ભાગ્યેજ કોઈ નવો હિન્દી આ પ્રદેશમાં નોકરી ધંધા અર્થે પ્રવેશ કરી શકે છે.

અહીં જે હિંદુસ્થાનથી આવે તેને આઠ દહાડા સુધી હોસ્પીટાલમાં પોતાની શારીરિક સ્થિતિ તપાસવા દેવા માટે હાજરી આપવી પડે છે. આ શહેરનો બહારથી દેખાવ ઘણો રળીઆમણો લાગે છે શહેરમાં પણ રસ્તા ઘણા જ પહોળા ને સુન્દર બનાવવામાં આવ્યા છે. ડરબન જનારા પેસેન્જરને પણ અહીં દક્ષિણા લીધા વગર શહેરમાં ફરવા માટે ભાગ્યેજ ઉતરવા દે છે. લાગવગ લગાડીને જ અહીં ઉતરાય છે. અહીં સ્ટીમર બનતાં સુધી બે દહાડા રોકાય છે શુંદાવાળા ભાઈ મોરારજી પુરૂષોત્તમ, જે અહીંની ધર્મોત્તેજક સભાના પ્રેસિડન્ટ છે, તેમને મેં મારા આગમનની ખબર એક ચિઠ્ઠી લખી આપી દીધી હતી તેમજ સ્ટીમર ઉપર શ્રીયુત મણિશંકર જે. ભટના નાનાભાઇ ત્રંબકલાલભાઈ તથા રાણાવાવવાળા ભાઇ મણીલાલ દયારામ પણ આવ્યા હતા. તેના આગ્રહથી મારા માટે શહેરમાં ઉતરવાનો 'લેન્ડીંગ પાસ' મેળવવા પ્રયાસ થયો હતો. તે દિવસે રવિવારે સાંજના ૪॥ વાગતે હું શહેરમાં ફરવા ઉતરી શક્યો. ભાઇ ત્રંબકલાલ અને શ્રી. મોરારજીભાઈને ત્યાં મળી ગયા તે દરમ્યાન મોરારજીભાઇ સ્ટીમરપર મારા માટે જઈ આવ્યા. અહીંના ઘણા ખરા મુખ્ય આગેવાન ભાઇઓની મુલાકાત થઇ.

અહીં લોહાણા, વાણિયા તેમજ મેમણ ભાઇઓની વસ્તી સારા પ્રમાણમાં છે તેમા ૬–૭ મોટી ફર્મો લોહાણા બંધુઓની છે આમ રવિવાર ને સોમવાર બન્ને દિવસો આ શહેર જોવા જાણવામાં વીતાવ્યા પછી મંગળવારે ૧૧ વાગતે અહીંથી અમારી સ્ટીમર ડરબન જવા ઉપડવાની હતી તેથી સવારમાં ૯ વાગતે હું સ્ટીમરપર જઈ પહોંચ્યો. સ્ટીમરમાં એક બ્હેન સ્વર્ગવાસી થવાનો દુઃખદ બનાવ બન્યો અને તેથી ભોજનની સભા બોલાવવા વગેરેનો ઇરાદો શ્રી મોરારજીભાઈ રાખતા હતા તે મુલતવી રાખવો પડ્યો.

અહીં મૃત દેહને દેશની માફક ચાર વાંસ સાથે મુરદેટાટ બાંધીને નહિ પણ પેટીમાં ગોઠવીને ગાડીમાં સ્મશાને લઈ જવામાં આવે છે.

દુકાનોમાં સવારના ૮ થી ૧૨ તેમજ ૨ થી ૬ સુધી બીઝનેસ કરવાનો તેમજ શનિવારનો ॥ દહાડો ને રવિવારનો આખો દહાડો

બંધ રાખવાનો કાયદો છે. આ બધું કાયદાથી થાય છે. ઇન્ડિયન બઝાર જુદી છે.

## ડરબન તરફ

ડેલાગોઆબેથી અમારી સ્ટીમર તા. ૨ જી ફેબ્રુઆરીના ૧૧॥ વાગતે ઉપડી. અહીંથી ડરબન સુધીનો સમુદ્ર જરા વધુ તેજ રહે છે. આજે પવન જોસથી ફુંકાતો હતો એટલે સ્ટીમરને ડોલ વધુ લાગતો હતો. પોર્ટુગીઝનું બંદર છોડયા પછી સ્ટીમરના પાસપોર્ટ ક્લાર્કે ડરબન જનારાઓને બોલાવી પાસપોર્ટ પાછા આપ્યા. તે સાથે દરેકને ઇમીગ્રેશન તથા કસ્ટમ્સનાં ફોર્મ ભરવા માટે આપ્યાં. આ ઇમીગ્રેશન ફોર્મમાં નામ, બાળબચ્ચાં, સ્ત્રી, યુનીયનમાં આવવાનું કારણ, જન્મસ્થાન, વય તેમજ બીજી પણ કેટલીક હકીકતોના પ્રશ્નોના જવાબો લખવા પડે છે. અને કસ્ટમ્સ ફોર્મમાં જકાતી ચીજ હોય તેનુ ડેકલેરેશન કરવુ પડે છે. આ ફોર્મ જે અંગ્રેજી જાણતા ન હોય તેની પાસેથી બબ્બે શિલિંગ લઇ સ્ટીમરમાંનો એકાદ ક્લાર્ક ભરી આપે. તેમા તે સારી કમાણી કરે છે. મેં તો મારૂં ફોર્મ ભરી લીધુ ને બીજા પાંચ સાત હિંદુભાઇઓને પણ મફત ભરી દીધુ.

આ વિધિ થયા પછી થોડીવાર સૂઈ ગયો. તે પછી વાચવામાં ને ગપ્પાં મારવામા ને આવતી કાલે ડરબન પહોચવાના વિચારમાં તે દિવસ વીતાડયો.

## ડરબનને કિનારે

સવારના લગભગ ૭ વાગતે ડરબનનો કિનારો દેખાયો. સૌ કોઇ સરસામાન બાંધવા લાગ્યા. હું પણ ન્હાઈ ધોઇને ૮ વાગતે તૈયાર થઇ ગયો ને સરસામાન બાંધી લીધો. બરાબર ૧૦ વાગતે બુધવારના (તા. ૩-૨-૩૨)-મુંબઇથી નીકળ્યે ૨૨ દિવસે અમારી સ્ટીમર 'કારાગોલા' ડરબનની ગોદીના ધક્કે લાગી. અહી વસના કેટલાક હિંદી ભાઇઓ પોતાનાં સગાંવ્હાલાંઓને ઉતારવા કિનારે ઉભા હતા. તેમાં શ્રીમાન ભાઈ શ્યામજીભાઇ દેવશી પણ મને ઉતારવા માટે અગાઉથી જ આવ્યા હતા. તેઓશ્રીએ પ્રથમથીજ ડીપોઝીટની રકમ વગેરે સર્વ પ્રકારની વ્યવસ્થા કરી રાખી હતી.

## ઇમીગ્રેશન ઓફિસરો:

શરૂઆતમાં અહીં સર્વ પેસેન્જરોને ડેક પેસેજમાં લાઇનબંધ ઉભા રાખે છે ત્યાં ડોક્ટર આની સર્વની સાધારણ તપાસ કરે છે આ એની તપાસ કરે છે આ વિધિ થયા પછી કેટલા પેસેન્જર છે તેની ગણતરી થાય છે પછી ઇમીગ્રેશન ઓફીસરો સેકન્ડ કલાસના રૂમમાં બેસે છે ત્યાં બધાને ઉપર જવું પડે છે ત્યાં પણ પ્રથમ હારબંધ ઉભા રાખી ટ્રાન્ઝીટ તેમજ ડરબનમાં જનાર એમ બે વિભાગ પાડે છે પાસપોર્ટ તેમજ પરમીટ વગેરે બરાબર જોવાય છે ને પછી લીસ્ટ મુજબ અક્ષર ને અદ્દર બોલાવી પરમીટપર ને પાસપોર્ટપર સ્ટેમ્પ લગાડીને બીજી બુકમાં બન્ને હાથના અંગુઠાની છાપ લે છે આ ફરજિયાત છે આમાં લગભગ એકાદ કલાક પસાર થયો ત્યારે મારો છુટકો થયો લેન્ડીંગ પાસ તથા વીઝીટર તરીકેની પરમીટ લઇ કસ્ટમ્સ ફોર્મ સાથે બાજુના રૂમમાં ગયો ત્યાં ડરબનનું મારૂં શીરનામું તથા મની વગેરે તે ફોર્મમાં ભરી રેલ્વે કોન્ટ્રાક્ટરને આપ્યા આ ફોર્મમાં કેટલા દાગીના વગેરે લખવું પડે છે આ થયા પછી ત્રણ અઠવાડિયાનો સ્ટીમર દાગીનાનો સહવાસ છોડી મેં કિનારાપર પગ મૂકયો મને તેવા માટે બીજા પણ ચાર પાંચ ભાઇઓ માસ્તર ગોમતીશા, અનુભાઇ તથા મોતીભાઇઓ વગેરે આવ્યા હતા શ્રી અનુભાઇની મોટર તૈયાર હતી લગભગ ૧૨ વાગતે અમે બ્રેન્ડ સ્ટ્રીટમાં શ્રી શ્યામજી ભાઇને ત્યાં પહોંચ્યા

સામાનના દાગીના ૩ સ્ટીમરમાં પડયા હતા અહીં સામાન મૂકીને પ્રથમ ઉતરવું પડે છે મોટું સામાન રેલ્વે ઓફિસનો કોન્ટ્રાકટર બીજે દહાડે કસ્ટમ્સના બફાગામાં લાવી મૂકે છે ત્યાંથી તેના જ માણસો મિઠાનું બફાગામાં રાખી બાકીનો સામાન ગોડાઉનમાં મૂકે છે ત્યાં કસ્ટમ્સ ઓફિસર સામાન તપાસે છે, ને જકાત જેવો માલ હોય તો જકાત લઇ પાસ આપે છે આ રીતે ઘણી સુંદર વ્યવસ્થા છે

તે બુધવારને દહાડે જમ્યા પછી આખા દહાડો મળવા આવનાર હિંદી ભાઇઓ સાથે વાતચિતોમાં પસાર થયો ત્રીજે દહાડે સવારે ૧૦ વાગતે કસ્ટમ્સમાંથી સામાન પાસ કરાવી લાવવાનો હતો તેથી ભાઇ વલ્લભરામ હેમરાજ તથા ભાઇ નાથાલાલ શ્યામજી મોટર લઇ મારી સાથે આવ્યા ને ત્રણ દાગીના પાસ કરાવી ઘેર લાવ્યા

# સાઉથ–આફ્રિકા યુનીયન:

## નાટાલ કોલોની

**ના**ટાલ, ટ્રાન્સવાલ, કેપ અને ફ્રીસ્ટેટ: એ ચાર કોલોનીનું યુનીયન બનેલુ છે તેને સાઉથ આફ્રિકા યુનીયન ગવર્નમેન્ટ કહે છે. નાટાલ પ્રાંત એ પર્વતોની ટેકરીઓ (Hills) વાળો પ્રદેશ છે. તેનું કુદરતી સૌન્દર્ય બારે માસ આકર્ષક લાગે છે. તેની લીલી હરિયાળી ભૂમિપર અહર્નિશ વસંત છાઈ રહી હોય એમ જોનારની આખને લાગ્યા સિવાય રહેતુ નથી આ કારણે જ કદાચ તેને Garden Colony અથવા Brighten of South Africa કહેતા હશે. આ નાટાલ પ્રાન્તમા થોડી ડચ, જ્યુ ને ઇતર ગોરી પ્રજા કરતાં અંગ્રેજોની સંખ્યા સૌથી વધુ પ્રમાણુમા છે.

કઈ લાખો એકર જમીનમાં શેરડીનાં મોટાં મોટા ફારમો છે અને Sugar Factories પણ એ ફારમરોની છે ખેતીનુ કામ બધું મશીનરીથી જ થાય છે. હવા પાણી ને રહેવાની સવડતા ગોરી ચામડી માટે તો ઘણી જ ઉત્તમ પ્રકારની છે.

### ડરબન શહેર

નાટાલ કોલોનીનું મુખ્ય શહેર ડરબન છે. ઘણુ મોટું સુંદર શહેર છે. ૧૯૧૪ ના મહાયુદ્ધ પછી તો તે ઘણુ જ આગળ

આ દેશને પોતાનો દેશ માની રહેલ છે. તેઓની સ્થિતિ ગરીબ જ છે. શેરડીનાં ફારમોમાં, ઓફિસ બોય તરીકે, ગોરાઓના ઘેર કામકાજમાં નોકર થઇ રહે છે તેમજ શાકબકાલાં વાવીને વેચનારા પણ તે જ મદ્રાસી અને કલકત્તિયાઓ છે. તેઓ અહીં જન્મેલા તેથી અંગ્રેજી ભાષા સારી રીતે જાણે છે. તેઓની સાંસારિક રીતિ નીતિ ઉચ્ચ પ્રકારની કહી શકાય નહિ. અહીં તેઓ મદ્રાસી તથા કલકત્તિયા તરીકે ઓળખાય છે. અને એની સખ્યા આ પ્રાન્તમાં વધુમાં વધુ છે.

## દેવી ભક્તો

આ લોકો દેવી–શક્તિના અનુયાયીઓ છે. તેઓનાં મંદિરો પણ છે. તા. ૨૮–૨–૩૨ ના રોજ સાઉથ કોસ્ટપર આવેલ અમ્બીલા દેવીના મંદિરનો વાર્ષિકોત્સવ મદ્રાસી ભાઇઓએ ઉજવ્યો હતો. તે જોવા જવાનો પ્રસંગ મને મળ્યો હતો. ગોરી ચામડીનાં કેટલાંક સ્ત્રી પુરૂષો પણ તે ઉત્સવ જોવા આવ્યાં હતા.

મંદિર પાસેના ચોગાનમાં ત્રણ દેવીની મૂર્તિઓ ગોઠવી તે સામે ખાંડી બંધ લાકડા બાળી, તેના કોલસા પાડી, તે કોલસાને પહોળા પાથરવામાં આવ્યા. ૪ દેવીભક્તો એ બળતા કોલસામાં પગ મૂકીને ચાલ્યા. કહે છે કે મહાભારતમા એક આવો અગ્નિમાં ચાલવાનો પ્રસંગ છે તેનું આ દશ્ય છે. મદિરના પૂજારી મિ. પથ્થર કરીને એક મદ્રાસી બેરિસ્ટર છે. તેઓશ્રીએ મને એક પત્રના એડીટર તરીકે આ દશ્ય અવલોકવા માટે ખાસ બેઠક કરી આપી હતી.

## પાછા કાઢવાની યોજના

મદ્રાસ અને કલકત્તા તરફના મજુરોની આ સંતતિને પણ હવે જેમ બને તેમ અહીં રહેવાના હક છોડાવી ઓછા કરી નાંખવા અહીંની સરકાર ઇચ્છે છે. પોતાના હક છોડી જનારને અહીંની ગવર્નમેન્ટ તેના ઘર સુધી પહોંચાડી દેવાના ખરચ ઉપરાન્ત માથા દીઠ પાઉન્ડ વીસ રોકડા આપે છે. આ રીતે આ દેશ છોડી જવા લલચાવવામાં કેટલાક દલાલો પણ રોકેલા છે, તેથી દર સ્ટીમરે બસોથી ત્રણસોની સંખ્યામાં આ કોલોનીમાં જન્મેલી મજુરોની પ્રજા આ દેશમાંથી ચાલી જાય છે.

માબાપોની ભૂલનું પરિણામ તેનાં નાનાં બાળકોને પણ ભોગવવું પડે એ દેખીતો અન્યાય છે. અહીં જન્મેલાને હિંદમાં પણ કંઇ કામ મળતું નથી. તેથી તેઓ પારાવાર દુઃખી થઇ પાયમાલ થઇ જાય છે.

## ગુજરાતી અને કાઠિયાવાડી ભાઇઓ

આ ગીરમિટીઆ મજુરોનુ આગમન અહીં થયું ત્યાર પછી કાઠિયાવાડમાંથી સોની ભાઇઓ આ તરફ આવ્યા. પછી મેમણ ભાઈઓ તેમજ લોહાણા, વાણિયા, બ્રાહ્મણો અને સુરતી પટેલ ભાઈઓ ક્રમેક્રમે આવતા ગયા. સુરતી પટેલ ભાઇઓ અંગ્રેજી ભાષાથી અજાણ હોવા છતાં શાક ભાજી અને માર્કેટમાંથી ફ્રૂટ ખરીદી ગોરી મડમોના ઘેર જઇને વેચવાનો ફેરીનો ધંધો શરૂ કર્યો અને હજી પણ મોટો ભાગ તે જ ધંધો કરે છે. હમણાં હમણાં અંગ્રેજ રમણીઓ પોતે માર્કેટમા આવી ખરીદવાનુ શીખતી જતી હોવાથી તે ફેરીઆ ભાઇઓનો ધંધો પડી ભાગવા જેવો થઈ ગયો છે. ગણ્યા ગાંઠ્યા સુરતી ભાઇઓ હોલસેલ ફ્રૂટ વેચવાનો ધંધો પણ કરે છે. સુરતના પટેલ ભાઇઓ અહીં મોટા પ્રમાણમાં વસેલા છે. આ સિવાય અમદાવાદ જીલ્લાના પટેલ ભાઈઓ પણ ૫-૬ અહીં છે. તેઓ હઇને કંઈ સ્વતંત્ર ધંધો કરી રહ્યા છે.

કાઠિયાવાડના પરજિયા સોની ભાઈઓ ગીરમિટીઆ મજુરોને માટે દાગીનાઓ બનાવી ફેરી કરી પ્રથમ વેચતા ને બીજી જ્ઞાતિના ભાઇઓ પ્રથમ મેમણ ભાઈઓને ત્યા એકાઉન્ટ લખવાના કામની નોકરી કરતા. મેમણ ભાઇઓ તેને 'માસ્તર' કહી બોલાવતા. પછી વખત જતા પોતપોતાના સ્વતંત્ર ધંધે વળગ્યા. ૧૯૧૪ની લડાઈ પછી તે બધા ભાઇઓને સારૂં ચાન્સ મળ્યું. અત્યારે ઘણાખરા હિન્દીઓ પોતાની માલિકીના મકાનો અહીં ધરાવે છે. સોની ભાઇઓમાં કાગાભાઈ દેવરાજ, વીરજીભાઈ નથુ અને કલ્યાણજી કાંધડ, એ મુખ્ય આગેવાનો છે મેમણ ભાઇઓ કાપડ, ગ્રોસરી, બુટ, શુઝ વગેરેનો વેપાર કરે છે. દરેક સત્તામાં મેમણ ભાઈઓએ મદ્રેસા અને મસ્જીદો ઉભી કરી છે. હિન્દુ

ભાઈઓ બહુધા અહીંનો બનેલો માલ ઉપરાંત ઘી, ચોખા, હિંદુસ્થાનમાંથી મંગાવી વેચનારા છે. તેઓનું બીઝનેસ મુખ્યત્વે કરીને હિન્દીઓમાં જ છે. ગોરી પ્રજા ઇન્ડિયનો પાસેથી ખરીદતી નથી.

## વ્યાપારના લત્તા

ગોરા વેપારીઓની ગ્રાહકોનું મન રંજન કરી તેને સર્વ પ્રકારની સગવડ કરી આપવાની વ્યાપારી કુનેહ હિંદના વેપારીઓએ શીખવા જેવી છે. અહીનો વેસ્ટ સ્ટ્રીટ ગોરા વેપારીઓનો મુખ્ય લત્તો છે. આ લત્તામા હિન્દીઓને વ્યાપારનાં લાઇસિન્સ મળતાં નથી.

હિંદીઓનો વસવાટ ઇન્ડિયન બઝારમા છે. મુખ્ય કરીને ગ્રે સ્ટ્રીટ, વિક્ટોરિયા સ્ટ્રીટ ને ક્વીન સ્ટ્રીટમા હિંદીઓની દુકાનો છે. પ્રથમ વેપાર વ્યવહાર બધો ક્રેડીટ ઉપર થતો હતો પરતુ હમણા હમણાં બે ત્રણ મેમણ વેપારીઓ ખોટના ખાડામા પડી જવાથી એકાઉન્ટ બુકો બરાબર ન હોવાના બહાને કે ગમે તે કારણે પણ ગચ્છતી કરી ગયા હોવાથી ગોરા વેપારીઓએ હિંદીઓને ક્રેડીટપર માલ આપવાનું બધ કર્યું છે. હિંદીઓ પણ આપસઆપસમા અવિશ્વાસ ધરાવતા થઈ ગયા હોવાથી વેપારની હાલત દિનપરદિન ખરાબ થતી જાય છે ને જગતની આર્થિક સંકડામણની અસર અહીં પણ થઈ હોવાથી બેકારી વધતી જાય છે સરકારી નોકરોના પગારમા પણ અમુક ટકા ઘટાડો થયો છે. યુનીયન ગવર્નમેન્ટની દૃષ્ટિ કોઈ પણ પ્રકારે હિંદીઓને અહીંથી કાઢી મૂકવાની હોવાથી એમના જીવન તેમજ વેપાર વ્યવહારમાં અનેક રીતના અંકુશો મૂકવા જેવા કાયદાઓ ઘડાય છે ને બીજી તરફ હિન્દીઓમાં પણ આપસ આપસમા જોઈએ તેવા એકસંપના અભાવે અહીંની હાલત વધુ ને વધુ બગડતી જાય છે.

## નાટાલ ઇન્ડિયન કોન્ગ્રેસ

આ સંસ્થા મહાત્મા ગાંધીજીએ સ્થાપી છે. પોલિટીકલ સંસ્થામાં માત્ર આ એક જ સંસ્થા છે હિંદીઓનાં દુખો દૂર કરવા કે અન્યાયોને

નિવારવા તેની પાસે જરા [illegible]ની સત્તા નથી પરંતુ અરજીઓ રીતે વિનવવા ડેપ્યુટેશન મોકલવા, ઇન્ડિયા ગવર્નમેન્ટ પાસે ડેપ્યુટેશન લઈ જવા હિંદી ભાઈબહેનો પાસે પોતાના દુઃખો વર્ણવવા વગેરે કામો આ સંસ્થા [illegible] છે

## પ્રજાના નેતાઓ

મહાત્માજીએ સન ૧૯૧૪માં આ દેશ છોડ્યા પછી સ્વ રુસ્તમજી શેઠ તથા શેઠ ઉમર હાજી આમદ ઝવેરી એ મહાત્માજીના માનીતા મિત્રો હિંદી પ્રજાના પ્રાણસમાન હતા રુસ્તમજી શેઠ સન ૧૯૨૪માં સ્વર્ગવાસી થયા પછી તેમના પુત્ર સોરાબજી તથા શેઠ ઉમરભાઈ આ કોલોનીમાં વસતા હિંદીઓના અગ્રણીઓ છે આ બન્ને આગેવાનોની મુલાકાત મેં લીધી હતી બન્ને ગૃહસ્થો ઉપર મહાત્માજીના સિદ્ધાન્તોની પૂરેપૂરી અસર થઈ છે ઉમર શેઠ એમની કોમના રત્ન ગણી શકાય હિંદી પ્રજાના તે ખાસ માનીતા છે કેળવણીના ભારે હિમાયતી છે તા ૨૮–૨–૩૨ના એમના ફર્ગ્યુ એવન્યુમાંના ૯૮ નંબરના ઘરમાં અમારી મુલાકાત વખતે એમની ૧૦ વર્ષની બાળકીનું ઇંગ્લીશ પ્રેક્ટીકલ નોલેજ જોઈ મને નવાઈ લાગી તેઓ તદ્દન શાંત, શિક્ષિત નિયમની અને મમતાળુ હૃદયના છે

જાહેર સભાઓમાં અને કોઈ પણ હિંદી હિતપ્રશ્નની પ્રવૃત્તિના મોખરામાં પ્રેસિડન્ટની ખુરશી તો ઉમર શેઠની જ હોય. ઉમર શેઠ માટે સૌને માન છે તેઓનું વય લગભગ સાઠ વર્ષનું હોવા છતાં તેમની તંદુરસ્તી જુવાનના જેવી છે તેઓ સત્યના પૂજારી છે તેઓશ્રીએ લગભગ આખી પૃથ્વીની મુસાફરી કરી છે સારામાં સારા કેળવાયેલા ગૃહસ્થ તરીકે અહીંની યુરોપિયન સમાજમાં પણ તેમની ગણના થાય છે હિંદી નામને શોભાવે તે પ્રમાણે તેઓની રહેણીકરણી છે મહાત્માજી સાથે ૧૫ માઈલ દૂર ફીનીક્સ સુધી પગે ચાલીને તેઓ ઘણીવાર જતા સર્વ ધર્મો પ્રત્યે એમની દૃષ્ટિ સમાન છે કોઈ પણ ભોગે તેઓ

જૂઠું બોલે નહિ. મૂળ વતની પોરબંદરના છે. કહે છે કે એક વખત એક કોમી ઝઘડાના કેસમાં એક વ્યક્તિ તરફથી જુબાની આપવા તેમને સાક્ષી સમન્સ મળેલો. તેમાં પણ તેઓએ સાચું જ કહેલું ને તે કારણે જમાત હારી ગઇ હતી. પરતુ એક તરફ આખી જમાત હોવા છતાં ને તેની લાગવગ હોવા છતાં બીજા એના જેટલુ મનોબળ દાખવી શકે તેવા થોડા હશે. બાપુજી આથી તેનાપર ઘણા જ ખુશ થયા હતા. એમનું આખુય કુટુંબ કેળવાયલું છે. ઉદય અસ્તનો કુદરતી ક્રમ છે, એની ઘટમાળમાં ઉમ્મર શેઠ પણ આવી ગયા છતાય તેઓ પોતે તો એના એજ છે.

## ચામડીનો રંગભેદ

ગોરા–કાળા વચ્ચે ચામડીનો રંગ ભેદ અહીંના જેટલો બીજે ક્યાંય નથી. ગોરાઓના નિવાસના લત્તામા હિંદીઓને રહેવાના હક્ક નહિ. ગોરાઓના હોટલોમાં, સિનેમાઓમા કોરપોરેશનની મોટરબસમાં હિંદીઓથી ન બેસાય. ટ્રામકારમા પણ ઉપરના માળપર પછવાડેના ભાગમાં ત્રણ બેન્ચો જ ફક્ત ઇન્ડિયનો માટે દરિયા કિનારે ‘બીચ’ના બેંચો કે કોરપોરેશનની આરામ ખુરશીઓ ઇન્ડિયનો માટે નહિ પોસ્ટ ઓફિસ ને કસ્ટમ્સ ઓફિસોમા પણ નોન–યુરોપિયનો માટે જુદા રૂમો.

રીકશામેનો જે અહીના કાફરો છે તેના રીકશાપર પણ for Europeans only જોવાય છે. પણ તેનો સાંગોપાંગ અમલ પૈસાની લાલચે રીકશામેનોથી થતો નથી

મારકેટ પણ ઇંગ્લીશ, ઇન્ડિયન અને નેટીવોના જુદી. રેલ્વેમાં પણ ગોરાઓની સાથે ઇન્ડિયનથી ન બેસાય. ઇન્ડિયનો માટે જુદો જ કમ્પાર્ટમેન્ટ. તેને ‘રીઝર્વડ’ કહેવામાં આવે છે.

ઇમીગ્રેશનના કાયદાઓ પણ ઇન્ડિયનો માટે સખ્ત. હવે હિંદમાંથી અહીં કોઇ નવો વસવાટ કરવા તો ન આવી શકે પણ જે અહીં છે તેને પણ કાઢી મૂકવાના શક્ય તેટલા સર્વ રસ્તાઓ કાયદાથી લેવાઈ રહ્યા છે.

અહીં સફેદ ચામડીવાળાઓની માન્યતા એવી છે કે હિન્દી વેપારીઓ પૈસા કમાઇ પોતાના દેશ ભેગા કરે છે આ દેશમાથી નાણુ ઘસડી જાય છે માટે તેઓ ન જોઇએ.

અસલના વખતમા જે હિંદી મજુરોએ જગલોને તોડી હાકની ખેડવા લાયક જમીન બનાવી પોતાના પરસેવા ને જીવનનો ભોગ આપ્યો છે તેઓની અહીં જન્મેલી સતતિને પણ આ કોલોનીના શહેરી તરીકેના હક્કમાથી બાતલ રાખવામા આવ્યા એટલુ જ નહિ પણ તે ગરીબો તેઓને જરાય નડતા ન હોવા છતા તેઓને કાઢી મૂકવા બીસ પાઉન્ડની લાલચો આપીને હિંદમા પાછા ધકેલી દેવામા આવે છે તો પછી હિંદી વેપારીઓને તેમજ બીજા ધધાદારીઓને તો એ ગોરી ચામડી સાખી જ કેમ શકે?

અહીં ઇન્ડિયા ગવર્નમેન્ટ તરફથી નીમાઇને એક ઇન્ડિયા એજન્ટ રહે છે પરતુ તેનાથી અહીંની હિંદી પ્રજાના કઈ દુ ખો દૂર થયાની નોધ હજી જાહેર રીતે જાણવામા આવી નથી

ખરી વાત તો એ છે કે જ્યાસુધી હિંદુસ્થાન સ્વતત્ર બને નહિ ત્યાસુધી એ બબાપી પ્રજાને માટે પૃથ્વીના પટમા પણ ક્યાય માનભર્યુ સ્થાન નથી આ રીતે અપમાનિતપણે હિંદીઓ અહીં વસી રહ્યા છે

ખુબી એ છે કે હિંદીઓ સાથે વેપાર કરવામા, તેઓની પાસેથી હરકોઈ રસ્તે પૈસા ખેંચવાનો સબધ ધરાવવામા અહીંની ગોરી ચામડીને જરાય સુગ નથી, પરંતુ બીઝનેસ વ્યવહાર સિવાય બીજી કોઈપણ બાબતમા તેઓ હિંદીઓની સાથે બેસવા સુગ ધરાવે છે

## બીઝનેસના ટાઈમનો કાયદો

હોટલ, ફ્રૂટ, તથા તબાકુના વેપાર સિવાય બધુ બીઝનેસ સાજના ૫ વાગે બધ કરવાનો કાયદો છે તેથી અહીં બધી દુકાનો ૫ વાગે બંધ થાય છે એક શુક્રવારની રાતના ૯ વાગ્યા સુધી ખુલ્લી રહે શનિવાર ાા દહાડો તથા રવિવાર આખો દિવસ દુકાનો બધ

રાખવાનો કાયદો તે હિંદીઓને ફરજિયાત પાળવો પડે છે નોકરોના પગાર માટે પણ કાયદો જેને Standard of wages કહે છે પરંતુ એ કાયદાને ખરી રીતે કોઈક જ પ્રમાણિકપણે અનુસરતુ હશે

## કાઠિયાવાડીઓનું સામાજિક જીવન.

હિંદમા અત્યારે સામાજિક ક્રાંતિનો યુગ શરૂ થયો છે અહીં એમાની કશીય અસર થઈ નથી હિંદુસ્થાનમાથી તેઓ અહીં આવ્યા ત્યારે સામાજિક કુરૂઢીઓને પણ સાથે લાવ્યા છે અને અત્યારે પણ તેઓ પૂરી સાવચેતીથી તે રૂઢી રાક્ષસીની બરદાસ્ત કરી રહ્યા છે સ્ત્રીશક્તિ ઘરના ચાર ખુણામા રૂંધાઇ રહે છે મોટે મોટે ઘેર ઘરકામ કરનાર તરીકે કાફરાઓ નોકર હોય તે ઘરની સ્ત્રીઓ સુખી મનાય છે અને સ્ત્રીઓની પોતાની માન્યતા પણ લગભગ એવી જ છે અક્ષર જ્ઞાન રહિત મોટે ભાગે સ્ત્રીઓ હોવાથી તેઓને પોતાની શક્તિનુ ભાન હજી થયુ નથી આવી સ્વતંત્ર પ્રજાની સાથે વસવા છતા પણ રડવુ કૂટવુ લાજવુ ઘટા ઇ અનિષ્ઠ પ્રથાઓ કાઠિયાવાડીઓમાથી દૂર થઈ નથી પુરુષોને ફરજિયાત કોટ, પાટલુન પહેરવા પડે છે પણ સ્ત્રીઓના માનસ એના એ છે પુરુષો પોતે કેળવાયેલા ન હોવાથી સ્ત્રીઓને પ્રોત્સાહન આપવાની વૃત્તિ ક્યાથી થાય ?

## હિંદી સંસ્થાઓ:

કાઠિયાવાડ આર્ય મંડળ સૌરાષ્ટ્ર હિંદુ એસોસિએશન, પટણી સોની સમાજ, સુરતી હિંદુ એસોસીએશન વગેરે સંસ્થાઓ હસ્તિ ધરાવે છે પરંતુ તેની નોંધ લેવા લાયક ખાસ કંઇ પ્રવૃત્તિ નથી સુરતી હિંદુ એસોસીએશનનુ પોતાનુ મકાન છે તેના ભાડાની સારી આવક છે તે પૈસા જમા થાય છે 'પટણી સોની સમાજ' એ પરદેશી સોનીના એક પેટા વિભાગ-વાડાની સંસ્થા છે પહેલી બે કાઠીઆવાડી ભાઇઓની છે

આ સિવાય સ્વામી શંકરાનંદજી મહારાજ અહીં ૨ વખત

અહીં સફેદ ચામડીવાળાઓની માન્યતા એવી છે કે હિન્દી વેપારીઓ પૈસા કમાઇ પોતાના દેશ ભેગા કરે છે. આ દેશમાંથી નાણું ઘસડી જાય છે માટે તેઓ ન જોઇએ.

અસલના વખતમાં જે હિંદી મજુરોએ જંગલોને તોડી હાલની ખેડવા લાયક જમીન બનાવી પોતાના પરસેવા ને જીવનનો ભોગ આપ્યો છે તેઓની અહીં જન્મેલી સંતતિને પણ આ કોલોનીના શહેરી તરીકેના હક્કમાંથી બાનલ રાખવામાં આવ્યા એટલું જ નહિ પણ તે ગરીબો તેઓને જરાય નડતા ન હોવા છતાં તેઓને કાઢી મૂકવા વીસ પાઉન્ડની લાલચો આપીને હિંદમાં પાછા ધકેલી દેવામાં આવે છે. તો પછી હિંદી વેપારીઓને તેમજ બીજાં ધધાદારીઓને તો એ ગોરી ચામડી માંખી જ કેમ શકે ?

અહીં ઇન્ડિયા ગવર્નમેન્ટ તરફથી નીમાઇને એક ઇન્ડિયા એજન્ટ રહે છે પરતુ તેનાથી અહીંની હિંદી પ્રજાનાં કઈ દુઃખો દૂર થયાની નોંધ હજી જાહેર રીતે જણાવામાં આવી નથી.

ખરી વાત તો એ છે કે જ્યાંસુધી હિંદુસ્થાન સ્વતંત્ર બને નહિ ત્યાંસુધી એ નબાપી પ્રજાને માટે પૃથ્વીના પટમાં પણ ક્યાંય માનભર્યું સ્થાન નથી. આ રીતે અપમાનિતપણે હિંદીઓ અહીં વસી રહ્યા છે.

ખુબી એ છે કે હિંદીઓ સાથે વેપાર કરવામાં, તેઓની પાસેથી હરકોઈ રસ્તે પૈસા ખેંચવાનો સંબંધ ધરાવવામાં અહીંની ગોરી ચામડીને જરાય સુગ નથી, પરંતુ બીઝનેસ વ્યવહાર સિવાય બીજી કોઈપણ બાબતમાં તેઓ હિંદીઓની સાથે એસનાં સુગ ધરાવે છે.

## બીઝનેસના ટાઈમનો કાયદો

હોટલ, ફ્રૂટ, તથા તંબાકુના વેપાર સિવાય બધું બીઝનેસ સાંજના ૫ વાગે બંધ કરવાનો કાયદો છે. તેથી અહીં બધી દુકાનો ૫ વાગે બંધ થાય છે. એક શુક્રવારની રાતના ૯ વાગ્યા સુધી ખુલ્લી રહે શનિવાર ૦ાા દહાડો તથા રવિવાર આખો દિવસ દુકાનો બંધ

રાખવાનો કાયદો તે હિંદીઓને ફરજિયાત પાળવો પડે છે. નોકરોના પગાર માટે પણ કાયદો. જેને Standard of wages કહે છે. પરંતુ એ કાયદાને ખરી રીતે કોઈક જ પ્રમાણિકપણે અનુસરતું હશે.

## કાઠિયાવાડીઓનું સામાજિક જીવન.

હિંદમાં અત્યારે સામાજિક ક્રાંતિનો યુગ શરૂ થયો છે. અહીં એમાંની કશીય અસર થઈ નથી. હિંદુસ્થાનમાંથી તેઓ અહીં આવ્યા ત્યારે સામાજિક કુરૂઢીઓને પણ સાથે લાવ્યા છે. અને અત્યારે પણ તેઓ પૂરી સાવચેતીથી તે રૂઢી રાક્ષસીની બરદાસ્ત કરી રહ્યા છે. સ્ત્રીશક્તિ ઘરના ચાર ખુણામાં રૂંધાઇ રહે છે. મોટે મોટે ઘેર ઘરકામ કરનાર તરીકે કાફરાઓ નોકર હોય તે ઘરની સ્ત્રીઓ સુખી મનાય છે. અને સ્ત્રીઓની પોતાની માન્યતા પણ લગભગ એવી જ છે. અક્ષર જ્ઞાન રહિત મોટે ભાગે સ્ત્રીઓ હોવાથી તેઓને પોતાની શક્તિનું ભાન હજી થયુ નથી આવી સ્વતંત્ર પ્રજાની સાથે વસવા છતા પણ રડવુ, કૂટવુ, લાજઘુંઘટા ઇ. અનિષ્ટ પ્રથાઓ કાઠિયાવાડીઓમાંથી દૂર થઈ નથી. પુરૂષોને ફરજિયાત કોટ, પાટલુન પહેરવા પડે છે. પણ સ્ત્રીઓના માનસ એના એ છે પુરૂષો પોતે કેળવાયેલા ન હોવાથી સ્ત્રીઓને પ્રોત્સાહન આપવાની વૃત્તિ કયાંથી થાય ?

## હિંદી સંસ્થાઓ:

કાઠિયાવાડ આર્ય મંડળ, સૌરાષ્ટ્ર હિંદુ એસોસિએશન, પટણી સોની સમાજ, સુરતી હિંદુ એસોસીએશન વગેરે સંસ્થાઓ હસ્તિ ધરાવે છે પરંતુ તેની નોંધ લેવા લાયક ખાસ કંઇ પ્રવૃત્તિ નથી સુરતી હિંદુ એસોસીએશનનું પોતાનુ મકાન છે તેના ભાડાની સારી આવક છે. તે પૈસા જમા થાય છે 'પટણી સોની સમાજ' એ પરજીયા સોનીના એક પેટા વિભાગ–વાડાની સંસ્થા છે. પહેલી બે કાઠીઆવાડી ભાઇઓની છે.

આ સિવાય સ્વામી શંકરાનંદજી મહારાજ અહીં ૨ વખત

આવી ગયા તેના ઉપદેશથી અહીં આર્ય યુવક સભા સને ૧૯૧૭ માં સ્થપાઈ છે તેના પ્રેસિડન્ટ મી૦ મસ્યેન્દ્ર રીતે એ ફેન ત્તા તરફના આત્મભોગી ગૃહસ્થ છે આ આર્ય યુવક સભાના મભ્યોએ નાગરો ચ્યીને તે ભજની બતાવવાની પ્રવૃત્તિ આદરી અને તેમાથી ઉત્પન્ન કરેના ફંડમાથી આજે આર્ય અનાથાશ્રમ અને સ્કૂલ જેવી ઉપયોગી સંસ્થાઓ ચલાવે છે અને હજી પણ તે પ્રકારના પ્રયાસો ચાલુ છે આવા જ પ્રયાસોથી તેઓએ સિનેટર રોડપર વિશાળ જમીન ખરીદી સ્કૂલ તેમજ અનાથાશ્રમ બંધાવ્યા છે સ્કૂલમા ૧૫૦ બાળ - બાળકીઓ અત્યારે અભ્યાસ કરે છે હિંદી ભાષા ફરજીયાત રાખી છે

અનાથાશ્રમમા વૃદ્ધ સ્ત્રીઓ પુરુષો ને બાળકો મળી ૨૬ ની સંખ્યા છે સ્ત્રી પુરુષો ને બાળકો માટે જુદા બ્લોકોની વ્યવસ્થા છે આ રીતે આ સંસ્થા દિવસે દિવસે થઈ જતા અનાથ બાળકોને બચાવી લે છે અને માર્ગ ... રહી છે એમ કહેવુ જોઈએ દર અઠવાડિયે શુક્રવારના આર્ય યુવક સભાની મિટીંગ રેગ્યુલર ભરાયા કરે છે

આ સિવાય અહીંના ગુજરાતી બ્હેન જરેરમાઈ ભાઈના પત્ની સ્ત્રી પ્રગતિ માટે ભારે પ્રયાસ કરી રહ્યા છે તેના ઉત્સાહ પ્રયાસથી ચાર પાંચ વર્ષ પહેલા હિંદુ મહીલા મંડળ સ્થપાયુ છે પણ અન્ય બ્હેનોની અજ્ઞાનતાના કારણે જોઈએ તેવા હિંદુ બ્હેનોનો સહકાર ન હોવાથી એ મંડળ બહુ પ્રગતિ કરી શક્યુ નથી છતા પણ બ્હેન જરેરમાઈનો પ્રયાસ ધન્યવાદને પાત્ર છે

## લોહાણા ભાઈઓ

અહીં લોહાણાભાઈઓના માત્ર ૮–૧૦ ઘરો છે લગભગ સર્વે સાધનસંપન્ન છે તેઓ ધારે તો અહીંની ગુજરાતી સમાજને તારી શકે તેવા છે શેઠ પુરુષોત્તમભાઈ દેવશી ઠક્કર એક પ્રભાવશાળી વ્યક્તિ છે બીજા યુવક હરજીવન હંસરાજ ધુપેલિયા, કેળવાયેલા ને બુદ્ધિમાન ગૃહસ્થ છે આ બન્ને વ્યક્તિઓ વચ્ચે જોઈએ તેવો મેળ નથી એ બે નો

વિષય છે. કેટલીક સ્વાર્થી વ્યક્તિઓ આ બન્ને મહાનુભાવો વચ્ચે વધુને વધુ અંતર પડાવવા પ્રયાસો કરતી રહેવાના પરિણામે પરસ્પર અવિશ્વાસની લાગણી વધુને વધુ તીવ્ર બનતી જાય છે. મહાજન સંસ્થા જેવુ અહીં કઇ નથી.

## એમ. કે. ગાંધી લાયબ્રેરી

અહીંના સ્વ. શેઠ રૂસ્તમજી ઘોરખોદુ, પારસી સદ્‌ગૃહસ્થની અનેક સખાવતોમાંનું એક મૂર્ત સ્વરૂપ તે આ એમ. કે. ગાંધી પુસ્તકાલય! ક્વીન સ્ટ્રીટપર એક ભવ્ય મકાનમાં આ પુસ્તકાલય છે. આ સંસ્થાના સેક્રેટરી શ્રીયુત ભાઇલાલભાઇ એમ. પટેલ એક સાચા સેવાભાવી આત્મા છે.

આ તરફની બીજી કોઇ પણ લાયબ્રેરી કરતા આ પુસ્તકાલયમાં પુસ્તકોની સખ્યા સૌથી વધુ છે ગુજરાતી, અંગ્રેજી કિમ્મતીમાં કિમ્મતી પુસ્તકો આ સસ્થામાથી મળી શકે. યુરોપ, ઇન્ડિયા, આફ્રિકાદિમાં પ્રગટ થતાં અગત્યના વર્તમાનપત્રો, માસિકો ઇ. મગાવાય છે.

અહીં વસતા હિન્દી ભાઇઓ આ પુસ્તકાલયનો સારો લાભ ઉઠાવી રહ્યા છે. વ્યવસ્થા અતિ ઉત્તમ પ્રકારની છે. અઠવાડિયામાં એક દિવસ બપોરના ૨ કલાક ખાસ સ્ત્રીસમાજને વાચવા માટે રાખવામાં આવેલા છે પરન્તુ અહીંની સ્ત્રીઓમાથી આ લાભ ભાગ્યે જ કોઇ લે છે.

આખી બિલ્ડીંગ લાયબ્રેરીની છે. લાયબ્રેરીનો હોલ વિશાળ છે. જે હોલ જાહેરસભા મેળવવાના ઉપયોગમા પણ કોઈ વાર લેવાય છે.

### સ્વાગત્ સભા

ડરબનમાં મારા આગમન પછી આઠેક દહાડે, તા. ૧૦-૨-૩૨ બુધવારની સાંજના ૭-૩૦ મિનિટે એમ. કે. ગાંધી લાયબ્રેરી કમિટિના આશ્રય નીચે અત્રેના ગુજરાતી ભાઈઓની એક જાહેર સભા લાયબ્રેરી હોલમાં શ્રીમાન શેઠ ઉમ્મરભાઈ અહમદ ઝવેરીના

પ્રમુખપણા નીચે બોલાવવામા આવી હતી જે માટેના હેન્ડબીલો છપાવી અગાઉથી વ્હેચવામા આવ્યા હતા મદરહુ સ્વાગત સભાના કામકાજનો જાહેર પેપરમા આવેલો રિપોર્ટ આ પ્રમાણે

હિંદથી આવેલ જાણીતા પત્રકાર તેમજ સમાજ સુધારક મિ નારાયણજી ગો ડેમાણીના સ્વાગતાર્થે ડરબનના ગુજરાતી ભાઈઓની એક જાહેર સભા એમ કે ગાંધી લાયબ્રેરી કમિટી તરફથી તા ૧૦-૨-૩૨ ની સાજના બોલાવવામા આવી હતી લાયબ્રેરીનો હોલ ચીકાર ભરાઈ ગયો હતો સભાના કામકાજની શરૂઆત કરતા લાયબ્રેરીના મત્રીજી શ્રી ભાઈલાલભાઈ પટેલે હિંદથી આવેલ મ્હેમાન શ્રી ડેમાણીને આવકાર આપનારૂ ભાષણ કર્યું હતુ અને સમાજ સુધારક તેમજ એક પત્રકાર તરીકે સભાજનોને એમનો પરિચય કરાવ્યો હતો

વળતા જવાબમા શ્રી ડેમાણીએ લાયબ્રેરી કમિટીના માનવતા સભ્યો તથા ગુજરાતી ભાઈઓએ પોતાના કરેલા સ્નેહભર્યા સ્વાગત માટે આભાર માનતા જણાવ્યુ હતુ કે હિંદથી હજારો માઈલ દૂર વસનારા મારા ભાઈઓ મને સાભળવા આમ એકઠા થાય છે તેથી માનું છુ કે તમે બધા અમારા મુગા કાર્યની કદર કરો છો સ્વ રૂસ્તમજી કાકાની અનેક સખાવતોમાની એક તે હિંદી પ્રજાને શોભારૂપ આ પુસ્તકાલય અને તે સાથે હિંદના તારણહાર મહાત્મા ગાંધીજીનુ નામ જોડાયલુ છે, તે સ્વ રૂસ્તમજી કાકાનો મહાત્માજી પ્રત્યેનો અનન્ય પ્રેમભાવ પૂરવાર કરે છે અત્યારે સારાય ભારતને જેણે જાગૃત કર્યો છે અને ભારતવાસીઓ જેને 'મહાત્માજી' તરીકે સંબોધે છે તે મહાત્મા ગાંધીજી બૅરીસ્ટર થઈને પ્રથમ અહીં જ આવ્યા હતા ને સત્યાગ્રહરૂપી શસ્ત્રનો અખતરો પણ અહીં જ અજમાવી જોયો હતો વગેરે કહી હિંદુસ્થાનની હાલની રાજકીય તેમજ સામાજિક પરિસ્થિતિનુ ટુકમા દિગ્દર્શન કરાવ્યા પછી જણાવ્યુ હતુ કે પેપરોમા ઘણીવાર સાઉથ આફ્રિકાના હિંદીઓ તરફ ગોરાઓની ભેદભાવ ભરી દૃષ્ટિના સમાચારો મારા વાચવામા આવતા

પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી જે માટેનાં હેન્ડબીલો છપાવી અગાઉથી વ્હેચવામા આવ્યાં હતા. સદરહુ સ્વાગત્ સભાના કામકાજનો જાહેર પેપરમા આવેલો રિપોર્ટ આ પ્રમાણે:

હિંદથી આવેલ જાણીતા પત્રકાર તેમજ સમાજ સુધારક મિ. નારાયણજી ગો. ડોમાણીના સ્વાગતાર્થે ડરબનના ગુજરાતી ભાઈઓની એક જાહેર સભા એમ. કે ગાંધી લાયબ્રેરી કમિટી તરફથી તા. ૧૦–૨–૩૨ ની સાંજના બોલાવવામાં આવી હતી. લાયબ્રેરીનો હોલ ચીકાર ભરાઈ ગયો હતો સભાના કામકાજની શરૂઆત કરતા લાયબ્રેરીના મત્રીજી શ્રી. ભાઈલાલભાઈ પટેલે હિંદથી આવેલ મ્હેમાન શ્રી. ડોમાણીને આવકાર આપનારૂ ભાષણ કર્યું હતુ. અને સમાજ સુધારક તેમજ એક પત્રકાર તરીકે સભાજનોને એમનો પરિચય કરાવ્યો હતો.

વળતા જવાબમા શ્રી ડોમાણીએ લાયબ્રેરી કમિટીના માનવતા સભ્યો તથા ગુજરાતી ભાઈઓએ પોતાના કરેલા સ્નેહભર્યા સ્વાગત્ માટે આભાર માનતા જણાવ્યુ હતુ કે હિંદથી હજારો માઈલ દૂર વસનારા મારા ભાઈઓ મને સાભળવા આમ એકઠા થાય છે તેથી માનું છુ કે તમે બધા અમારા મુગા કાર્યની કદર કરો છો સ્વ. રૂસ્તમજી કાકાની અનેક સખાવતોમાની એક તે હિંદી પ્રજાને શોભારૂપ આ પુસ્તકાલય અને તે સાથે હિંદના તારણહાર મહાત્મા ગાંધીજીનુ નામ જોડાયલુ છે, તે સ્વ રૂસ્તમજી કાકાનો મહાત્માજી પ્રત્યેનો અનન્ય પ્રેમભાવ પૂરવાર કરે છે અત્યારે આરાય ભારતને જેણે જાગૃત કર્યો છે અને ભારતવાસીઓ જેને 'મહાત્માજી' તરીકે સંબોધે છે. તે મહાત્મા ગાંધીજી બૅરીસ્ટર થઈને પ્રથમ અહીં જ આવ્યા હતા ને સત્યાગ્રહરૂપી શસ્ત્રનો અખતરો પણ અહીં જ અજમાવી જોયો હતો. વગેરે કહી હિંદુસ્થાનની હાલની રાજકીય તેમજ સામાજિક પરિસ્થિતિનું ટુકમા દિગ્દર્શન કરાવ્યા પછી જણાવ્યું હતું કે પેપરોમાં ઘણીવાર સાઉથ આફ્રિકાના હિંદીઓ તરફ ગોરાઓની ભેદભાવ ભરી દૃષ્ટિના સમાચારો મારા વાચવામાં આવતા

હતા પરતુ નજરે જોવાથી જ સાચો ખ્યાલ આવે છે. અહીં દરિયા કિનારા બીચ' ઉપર કોરપોરેશનની ઈઝીચેરપર કે બેન્ચોપર પણ હિંદીઓ બેસી શકે નહિ; નવા હિન્દીઓને આ પ્રદેશમાં વસવાટ કરવાના દરવાજા તો કાયદાથી બધ કર્યા પણ હિન્દના કૂતરાને પણ અહીં લાવવાની કાયદાથી અટકાયત કરવામાં આવી છેઃ પ્રભુની નજરમાં માનવ પ્રાણી—પછી ચાહે તે કાળા હોય કે ગોરા હોય—સર્વ સમાન હોવા છતાં પ્રભુના બનાવેલા મનુષ્યો માત્ર ચામડીના રગ ભેદે માનવ માનવજાતિ પ્રત્યે આટલી સૂગ ધરાવે, અને પોતાની સત્તાના જોરે માણસ જાતને ન છાજે તેવી રીતના ભેદભાવ દર્શાવે એ અહીં પ્રત્યક્ષ અનુભવ્યા પછી મને ઘણુ લાગી આવે છે. આ બધા અન્યાયો જ્યાંસુધી હિંદુસ્થાન સ્વતત્ર ન થાય ત્યાંસુધી મટવાના નથી. આજનો ક્રાન્તિ યુગ છે. આ ક્રાન્તિયુગમા પરતત્ર દેશની પ્રજાને જગતના કોઈ ખુણામા માનભેર રહેવાનો અધિકાર રહ્યો નથી. સ્વતત્રતાને પથે પ્રયાણ કરવા હિંદ મથી રહ્યુ છે. તેમાં તમે સૌ સહૃદયતા દર્શાવી રહ્યા છો, યથાશક્ય ભોગ આપી રહ્યા છો તે માટે તમોને ધન્યવાદ છે વગેરે વગેરે કહ્યા પછી, બાળકો કે જે ભાવી રાષ્ટ્રવિધાતા છે, તે બાળકોને કેળવવા માટે, માતૃભાષાનુ જ્ઞાન આપી એમના સાચા જીવન ઘડતર માટે અહીં કોઈ સસ્થા ગુજરાતી પ્રજા તરફથી હસ્તિ ધરાવતી નથીઃ તેમ એમની શારિરિક સ્થિતિ સુદૃઢ કરવા વ્યાયામશાળાની કે એવી બીજી કોઈ વ્યવસ્થા ન હોવા માટે ખેદ પ્રદર્શિત કર્યો હતો. વધુમા જણાવ્યુ હતુ કેઃ ભાવી પ્રજાને લાખોનો વારસો આપી જવા કરતાં એમને ઉચ્ચ કેળવણી આપી સંસ્કારી—સારા 'સિટીઝન' બનાવવાનુ કામ વધુ કિમ્મતી છે. ત્યારબાદ સંસારમા સાચુ સુખ મેળવવા માટે સ્ત્રીસમાજના ઉન્નતિ કાર્યમા પુરૂષોએ ઉદાર થઇ ઉત્તેજન આપવા તેમજ એમને અક્ષરજ્ઞાન મળે તેવી કોઈ વ્યવસ્થા કરવા પણ ધ્યાન ખેચ્યું હતું. એ પછી હિંદમાં આજે સ્ત્રીશક્તિ શું કામ કરી રહી છે તેનો આછો

ખ્યાલ આપ્યા પછી અગ્રસ્થમના કેટલાક વ્યવહારિક મતભેદોને અંગત સ્વરૂપ આપી વેગળેરના બી રોપાતા જનહિતાર્થના કામોમા અવરોધ થાય છે માટે તે વૃત્તિ સૌને તજી દેવા વિનતિ કરી હતી અંતમા તેઓશ્રીએ જણાવ્યુ કે મારા આફ્રિકાપ્રવાસનો પ્રાથમિક ઉદ્દેશ મારી કોમને લગતી ઐતિહાસિક હકીકતો મેળવવાનો હતો, પરતુ તે સાથે આ પ્રદેશોમાં સમસ્ત હિંદી પ્રજાની રાજકીય તેમજ સામાજિક હાલતનો અભ્યાસ કરી તેના સાચા ચિતાર સાથે પ્રવાસના અનુભવો એક પુસ્તકાકારે બહાર પાડી ભારતના ભાઇ બ્હેનો સમક્ષ રજુ કરવાનો પણ માગ આ પ્રવાસનો ખાસ હેતુ છે વગેરે કહી આજના સ્વાગત માટે ફરીવાર સૌનો આભાર માની પોતાનું પ્રવચન પૂરૂં કર્યું હતું

ત્યારબાદ પ્રેસિડન્ટ સાહેબે ઉપસંહાર કરતા જણાવ્યુ કે આપણા અત્રે પધારેના સામાજિક કાર્યકર્તા મ્હેમાન ભાઇ ડોસાણીના આપણે આભારી છીએ તેઓ જે મીશનથી આ તરફ આવ્યા છે તેમા તેઓને ફતેહ મળે એવુ ચાહીએ છીએ આજના વક્તાએ ઘણી ઉપયોગી બા તોપર આપણુ ધ્યાન ખેંચ્યુ છે તેનાપર લક્ષ આપી આપણી સામાજિક હાલત સુધારવા આપ સૌને ખુદા સન્મતિ બક્ષે વગેરે કહ્યા પછી છેવટ વક્તાનો આભાર માની શ્રી ભાઈ ડોસાણીને પુષ્પના હાર તોરા એનાયત કર્યા પછી સભા વિસર્જન કરવામા આવી હતી

## ગુજરાતી મહિલા મંડળની સભા

અત્રેના શ્રી ગુજરાતી મહિલા મંડળની એક સભા શ્રીમતી સૌ બ્હેન ઝવેરબાઈ પટેલના અધ્યક્ષપણા નીચે તા ૨૦-૨-૩૨ ના બપોરના ૩ા વાગતે વિક્ટોરિયા સ્ટ્રીટપર આવેલ સુરતી હિંદુ એસોસિએશનના હોલમા મળી હતી જેમા હિંદુ બ્હેનોએ સારી સંખ્યામા હાજરી આપી હતી

મહિલા મડળની સભાને લગતી જાહેરાત મહિલા મડળનાં મત્રીઓ સૌ બ્હેન નવલ બ્હેન પ્રાણલાલ ધ્રુપેલિયા તથા સૌ પાર્વતી



અ સૌ બ્હેન ઝવેરબાઈ ભાઈલાલ પટેલ
પ્રેસિડન્ટ ગુજરાતી મહિલા મડળ ડરબન

બ્હેન ડાયાભાઇ દેસાઇની સહીઓથી હસ્તપત્રિકાઓ છપાવી કરવામા આવી હતી જેનો પ્રગટ થયેલો અહેવાલ આ પ્રમાણે

'સભાના કામની શરૂઆત કરતા પ્રેસિડન્ટ બ્હેન ઝવેરબાઈએ

આ મચ્ચાની સ્થાપના ને તેના ઉદ્દેશ સબધી હુ મા જણાવ્યા પછી ભાઈ ડામાણી તથા આપણી બ્હેનોની ઉન્નતિ અર્થે મમાજ મેવામા મચ્યા રહેના બ્હેન લક્ષ્મી બ્હેનનો ટુક પરિચય ગ.ચા પછી આ બ્હેનોના મ ડ તરફથી પુષ્પના હાર તોરા એનાયત કરી સ્વાગત કરવામા આ યુ હતુ અને બન્ને ભાઈ બ્હેનને આશિષો આપી હતી

ત્યારબાદ લોહાણા જ્ઞાતિના એક બ્હેન રતનબાઈએ પોતાની વાણીમા કહ્યુ હતુ કે—ભાઇ નાગબણજી અમારી નાતના છે તેનો મત ા આપણે કરીએ છીએ આમા હુ બહુ થોડુ સમજુ હુ તો અનાજ ન ખાઉં ને શકરની ભક્તિ કરૂ । વગેરે

ત્યારબાદ પ્રેસિડન્ટ બ્હેન ઝવેરબાઈની સુચનાથી ભાઈ ડામાણીએ સર્વ બ્હેનોને વદન રતા જણાવ્યુ કે —બ્હેનો તમે મને જે આનકાર આપો છે ને તેમા માગ માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે તે તમારી સજ્જનતા અને તમાગ હૃદયની શુદ્ધ ભાવના હુ માનુ છુ-તે માટે આભાર માનુ છુ હુ તો એ વિદ્યાર્થી–સેવક છુ તમારી આશિષના પ્રભાવ ૮ તમે હુ તેવો બનુ એવી શક્તિ પ્રભુ મને બક્ષે એવ માગુ છુ બ્હેન ઝવેરબાઇ કે જે બ્હેને પોતાના નાન બાળ ની પ્રકૃતિ અસ્વસ્થ હોવા છતા પણ કેડમા તેડી આ મેળાવડો આગોપાગ રીતે યોજવામા બ્હેનોને ઘેર ઘેર જઇ જે આઠ દહાડા અવિશ્રાન્ત શ્રમ લીધો છે તે જાણ્યા પછી મને આ સેવામૂર્તિ બ્હેનના હૃદયમા દેશબ્હેનોની સેવાની લાગની તાનાવેલીનુ ભાન થયુ છે આવુ એક સ્ત્રીરત્ન અહીં વિરાજે છે તેનો લાભ અહીંની બ્હેનો લેવામા ઉદાસીનતા સેવે તો તે મભાગ્યની વાત કહેવાય તે પછી સામાજિક બાબતોપર આવતા બાળલગ્ન રડવાકૂટવાની નિંદ્ય પ્રથા, મરણ પાછવાડેના ભોજન આદિ કેટલીક ખરાબ રૂઢીઓને ખાસ કરીને બ્હેનો જ અપનાવી રહી છે તેથી થતા ગેરફાયદા વગેરે સરળ રીતે બ્હેનોને સમજાવ્યા પછી આજે હિંદુસ્થાનની બ્હેનો દેશને ને સમાજને

માટે કેવકિવા ભોગ આપી રહી છે તેનું અસરકારક ધ્યાન કર્યું હતું: જેની બ્હેનોના હૃદયમાં ઘણી ઉંડી અસર થઈ જણાઈ આવતી હતી. આવી કેટલીક નિંદ્ય પ્રથાઓને બ્હેનો ધારે તો તે જલદીથી દૂર કરી શકે છે. બીજુ અહીં મોટી બ્હેનોને અક્ષરજ્ઞાન આપવાનું કશું સાધન નથી, તેમ મને કહેવામાં આવ્યું છે. પણ આ સબંધે અહીંના કેટલાક ગૃહસ્થો સાથે વાત થતાં એમ જણાય છે કે આ ભાઇઓ આવા કામમાં મેંકડો પાઉન્ડો આપવા તૈયાર છે પણ બ્હેનો એવી કોઇ તેના લાભની પ્રવૃતિમાં પણ ભાગ લે તેમ નથી. આ વાત જો ખરી હોય તો મને ખેદ થાય છે. ભાઈ ભાઇલાલ પટેલે મને કહ્યું કે: અમારી લાયબ્રેરીમાં ખાસ શુક્રવારે ૩ થી ૫ સુધીનો ટાઈમ ખાસ બ્હેનો માટે વાંચવાનો રાખવામાં આવ્યો છે પણ કોઈ લાભ લેતુ નથી. તે વાત પણ ઉપરના કથનને ટેકો આપે છે. તો બ્હેનો! તમે અઠવાડિયે એક કલાક જરૂર એવો સમય મેળવો. તમે ભણેલા ન હો તો બીજી ભણેલી બ્હેન તમને સારૂ વાંચી સંભળાવે ને તમે સાંભળો તેમ ગોઠવણ કરો. શરીરની માફક મનને પણ ખોરાક આપવો જોઈએ. નહિ તો મન સંસ્કારી ન બને. તે પછી રેશમી વસ્ત્રો ને વિચિત્ર વિલાયતી અલંકારો તજીને હિંદુસ્થાનનું બનેલુ કપડું પહેરો. આપણી દેશ બ્હેનો ઉપર અત્યારે લાઠીઓના માર પડે છે. અપમાન થાય છે. તે દેશ બ્હેનો પ્રત્યે તમને જરા પણ લાગણી હોય તો તમારે એક વાર કપડું પણ વિલાયતી ન ખરીદવું એ તમારો ધર્મ ચોખ્ખો છે. આ બાબત ઘણુ વિગતેથી સમજાવવામાં આવ્યું હતું. છેવટમાં ભાઈ રામાણીએ જણાવ્યું હતુ કે, હું બ્હેન લક્ષ્મી બ્હેનને તમારો સંદેશો પહોંચાડીશ. તમારા હૃદયનો એ બ્હેન પ્રત્યેનો સદ્‌ભાવ પણ સમજાવીશ. વગેરે કહી ફરીવાર બ્હેનોનો આભાર માની પોતાનું પ્રવચન પૂરૂં કર્યું હતું.

ઉપસંહારમાં પ્રમુખશ્રી બ્હેન ઝવેરબાઈએ લાજ ઘુમટો, ને રડવા કૂટવાનો રિવાજ પોતાના સુરતના સમાજમાં નથી પણ

કાઠિયાવાડીઓમા જ છે તેવો ખુલાસો કરી સર્વ પધારેલી બ્હેનોને, ભાઇ ડામાણીએ જે કેટલીક મુદ્દાની ને આપણા હિતની વાતો સમજાવી છે તે ઉપર ખાસ લક્ષ આપી તે મુજબ થોડુ પણ આચરણમા ઉતારવા અપીલ કરી હતી અને ત્યારબાદ ખુશ ખુશાલ રીતે મેળાવડો વિસર્જન થયો હતો '

## સ્નેહી મંડળ

અહીં શ્રીમાન શેઠ શ્યામજીભાઈ દેવશીને ત્યા ઉતર્યા હતો શ્રી પુરૂષોતમભાઈ દેવશીએ પોરબંદરથી જ આ બધો પ્રબંધ કરી આપ્યો હતો શેઠ શ્યામજીભાઇ શાંત સ્વભાવના મિલનસાર અને માયાળુ સદ્‌ગૃહસ્થ છે એમને ત્યા ડરબનમા એક માસના મારા નિવાસ દરમ્યાન મને આ પરાયુ ઘર છે એવુ જણાવા દીધુ નહોતુ, ઉપરાંત પોરબંદરથી શ્રીમાન શે પુરૂષોતમભાઈ દેવશીના પણ દર સ્ટીમરમા મારા માટે ભલામણ પત્રો ચાલુ હતા

શ્રી શ્યામજીભાઇએ પહેલે જ દહાડે મને શ્રી ખેતશી હરિભાઇનો પરિચય કરાવ્યો શ્રી ખેતશીભાઈ ભારે પ્રેમી અને લાગણીવાળા સરકારી બધુ મૂળ જોડીઆના વતની એમનુ કુટુમ્બ દેશમા હોવાથી તેઓશ્રી પોતાનો કામ ધંધો કોરે મૂકી મારી સાથેને સાથે જ રહેતા ભદ્ર પુરૂષો સાથે પરિચય કરાવવામા, શહેરના જોવા લાયક સ્થળોએ લઈ જવામા ટુકામા મારી સર્વ પ્રવૃત્તિમા સાથ કરતા પોતે વધુ ાળજી કરતા આ શુભેચ્છક ભાઈના હૃદયની સ્નેહભાવનાના મીઠા સ્મરણો સદાય તાજાં જ છે

## શનિવારનું રાત્રિ મંડળ

દર શનિવારની રાત્રે ભાઇ પ્રાગજીભાઈ વીમનજીના ભવ્ય મકાનમા ભાઈ હરિભાઈ આદિ કેટલાકની ખત્રી, ભાઈ કરશન શવજી ગણીગા. ભાઈ ગી ગ્ઢી છે. તેઘજી પારેખ, ભાઈ વ્રજલાલભાઇ, મનુભાઇ, નાયાભા પડી આજોગજ, શ્રી ખેતશીભાઇ વગેરે યુવક મિત્રોનું

મંડળ જામતું: અને ગમ્મત સાથે મોડી રાત સુધી ગંજીપાની રમત રમાતી: સ્નેહીઓનાં આ સમેલન અને સહવાસનાં મીઠાં સ્મરણો શેં ભૂલાય ?

## ડરબન ' બીચ '

ભાઈ મનજીભાઈ ઓધવજી તથા ખેતશીભાઈ સાથે મોટરકારમાં તા. ૮-૨-૩૨ ની સાંજે નોર્થથી સાઉથ તરફ ફરવા ગયા, અને ત્યાંથી 'બીચ' પર આવ્યા. સારાય આફ્રિકા ખડમાં અહીંના 'બીચ' જેવી હૃદયંગમ સુંદરતા અન્ય કોઈ સ્થળે નથી. 'બીચ' ઉપર થતી દીપમાલિકા સ્વર્ગ ખડું કરે છે.

ગોરાં સ્ત્રી પુરૂષોને ન્હાવા માટે Swimming bath બાંધેલા: સમુદ્રમાં લોખડના સ્તભ ગોઠવી બહુ વિશાળ જગ્યામા લોખડની મજબુત જાળી બાંધેલી. તેમાં સ્નાન કરવાનો ડ્રેસ પહેરી ગોરી સ્ત્રીઓ તેમજ પુરૂષો સાથે ન્હાય, બાળકોને પણ તરવાની પ્રેક્ટીસ એની માતાઓને લાકડાંના બનાવેલ પાટીયાંથી કરાવતી જોઈ, કોઈપણ જોનારને ઘડીભર આશ્ચર્યમાં ગરકાવ કરી દે. શનિવારે તેમજ રવિવારે 'બીચ' ઉપર સાંજના ચાલવા જગ્યા ન મળે તે ઉપરાંત રમત ગમ્મતનાં પણ તેટલાંજ સાધનો તૈયાર ! એટલે મોટો મેળો જામે છે. અમે દર શનિવારે, રવિવારે રચાતી આ ગોરાઓની સ્વર્ગપૂરી જોવા આવતા.

## વેરૂલમ

તા. ૧૩-૨-૩૨ ના રોજ શ્રી. શ્યામજીભાઇ દેવશી, ખેતશીભાઇ, મનુભાઈ, હરિલાલભાઇ, રાણીંગા વગેરે સ્નેહીઓની મડળી, શ્યામજીભાઇની કારમાં વેરૂલમ ગયા. વેરૂલમ ડરબનથી ૧૫-૧૬ માઇલ દૂર થાય છે. ત્યાં રાણાવાવ નિવાસી ભાઇ ચુનીલાલ રાઘવજી પારેખની દુકાનો છે. ચુનીલાલ બ્રધર્સના નામે હોલસેલ અને પરચુરણ બીઝનેસ કરે છે. આ ભાઇ ચુનીલાલ તેમજ વ્રજલાલભાઇ તથા બીજા

ત્રણ ભાઇઓ મલી ૫ ચેય ભાઈઓ સાહિત્યવિલાસી સુવકો છે ત્ના બીજાએક ગૃહસ્થ રાઘવજીભાઇ ડગનાથની પણ મુનાકાત થઇ આ ગૃહસ્થ પણ ઘણા પ્રેમાળ અને માયાળુ સ્વભાવના છે એમની એક પુત્રી બ્હેન નદુબાઇ પણ વિદુષી છે ત્યાથી રોન્ગાત થઇ સાજના પાછા ડરબન આવી ગયા

## ફીનીક્સ

અહી હિંદીમાનિબીના ૨ અવાડિક વર્તમાનપત્રો ગુજરાતી– અગ્રેજીમા પ્રગટ થાય છે ઇન્ડિયન વ્યુઝ ' અઠવાડિક એક ઇસ્લામી મધુના તત્રીપણા નીચે પ્રગટ થાય છે જેમા કોઇવાર કોમીભાવ તરવરતો દખાય છે બીજુ ઇન્ડિયન ઓપિનિયન મહાત્મા ગાધીજીએ શરૂ કરેલુ તે હાલ એમના ચિ મણીલાલ ચનાવી રહ્યા છે ફીનીક્સમા એક ફાર્મ છે, તેમા પ્રેસ તેમજ રહેવાને એક ધાબ્નો સુશોભિત બગલો છે બગનામાન ફર્નીચર તમજ બીજા સુખ સગવડના સાધનો કળામય રીતે ગોઠવાયેના જોવાય છે આ ફીનીક્સ ફાર્મ જોવા પણ અમે એક દિવસ શ્રી શ્યામજીભાઇની કારમા, શ્યામજીભાઈ ભાઈલાલ ભાઈ પટેલ તેમજ ખેતશીભાઈ વગેરે ગયા હતા શ્રી મણીલાલભાઈ સપત્નીક ટ્રાન્સવાલ તરફ લવાજમો વસુલ કરવા ગયા હતા પણ અન્ય એક પટેલ બધુ હતા પ્રેસ બાઇન્ડીગ ખાતુ ફાર્મ વગેરે બધુ જોઈ અમે સાજના પાછા ફર્યા મહાત્મા ગાધીજી ડરબનથી ૧૫ માઇલ દૂર અહીં ફીનીક્સમા રહેતા હતા એ મહાપુરૂષની માદાઇ આ સ્થાને હવે એમની ગેરહાજરીમા રહી હોય એવુ જણાયુ નહિ

## સોની ભાઇઓમાં લગ્ન

અહીં પરજિયા સોનીમા ગગાણા ને પટણી એમ ૨ વિભાગ છે બન્ને વિભાગોમા અરસપરસ રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી સોની ભાઈઓ મોટે ભાગે અગ્રેની રોડપર રહે છે આ

સોનીભાઈઓમાં લગ્નાદિ વ્યવહાર પણ ઘણીવાર હવે અહીં જ થાય છે. તેના લગ્નમાં 'કમાર વિધિ' જરા જોવા જેવો છે. આ કસાર વિધિમાં વર પક્ષ તરફથી ખાસ સુનદા ખાનારા ચુટાય છે, વર, અણુવર, તથા બીજા ૫ જણ ફરતા ગોળ બેસે વચમાં એક મોટા થાળમાં ચોખા ખાંડ ને ઘી ભેગુ કરી પીવાય. આ વખતે ખાનારપીનારની પૂરી કસોટી થાય છે. ઘીની ધાર ચાલુ જ રહે છે. જે ભાઈઓ આ માટે નિયત કરેલા હોય છે તેમાંથી કેટલાક હુશિયાર ભાઈઓ ખિસ્સામાં અથાણાં પણ ઘેરથી કોઈ કોઈવાર લઈ આવે છે. આ કમાર વિધિ થવા પછી ચોરી બાંધી ફેરા ફેરવાય છે એકવાર ડી. કે સોનીના પુત્ર ગોપાલભાઈના લગ્નમાં મેરિટ્ઝબર્ગમાં તેમજ બીજીવાર ડરબનમાં સોની કારાભાઈ દેવરાજને ત્યાં આ લગ્ન પ્રસગ જોવાનો અવસર અમને મળ્યો હતો

## સ્નેહીઓનાં સ્મરણો

ભાઈ હરિલાલ ઠાકરશી ખત્રી, ભાઈ રાણીંગા, ભાઈ વ્રજલાલ ભાઈ,માસ્તર ગોસલીઆ, વલ્લભદાસ હેમગજ, મનુભાઈ, પ્રાગજીભાઈ, શ્રી. ભાઈલાલ પટેલ આદિ સર્વ મિત્રોને ત્યાં મીઠી મ્હેમાનીઓ માણી. એમના સહવાસે ઘણુ જોયુ, જાણ્યુ ને એકમાસ સુધી અનેરો આનદ મેળવ્યો

હવે આવતી કાલે તા. ૩–૩–૩૨ ના ડરબન છોડી મારે ટ્રાન્સવાલ તરફ જવાનુ હોવાથી ભાઇ રાણીંગાને રેલ્વેની સેકન્ડ ક્લાસની ટિકીટ બુક કરાવવા મોકલ્યા

ડરબનથી પ્રિટોરિયા સુધીનુ રેલ્વેનુ સેકન્ડ ક્લાસ ભાડુ પાઉન્ડ ૩–૩–૭ પડે છે અહીંથી લગભગ ૨૩ કલાકે મેલ ટ્રેન પ્રિટોરિયા પહોંચે છે.

## સ્ટેશનપરથી વિદાય

તા. ત્રીજી માર્ચના બપોરના ૧ વાગતે હુ અત્રેથી પ્રિટોરિયા જવાનો હોવાથી રેલ્વે સ્ટેશનપર સ્નેહીઓનો સમૂહ એકઠો થયો.

શ્રીમાન શેઠ શ્યામજીભાઇ દેવશી શ્રી. ખેતશીભાઇ આદિ સ્નેહીજનોની આંખ ભીની થઇ, હૃદયની લાગણી હૃદયથી અનુભવાઇ- શ્રી. પ્રાગજીભાઈ, મનુભાઈ, રાણીંગા, હરિલાલભાઈ, વલ્લભદાસ ઇ. સ્નેહીજનોએ પુષ્પના હારતોરા એનાયત કરી સાચી સૌજન્યતાની પ્રતિતી કરાવી શ્રી. શ્યામજીભાઇ તથા ખેતશીભાઇએ વસમી વિદાય આપી મકર સફળ ન્હાઇ વળતાં ગદ્‌ગદ્ કંઠે સર્વ ઈષ્ટ મિત્રોનો આભાર માની વિદાય લઇ બપોરના ૨ વાગતે મેં ડરબન છોડયુ ને ટ્રાન્સવાલ જવા નીકળ્યો.

## સાઉથ આફ્રિકા રેલ્વે

રેલ્વે પ્રજાની સગવડ માટે છે એમ જે કહેવાય છે તેનો પ્રત્યક્ષ અનુભવ આ સ્વતંત્ર દેશમા મને થયો. હિંદીઓ માટે અહીંની રેલ્વેમાં એક જુદો કમ્પાર્ટમેન્ટ રાખવામા આવે છે તેના ઉપર 'રીઝર્વડ' અંગ્રેજીમા લખેલુ હોય છે. તે કાં તો સૌથી આગળ એન્જીનની પાસે ને કાં તો સૌથી છેલ્લો ટ્રેનસાથે જોડાયલો હોય છે. અહીં હિંદીઓ ઘણું કરીને સેકન્ડ ક્લાસમા જ મુસાફરી કરે છે, ઈન્ડિયાની રે'વેના નોકરો જેટલા તુકમિજાજી ને પેસેન્જરો સાથે કઈક અતડી વર્તણુક ચલાવે છે તેથી ઉલટું અહીંની રેલ્વેના નોકરો ઘણા જ વિનયી અને સભ્ય વર્તન ચલાવનારા છે કોઈપણ મુસાફરને રે'વે તરફથી જરાય તકલીફ પડે અગર રેલ્વેના નોકરોમાથી કોઇએ અસભ્ય વર્તન કર્યું હોય તો તે રેલ્વે સત્તાવાળાઓને લખી મોકલે તો તેવા નોકરોની સખ્ત ખબર લઇ નાંખવામાં આવે છે 'ટિકીટચેકરો' કંપાર્ટમેન્ટમા આવતા 'Ticket please' કહી ટિકીટો ચેક કરી જાય છે. વળી તેઓ ફરજ બજાવવામાં બહુ જ કાબેલ હોય છે, રેલ્વેમાં સાંજના ૬॥–૭ નો સમય થતા એક નોકર આવી પેસેન્જરોને બિછાના જોઇએ છીએ? તે પૂછવા આવે છે. આ બિછાનું આપવા માટે એક રાતનુ ભાડારૂપ શિલિંગ ચાર્જ કરવામા આવે છે. જે પેસેન્જર બિછાના માટે ઓર્ડર આપે તેને

માટે બિછાનુ લાવી પાથરી દે છે ને સવારે પાછો તે નોકર આવી બિછાનું લઇ જાય છે.

ટ્રેનસાથે 'રેસ્ટોરન્ટ કાર' પણ હોય છે. જેનો 'સ્ટુઅર્ટ' ટાઈમસર પૂછવા આવે છે કે કંઈ ખાવાનું ચાહ, કોફી વગેરે જોઇએ છીએ? આ બધી ખાવાની વસ્તુઓના પણ ભાવ ફીકસ કરેલા હોય છે કે જેથી કોઈ પેસેન્જર પાસેથી વધુ ઓછું લઇ શકાય નહિ. આ પ્રમાણે અહીંની રેલ્વે પ્રજાની સગવડ માટે છે એની મને ખાત્રી થઈ અને એ પણ વિચાર થયો કે અમારા દેશની રેલ્વેના નોકરો આટલા વિનયી ને પોતાની ફરજ પૂર્ણપણે અદા કરનારા કયારે થશે?

અહીં રેલ્વે મેલ ટ્રેનમાં થર્ડ કલાસ કમ્પાર્ટમેન્ટ રહેતા નથી. રેલ્વેના ડબ્બાઓ એવા પ્રકારના હોય છે કે તે પહેલેથી છેલ્લે સુધી તેમાં સળગ જઇ શકાય છે. હિંદની માફક એક ડબ્બામાં ટિકીટચેકરે ટિકીટ તપાસી લીધા પછી તે ડબ્બામાથી ઉતરીને બીજા ડબ્બાનો દરવાજો ખોલીને તેમાં જઈ શકે છે તેમ અહીં કરવુ પડતુ નથી. એ ડબ્બાઓમાં સ્વચ્છતા પણ ઘણી સારી હોય છે હમેશાં બે વખત ઝાડુ કાઢનાર આવી ઝાડુ કાઢી જાય છે. પાણી પીવાને માટે કાચની કોઠીમાં પાણી ભરેલુ હોય છે ને તે સાથે કાચનો ગ્લાસ પણ મૂકેલો હોય છે. W. C. માં પાણીની સવડ. હાથ ધોવાને સાબુ તથા લૂછવાને માટે માટે ટૂવાલ મૂકેલા હોય છે અને તેમાં પણ મોઢુ જોવાને કાચ જડેલા તો હોય જ.

આ સાઉથ આફ્રિકા રેલ્વે એક શિલિંગ ચાર્જ કરી પેસેન્જરનો રેલ્વે અકસ્માતનો વીમો પાઉન્ડ ૫૦૦ નો ઉતારે છે ને તેની પણ ટિકીટ આપે છે. એ અકસ્માતનો વીમો મેં પણ ડરબનથી ટિકીટ બુક કરાવતી વખતે ઉતરાવ્યો હતો.

## મૌલવી સાહેબની મુલાકાત

ડરબનના મારા સ્નેહી–મિત્રોને 'ગુડબાય' કરી હું ભારે હૈયે

ટ્રેનમાં રવાના થયો મારા કમ્પાર્ટમેન્ટમા મારી સાથે એક ઇસ્લામી મૌલવી સાહેબ હતા તે મે લગભગ ગતના ૭ વાગ્યા પછી જાણ્યુ કારણુ કે ડરબનના સ્નેહીજનોથી છૂટા પડતા મારૂ હૃદય ઉદ્વેગપૂર્ણ હોવાથી મારા મનને બીજી તરફ વાળવા હુ ચાલતી ટ્રેને કાચની અરધી બારી ખોલી ડુગરાની હાર, ઉંચી નીચી ટેન્રીઓ, વૃક્ષોના વૃંદ ને તેમને પ્રદક્ષિણા કરતી જતી સુસવાટભરી ચાલતી ટ્રેન વગેરે કુદરતી દશ્ય જોવામા તલ્લીન બની ગયો હતો ઠડીનો ચમકાર પણ સાજના ૭ વાગ્યા પછી જરા માલુમ પડયો હતો સાજના ૭ વાગ્યા પછી એક ઇસ્લામી મૌલવી સાહેબ જેવા જણાતા ભાઇએ મીઠી જબાનથી મને પૂછયુ 'આપ કહા જાયગે ?'

મેં કહ્યુ હું વિઝીટર છુ ને પ્રિટોરિયા જવાનો છુ પછી તો અમારી વચ્ચે કેટલીક વાતો ચાલી મને લાગ્યુ કે મૌલવી સાહેબ ટ્રાન્સવાલના જ વતની છે એટલે ટ્રાન્સવાલના હિંદીઓની સામાજિક હાલત સાધે જાણવાની મારી જીજ્ઞાસાથી કેટલીક આડીઅવળી વાતો તેમનાથી જાણી મારી સાથેની પ્રત્યેક વ્યવહારિક વાતમા પણ એમનું ધર્માભિમાન તરવરી આવતું હતુ મને તો એમની વાતોમા રસ પડયો પણ એ મૌલવી સાહેબને પણ મારા જેવા સથવારાથી જાણે સતોષ થયો હોય તેમ લાગ્યુ

આમ વાતચિતોમા લગભગ ગતના ૮ વાગ્યા પછી પોતાની પાસેના ફૂટના કડીઆમાથી થોડુ ફ્રૂટ લેવા મને આગ્રહ કર્યો તે પહેલા મેં એક કપ ચાહ મગાવ્યો ને ડરબનથી મને સાથે બધાવેલ પૂરીનો નામતો કરી લીધો હતો તેથી મેં ઉપકાર સાથે ફ્રૂટ લેવાની અનિચ્છા દર્શાવી, પણ મૌલવી સાહેબે આગ્રહ ન છોડયો તેથી મેં એક બે મુસમી ને ૧–૨ પીચિસ લઇ ખાધા પછી તો જાણે મૌલવી સાહેબ પોતાના મુરીદોને ઈસ્લામ ધર્મનું તત્ત્વ સમજાવતા હોય તેમ મને પણ સમજાવવા લાગ્યા એ રીતે ધાર્મિક બાબતો છેડાઇ હું પણ હિંદુધર્મની વિશાળતા, ઉદારતા ને બધા ધર્મ સંપ્રદાયો એ હિંદુ

ધર્મરૂપી સમુદ્રનાં બિંદુઓ છે એ ધોરણે ચર્ચા કરવા લાગ્યો. તેથી મૌલવી સાહેબ સમજયા કે આ પણ થોડું થોડું જાણે છે. આ વાર્તાલાપમાં લગભગ રાતના બે વાગ્યા ને પછી અમે સૂઇ ગયા.

## ટ્રાન્સવાલને રસ્તે

મને ડરબનથી નીકળતાં સુચના અપાઇ હતી કે ટ્રાન્સવાલની સરહદમાં પ્રવેશતાં તમારી પાસેનો પાસપોર્ટ જોવા ઇમીગ્રેશન ખાતાનો કોઇ માણસ આવશે, પરન્તુ કોઇ આવ્યું હોય એમ લાગ્યું નહિ. બીજે દહાડે સવારના લગભગ ૮ વાગતે અમે જરમીસ્ટન જંકશને પહોંચ્યા. ત્યાં મૌલવી સાહેબને જોહાનિસ્બર્ગ તરફ જવાનું હોવાથી તેઓશ્રી તો બેસી રહ્યા કારણ કે તે ટ્રેન જોહાનિસ્બર્ગ જતી હતી. હુ ઉતરી ગયો કારણકે મારે પ્રિટોરિયા જવું હતુ. ત્રણ કલાક જરમીસ્ટન જંકશને મારે ખોટી રહેવું પડયુ. ૧૧ વાગતે મને પ્રિટોરિયા જવાની ટ્રેન મળી. તેમાં બેસી હુ રવાના થયો ને તા ૪–૩–૧૯૩૨ના બપોરના ૧૨–૩૫ મિનિટે પ્રિટોરિયા સ્ટેશને પહોચ્યો.

સ્ટેશન ઉપર અત્રેના ગોપાલદાસ કાળા કું. વાળા ભાઇ જીવણદાસ તથા લુઇસટ્રીચાર્ડથી આવેલ એક ભાઇ મને લેવા આવેલા હતા. મારો સામાન ઉતારી મોટરકારમાં મૂકયો અને શહેરથી લગભગ ૨ા–૩ માઇલ દૂર ઇન્ડિયન લોકેશનમા એમની દુકાને પહોચી ગયા. આ પ્રિટોરીઆ શહેરમાં લોહાણા બધુનું ઘર આ એક જ. તે મારા સબધી પણ થતા હતા એટલે સ્વાભાવિક-રીતે મારે એમને ત્યાં જ ઉતરવાનું હોય.

# ટ્રાન્સવાલ

## પ્રિટોરિયા

પ્રિટોરિયા શહેર એ યુનિયનનું પાટનગર છે ચોતરફ Hills ટેકરીઓની વચ્ચે આ રળિયામણુ શહેર છે

ડરબનથી પ્રિટોરીયા ૫૦૯ માઈલ દૂર થાય છે દરિયાની સપાટીથી આ શહેર ૪૪૭૧ ફુટ ઉંચુ હોવાથી ઠંડી વિશેષ પ્રમાણમાં રહે છે શહેરના ને યુરોપિયન ગોરી ચામડીના વસવાટના રસ્તાઓ અતિ રળીઆમણા સ્વચ્છ અને બન્ને બાજુ વૃક્ષોની હારમાળાથી શોભી ઉઠે છે સાથે એટલુ જણાવી દેવુ જોઇએ કે હિંદીઓ નેગ્રીવો ને કલર્ડના લોકેશનોમા રસ્તાઓ કે એવી જ બીજી સગવડો માટે બહુ દર કાર અહીંની કોરપોરેશન કરતી જણાતી નથી કારણ કે તે ગોરી ચામડીના વસવાટની જગ્યા નથી

ડચ-બોઅર પ્રજા તે આપણા દેશની કાઠી પ્રજા જેવી ખુમારી ધરાવે છે તેઓ મોટે ભાગે ખેડુત છે અત્યારે ગવર્નમેન્ટ પણ ખેડુતોની છે પ્રાઇમ મિનીસ્ટર મી હર્ટઝોગ ને મિ પીરો વગેરે ખેડુત જ છે તેથી ખેડુતોના લાભ કેમ સચવાય તે તરફ પૂરતી કાળજી ધરાવે છે ડચ લોકો ભોળા સ્વભાવના હોવા છતા થોડો સમય થયા જુ લોકો તેને હિંદીઓ વિરૂદ્ધ ભભેરતા રહેતા હોવાથી તેઓની લાગણી પણ ઇન્ડિયનો પ્રત્યે ફેરવાઇ ગઇ છે

અહીં પ્રોવિન્સિયલ કાઉન્સિલ તેમજ આખા યુનીયનની સુપ્રિમ કોર્ટ છે. યુનીયનની પાર્લામેન્ટ કેપટાઉનમાં બેસે છે. વેપારી તરીકે જ્યુ લોકો માતબર બનેલા છે, અને હિંદીવાનોની ઇર્ષ્યા કરનાર મોટે ભાગે આ જ્યુ-યાહુદી વેપારીઓ છે. તેઓ પૈસેટકે માતબર બનેલા હોવાથી યુનીયન ગવર્નમેન્ટમાં પણ મોટી લાગવગ ધરાવે છે. અંગ્રેજ વેપારીઓ પણ તેટલીજ છુપી ઇર્ષ્યા હિંદીવાનોની કરનારા છે.

## હિન્દી ભાઇઓ

અહીં રાણાવાવ તરફના મેમણ લોકો મોટા વેપારીઓ તેમજ પ્રોપરટી ધરાવનારાઓ છે. તેઓનો લતો ' પ્રિન્સ લૂ સ્ટ્રીટ ' છે જેમાં થોડા હિંદુભાઈઓના પણ ઘર છે.

તે સિવાય ઇસમાઇલી ખોજા ભાઈઓના આઠ-દસ ઘરો છે. તેઓ મુખ્યત્વે ઇન્ડિયન લોકેશનમાં રહે છે. તેઓ પણ પરચુરણ વેપાર કરે છે. સાધનસંપન્ન છે. આટલી નાની સંખ્યા હોવા છતાં પાઉન્ડ ૪ હજારનાં ખરચે એશિયાટીક બઝારમાં (લોકેશનમાં) એક ખાનું બંધાવેલું છે. આ ધર્મસ્થાનની ઇમારત અતિ ઉંચી ને આકર્ષક છેઃ જેમાં એ કોમના બાળકોના શિક્ષણ માટે ખાનગી સ્કૂલ ચલાવાય છે.

મેમણભાઈઓની પણ મસ્જીદ, લાયબ્રેરી વગેરે છે.

બાકી દરજી ભાઇઓ, ધોબી, મોચી અને ફ્રુટ તેમજ રેશમની ફેરી કરનાર બારડોલી તરફના કોળી ભાઈઓ છે.

લોકેશનમાં પણ ઇન્ડિયનોને જમીન વેચાતી લેવાનો હવે હક નથી.

## કેડક કાયદો

આ પ્રદેશમાં ગૌરાંગ લલનાઓ સાથે કોઈ હિંદી વ્યભિચાર કરે તો તે માટે સખ્તમાં સખ્ત કાયદો છે. સન ૧૯૨૪માં એક ઇન્ડિયનપર આવી જાતનો કેસ ચયેલો તેમાં મેજીસ્ટ્રેટ સાહેબે કહેલું કેઃ " તમે લોકો તમારામા ગમે તેવી ગોલમાલ કરો

તે સાથે અમને લાગતુ વળગતું નથી. પણ ગોરી ચામડી સાથે આવી વર્તણૂક કોઈ રીતે ચલાવી લઈ શકાશે નહિ." આવી મત્તલબનું કહી તે ગુન્હેગારને સખ્તમા સખ્ત સજા—૭ વર્ષની જેલની ઠોકી હતી. બીજી દૃષ્ટિએ વિચારીએ તો આ કાયદો હિંદીઓને માટે એક રીતે બહુ લાભદાયક પણ થઇ પડયો છે. જો તેવો કડક કાયદો નહિ હને તો કેટલાક હિંદીઓની પરણેતર સ્ત્રીઓ બિચારી દેશમાં ઉન્હાં આસુ સારતી સડાઇ જાત.

## અન્યાય પરંપરા

હિંદી બાળકોને કેળવણી લેવા માટે જોઇએ તેવાં આ યુનીયનમાં સાધનો નથી સ્કૂલોમાંથી ગુજરાતી ભાષાનો બહિષ્કાર કરવામાં આવ્યો છે. ડચ અને અંગ્રેજી શિખવાય છે. યુનિવર્સિટિમા ગોરી ચામડી સાથે અભ્યાસ કરવાનો ઈન્ડિયનોને હક નથી. નાટાલ-ડરબનમાં હિંદીઓ માટે હમણા બે ત્રણ વર્ષ થયા શાસ્ત્રી કૉલેજ હસ્તિમા આવી છે પણ ત્યા એટલે લાંબે ટ્રાન્સવાલના હિંદીઓ ભાગ્યે જ પોતાના બાળકોને ભણવા મોકલે ખાનગી શિક્ષકોની સ્કૂલોથી માતૃભાષાનું થોડું શિક્ષણ બાળકોને અપાય છે

માનવ જાતિના કુદરતી હકોથી પણ આ ચામડીનાં અભિમાન ધરાવનારી સત્તાધારી પ્રજાએ હિંદીઓને વંચિત રાખ્યા છે ટુંકમાં આ પ્રાંતમા હિંદીઓ કોઇ રીતે સ્વમાનભર્યું જીવન ગુજારે તેવા સંજોગો કાયદાના બંધનોથી ન રહી શકે તેવા રસ્તાઓ લેવાયા છે ને હજી જાણે અધુરૂં હોય તેમ નવા નવા અંકુશો મૂકાતા જાય છે.

અહીં ડોમીસાઇલ થયા હોય તેવા હિંદીઓના સંતાનનો પણ જો દેશમા જન્મ થાય તો તે જન્મેલા બાળકને અહીં વસવાનો અધિકાર રહેતો નથી એવો કાયદો છે.

સન ૧૯૨૭થી દરેક પ્રકારના વસાહતીઓએ યુરોપિયન સ્ટેન્ડર્ડ પ્રમાણે જ અહીં રહેવાનો કાયદો થયો છે.

હાલ અહીં એક લોખંડની ખાણ હસ્તિમાં આવી છે. હવે રેલ્વેમાંથી લેબરર તરીકે પણ હિંદીઓને રજા આપી તે સ્થાને ડચને ગોઠવવામાં આવે છે.

હિંદીઓમાં પણ આપસ આપસમાં જોઈએ તેવું સંગઠન નથી. અને તેના જ કારણે કેટલીકવાર બહુ નજીવા વિખવાદે નકામા આર્થિક ખર્ચમાં ઉતરવું પડે છે.

## જન સંખ્યા

અહીં મુખ્યત્વે કરીને ગવર્નમેન્ટ ખાતાઓમાં નોકરી કરનારા ગોરાઓ વસે છે. ગોરાઓની સંખ્યા ૬૧૧૨૭ (સન ૧૯૩૧માં) છે. રંગીન પ્રજા ૨૨૦૦૦ની સખ્યામાં છે. હિંદીઓની સખ્યા બહુ થોડી છે.

## યુનીયન બિલ્ડીંગ

યુનીયન ગવર્નમેન્ટની બિલ્ડીંગ ખાસ કરીને અહીં જોવા જેવી છે. સન ૧૯૧૦ થી ૧૯૧૩ સુધી ત્રણ વર્ષ તો તેને બાંધવામાં લાગ્યાં હતાં લાખો પાઉન્ડને ખરચે ઉંચી ટેકરી ઉપર તે બંધાયેલી છે. તે ' યુનીયન બિલ્ડીંગ ' તરીકે ઓળખાય છે. ત્યાં ટ્રામ જાય છે. આ બિલ્ડીંગ જોવાનો પ્રસગ મને મળ્યો હતો. યુનીયન ગવર્નમેન્ટની ઑફિસો બધી તે એક જ બિલ્ડીંગમાં છે. આફ્રિકામાં તે મોટામાં મોટી બિલ્ડીગ મનાય છે.

## પ્રેસિડેન્ટનું બાવલું

પ્રેસિડન્ટ ક્રૂગર અહીં રહેતા તે ઘર અત્યારે નર્સીંગ હોમ તરીકે ઉપયોગમાં લેવાય છે. રેલ્વે સ્ટેશન સામે પ્રેસિડન્ટ ક્રૂગરનું બાવલું ઉભુ કરવામાં આવ્યું છે. તેમાં અગાઉના ડચ લોકો કેવા મજબુત અને કેવાં શસ્ત્રો વાપરતા હતા તેનો ચિતાર શીલ્પશાસ્ત્રીઓએ ઉત્તમ ખુબીથી દર્શાવેલો છે.

## વધુ જાણવાજોગ

અહીંના પ્રત્યેક શહેરોમા ટાઉનહોલ હોય છે તે સિવાય સુદર હોટલો ને માણસ જાતના સુખસગવડ માટે જે જે સાધનો હોવા જોઇએ તે બધા જોવાય છે, પરન્તુ તે માત્ર ગોરી ચામડીની પ્રજા માટે જ. હિંદીઓ માટે નહિ સિવાય અહીં ઝ્યુગાર્ડન, મ્યુઝીઅમ વગેરે કેટલાક સ્થળો જોવા જેવા રમણિય છે

ગોરી ચામડીના વેપારીઓ સયુક્ત મુડીથી Limited Concern થી વેપાર કરે છે

અહીંની ગવર્નમેન્ટ ઑફિસોમાકે ગોરી ચામડીના વેપારીઓની ફર્મોમાં ઇન્ડિયનોને નોકરી પ્રથમથી જ મળતી નથી

અહીં સ્થાનિક પત્રમા 'પ્રિટોરીયા ન્યુઝ' દૈનિક પ્રગટ થાય છે અહીંના કાફર લોકો માટે રજીસ્ટર થવાનો આખા યુનીયનમા કાયદો છે રાતના ૯ વાગ્યા પછી કોઈ નેટીવ બહાર ન ફરી શકે, તેવો જનરલ નિયમ છે

આ ઉપરાત અહીં હમણા જ એક હોસ્પીટલ માટે બિલ્ડીંગ બહુ મોટા ખર્ચે બધાઈ ને તે હોસ્પીટલ ખુલ્લી મૂકાઈ છે હિંદીઓએ તેમા ફૂટી બદામ પણ આપેલી ન હોવાથી તેને માટે જુદો વોર્ડ રાખવામા આવ્યો નથી

## એશિયાટીક બઝાર

તા ૪-૩-૩૨ ના બપોરના ૧ વાગતાને સુમારે ઇન્ડિયન લોકેશનમા આવેલી એશિયાટીક બઝારમા ભાઈ જીવણદાસને ત્યા પહોચ્યા શ્રી જીવણદાસભાઈના વડા પુત્ર ગીરધરભાઈને આજે સ્હેજ શરદીનો તાવ ભરાયો હોવાથી ડૉકટરને બોલાવવા વગેરે ઉપાધીમા તે પડયા તેથી તે દહાડે ખાસ કરીને બહાર ફરવા હરવા મારાથી પણ નીકળી શકાયુ નહિ

અહીંના કાફર—નેટીવ—કાળા લોકો કે જે અહીંના મૂળ વતનીઓ

છે-જેનો આ દેશ છે. તેઓનો રંગ કાળો હોવાને કારણે તેઓને રહેવા માટે પણ આખાય યુનીયનમાં જુદાં લોકેશનો છે. નેટીવ, Coloured રંગીન તેમજ ઇન્ડિયન, એ ત્રણેય પ્રજાનાં લોકેશનો નજીક નજીકમાં હોય છે. પ્રિટોરિયા શહેરથી એ લગભગ ૨ માઇલ જેટલે દૂર છે.

## હિંદી ભાઇઓ

સૌથી પ્રથમ અહીં માસ્તર પ્રાણલાલભાઈ જોશીનો મને પરિચય થયો. તેઓ મૂળ રાજકોટના વતની, હિંદીઓ એમને 'બચુભાઈ માસ્તર' તરીકે ઓળખે. શાળામાં શિક્ષકની નોકરી ઉપરાંત બીજું થોડું સ્વતંત્ર કામકાજ પણ કરે છે. સંસ્કારી અને સૌજન્યશાળી, સાહિત્યવિલાસી યુવક છે. શ્રી. બચુભાઈએ મને અહીંના બીજા પણ કેટલાક વગદાર આસામીઓ તેમજ ઉત્સાહી નવયુવકોનો પરિચય કરાવ્યો.

મેમણ કોમના ભાઈઓ આ શહેરમાં સારી સંખ્યામાં છે, પૈસે ટકે માતબર છે. 'પ્રિન્સ લૂ સ્ટ્રીટ' પર આવેલાં ઘણા ખરાં મકાનો એ કોમની માલિકીનાં છે. તેઓની દુકાનો પણ તે જ સ્ટ્રીટમાં ને રહેવાનું પણ એ જ લતામાં તે કોમની એસોસીએશન છે સારા પાયાપર લાયબ્રેરી છે. મસ્જીદ અને મદ્રેસાઓ તો તે કોમ જ્યાં વસે ત્યાં હોય જ. વેપારમાં આ જ્ઞાતિ સાહસિક છે. ધર્માભિમાન–કોમાભિમાન જેટલું દેશાભિમાન હોય તો ઘણો ફાળો આપી શકે તેમ છે. મુખ્યત્વે કરીને રાણાવાવ, કુતિયાણા તરફના-દેશી રાજ્યની પ્રજા છે. તેમાં એક શેઠ ઇસ્માઈલ હાજી સાલેહ મહમ્મદ ઘણા સરકારી વિદ્યાવિલાસી ને અનુભવી સજ્જન છે. તેમની મુલાકાતથી મને ઘણો આનંદ થયો. એસોસીએશનનું મકાન, લાયબ્રેરી વગેરે જોયાં. ઘણાખરા રેશમી, સુતરાઉ કાપડ, જાપાનીસ કાપડ, બૂટ, ચંઝ, ગ્રોસરી વગેરેનો વેપાર કરનારા છે. આ કોમમાંના કોઈ કોઈ ગૃહસ્થ મલાઈ સ્ત્રીઓ સાથે પણ લગ્ન કરી લે છે.

બીજી મોટી સંખ્યા અહીં ગુજરાતના સુરત–બારડોલી તરફના કોળી ભાઇઓની છે તેઓ મોટે ભાગે કાપડની ફેરી, તેમજ ફૂટની ફેરી વગેરે ધંધો કરે છે મહેનતુ ઉત્સાહી ને સાચા સ્વદેશાભિમાની છે તેઓનુ કોળી હિતવર્ધક મંડળ છે હરકોઈ સમાજહિત–દેશહિતના કાર્યમા તેઓ હમેશા યથાશક્ય ફાળો આપતા રહ્યા છે તેઓ ઘણા ખરા આ ઇન્ડિયન લોકેશનમા રહે છે મંડળના અગ્રણી સુનેતા શ્રી ડાહ્યાભાઈ કાળાભાઈ, રામાભાઇ કાનજી, રમણભાઇ જેરામભાઈ ઇ ભારે સ્નેહાળ સ્વભાવના લાગણીવાળા છે મારા યુનીયન છોડીને જવા વખતે શ્રી કોળી હિતવર્ધક મંડળની જનરલ સભા મેળવી સફર સફળ ચાહી અણમૂલો પ્રેમભાવ વ્યક્ત કર્યો હતો આ ભાઇઓની ભની લાગણીઓ મારા હૃદયમા મે સંગ્રહી છે

આ યુનીયનમા સર્વ હિંદી વેપારીઓએ વહીવટનુ નામુ અંગ્રેજીમા રાખવાનો કાયદો છે જે હિંદી વેપારીઓ અંગ્રેજી ન જાણતા હોય તે ગુજરાતીમા નામુ રાખે છે આ ગુજરાતીપરથી અંગ્રેજીમા એકાઉન્ટ તૈયાર કરી આપનારી બુકકિપીંગ ઑફિસો અહીં છે, તેમા 'માસ્તર એન્ડ પ્રજાપતિ' અને જે પી વ્યાસની મુખ્ય છે આદરાતિથ્ય માટે જે પી વ્યાસનુ ઘર પ્રસિદ્ધ છે તેઓ ઘણા જુના અનુભવી અને પ્રેમી ગૃહસ્થ છે

નદુપગત થોડા ધોબી મોચી ને દરજી ભાઇઓ છે તેઓ પણ પોતપોતાનો સ્વતંત્ર ધંધો કરી રહ્યા છે

ઈસ્માઈલી ખોજાભાઈઓમા અલીભાઈ કરીને એક યુવક ઘણા પ્રેમાળ અગ્રણી છે પ્રિટોરિયાના મારા નિવાસ દરમ્યાન આ સુજ્ઞ મિત્રોના સહવાસે મને આનંદ મળ્યો હતો બચુભાઇ માસ્તર, જે પી વ્યાસાદિ શુભેચ્છકોને લા મીઠી મહેમાનીઓય માણી

યુનીયન ગવર્નમેન્ટમા ડચ અને અંગ્રેજી બન્ને ભાષા પ્રત્યેક સરકારી ઑફિસોમા વપરાય છે

આ પ્રદેશમા રાજકીય ભાષામા હિંદીઓને એશિયાટીકો કહેવામા આવે છે, છતા હિન્દીઓમા અહીં પણ કોમીપ્રધાન તત્વ તો ગયુ છે જ

નાટાલમા જેમ ડરબનને સેન્ટર ગખી આજુબાજુના શહેરોમા હું ફરવા ગયો હતો તેમ ટ્રાન્સવાલમા જુદા જુદા શહેરોમા ફરવા માટે પાટનગર પ્રિટોરિયાને મે સેન્ટર બનાવ્યુ હતુ ૭ દિવસ અહીં રહી તા ૧૦ મી માર્ચના અહીથી જોહાનિસબર્ગ જવા નિશ્ચય કર્યો માસ્તર બચુભાઈએ ત્યાના એકાદ બે ઉત્સાહી યુવકોપર ભલામણ પત્રો લખી મને સાથે આપ્યા

## પ્રિટોરિયાથી જોહાનિસબર્ગ

પ્રિટોરિયાથી જોહાનિસબર્ગ ૪૫ માઇલ થાય છે મેલ ટ્રેન ૧॥ કલાકે પહોચે છે અહીંથી જોહાનિસબર્ગ જવા આવવાનુ સેકન્ડ કલાસનુ રેલ્વે ભાડુ ૬ શિલિંગ બેસે છે રિટર્ન ટિકીટ ૨ માસ સુધી ચાલે છે

પ્રિટોરિયા સ્ટેશનેથી સવારના ૮ વાગતે એક મેલ ટ્રેન ઉપડતી હતી ઇન્ડિયન લોકેશનથી સ્ટેશન ૩ માઈલ જેટલુ દૂર છે લોકેશનથી સ્ટેશન સુધી મોટર-ટેક્સી દરેક પેસેન્જર દીઠ અર્ધો શિલિંગ લેછે પરતુ એકલા માટે જ આખી ટેકસી જોઈએ તો ૧॥-૨ શિલિંગ આપવી પડે છે હું ૧॥ શિલિંગ ટેકસી ભાડુ આપી તા ૧૦ મી માર્ચના સવારના ૭॥ વાગતે એશિયાટીક બજારેથી સ્ટેશને જવા નીકળ્યો રિટર્ન ટિકીટ લઇ સવારના ૮ વાગનાના મેલમા જોહાનિસબર્ગ જવા પ્રિટોરિયા છોડયુ.

# જોહાનિસ્બર્ગ

## થોડું જાણવાજોગ

**આ**ખાય આફ્રિકા ખંડમા મોટામા મોટુ અને છેલ્લામા છેલ્લી પશ્ચિમની ઢબપર રચાયેલુ જો કોઈપણ શહેર હોય તો તે આ જોહાનિસ્બર્ગ છે અહીંના લોકો વાતચીતમા જોહાનિસ્બર્ગને બદલે ટુંકુ જો'બર્ગ બોલે છે આખા યુનીયનમા વેપારનુ મોટામા મોટુ કેન્દ્ર આ છે

દરિયાની સપાટીથી લગભગ ૬૦૦૦ ફૂટ જેટલુ ઉંચુ હોવાથી ઠંડી મોં ગતા અતિ વધુ પડે છે જુન જુલાઈ મહિનામા રસ્તાઓમા અહીં બરફ જામી જાય છે ભૂગર્ભમા અહીં પુષ્કળ ખનીજ છે સોનાની ખાણો અહીં છે

લગભગ ૮૨ ચોરસ માઈલમા આ શહેર વિસ્તરેલુ છે નાના બાળકો તેમજ સ્ત્રીઓના ગાલપરની લાલી જોઈ અહીંની તંદુરસ્ત હવાનો સહેજે ખ્યાલ આવી શકે છે

બારથી પંદર માળના મકાનો વિવિધ જાહેરખબરો વચ્ચાવતી દોડી જતી વીજળીક બે મજલાવાળી ટ્રામો રંગબેરંગી ઉંચામા ઉંચી ડીઝાઈનની મોટર કારો ઘોડાગાડીઓ ને મોટર સાઈકલો વિવિધ ગોરી–રંગીન પ્રજાઓથી શહેરની બજારોમા મચી રહેતી ધમાલો જોઈને કોઈપણ વીઝીટર આશ્ચર્યમા ગરકાવ થયા વગર રહે નહિ

આ શહેરની કુલ વસ્તી સાડાત્રણ લાખની તેમા ૨ લાખ તો માત્ર ગોરાઓ છે બાકી કલર્ડ તેમજ નેગ્રીવો ને ફક્ત ૫૦૦૦ એશિયાટીકો છે

સિગારેટની ફેકટરીઓ દારૂ બનાવવાની ફેક્ટરીઓ બેકરીઓ, સોમીલો ફ્લોર મીલો સોનાની ખાણો ઉપરના ક્રેન–મશીનો, સબ–ફેક્ટરીઓ લૉન્ડ્રીઓ વગેરે જોનારો એ શહેરની અનહદ વ્યાપાર પ્રવૃત્તિનો આભાસ થયા વગર રહેતો નથી

રસ્તાઓ ઘણા જ સુંદર: જરા પણ રજ રસ્તાપર તમે આ શહેરમાં જોઇ નહિ શકો. રસ્તામાં થોડે થોડે અંતરે ઉભેલા ઇલેકટ્રિક ટ્રામોના થાંભલાઓ સાથે Keep your town clean "તમારા શહેરને સ્વચ્છ રાખો" એવું નમ્ર ભાવે સુચવાતા ભાવ દર્શાવતો અક્ષરોવાળાં લોખંડનાં પીપ જેવાં બોક્સ તમે જડેલાં જોશો.

ટ્રામની નકામી થઇ પડેલી ટિકીટ પણ તે બોક્સમાં લોકો નાંખે પણ રસ્તામાં નહિ. થુંકવા માટે પણ કોઇ કોઇ સ્થળે પાણીથી ભરેલ એક છીછરી કાચની પરનાળ રસ્તાની એક બાજુ જડેલી જોવાય છે.

જબરામાં જબરો ટ્રાફીકવાળો ને મુખ્ય બીઝનેસનો રસ્તો એલોફ સ્ટ્રીટ કહેવાય છે.

પ્રત્યેક ટ્રામ તથા મ્યુનિસિપલ બસો શહેરની મધ્યમાં આવેલા સિટી હોલ પાસેથી ઉપડે છે. શહેરમાં તમે ગમે તે સ્થળે જાઓ. ટ્રામ ફેર 'ટિકી' (ત્રણ પેનીનો રૂપાનો સીક્કો) આપવો પડે. બહુ દૂર જવુ હોય તો કઇક વધુ ચાર્જ કરે છે.

ટ્રાફીકને અંકુશમા ને ઓર્ડરમાં રાખવાનુ કામ વીજળીની બત્તીઓ કરે છે. ચાર ભેળા થતા રસ્તા વચ્ચે પોલિસની જગ્યાએ એક સ્ટેન્ડમાં બત્તીઓ ગોઠવેલી હોય છે. આ બત્તીઓ ઑટોમેટિકલી એની મેળે બદલાયા કરે છે. લાલ બત્તી જે બાજુપર હોય તે બાજુ ટ્રાફીક બધ રહે ને લીલી બત્તીની બાજુપર ચાલુ રહે છે. આ બત્તીઓ એની મેળે બરાબર ત્રણ ત્રણ મિનિટે બદલાયા કરે છે. લીલી લાઇટમાં 'Go on' લખેલુ હોય છે ને લાલમાં 'Stop'. આવી સુંદર વ્યવસ્થા બત્તીઓથી થાય છે. આવી વ્યવસ્થાથી ભાગ્યેજ કોઈ વાર અકસ્માત થાય.

બીઝનેસ ટાઇમ અઠવાડિયામાં સવારના ૮ થી તે સાંજના ૬ સુધી. શનિવારનો અરધો દહાડો ને રવિવારનો આખો દહાડો બંધ

રહે છે શનિવારે બંધ ન રાખે તે બુધવારે અરધો દહાડો બંધ રાખે ' Shop hour acts ' યુનીયનમા સર્વત્ર અમલમા છે

નાકરિયાતોને પગાર મારેનુ પણ સ્ટેન્ડર્ડ ઠરાવેલુ હોય છે. ગોરા વેપારીઓને ત્યા જુદા જુદા સ્ટોલ ઉપર સેલ્સમેન તરીકે ગોરી છોકરીઓ હોય છે. એ સેલ્સમેન તરીકે કામ કરતી ગોરી છોકરીઓના મુખનો કોયલ જેવો ટહુકાર ' થેન્ક યુ ' શબ્દ અજબ આકર્ષણીય લાગે છે આ પ્રકારનુ શિક્ષણજ તેઓને મળેલુ હોય છે પ્રત્યેક સ્ટોલ ઉપર અંકિત મશીન રાખવામા આવ્યુ હોય છે સાંજ સુધી એ સ્ટોલ ઉપર કેટલુ વેચાણ થયુ તેનો વિગતવાર સરવાળો તે મશીન બતાવી દે છે ને તે પ્રમાણે પૈસા કેશીઅર તેમાથી સભાળી લે છે

સાંજના ૬ વાગે ઓફિસો બંધ થતા ને શનિવારના બપોર પછી અહીંની બઝારોમા ગોરી ચામડીના સ્ત્રી પુરૂષોની ભીડ, તેમનુ અકડાઈભર્યુ ઉતાવળુ ચાલવુ ને તેમના જુદી જુદી તરેહના રંગબેરંગી ડ્રેસ પ્રત્યેક વીઝીટરની આંખને ચકિત કરી નાખે છે

જોહાનિસબર્ગનુ પાર્ક સ્ટેશન કંઇ હજારો પાઉન્ડને ખરચે બનાવાયુ છે ઉપરથી ટ્રેન ચાલી જાય ને નીચે ભોયરામાથી માણસોની આવ જાવ થાય પ્લેટફોર્મોપર જવા માટે નબરવાર ઉપર જવાના રસ્તાઓ, ટીરૂમો, એક પેની નાખી વજન કરાવવાના મશીનો, ચોકલેટ વેચવાના મશીનો, ' ટિકી ' નાખી ભવિષ્યની વાત લેખિત લેવાનુ મશીન, તેમજ રંગબેરંગી જાહેર ખબરો ભીંતોપર જોઇ ગોરી પ્રજાની વ્યવસ્થાશક્તિ કેટલી સુદર ને અનુકરણીય છે તે સમજી શકાય

દુનિયામા નીકળની છેલ્લામા છેલ્લી ફેશનનું અનુકરણ પહેલુ અહીં થાય છે ગોરા વેપારીઓની દુકાનોમા કાચમા ગોઠવાયલા માલ ને બહારના ' શો 'મા ઉડીને આંખે ચડે તેવી રીતે આકર્ષકપણે મૂકેલો વ્યવસ્થિત માલ જોતા જરૂર કંઇ ને કંઇ ખરીદવાનું મન થઇ જાય. ગોરાઓની વેપાર કરવાની પદ્ધતિ બહુ વ્યવસ્થિત ને ભપકાદાર હોય છે પોતાના ગ્રાહકોને જરાય અગવડ ના થાય તે માટે ખાસ

કાળજીવાન તેઓ રહે છે પ્રત્યેક વસ્તુના ભાવ તો તે ઉપર છાપેલા જ હોય ભાવમાં રતીય કડાકૂટ તેઓને કરવી પડતી નથી વજન કરવાના મશીનો પણ તમે પ્રત્યેક સ્થળે જુઓ એક પેની નાખવાથી તમારા વજનનો ટાઇપ કરેલો આંકડો તારીખ સાથેનો તમને મળે

'ન્યુ ટાઉન'મા મોટામા મોટી 'પ્રોડ્યુસ માર્કેટ' પાઉન્ડ એક લાખ અને ત્રીસ હજારને ખર્ચે ઉભી કરવામા આવી છે જેમા યુનીયનનુ બધુ પ્રોડ્યુસ, ફ્રૂટ વગેરે વેચાવા આવે છે રેલ્વેની પણ એવી વ્યવસ્થા છે કે તે માર્કેટના શેડ ઉપર પ્રત્યેક વેગન આવીને ઉભુ રહે યુનીયનની મુખ્ય પશુઓની માર્કેટ પણ અહીં છે

આ સિવાય ગોરાઓ માટેના અનેક હોટલોમા 'કાર્લટન હોટલ' એ સૌથી સરસ હોટલ અહીં ગણાય છે જેમા લૉર્ડો તથા ઉચ્ચ કુટુંબના ગોરા સ્ત્રી-પુરુષો રહે છે

બાળકોના શિક્ષણ માટે આર્ટ્કાલેજો, ટેકનીકલ કોલેજો, સર્વ પ્રકારની કોલેજો યુનિવર્સિટી તેમજ ૧૦૪ માધ્યમિક સ્કૂલો ગોરી પ્રજાના બાળકો માટે છે સિનેમાઓ તો અનેક છે તેમા ઇન્ડિયનોને તો ફક્ત એકાદ બે સિનેમામા જ જવાનો હક્ક છે

આ શહેરને ફરતી સ્પ્રીન્ગ્સથી રેન્ડફર્ટન સુધી સોનાની ખાણો છે આ સોનાની ખાણોવાળા વિસ્તારને સોનેરી લતો કહેવામા આવે છે રીફ reef પણ કહે છે શહેર નીચે પણ ખાણો છે એટલે ખરી રીતે આ શહેર નીચેથી પોલુ છે ચોતરફ સોનાની ખાણોની મધ્યમા હોવાથી આ શહેરનુ ઉપનામ Golden City અપાયલુ હશે

પાર્કટાઉન, સે ફેર અને એવા જ બીજા સુંદર ઉપવનો જેની ઉચી જગ્યાઓપર ગોરાઓ વસે છે શહેરમા બળદ ગાડીઓને લાવવાનો કાયદો નથી, ઘોડા ગાડીઓ ચાલી શકે

આવડા મોટા શહેરની અનહદ ધમાલ-પ્રવૃત્તિ જોઇ પશ્ચિમની સુવ્યવસ્થા, ચોખ્ખાઈ અને પ્રગતિ સ્હેજે સમજાય છે ગરીબમા

ગરીબ ગોરી મિસીસોના ઘરની પણ ચોખ્ખાઈ અને સ્વચ્છતા જોઈ અજબ થઈ જવાય છે

પ્રત્યેક મોટા વેપારીને અહીં મોટરકાર રાખવી પડે છે

## પાર્ક સ્ટેશનેથી ન્યુટાઉનમાં

પ્રિટોરિયાથી સવારના ૮ વાગતે રવાના થયો જરમીસ્ટન જંકશને થઈ બરાબર ૮॥ વાગતે જોહાનિસબર્ગના પાર્ક સ્ટેશને ઉતર્યો

પ્રિટોરિયાથી ભાઈ જીવણજીએ મને કહ્યા મુજબ આ સ્ટેશને કોઈ સામુ લેવા આવ્યુ હોય તેમ જણાયુ નહિ તેથી આવડા જબરા અજાણ્યા શહેરમા સ્થાનસર થતા મને કેટલીક અગવડ તો વેઠવી પડી પરંતુ કહેવત છે કે 'સારુ થાય તે સારા માટે' આ અકસ્માત મારા સબંધમા પણ એવાજ પ્રકારનો બન્યો અહીંના સુપ્રસિદ્ધ વ્યક્તિ માસ્તર પ્રાણશંકર સોમેશ્વર જોશીનુ શીરનામુ મને જંગબારથી મારા મિત્ર એચ એચ જોશી પાસેથી મળેલુ હતુ મારી સાથે ટ્રેનમા એકાદ બે અહીંના હરજીભાઈઓ હતા તેમને મેં જોશી માસ્તરને ત્યા મારે જવાનુ છે એમ કહ્યુ સ્ટેશન બહાર થોડુ સાથે ચાલીને તેઓએ મને 'ન્યુ ટાઉન'નો સીધો રસ્તો બતાવ્યો એમ પૂછતો પૂછતો ઇન્ડિયન સ્ટૂવે પહોચી શ્રી પ્રાણશંકરભાઈ જોશીને સૌથી પહેલા મળ્યો શ્રી પ્રાણશંકરભાઈ અહીંની હિન્દી સમાજના એક સાચા સેવાભાવી આત્મા છે વિદ્વાન છે હિંદીઓની રાજદ્વારી પરિસ્થિતિનુ ઘણુ અગત્યનુ જ્ઞાન ધરાવે છે ઇન્ડિયા તેમજ આફ્રિકાના જુદા જુદા ગુજરાતી–અંગ્રેજી વર્તમાનપત્રોમા આ તરફના હિંદીઓની સ્થિતિ પરત્વે ઘણા વિચારપૂર્ણ આર્ટીકલો લખી પ્રચારકાર્ય કરે છે મારા અનુભવી ને સરકારી લેખક છે 'ન્યુટાઉન' લોકેશનમા રહે છે આ તરફના હિંદુભાઈઓમા તેઓ માનનીય સ્થાન ધરાવે છે સમાજને દોરી શકે તેવા છે કુટુમ્બ સહિત અહીં વસે છે જોહાનિસબર્ગમા પગ મૂકતા પ્રથમ આવા અનુભવી વિદ્વાન બધુની મુલાકાત ખરેખર

મને ઘણીજ ઉપયોગી થઈ પડી. તેઓશ્રી મને ઉલ્લાસભેર મળ્યા. મારી સાથે સ્કૂલેથી ઘેર આવ્યા. જમ્યા. એટલામાં મુરબ્બી વાસુદેવભાઈ દવે પણ આવ્યા. તે પોતાને ત્યાં મને તેડી ગયા. પ્રથમ મુલાકાતે હું ૧૦ દહાડા આ શહેરમાં રહ્યો ત્યાંસુધી અહીંજ 'ન્યુટાઉન'માં મુરબ્બી દવેને ત્યાં રહ્યો હતો. હું ગયો તે દરમ્યાનમાં પોતાના પુત્ર સમાન માયા દાખવી–મારી કાળજી કરી એ દંપતીએ મને આભારવશ બનાવ્યો.

## ઇસ્લામી ભાઇઓ

આ શહેરમાં હિન્દુઓ કરતાં ઇસલામી ભાઇઓની સંખ્યા થોડી છે. મુસ્લીમ ભાઇઓમા મિ ગાર્ડી અને ઇસપમિયાં એ બન્ને માલેતુજ્જાર વ્યક્તિઓ છે. ઘણી મોટી પ્રોપરટીના માલિકો હોઈ કંઈ હજારો પાઉન્ડ વાર્ષિક ભાડાની તેઓને આવક છે. કહેવાય છે કે જેટલા તેઓ પૈસાદાર છે તેટલા જાહેર જીવનમા પાછળ છે. ગોરાઓની સ્વતંત્ર કોલોનીમા વસતા હોવા છતા તમે એનો ડ્રેસ જોઇને એમ ન કલ્પી શકો કે આ માલેતુજ્જાર માતબર મુસ્લીમો છે. ખિલાફત ફંડ સિવાય અન્ય કોઈ જનહિતની પ્રવૃત્તિઓમા ભાગ્યે જ તેઓના ઉદાર હૃદયનો કોઈવાર પરિચય કરાવ્યો હોય. અન્ય મેમણ ભાઇઓ મુખ્યત્વે ફૂટ વિ.નુ હોલસેલ ને પરચુરણ બીઝનેસ કરી રહ્યા છે. યુનીયનમા ફૂટનુ મોટુ બીઝનેસ છે ઉત્પન્ન પણ ઘણુ છે.

## હિંદુ ભાઇઓ

કાઠિયાવાડના થોડા બ્રાહ્મણ, વાણિયા, ખત્રી આદિને હિંદુ ભાઇઓમા અપવાદ ગણી લઇએ તો અહીં બધા ગુજરાતી ભાઇઓ વસે છે. મુખ્યત્વે કરીને સુરત, બારડોલી તરફના પાટીદાર ભાઇઓ, કોળી ભાઈઓ ને દરજી ભાઇઓની સંખ્યા સૌથી વધુ છે. ગણ્યાગાંઠ્યા ચરોતર તરફના કેળવાયલા પટેલ ભાઇઓ પણ છે.

આ સિવાય પ્રજાપતિ ખત્રી, દરજી, અનાવિલ ને થોડા હરિજનો પણ છે. કાઠિયાવાડી લોહાણા ભાઈ આ શહેરમાં એક પણ નથી.

## ચેતનવંતા યુવાનો

અહીં વસતા ગુજરાતી હિંદુ યુવાનોમા ચેતન છે, ઉત્સાહ છે અંગ્રેજી ભાષા મોટા ભાગ ભણેલો ન હોવા છતા પણ સારી રીતે સમજી શકે છે ખપપૂરતુ બોલી પણ શકે છે અહીંના ગુજરાતી ભાઇઓ સમાજ સુધારાની કે દેશોદ્ધારની કે દરકોઈ એવી જાહેર હિતની પ્રવૃત્તિમા પોતાનો હાથ હમેશા ઉંચો રાખનારા છે, તેઓમા સ્વદેશ માટે અપૂર્વ અભિમાન તરવરતુ જોવાય છે ગુજરાતમા જળસંકટ કેળવણીની સંસ્થાઓ તેમજ ઇતિર જનહિતની હિલચાલોમા તેઓનો ફાળો મોટા છે તેઓ માતૃભૂમિ ભારતથી હજારો માઇલ દૂર પરદેશમા વસતા હોવા છતા પોતાની જ્ઞાતિ સુધારાની સત્પ્રવૃત્તિમા પણ યથાશ વ આર્થિક મદદો કરી રહ્યા છે

ઇસ્ટ આફ્રિકાના હિંદીઓ કરતા અહીંના હિંદીઓની રહેણીકરણી ઉચ્ચ પ્રકારની કહી શકાય

સાઉથ આફ્રિકા યુનીયનમા વસનારા હિંદુભાઇઓ નાતજાતનો ભેદભાવ ખાસ કરીને રાખતા નથી જોકે કાઠિયાવાડી હિંદુઓમા તો અહીં પણ ક્યાક ક્યાક આવો ભેદભાવ જોવાય છે

## જ્ઞાતિ મંડળો

અહીં પ્રત્યેક સમાજના જુદા જુદા જ્ઞાતિમડળો છે જેવી કે પાટીદાર સોસાયટી, દરજી મંડળ, પ્રજાપતિ એસોસીએશન, કોળી હિતવર્ધક મંડળ, ખત્રી–દરજી મંડળ વગેરે વગેરે આ બધા મંડળો ને સોસાયટીઓ હિંદુ સંગઠન સાધવા, તેમજ જ્ઞાતિ–સમાજહિતકારી કે દેશહિતકારી સત્પ્રવતિઓને સત્વર વેગ આપવા માટે ઉપયોગી છે

પાટીદાર સોસાયટીના અગ્રણી કાર્યકર્તાઓ શ્રી રણછોડભાઈ વાલજી, ભગાભાઈ મકનજી, ડાહ્યાભાઈ રામાભાઈ અકોટીકર વગેરે છે 'ન્યુટાઉન 'મા સોસાયટીનુ મકાન છે–પાટીદાર હોલ છે કામની સિવાય અન્ય સભાઓ માટે પણ તેનો ઉપયોગ કરવા દેવામા આવે છે

દરજી મંડળના આગેવાન શ્રી. નાગરભાઈ કે. ગોપાલ કરીને એક સમાજસેવક છે. પ્રીટોર્ય–Coloured લોકેશનમાં ૧૧મા રસ્તાપર Tailoringનું કામ કરે છે. આ મંડળના સ્થાપક પણ તેઓશ્રી પોતેજ છે.

**પ્રજાપતિ એસોસીએશનના** મુખ્ય કાર્યકર્તા શ્રી. **ભી**ખાભાઈ ઉકાભાઈ નામક એક ઉત્સાહી નવયુવાન છે. સાચા સમાજસેવક છે, ૧૦ વર્ષની ન્હાની વયે આ પ્રદેશમાં આવી સરવીસ, બુકકિપીંગ આદિ કામોનો અનુભવ લઈ સન ૧૯૩૦ થી આ શહેરમાં 'માસ્તર બ્રધર્સ' ના નામે માર્કેટ સ્ટ્રીટમાં ગોરા લોકોના બરની હેટ–ટોપીઓ બનાવવાનું કારખાનું ખોલ્યુ છે. ટ્રાન્સવાલ હિંદુ સેવાસમાજના માનાધિકારી મત્રી. પ્રત્યેક સમાજ હિતકારી કાર્યોમાં આગળ પડતો ભાગ લેનાર, શાંત, નિરાભિમાની ને સ્નેહાળ સ્વભાવના સાહિત્ય-ઉત્તેજક યુવક છે.

**કોળી હિતવર્ધક મંડળના** મુખ્ય કાર્યકર્તાઓ શ્રીમાન શેઠ વલ્લભભાઈ ભગાભાઈ પટેલ, પુરૂષોતમ વ્રજલાલ તેમજ જસમતભાઈ વગેરે યુવકો છે. સર્વ મિલનસાર, લાગણીવાળા, સાહિત્યવિલાસી ને સંસ્કારી છે.

**ખત્રી–દરજી** કોમના મંડળના આગેવાન ભાઈ વનમાલી ડાહ્યા કરીને એક સંસ્કારી વ્યક્તિ માર્કેટ સ્ટ્રીટપર Tailoringનું બીઝનેસ કરે છે.

## સ્નેહભર્યાં સ્વાગત

આ સર્વ મંડળોના આગેવાન કાર્યકર્તાઓ ઉપરાંત માસ્તર ઝીણાભાઇ પ્રવાસી, મિ. પારેખ, ભાઈ અંબેલાલ, લલ્લુભાઈ મોદી, બટુક મહારાજ વગેરે સર્વ કોમોના ઉત્સાહી યુવક બધુઓએ મારા ઉપર અગાધ મમતા અને સ્નેહભાવ વરસાવ્યો હતો.

જોહાર્ડ સ્ટ્રીટપર આવેલ ભાઈ જસમતભાઈ ને અંબેલાલનું

'સિન્ધી સીલ્ક હાઉસ' મારી ઑફિસ ને પ્રેસિડન્ટ સ્ટ્રીટમા આવેલુ એમનુ રેસિડન્સી ક્વાર્ટર્સ મારૂં પણ રેસિડન્સી સ્થાન બન્યુ હતુ સગાભાઇ સમ એમનો સ્નેહ। ગિનેમાદિ જોવામા, શહેરના જોવા જેવા સ્થળોએ જવામા ભાઈ અંબેલાલ દેસાઈ ને જમ્મતભાઇ મારી સાથે હોય મારા માટે જ્યારે જરૂર પડે ત્યારે શ્રીમાન વલ્લભભાઈ ભગાભાઈની મોટરકાર તૈયાર રહેતી જોહાનિસબર્ગના ઉપર દર્શાવેલા આગેવાન કાર્યકર્તાઓ–ગુજરાતી બધુઓના સ્નેહભાવના સંભારણા કાયમ રહેશે

આ સર્વ ગુજરાતી ભાઇઓએ મારા તરફ જે માયા ને મમતા બતાવી છે તે કદી મારાથી ભૂલાય તેમ નથી એમના હૃદયના સ્નેહભર્યા–સ્વાગત માટે હુ આભાર માનુ છુ

## લોકેશનોમાં ગુજરાતી ભાઇઓ

ન્યુટાઉન, ફોર્ડસ્બર્ગ અને વ્રીડિડોર્પ એ ત્રણેય 'લોકશનો' એક બાજુ નજીક નજીકમા છે પહેલા બે હિંદીઓ માટે અને છેલુ Coloured રગીન પ્રજા માટે છે તેમા હિંદીઓ પણ છૂટા છવાયા રહે છે ખરા અને બીજી પૂર્વ સાઇડમા છપી નામક લોકેશન હિંદીઓ માટે છે નેટીવ લોકેશનોમા પણ હિંદી દુકાનદારો રહે છે

ન્યુટાઉન અને ફોર્ડસ્બર્ગમા મુખ્યત્વે કરીને પાટીદાર ભાઇઓ બહોળી સખ્યામા રહે છે તેઓ ગાડીઘોડા રાખી ગોરાઓને ઘેર ફ્રૂટ સપ્લાઈ કરવાનો ધધો કરે છે, તેમા કેટલાક ભાઇઓ અહીં સહકુટુમ્બ રહે છે જેઓ સહકુટુમ્બ અહીં નથી રહેતા તે ઘોડા ગાડીઓ રાખી શકાય તેવા સ્ટેન્ડોમા ૧૫–૨૦ ભાઇઓ એક સાથે રહે છે ને રસોયો, બોય વગેરે રાખીને બધા એક કુટુમ્બની માફક એક રસોડે જમે છે માસિક ખર્ચ ભાગે પડતુ સૌ આપી દે છે આમ સર્વ એક સાથે રહી શકે તેવી સગવડવાળા એ મકાનો હોય છે આ રીતે રહેવાથી બીજા પણ કેટલાક ફાયદા છે એકજ દેશના એકજ જાતિના અને સગા સબધીઓ હોવાના કારણે એક બીજાની શરમે

## જાણીતા મોટા વેપારીઓ

એલોફ સ્ટ્રીટ, પ્રેસિડન્ટ સ્ટ્રીટ, માર્કેટ સ્ટ્રીટ, જ્યોબર્ટ સ્ટ્રીટ આદિ રસ્તાઓ વેપારના મુખ્ય લતા ગણાય છે

આ શહેરમા હિન્દુ ભાઇઓની બે ત્રણ મોટી વેપારી ફર્મો છે મુખ્યત્વે કરીને તેઓનો રેશમી તેમજ સુતરાઉ કાપડનો વેપાર મોટા પાયા ઉપર છે તેમના નામો

૧, આઇ. સી આશાભાઇ કું રેશમી સુતરાઉના કાપડના હોલસેલ વેપારી, હિંદી તેમજ યુરોપિયન સમાજમાં મોભાદાર, ટ્રાન્સવાલ ઇન્ડિયન કોન્ગ્રેસના આગેવાન કાર્યકર્તા, પ્રવાસી હિંદુ મુસાફરોનું આશ્રમ સ્થાન ! જાપાનમા પણ આ ફર્મની બ્રેન્ચ છે શ્રી ઇશ્વરભાઇ, આશાભાઇ ને ચુનીલાલભાઇ ત્રણેય ભાગીદારો ચરોતરના કેળવાયલા પટેલ બધુઓ. જાહેર હિતની હરકોઇ પ્રવૃત્તિમા આ ફર્મનો ફાળો હોય

૨, (શ્રી. વલ્લભભાઈ ભગાભાઇ પટેલ ) સી. કેવળરામ કું.ના નામ સાથેનુ જાપાન આઇના ને ઇન્ડિયન સીલ્કનુ બીઝનેસ ખરીદી લઇ એજ નામે બીઝનેસ કરનાર રેશમના પ્રસિદ્ધ વેપારી શ્રી વલ્લભભાઇનુ નામ ટ્રાન્સવાલ હિંદી સમાજમા સુપ્રસિદ્ધ છે આ ફર્મના ત્રણ ભાગીદારમા શ્રી વલ્લભભાઇ મુખ્ય છે 'જાપાન બઝાર' અને જાપાન વેર હાઉસ' નામે જાપાનીસ રેશમી તેમજ સુતરાઉ કાપડની બીજી બે દુકાનો પણ તેઓની જ છે શ્રીમાન ભાઇ વલ્લભભાઇ મૂળ નવસારી પાસે વીરાવળ ગામના વતની. તેઓની કુટુમ્બવત્સલતા તેમજ એમના હૃદયમા રહેલી હિન્દુ-સમાજોન્નતિની ધગશ અનેરી છે શ્રી ટ્રાન્સવાલ હિંદુ સેવાસમાજના તેઓશ્રી ખજાનચી છે આ સસ્થાને જોરદાર બનાવવા તેઓશ્રી અથાગ શ્રમ સેવી રહ્યા છે સાચા સમાજસેવક છે સ્વભાવે મીલનસાર, પ્રેમાળ ને ઉદાર હૃદયી છે સર્વ કોમોમા સારી લાગવગ ધરાવે છે આતિથ્યવિલાસી સજ્જન છે શ્રી કોળી હિતવર્ધક મડળના પણ તેઓશ્રી આગેવાન છે

૩, શ્રીકમદાસ બ્રધર્સઃ—આ ત્રીજી ફર્મ સિન્ધ-હૈદ્રાબાદના લોહાણા ગૃહસ્થની છે. રેશમના હોલસેલ વેપારીઃ ટ્રાન્સવાલમાં અન્ય કેટલાંક શહેરોમાં પણ એમની બ્રાન્ચો છે. ગોરા વેપારી લતામાં આ એક જ હિન્દુ ફર્મ છે. આ ફર્મ ગોરા નોકરો ને ગોરી છોકરીઓનો સ્ટાફ રાખે છે. મેનેજર પણ ગોરાઓ છે.

## સતસાધક સમાજની સભા

'તા. ૧૩ મી માર્ચ (૧૯૩૨) રવિવારના અત્રેની સતસાધક સમાજની એક સભા શ્રીયુત પ્રાણશંકર જોશીના અધ્યક્ષસ્થાને ન્યુટાઉનમાં આવેલા પાટીદાર હોલમાં મળી હતીઃ જેમાં પ્રસગ પરત્વે ઘણાં વિવેચનો થયા પછી એવો નિશ્ચય કરવામા આવ્યો હતો કે આ સસ્થાનો ઉદ્દેશ આજસુધી ધાર્મિક હતો; પરતુ આજના સમયને અનુસરીને હવે તેનું કાર્યક્ષેત્ર વિશાળ બનાવવાની જરૂર છે. તેથી સર્વ ઉદ્દેશો સમાઇ શકે અને તે દ્વારા અહીંના હિંદુ સમાજને ઉપયોગી થાય તેવાં કાર્યો પાર પાડવા માટે સસ્થાનું નામ બદલવા જરૂર છે. નામની પસદગી તેમજ તેને અંગે ધારા ધોરણ રચવા પાચ સભ્યોની એક કમિટિ નીમી. તે કમિટિએ આઠ દહાડામાં રિપોર્ટ રજુ કરવો એવું નક્કી કરવામા આવ્યું. પછી હોદ્દેદારો તથા કાર્યવાહક કમિટિની ચુંટણી થઇ. તેજ ક્ષણે નવા ચુટાયલા પ્રમુખ શ્રી. રણછોડભાઇ વાલજીએ અધ્યક્ષસ્થાન લીધુ. તેઓશ્રીએ નવા આવેલ મ્હેમાન ભાઇ ડોમાણીનો પરિચય સભાજનોને કરાવ્યો. વળતા જવાબમાં શ્રી. ડોમાણીએ આજની ધન્ય પળે અત્રે વસ્તી હિંદુ કોમના સાર્વજનિકહિતના સુદર કામો કરવા માટેનું બીજારોપણ થવા માટે આનંદ દર્શાવી કેટલુક પ્રસગને અનુસરતું વિવેચન કરી સૌનો આભાર માન્યો અને સભાનુ કામ પૂરૂં થયું.'

આ સતસાધક સમાજનું નામ હવે શ્રી ટ્રાન્સવાલ હિંદુ સેવાસમાજ રાખવામાં આવ્યું છે.

## સ્વાગતાર્થે સ્નેહ-સંમેલન

આ સ્નેહ-સમેલનને લગતો વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ થયેલો અહેવાલ આ પ્રમાણે

'અત્રેના સુપ્રસિદ્ધ વ્યાપારી અને જાણીતા સમાજસેવક શ્રીયુત વલ્લભભાઇ ભગાભાઈ તરફથી "લોહાણા વિજય" પત્રના તત્રી અને 'સમાજજીવન'ના આદ્યતની ભાઇ ડોસાણીના સ્વાગતાર્થે, તેમજ અત્રેના ઉત્સાહી કાર્યકર્તા શ્રી પ્રાણશકર જોશી સ્વદેશ જતા હોવાથી તેમની સફર સફળ ઇચ્છવા તેમજ 'સત્સાધક સમાજ' તે 'ટ્રાન્સવાલ હિંદુ સેવાસમાજ'ના વિશાળ સેવાક્ષેત્રવાળા નામમા ફેરવાયલી સસ્થા મારફત અત્રેના હિન્દુસમાજનુ સગઠ્ઠન તેમજ તેને અગે કેટલાક ઉપયોગી કાર્યો હાથ ધરવાને માટે વિચાર વિનિમય કરવા પોતાના માસેલ્સ સ્ટ્રીટવાળા મકાનમા એક સ્નેહ-સમેલન યોજવામા આવ્યુ હતુ જેમા અહીંના હિંદુસમાજના વગદાર આસામીઓ, જેવા કે આઇ સી આશાભાઈ કુ વાળા શ્રીયુત ત્રિભુવનભાઇ ત્રીકમદાસ બ્રધર્મવાળા શેઠ ગોપાલદાસભાઈ પાટીદાર સોસાયટીના કાર્યકર્તા શ્રી રણછોડભાઇ વાનજી પ્રજાપતિ મડળના આગેવાન યુવક શ્રી ભીખાભાઇ શ્રી મોદી તથા સિન્ધી સીન્ડ હાઉસવાળા ભાઇ જસમતભાઇ દરજી કોમના આગેવાન એન. કે ગોપાલ, દુલ્લભભાઈ કાનજી વગેરે વગેરે પધાર્યા હતા

જમણને ઈન્સાફ અપાયા પછી શ્રીમાન ભાઈ વલ્લભભાઈના વતી ભાઈ મોદીએ પ્રારભમા હિંદથી આવેલ ભાઈશ્રી ડોસાણીનો ટુકમા પરિચય કરાવ્યા પછી એમને આવકાર આપવા સાથે એમના કાર્યની સફળતા ઈચ્છી હતી

શ્રી જોશી માસ્તર સ્વદેશ જતા હોવાથી એમની સફળ સફર ઈચ્છી ને ત્યારબાદ ટ્રાન્સવાલના હિંદુસમાજની હાલની દયાજનક સ્થિતિ પરત્વે લક્ષ ખેચી હિન્દુ સેવાસમાજની સ્થાપનાને તેના ધ્યેય

તરફ લક્ષ દોરી હાલ તુરત સમાજના હિતાર્થે કેટલાંક ઉપયોગી કાર્યો હાથ ધરવાની આવશ્યકતા બતાવી, તે ઉપર પધારેલા સજ્જનોની સહાનુભૂતિ ને સહાય ઈચ્છી હતી.



**શ્રી. વલ્લભભાઈ ભગાભાઈ પટેલ**
શ્રી. ટ્રાન્સવાલ હિંદુ સેવાસમાજના ઉત્સાહી કાર્યકર્તા.

તે પછી ભાઈશ્રી ડાસાણીએ પોતાના કરેલા સત્કાર માટે શ્રીમાન વલ્લભભાઈ તથા પધારેલા ગૃહસ્થોનો આભાર માની આજના

યુગને અનુસરી અહીં હિંદુભાઇઓની ઐકયના તેમજ સમાજની શારિરિક, માનસિક ને ધાર્મિક પ્રગતિના પવિત્ર ઉદ્દેશે સ્થપાયલી હિન્દુ સેવાસમાજને અતિ અગત્યતા આપી હતી. હિંદુહોલ, લાયબ્રેરી, હોસ્પીટલ, સ્કૂલ વગેરે અતિ મહત્વના કાર્યોની જરૂરિયાત જણાવી હતી એના ઉપયોગી કાર્યમા અહીં બિરાજેલા હિંદુ સમાજના ભુષણરૂપ શ્રીમાન સજ્જનોને સાથ આપવા ખાસ ભલામણ કરી હતી.

ત્યારબાદ ભાઇ જોશીએ પોતાની લાક્ષણિક શૈલીમા શ્રી વલ્લભભાઈ તેમજ પધારેલા સજ્જનોનો આભાર માની આ હિંદુ સમાજને અંગે પોતાની ફરજપર વિવેચન કર્યુ હતુ અને પોતાની સેવા સમર્પણ કરવા હમેશા તૈયાર હોવાનુ જણાવ્યુ હતુ વળી આવા કાયમા સર્વ લક્ષ્મીનંદનોને સહાય આપવા અપીલ કરી હતી

ત્યારપછી ભાઈ મોદી, રણછોડભાઈ વાલજી, ભીખાભાઈ અન્નપતિ દુર્લભભાઈ કાનજી, જમનતભાઈ, એન કે ગોપાલ વગેરે બધુઓએ પ્રસગને અનુસરતા લાગણીભર્યા વિવેચનો કર્યા હતા.

ત્યાર પછી શ્રીયુત ભાઈ મોદીએ આ સસ્થાની સ્થાપના ને તેના બહોળા કાર્યક્ષેત્રોપર પોતપોતાના વિચારો દર્શાવી સાચા હૃદયે સાથ આપવા સૌને વિનતિ કરી હતી

બાદ આશાભાઇ કુ વાળા શ્રી ત્રિભુવનભાઇએ આવી હિતકારક સમાજ સ્થાપવાની આજના સમયમા ખાસ જરૂરત જણાવી અને હિંદુભાઇઓના હિતના કાર્યો તરફ પોતાની સહૃદયતા દર્શાવી, તેવા કાર્યોમા બનતો સારામા સારો ફાળો આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી

ત્યાર પછી ત્રીકમદાસ બધર્સવાળા શેઠ ગોપાળદાસભાઇએ ભાઇ ઉદેસાણી તથા શ્રી જોશીની સફળ સફળ ઇચ્છી હિંદુ સેવાસમાજની સ્થાપના તરફ પોતાની હૃદયપૂર્વકની સમતિ જણાવી અને સાચા કાર્યકર્તાઓ બહાર પડે તો જરૂર સમાજોપયોગી કામો દીપી નીકળે

અને એવું થાય તો હૉસ્પીટલ વગેરેની યોજનામાં પોતાના તરફથી સૌથી સારો ફાળો આપવાની અભિલાષા વ્યક્ત કરી હતી.

આ પ્રમાણે હિંદુ સેવાસમાજની સ્થાપના અને તેને અંગેનાં ઉપયોગી કાર્યો પરત્વે મહત્વના વિચારો કરવામાં આવ્યા હતા.

અંતમાં રાતના ૯ાા વાગતે શ્રીમાન વલ્લભભાઈ તથા આમંત્રાયેલા સજ્જનોનો અરસ્પરસ આભારવિધિ થયા પછી સર્વ ભાઈઓ સ્નેહપૂર્વક છૂટા પડ્યા હતા.

## પ્રોગ્રામ

અહીં આવ્યાને ૧૦ દહાડા થયા આ દશ દહાડામા હજી આ શહેર પૂરૂં જોઈ શક્યો નહિ તેમજ Golden area-સોનાની ખાણો વાળા વિસ્તારમાં પણ હજી જોવા જવાનું બાકી હતુ તેથી પ્રિટોરિયામાં શ્રી. જીવણદાસભાઇ સાથે નક્કી થયેલા પ્રોગ્રામ મુજબ તા. ૨૧ મી માર્ચના અમારે બન્નેને નોરધર્ન ટ્રાન્સવાલના zoutpansbury જીલ્લાના હેડક્વાર્ટર-લુઇમિટ્રીચાર્ડ સાથે જવાનુ હોવાથી સારૂ ટાઇમસર શ્રી. જીવણદાસભાઈ પાસે પહોચી જવુ. અને ત્યાથી પાછા આવ્યા પછી ફરી જોહાનિસ્બર્ગ આવવુ: એવો નિશ્ચય કર્યો.

## સંગીતનો જલસો

આવતી કાલે જોહાનિસ્બર્ગ છોડી મારે પ્રિટોરિયા જવાનું હોવાથી ભાઈ અંબેલાલ દેસાઇ અને ભાઈ જમમત ભાઇએ પ્રેસિડન્ટ સ્ટ્રીટમાંના પોતાના રહેવાના મકાને એક સંગીતનો જલસો ગોઠવ્યો હતો. તેમાં ભાઇ પુરૂષોત્તમ વ્રજલાલ, લખુભાઇ, બટુક મહારાજ વગેરે ઘણા સ્નેહી જનોએ હાજરી આપી હતી.

શ્રી. બટુક મહારાજ સગીતમા સારી કુશળતા ધરાવે છે. સંગીતનો મધુરો આસ્વાદ લઈ ચ્હા પાણી ને ફ્રૂટને ઈન્સાફ આપી મોડી રાત સુધી ગમ્મત કર્યા પછી અમે સૌ છૂટા પડ્યા.

## રેલ્વે ટ્રેનમાં

તા. ૨૧ મી માર્ચની સવારના આઠ વાગતે ઉપડતી મેલટ્રેનમાં હું જોહાનીસબર્ગથી પ્રિટોરિયા જવા રવાના થયો. જર્મીસ્ટન જંક્શને ૧ કપ ચાહ મગાવીને જરા ખુશમિજાજથી બેઠો. ટ્રેનમાં થોડા હિન્દુ મુસ્લિમ ભાઈઓ પ્રિટોરિયા જતા હતા. એમની વાતચિતો ઉપરથી મેં જાણ્યું કે તેઓ હાઈકોર્ટના કામ માટે જાય છે. મારા પ્રશ્નના જવાબમાં તેમાના એકે ખુલાસો કર્યો કે 'આ ભાઈએ સનાતન સ્ત્રી સાથે લગ્ન કર્યા છે તે સવાઈ સ્ત્રીથી થયેલ એક પુત્ર અત્યારે દેશમાં છે તેને આ દેશમાં આવવાનો હક્ક ઈમીગ્રેશન ઑફિસે નામંજુર કર્યો તેથી તેના હક્ક માટે પ્રિટોરિયા સુપ્રિમ કોર્ટમાં લડત ચાલે છે તેથી તે કેસમાંના સાક્ષીઓનો સંઘ આજે સુપ્રિમ કોર્ટમાં કેસની મુદત હોવાથી સાક્ષી આપવા પ્રિટોરિયા જાય છે.'

## નોરધર્ન ટ્રાન્સવાલ તરફ

લગભગ ૯–૨૦ મિનિટે હું પ્રિટોરિયા સ્ટેશને પહોંચ્યો. ને મોટર ટેક્સીમાં બેસી ઈન્ડિયન લોકેશનમાં શ્રી. જીવણદાસભાઈની દુકાને ગયો. જીવણદાસભાઈનું માથું દુખતું હોવાથી તેમજ જરા શરદી જેવું થવાથી આજે તેઓ લુઈસટ્રીચાર્ડ મારી સાથે આવી શકે તેમ ન લાગ્યું, પરંતુ મને તો સમય ગુમાવવો પરવડી શકે તેમ હતું જ નહિ તેથી મેં તો તે જ દહાડે રાતના ૧૧ વાગતે ઉપડતી લુઈસટ્રીચાર્ડ જવાની ટ્રેનમાં નીકળવાનો નિર્ણય કર્યો. જીવણદાસભાઈએ બુધવારની ટ્રેનમાં ચોક્કસ આવવાનું કહ્યું. રાતના ૧૦–૩૦ મિનિટે ભાઈ ગીરધરભાઈ તથા માસ્તર બચુભાઈ મોટરમાં મને સ્ટેશને મૂકવા આવ્યા. પ્રિટોરિયાથી લુઈસટ્રીચાર્ડની રિટર્ન ટિકીટ પા. ૨–૩–૯ આપી લીધી. એક્રિય કન્સેશન ટિકીટના ચાર્જમાં પણ લગભગ પાઉન્ડ એકનો ફાયદો થયો. આ પ્રમાણે હું તો લુઈસટ્રીચાર્ડ જવા ટ્રેનમાં ઉપડ્યો. રાતની ટ્રેનમાં ઠંડી વિશેષ ને સેકન્ડમાં સોગજોગે

કોઈ સથવારો પણ નહિ તેથી નિંદ્રા દેવીએ મારી સાથે રૂસણાં લીધાં. ચિત્ત અનેક વિચાર વમળમાં પડયો. વિચારોના બોજા તળે કચડાઈ ગયેલું મન, ત્યાં મીઠી નિંદ્રા કયાંથી હોય ? આખરે મોડી રાત્રે બહુ મથામણે આંખો રહેજ સાજ મીંચાઈ ને સવારે ૭ વાગે ઉઘડી ગઇ. શૌચવિધિ પછી ૧ કપ કોફી મંગાવી પીધી. કંઇક સ્ફુર્તિ આવી. સુસવાટ કરતી ટ્રેન દોડી જાય ને ટ્રેનના વેગ સાથે કુદરત પોતાનું સૌન્દર્ય જાણે વેરતી જાય. મનના તરંગો વાયરલેસથી પણ વધુ વેગવતા ઉછળે. એમ અનેક દશ્યો નિહાળતો વિચારતો બપોરના ૧૧॥ વાગતે ઉત્તર ટ્રાન્સવાલના લુઇમટ્રીચાર્ડ સ્ટેશને પહોંચ્યો.

## લુ ઇ સ ટ્રી ચા ર્ડ

પ્રિટોરિયાથી ૨૬૬ માઇલ દૂર થાય છે. મેલ ટ્રેન ૧૪॥ કલાકે પહોંચે છે. ઉત્તર ટ્રાન્સવાલના ઝ્યોતપસબરી જીલ્લાનું મુખ્ય હેડ કવોર્ટર છે. પર્વતોની તળેટીમા આ ટાઉન આવેલુ હેવાથી રમ્ય દેખાય છે. પહેલાં રેલ્વે સ્ટેશન ટાઉનથી ૫ માઈલ દૂર હતુ પરતુ સન ૧૯૨૮થી ગામ નજીક લાવવામાં આવ્યુ છેઃ અહીંથી લગભગ ૯૦૦ માઈલને અંતરે સરહદ ઉપર મસીના નામક ગામ છે ત્યાં તાંબાની ખાણો ને તાંબુ ગાળવાનું મોટું કારખાનું છે.

સને ૧૯૧૭ પહેલા પિટર્સબર્ગ સુધી જ રેલ્વે હતી પરતુ ૧૯૧૭થી રહોડેસિયાની સરહદ પર આવેલા મસીના શહેર સુધી રેલ્વે લઈ જવામાં આવી છે. આ લુઇસટ્રીચાર્ડ ગામ એ કોઇ લુઇમ નામક પ્રભાવશાળી વ્યક્તિ ઉપરથી અપાયલુ લાગે છે. આ યુનીયનના કોઈપણ શહેરમાં તમે જાઓ ત્યાં તમને ક્રિશ્ચિયન ચર્ચો તો પ્રથમ નજરે પડશે; તેમ અહીં પણ સુંદર જગ્યા ઉપર ચર્ચનું બુરજ જોવામાં આવ્યું, તે ઉપરથી મને વિચાર આવ્યો કે આ સત્તા શોખીન ગોરી પ્રજા પ્રત્યેક સ્થળે પોતાની સત્તાના પાયા મજબુત કરવામાં ધર્મસ્તંભ પાદરીઓનો કેવો ઉપયોગ કરે છે? પણ એ

વિચારમાળા વધુ લંબાઇ નહિ. ટ્રેનની મુસાફરીએ મને જરા સુસ્ત બનાવ્યો હતો. આ ગામ પર્વતની તળેટીમાં રમ્ય લાગે છે.

મુખ્યત્વે કરીને આ તરફ મોટી મોટી જમીન ધરાવતા ગોરા ફારમરો છે. મુખ્ય પેદાશ મકાઇ ને બાજરીની છે. તેમજ રૂ Cotton પણ ઉગાડવામાં આવે છે. ચોતરફ જગલમાં ડુંગરાની હારો, ટેકરીઓ અને ખીણો છે, તેમાં છૂટા છવાયા કાળાલોક–નેટીવો ‘ઝુમ્બા’–કુબા બાંધી રહે છે. તે નેટીવો દર વરસે ત્રણ માસ સુધી ગોરા ફારમરોના ફાર્મમાં કામ કરે તેના બદલામાં ફારમરો પોતાના ફાર્મમાંથી થોડીક જમીન તેઓને ખેડવા આપે છે.

## દેશબંધુઓ

સ્ટેશને ગાડી થોભી ને બારીમાથી મે ડોકીયું કર્યું તો ભાઇ નારાયણદાસ ડુંગરશી મને મોટરકાર લઈ સામા આવેલા દેખાયા. હું એમની સાથે એમને ત્યા ગયો. સ્નાનાદિ કરી જમ્યા ને પછી આ ગામમાં એક સુધારક વ્યક્તિ શ્રીમાન ખારેગિયા સંબંધે ડરબનમાં મેં કંઈક સાભળેલું તેને મળવા જવાની ઇચ્છા થઈ. તેઓને હું મળ્યો. થોડી વાતચિત આદી અવળી કર્યા પછી ભાઇ વી. એમ. ઘેલાણી, ભાઈ કલ્યાણજી સુંદરજી, મગનભાઇ વગેરેની મુલાકાત થઈ. અહીંના ભાઇઓનો નિત્યક્રમ, ૧૦॥ વાગને સવારે જમી લેવાનો ને પાછા ૫ વાગને જમી લઈ સ્ટેશન સુધી બધાએ સાથે ફરી આવવાનો મે જોયો. મે પણ આજે સાથ પૂરાવ્યો.

અહીં ટી. મોરારજી, વી. એમ. ઘેલાણી, કલ્યાણજી સુંદરજી, વી. કાકા ને એ. કાકા એમ પાંચ લોહાણા ભાઈઓની દુકાનો છે. એમને ત્યાં વારા ફરતી હું મહેમાન બન્યો હતો. શુક્રવારે શ્રી. ... ,લમભાઇ પણ ફિરોરિયાથી અહીં આવી પહોંચ્યા.

## જંગલની સહેલગાહે

તા. ૨૬ મી માર્ચ ને શનિવારે ૨ વાગતે ભાઇ **નારાયણભાઈની** જંગલમાં આવેલી દુકાનોએ **સી**બાસા લાઈનમાં અમારી કંપની **એમની** મોટરમાં સહેલગાહે નીકળી. કુદરતે જાણે પોતાનું સઘળું સૌન્દર્ય અહીંજ ઠાલવ્યું હોય તેવી જુદી જુદી સીન સીનેરી જોઈ ઘડીભર સાંસારિક ભાવનાઓ ભૂલાઇ ગયા જેવું લાગ્યું. એ કહેવું જોઇએ કે શ્રી. **નારાયણભાઇએ** પોતાના સ્ટાફના ૫-૬ માણસોને અગાઉથી ખાધાખોરાકીનો સરસામાન લઇ મોટર લોરીમાં મોકલી દીધા હતા. રસ્તા જંગલના ને લગભગ ૭૨ માઇલિપર એક જર્મન **મી**શનરીના ફાર્મમાં આવેલી એમની દુકાને અમે સાજના ૬ વાગતે પહોંચ્યા. પછી તો દુકાનની પછવાડે વનરાજીમાં માણીગા માંડીને ધખાવેલા અગ્નિ ઉપર **નારાયણભાઈ** રોટલી વણે, ઘેલાણી પકાવે, કલ્યાણજીભાઇ મગ જુએ, વચમાં જીવણદાસભાઈ પણ મદદ કરે. આ દસ્ય અતિ આલ્હાદજનક લાગતું હતું, આ બધું તૈયાર થયા પછી દુકાનના આગલા ભાગની પરસાળમા સૌ એકહારે જમવા ગોઠવાઈ ગયા. **મારે** ને જીવણભાઇને શનિવારનુ એકટાણું હોવાથી જમવાનુ નહોતુ. તેથી અમે ફ્રુટનો ઉપયોગ કર્યો.

આ રીતે જમણ વિધિનો ઉકેલ થયા પછી મોડી રાત સુધી અગમ ડીગમની વાતો, પાનાની રમતો શરૂ થઈ. છેવટ ૩ વાગતે રાતના સૌ સૂતા. સવારના વખતસર ઉઠી દાતણ પાણી કર્યા ત્યાં તો કલ્યાણજી ભાઇએ ચાહ તૈયાર કરી નાખી. પછી એ પાકશાસ્ત્રમાં પ્રવીણ કલ્યાણજીભાઈએ કીચનનો કબજો લીધો. ઝપાટામાં રોટલી, શાક વગેરે બનાવી નાંખ્યાં ને સૌ સાથે જમ્યાઃ બાદ કલ્યાણજીભાઈ પોતા સાથે હમેશના નિયમ મુજબ લાવેલ રિવોલ્વરથી નિશાન બાજી તાકવાની રમત શરૂ થઇ. ૧૨ વાગતે અમે ફરી પાછા લુઇસટ્રીચાર્ડ આવવા સૌ મોટરકારમાં બેઠા. રસ્તામાં જ્યાં જ્યાં **નારાયણભાઈની**

દુકાનો આવે ત્યાં થોડી વાર થોભીએ એક સ્થળે તો નિર્મળ જળના વહેતા ઝરણામાં મેં છૂટથી સ્નાન કર્યું

આ પ્રમાણે જગનમાં મગળ ને મોજ મઝાહ કરી અમે માત્ર ચ્યાર વાગને પાછા લુઈમિટ્રોયાર્ડ પહોચ્યા આ રમણિય પ્રસગ વિસાર્યો નહીં વિસરે આ પછી બે દહાડા મૌ ભાઇઓ સાથે અહીં આનદમા વિતાવ્યા અહીં ૭ વણિક, ૨–૩ પટેલ તથા એક જીવણજીભાઈ નામે ખોજા સદ્ગૃહસ્થ ઉપરાન થોડા મેમણ ભાઈઓની દુકાનો છે શ્રી જીવણજીભાઇ સિવાય બધાનો વેપાર કાળા નેગીવો સાથે છે

## નેટીવો વિષે કંઇક

મ્ઝાંગાન, મ્વૈન્ડા ને બસૂટુ આ ત્રણ જાતિના કાળા લોક—નેગીવો આ તાલુના જગલોમાં વસે છે ને ઉપર જણાવ્યુ તેમ ગોરા ફારમરોને ત્યા ત્રણ માસ ખેતરમા કામ કરી થોડી જમીન મળે તેમા ખેતી કરે મકાઇ વાવે ને ઘણોખરો વર્ગ સોનાની ખાણોમા કામ કરવા જાય. કોઇ શહેરમા નોકરી કરે

તેઓને સગીત બહુ પ્રિય હોય છે તેઓ તાલબદ્ધ નાચે ને ગાય ત્યારે જોનારને ગમ્મત પડે છે

એમની સ્ત્રીઓ હાથ પગમા લોખડ ને પીનળના વારાના ગુંચળા પહેરે છે તેનુ વજન બહુ ભારે હોય છે તેના ઘરેણા મચના મોતી ને પીનળનો વારો છે પહેરવેશમા એક લુગડી જેવુ આડુ ખભેથી કેડના નીચેના ભાગ સુધી નાખે છે

આ તરફના એક નેગીવને ૨૫–૫૦ પાઉન્ડ, એક સ્ત્રી કરવા માટે કન્યાના બાપને આપવા પડે છે બહુ મોટી ઉમ્મરે કન્યા ધણીને ત્યા જાય છે બહુ પત્નીવાદનો અહીં રિવાજ છે ધણી મરજી પડે ત્યારે સ્ત્રીને છોડી દઇ શકે છે ને આપેલા પૈસા કે પશુઓ પાછા લઈ શકે છે એક ધણી ગમે તેટલી સ્ત્રીઓ કરે તેમા ગામ્યો ગોકરો વચ્ચે હિંદુસ્થાનની માફક ખાર વેર ઝેર અહીં નથી મોટી શોક્ય—સૌથી

પ્રથમની સ્ત્રીનુ બીજી શોકયો માન જાળવે છે એટલે કે મોટી શોકય એ મુખ્ય Chief ગણાય છે, બહુ પત્નીવાદ તો અહીં પ્રથમથી છે. તેના હેતુઓમા એક હેતુ એ પણ છે કે તેનાથી પુત્રીઓની પેદાશ થતા તેની સારી જેવી રકમ મળે ને બીજો હેતુ ખેતરમા કામ કરે ને મકાઇ ખાય

તેઓનો ખોરાક મુખ્યત્વે મકાઈ છે, તેઓનો રાજા નેટીવ Chief હોય છે તે દર વરસે એકેક પાઉન્ડ પોતાની હદમા વસતા નેટીવ પાસેથી ટેકસ તરીકે લે છે આ નેટીવ રાજાઓની બીજી કંઇ રાજ્ય પ્રકરણમા સત્તા રહી નથી

આ લોકો ભૂત પિશાચને માનનારા છે શરીરે મજબુત ખરા પણ બુદ્ધિબળ નહિ

એક રાજાને ઘણી પત્નીઓ હોય તે મરી જાય પછી તેનો દીકરો રાજા બને ત્યારે સગી મા સિવાય બાપની પત્નીઓને પોતાની પત્નીઓ તરીકે રાખે છે સૌ કામ કરે ને ખાય આ નેગીવોના માથા ભારે નરમ હોય છે શરીરે મજબુત કદાવર પણ તેના માથામાં જોરથી હાથની આગળીનો ટકોરો કે જરા એકાદ કંઈ એવુ મારો તો લોહીની ધાર નછૂટે। કેટલાકોનો એવો મત છે કે તેઓમા બહુ બુદ્ધિ નથી તેનુ કારણ તે છે

તે નેગીર સ્ત્રીઓ પોતાના બાળકને પોતાની કેડના ઉપર પછવાડે ખોઈ જેવુ કરી બાધે છે ને પાછી માઇલોના માઇલો સુધી પગે ચાલી જાય છે બાળક પણ તડકા છાયા સહેવા ટેવાઈ જાય છે ને ટીમકુ થઇ બેઠુ આવે છે

આ તરફના જગલી લોકોમા વિકાર ભાવ ન હોવાથી વ્યભિચાર નથી એમ કહીએ તો ચાલે ને જો કોઇ વ્યભિચાર કરે તો તેનો ન્યાય તેનો નેગીર રાજા Chief કરે ને ૫૦ પાઉન્ડ તે જેની સ્ત્રી હોય તે ધણીને વ્યભિચાર કરનાર પાસેથી દડ તરીકે અપાવે,

અહીંના નેટીવો ગરીબ છે, પ્રથમથી જ ડચ લોકોએ એમને દબાવી દીધેલા. હિંદીઓને અહીંનો કાફર નોકર દર માસે પાંચ શિલિંગના પગારે મળી શકે.

## મોસમનો વેપાર

મે માસથી ડીસેમ્બર સુધી અહીં જુવાર, બાજરી, ને મકાઈના પાકની મોસમ ગણાય છે. ઘણા ખરા હિંદી વેપારીઓની બેન્ચો-દુકાનો જંગલમાં છે ને ગામમાં ટેડઑફિસ. અહીંથી જંગલની દુકાનોને ઓર્ડર પ્રમાણે માલ પૂરો પાડવામાં આવે. શનિવાર-રવિવારે જંગલની દુકાનોએથી અવેજ લાવે ને માલનો નવો ઓર્ડર લાવે. દરેકને માલ લાવવા લઇ જવા માટે મોટર લોરીઓ હોય છે.

જંગલમા દુકાનો માટે જમીન તો હિંદીઓને વેચાતી મળતી નથી પણ ગોરા ફારમરો પાસેથી ત્રણ વર્ષના લીઝમા ભાડું ઠરાવી જમીન લે છે. તેના ઉપર હિંદી વેપારીઓ પાકી દુકાન બાંધે છે. તે લીઝના ઍગ્રીમેન્ટમાં ગોરા ફારમરો મુખ્ય ત્રણ શરતો આ પ્રમાણે ઠરાવે છેઃ ૧ ધર્મ પ્રચાર નહિ કરવો, ૨ કાળી-ધોળી સાથે વ્યભિચાર નહિ કરવો ૩ અને દારૂ નહિ વેચવો. આ મુખ્ય શરતોનો હેતુ વાંચનાર સમજી શકશે.

## સામાજિક જીવન

કાઠિયાવાડી ભાઈઓની સ્ત્રીઓની દશા તો આ તરફ પણ ઘરકૂકડી જેવી છે. તેઓ જેટલા પોતાના વ્યાપાર વ્યવહારમાં ખંતીલા ને કામગરા છે, તેટલા જ આ કોલોનીમાં પોતાની સ્ત્રીઓનો ઘુમટો ને ફરવાની લાજ ને ગ્રહનાગ છે. શ્રી. ખંડેરીઆ કુટુમ્બ અપવાદ છે.

બાળકોને ભણવવા માટે એક સ્કૂલ છે. પણ તેમાં માતૃભાષાનું શિક્ષણ અપાતું નથી. માત્ર ૧૪ બાળકોને એક ડચ સ્ત્રી શિક્ષિકા ડચ, આફ્રિકાન ને અંગ્રેજી ભણાવે છે. ગુજ માટે [illegible] એક [illegible]

ગૃહસ્થ અમરશીભાઈ ગોકળદાસે આપેલી ને તેનાપર ૮૦૦ પાઉન્ડના ખરચે મકાન બધાવ્યુ છે હિંદીઓના પૈસે હિંદીઓ માટે બધાવેલી સ્કૂલમા માતૃભાષાનો બહિષ્કાર ! એ વિચારવા જેવુ છે

યુવાનો માટે એક સ્પોર્ટિંગ ક્લબ છે જ્યોતપસમરી ઇન્ડિયન ક્રોન્ગ્રેસ નામક શાખા છે

## ટ્રાન્સવાલ લોહાણા મિત્ર મંડળની સ્થાપના

**સી**બામાના જગનમા મગળ ને મોજમઝાહ કરી આવ્યા પછી ૨ દહાડા અહીંના મજ્ઞો સાથે રહી આનદથી વિતાવ્યા તા ૩૦ મી માર્ચના બપોરની ઉપડતી ટ્રેનમા મારે ને જીવણદાસભાઈને હવે અહીંથી રવાના થવાનુ હતુ પરતુ ભાઇ જાદવજીભાઇ નામે ખોજા સદ્દગૃહસ્થે આગ્રહપૂર્વક રોકી રાખ્યા ને એ જ ટ્રેનમા લાગુ કરી દેવા પિટર્સબર્ગ સુધી મોટરકારથી અમને પહોચાડી દેવા એમ નક્કી થયુ. સાજના પા૫ા વાગતે લોહાણા ભાઈઓની સભા મળી શ્રી ટ્રાન્સવાલ લોહાણા મિત્ર મડળની સ્થાપના કરવામા આવી મંડળ તરફથી અમારો સત્કાર કરવામા આવ્યો

## પિટર્સબર્ગ

પછી સૌ ભાઇઓ સાથે હળીમળી લીધા બાદ શ્રી જાદવજી ભાઈએ તૈયાર રાખેલી મોટરકારમા સાજના ૬૫ા વાગતે અમે પિટર્સબર્ગ જવા રવાના થયા ભાઈ નારાયણદાસ, ભાઇ ઘેલાણી, મોહનભાઇ, જગજીવન વગેરે ભાઈઓ પિટર્સબર્ગ સુધી મૂકવા આવ્યા. રાતના ૮૫ા વાગતે પિટર્સબર્ગ પહોચી આવ્યા

શ્રી જાદવજીભાઇએ સ્નેહી હૃદયના સત્કારરૂપે પુષ્પ ગુચ્છ અર્પણ કર્યો ૯ વાગતે સૌ ભાઇઓથી છૂટા પડી હુ ને જીવણદાસભાઇ પિટર્સબર્ગથી પ્રિગોરિયા આવવા ટ્રેનમા રવાના થયા

## પાછા પ્રિટોરિયામા

તા. ૩૧ મી માર્ચે પ્રિટોરિયામા આવ્યા પછી મારી ટેમ્પરરી પરમીટની ૬૦ દહાડાની મુદત પૂરી થતી હતી તેથી ઈમીગ્રેશન ઑફિસમા જઈ ૧૫ દિવસ યુનીયનમા વધારે રહેવાની રજા મેળવી પછી સુપ્રિમ કોર્ટ, ટાઉન હોલ, જ્યુગાડન તથા ગોરાઓના વસવાટના સ્થળો સનીસાઈડ, આરકેડીઆ હીલ વગેરે જોયા ને તા ૨ જી એપ્રિલ શનિવારના બપોરના ઉપડતી મેલ ટ્રેનમા પાછો જોહાનિસ્બર્ગ જવા ઉપડયો

## ટેક્સી ડ્રાઈવરની લુચ્ચાઈ

તા ૨–૪–૩૨ ના બપોરના જમી હુ ટેક્સી લાઉ કરી સ્ટેશને જવા રવાના થયો ટેક્સીવાળો બુચમનીયા Half caste જાતનો હતો રસ્તામા પેટ્રોલ ભરવા તેણે મારી પાસે એક શિલિંગ માગી મેં તે આપી સ્ટેશન ૦॥ માઇલ દૂર રહ્યુ ત્યારે લુચ્ચાઇ કરી અજાણ્યો જાણી બીજી શિલિંગ માગી આ પ્રમાણે લુચ્ચાઇને વશ થવાનું મને ઠીક ન લાગ્યુ તેથી બીજી શિલિંગ મેં ન આપી એટલે તેણે ટેક્સી સ્ટેશને લઈ જવાની ના પાડી ટ્રેનનો ટાઇમ થઇ ગયો હતો આખરે તે લુચ્ચા બુચમનીવાએ એક શિલિંગ બીજી ન આપુ તો સ્ટેશને પહોચાડવા ના પાડી તેના નમ્બર વગેરે લઇ હુ ટેક્સીમાથી ઉતરી ૦॥ માઈલ ઉતાવળે પગે ચાલીને સ્ટેશને પહોચ્યો તેણે આ પ્રદેશમા મને નવો પાઠ શીખાડયો પણ આજે શનિવાર હોવાથી એકને બદલે ૧–૩૦ વાગે ટ્રેન ઉપડવાની હતી ટ્રેન ઉપડવાને પાચ મિનિટનો જ સમય બાકી હતો રિટર્ન ટિકીટ લઈ ટ્રેન પકડી

## ફરી જોહાનિસ્બર્ગમાં

બપોરના ૩ વાગતે ૩॥ કલાકે જોહાનિસ્બર્ગ પહોચ્યો બદ્રુદ્દીન અહાજ મારી સાથે Golden area-reefના ગામોમા ફરવા આવવાના હતા એ મારી રાહ જોઈ રહ્યા હતા શનિવારનો

દહાડો મિત્રો સાથે સિનેમા જોવામાં ને ફરવા હરવામાં વીતાડયો. શ્રી. અંબેલાલભાઈને ત્યાં પ્રેસિડન્ટ સ્ટ્રીટમાં હું સૂતો હતો. સવારના બટુક મહારાજ ફેર્ડસબર્ગ લોકેશનમાંથી ત્યાં આવી પહોચ્યા. હું તો હજી આંખો ચોળતો બિછાનામાંથી માંડ ઉઠયો હતો. ૧ાા કલાક શૌચસ્નાનાદિ કરવામાં પસાર થયો ચાહપાણી કરી ૯ વાગતે અમે સોનેરી લતાના પૂર્વના ગામોમાં જવાને છૂપી સ્ટેશનેથી ઉપડયા.

## Golden area

### જરમીસ્ટન

આ એક રેલ્વેનુ મોટું જંકશન છે. સોનાના લત્તામાનુ ગામ છે. આજુબાજુ ચોતરફ સોનાની ખાણો આવેલી છે. સ્ટેશનથી ઇન્ડિયનોનું લોકેશન લગભગ ૨–૨ાા માઇલ દૂરઃ ટેકસીવાળા ૧ાા શિલિંગ લે છે. હું ને બટુક મહારાજ પહોચ્યા આજે રવિવાર હોવાથી બધા ભાઇઓ ઘેર હતા તેમને મળ્યા. પછી તો બટુક મહારાજને એક બે અચ્છી ચીજ સંભળાવવાનો ભાઇઓએ આગ્રહ કર્યો અમને જમ્યા વગર જવા ન દીધા.

આ લોકેશનમા રસ્તાના ઠેકાણા નહિ. કાફર-કલર્ડ ને ઇન્ડિયન લોકેશન બધા નજીકમા છે. અને બે ત્રણ ઇસ્લામી દુકાનદારો ને ફ્રૂટ વેચનાર પાટીદાર ભાઇઓ ઉપરાંત કોઇ વધારે સંખ્યા રહેતી નથી. ત્યાંથી પણ ઇન્ડિયન લોકેશન દૂર કાઢવાના પ્રયાસો થઈ રહ્યાનું સાંભળ્યુ. ત્યાં જમ્યા પછી અમે ૧૨ વાગતે બોકસબર્ગ જવા રવાના થયા.

### બોકસબર્ગ

જરમીસ્ટનથી બોકસબર્ગ ગયા. જ્યાં અમારે જવાનું હતું તે લૉન્ડ્રીવાલા ભાઈ હાજર નહોતા ને બીજા ભાઇઓમાથી કેટલાક આજે રવિવાર હોવાથી ફરવાને જરમીસ્ટન તરફ ગયેલા તેથી એકાદ ભાઇને મળી અમે પગ રસ્તે બેનોની જવા નીકળ્યા.

## બેનોની

ત્યાથી લગભગ ૩ માઈલ જેટલુ દૂર બેનોનીનુ લોકેશન છે રવિવારને દહાડે જોહાનિસબર્ગથી સ્પ્રીન્ગસ સુધીના મેઈન રોડ પર બહુ ટ્રાફીક હોય છે ગૌરાંગી લલનાઓ તેમજ પુરૂષો મોટરકાર ને મોટર સાઈકલપર ગીફ્માથી જોહાનિસબર્ગ તરફ જવા નીકળી પડે છે ગૌરાંગી લલનાઓ મોટર ચલાવે મોટર સાઈકલ પછવાડે બેસે ને એ શયનાનનુ ચક્કર પૂર જોશમા મારી શકે આ દૃશ્ય અતિ આકર્ષણીય લાગતુ હતુ

ગૌરાંગી લલનાઓની સ્વતત્રતા સાથે લાજ ઘુમટાથી રક્ષાયની ઘરકૂ ડીમમ હિંદુ સ્ત્રીની હાલત સમધે કેટલાક વિચારો આવ્યા ને ચાલ્યા ગયા આ તક વિનકમા બેનોનીનુ લોકેશન આવી ગયુ ત્યા વળી કાફ્રી પણ તે લોકેશનમા રહે છે ઘણીવાર તેઓ હિંદુઓને રાતના એ ન અટના નીકળે ત્યારે સતાવે પણ છે ત્યાથી સાંજના લગભગ ૭ વા યાને સુમારે અમે સ્પ્રીંગસના રેલ્વે સ્ટેશને પહોચ્યા

## સ્પ્રીંગ્સ

આ સ્પ્રીંગ્સ સોનેરી લત્તાનુ પૂવમા છેલ્લુ સ્ટેશન છે સ્ટેશનથી લોકેશન ૩ ૪ માઈલ દૂર છે ટેક્સીવાળા દરેક માણસ દીઠ એકેક શિલિંગ લે છે અમે બહુ મોડા પહોચ્યા ત્યા શ્રી મ નભાઈ તથા શ્રી રણછોભાઈ પટેને અમારો બહુ સત્કાર કર્યો અહી અમને એક દક્ષિણી સગ્ગરી શ્રીમાન ભાઈ બધુભાઈનો પરિચય થયો ટુક સમયમા એમની સાથેના વાર્તાલાપથી દેશ પ્રત્યેનો એમનો પ્રેમ ને લાગણી જોઈ અમને આનદ થયો રાત રોકાઈ જવાનો અમને ભાઈઓએ બહુ આગ્રહ કર્યો પણ બહુભાઈને ઘેર બીજુ કોઈ ન હોવાથી રો કાયા નહીં ને છેલ્લી ૧૧ વાગતાની રાતની ટ્રેન અમે પકડી જોહાનિસબર્ગના છૂપી સ્ટેશને ૧૨ વાગતે પહોચ્યા તે સમયે ટ્રામ મળે નહિ તેથી પગે ચાલતા જમનતભાઈને ઘેર મને મૂકી

બટુકભાઈ સાઈકલથી પોતાને ઘેર ગયા. આ રીતે 'રીફ'નાં પૂર્વ તરફના ગામોનો પ્રવાસ પૂરો કર્યો.

## ક્રૂગર્સ ડોર્પમાં

જોહાનિસબર્ગની પશ્ચિમે 'રીફ'ના ગામોમાં આ મુખ્ય શહેર છે. પ્રેસિડન્ટ ક્રૂગરના નામ ઉપરથી તેનું નામ ક્રૂગર્સડોર્પ પડેલુ છે. સન ૧૮૩૬માં અહીંના નેટીવો ઉપર બોઅર લોકોએ જીત મેળવી આ દેશ કબજે કરેલો તેની યાદગીરીમાં અહીં દરવરસે રાષ્ટ્રીય યાત્રાનો ડચ લોકોનો મેળો ભરાય છે. મુખ્યત્વે કરીને સોનાની ખાણોમાં કામ કરતા બોઅર લોકોની વસતી છે. ગામ રળિયામણું છે. રસ્તાઓપર બન્ને બાજુ વૃક્ષોની હાર, મારકેટ, ક્રિશ્ચિયન ચર્ચ, ટાવર વગેરે શહેરની સુંદરતામાં વધારો કરે છે.

હિંદુભાઇઓમા ટેઇલરીંગનુ કામ કરનારા, પરચુરણ દુકાનદારો, રેશમ તેમજ ફ્રુટની ફેરી કરનારા યુવાનો છે.

### સત્યનારાયણની કથા

ક્રૂગર્સડોર્પ તરફ એક વખત અગાઉ હુ તેમજ બટુક મહારાજ ફરી આવ્યા હતા. ત્યારે ત્યાના ઉત્સાહી યુવકબંધુઓ અંબુભાઈ, ભીખાભાઇ, પ્રાગભાઈ પ્રેમા વગેરેની મુલાકાતો થઈ હતી. પણ ફક્ત ૨ કલાક જેટલા સમયમાં એ મિત્રોને સંતોષ થયો નહિ તેથી યુનીયન છોડી જતાં પહેલાં ફરી એકવાર આવી જવાનો મને આગ્રહ કર્યો. મેં કબુલ્યુ હતુ. તેથી તા. ૪-૪-૩૨ સોમવારના ૪ વાગતે ક્રૂગર્સડોર્પ ગયો. અંબુભાઇ વગેરે મારી રાહ જોતા હતા. તેને ત્યા આજે સત્યનારાયણની કથા હતી તેથી મને રાત રોકી રાખ્યો. કથા વાંચનાર મહારાજ જોહાનિસબર્ગથી આવ્યા હતા. ૯ વાગતે વ્યાસજીએ બધું કામ સમેટી લીધું ને સત્યનારાયણને પણ સાથે લઇ રાતની છેલ્લી ટ્રેનમાં રવાના થઈ ગયા પછી તો મિત્રોની મડળી જામી. ખાનપાન,

ને સગીતની ધૂનમા લહેર કર્યા પછી 'હિન્દુ ધર્મ સભા'ને અંગેની વાતો નીકળી.

અહીં 'હિંદુધર્મ સભા' નામક સસ્થા તથા લાયબ્રેરી પણ અગાઉ વસાવી હતી પરતુ બીજે ઠેકાણે હિન્દી સંસ્થાઓનું બને છે તેમ અહીં પણ એ સસ્થાઓ સમાધીસ્થ થઈ હતી તે 'હિંદુધર્મ સભા'ને સજીવન કરવાની વાટાઘાટ ચાલી યુવાનોમાં ઉત્સાહ જોયો. આવતી કાલે સભા મેળવવાનું નક્કી કર્યું અને રોકાઇ જવા આગ્રહ કર્યો. મારાથી રોકાવાય તેમ નહોતુ પણ સાંજના સભાના સમયે હુ તથા ભાઈ અંબેલાલ દેસાઈ પહોચી આવશું એવું વચન આપી સવારના જોહાનિસ્બર્ગ ગયો

## હિંદુધર્મસભા સજીવન

**તા.** ૬–૪–૩૨ સાજના ૫ા વાગતે પાર્ક સ્ટેશનેથી ભાઈ અબેલાલ દેસાઈ તથા હું બન્ને ક્રૂગર્સડોર્પ જવા રવાના થયા. ત્યાં ખાધુ પીધુ ને જોવા જેવા સ્થળોએ અંબુભાઈની મોટરકારમા ફર્યા. રાતના ભાઈ બિલિમોરિયાના રહેવાના મકાને હિંદુભાઇઓની એક સભા મળી મારી સાથે આવેલા ભાઈ અંબેલાલ દેસાઈ તથા મેં પ્રસગને અનુસરી વિવેચનો કર્યા ને ધર્મસભાને પુનર્જીવન આપવા ખાસ ભાર મૂક્યો સર્વ સમતિથી ધર્મસભાને પુનર્જીવન અપાયું. અધિકારીઓ ચુટાયા, બધારણ રચવા કમિટી નીમાઈ, મ્હેમાનોનો આભાર મનાયો ને રાતના ૧૨ વાગતે સભા વિસર્જન થઈ. અત્યારે ટ્રેન જોહાનિસબર્ગ જવાની મળે તેમ ન હોવાથી ભાઈ અંબુભાઇ તથા ભીખાભાઇ, મોટરથી અમને બન્નેને જોહાનિસબર્ગ મૂકી ગયા.

## ગોરા કુટુમ્બોમાં

આ જો'બર્ગમા આવ્યા પછી કેટલાક ગોરા કુટુમ્બોમા જવા આવવાના પ્રસગો પણ મને મળ્યા હતા' અહીંની ગોરી પ્રજા ત્યારે જીજ્ઞાસુવૃત્તિની છે પત્રના એડીટર તરીકે કેટલાકોએ "ઈન્ટર વ્યુ" માગ્યા-

એમ પરિચય થતાં તેઓએ પોતાને ત્યાં મને આવવા નિમત્રણ આપ્યાં હતાં. તેમાં મુખ્ય કરીને હિન્દના લોકો વિષે ચર્ચા થતીઃ

પ્રત્યેક સારા ગણાતા ગોરા કુટુમ્બમાં કૂતરા રાખવામાં આવે છે. અહીં કૂતરાની જાતો સુધારી તેમને કેળવવા વગેરે માટે ફાર્મ છે. એકેક કૂતરાની યોગ્યતા પ્રમાણે તેની કિમ્મત ૩ પાઉન્ડથી કરીને ૧૫ પાઉન્ડ સુધી પડે છેઃ એ કૂતરા એવા કેળવાયલા હોય છે કે તમારા ઘરમાંના એકેએક સભ્યનો તે સાચો રક્ષક બની રહે છે. કોઇ કોઇ શોખીન હિન્દીઓ પણ કૂતરા રાખે છે. ભાઇ અંબેલાલ દેસાઈ, તેમજ અકોટીકરને ત્યાં મેં કૂતરા જોયેલા. તેના નામો ‘એડવર્ડ’ ને ‘જ્યોર્જ’ રાખેલાં હતાં. અકોટીકરને ત્યાં કૂતરા ને બિલાડી વચ્ચેની મિત્રાઇ જોઈ હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો હતો.

મેં લીધેલી ગોરા કુટુમ્બોની મુલાકાતોમા એકાદ મુલાકાત અહીં ટપકાવી લઉં.

તા. ૬–૪–૩૨ના પાર્કટાઉનમા સવારના ૯ વાગતે મિસિસ અને મિ. રોયરીલ્ડને ત્યા મારે મળવા જવાનો સમય નક્કી કર્યો હતો. તેઓ દપતી ભારે જીજ્ઞાસુવૃત્તિનાં ને વિદ્યાવિલાસી હતા. કઇક સારા હોદ્દા ઉપર રેલ્વેમા સરવીસ કરે છે.

એમનાં પ્રભુની પ્રતિમાસમા તદુરસ્ત બાળકોએ, યાર્ડમાં પ્રવેશતાં જ ‘ગુડમોરનીંગ’ કર્યા ને મારી સાથે ચાલ્યા. ચાહ અને બિસ્કીટને હસતા હસતા ઇન્સાફ અપાયો. પછી તો એ જીજ્ઞાસુ વૃત્તિના દંપતિ સાથે યુરોપ ને હિંદની સસ્કૃતિ, સામાજિક વ્યવસ્થા, ધર્મ, હિંદની આજની હાલત, સાઉથ આફ્રિકન ને નેશનાલિસ્ટ પાર્ટી વગેરે ઘણી ઘણી બાબતોપર ચર્ચા થઇ. તેમાં મિસિસ રોયરીલ્ડનો આનંદ એના તદુરસ્તી ગુલાબી ચ્હેરાપર તરવરી આવતો હતો. અહીંના એકેક ગોરાઓના ઘરમાં ગટર મુકાદમ મિસ મેયોનું પુસ્તક હોય એમ લાગ્યું

આ ગોરા ભાઈઓના શ્રમની સ્વચ્છતા, વગની નારીઓના કાચ માફ નાખવાની કાળજી, તેના ઘરની નાની સરખી લાયબ્રેરીની વ્યવસ્થા, તેના ગોળ ટેબલ પર સુંદર ટેબલ ક્લોથ મૂકવાની, પુષ્પગુચ્છ. ડાઇનીંગ ટેબલ, કપડાની સ્વચ્છતા, બાળકોનો વિનય—વિવેક, ભણેલ ગણેલ પત્ની, સામાજિક-રાજકીય પ્રશ્નોપર રસપૂર્વક ચર્ચા કરતી, પતિનો ઑફિસ ટાઇમ પૂરો થતા ઘડીઆળના કાંટા સામુ જોઇ યાર્ડના દરવાજા તરફ પતિ આગમનની રાહ જોતી એ ગૃહરાણીથી ગોરા મિનોનું ઘર આનંદ ક્લબ જેવું બની રહેતું એમના ઘરની દિવાલોમા નાયરૂમમા, જ્યા જુઓ ત્યા કળાના દર્શન થતા બાળકો જાણે શાન્ત, માતા પિતાને જરા પણ અડચણકર્તા ન થવાય તેની કેળવણી એમને માતા તરફથી મળેલી આ પ્રમાણે એ ચાર પરિચિત ગોરાઓને ત્યા જઇને અનુભવ્યુ તેઓ નવુ નવુ જાણવા માટે ઘણી જીજ્ઞાસા ધરાવનારા હોય છે ૧૩ ના આંકડાને તેઓ અપશુકનીયો માને છે

બળી સિગારેટ તેઓ કોઇને આપે નહિ તેમ જો કોઈ ઑફર કરે તો સામો લે નહિ આ પ્રમાણે કેટલીક વ્હેમી માન્યતાઓ તો એ લોકોમા પણ હોય છે બીજી રીતે તેઓ બહુ ઉદ્યોગી હોય છે કામ વખતે જેમ કામ કરે તેમ મઝા પણ તેઓ કરી જાણે છે-જીવન કેમ જીવવુ તે તેઓ ઠીક રીતે જાણે છે એમ કહેવુ જોઇએ

## જોહાનિસબર્ગથી પ્રસ્થાન

અનેક સ્નેહીઓના મધુર સભારણા સાથે લઇને સદાને માટે તા ૮-૪-૩૨ ના જોહાનિસબર્ગ છોડી જવા નીકળ્યો સાંજના ૫ વાગતે સ્નેહીઓના સાથમા પાર્ક સ્ટેશને આવ્યા ભાઈ અમેલાલ બદુ મહારાજ, જમમતભાઇ, જાધાભાઇ વિ મિત્રોને મળી ભેટી ભારે હૈયે છૂટા પડયા સાંજના ૭ વાગતે પ્રિટોરિયા લોકેશનમા પહોચ્યો

## ઈમીગ્રેશન ઑફિસ

બીજે દહાડે તા. ૯-૪-૩૨ ના શનિવારે ઇમીગ્રેશન ઑફિસમાં જઈ સોમવારે તા. ૧૧ મી ના આ યુનીયન છોડી જવાની ખબર આપી. ઇમીગ્રેશન ઑફિસમાં પ્રત્યેક એશિયાટીક વસાહતીઓની જુદીજુદી ફાઇલ રાખવામાં આવે છે.

## નેટીવ બોય-જૅક

મારા પ્રિટોરિયા નિવાસ દરમ્યાન ભાઇ જીવણદાસનો ઘર કામ કરનારો જૅક નામક એક કાફર—નેટીવ બોય ઘણો ચાલાક ને હસમુખો હતો. લાબો વખત હિંદીની નોકરીમાં રહ્યો હોવાથી ગુજરાતી ભાષામાં આપણી વાતચિતની મતલબ થોડી ઘણી સમજી જતો. તેની સાથે નવરાશને સમયે વાતો કરતાં ગમ્મત પડતી. ઇન્ટરપ્રીન્ટરનું કામ શ્રી. જીવણદાસભાઇનો નાનો પુત્ર કરતો. તે નેટીવ બોય જૅકની સરવીસની પણ નોધ લીધા વગર ચાલે તેમ નથી.

## યુનીયનને છેલ્લી સલામ

મારે અહીંથી હવે પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકાના મુખ્ય શહેર લૉરેન્ઝો મારક્વીઝ જવાનુ હતુ. ટ્રાન્સવાલથી પોર્ટુગીઝ સંસ્થાનમાં જવા માટે પાસપોર્ટમા પોર્ટુગીઝ કોન્સલની સહી કરાવવી પડે છે. પોર્ટુગીઝ કોન્સલની ઑફિસે જઇ સહી કરાવી લીધી. સર્વ ઇષ્ટમિત્રોને મળી હળી લીધું. રાતના ૯-૧૫ મિનિટે અત્રેથી ડેલાગોઆબે જવા માટેની ટ્રેન ઉપડતી હતી. સેકન્ડની ટિકીટ બુક કરાવી. અહીંથી ડેલાગોઆબે સુધીનુ રેલ્વેનુ સેકન્ડ ક્લાસનુ ભાડુ પાઉન્ડ ૨-૬-૧૧ પડે છે.

રાતના ૮ વાગતે શ્રી. જટાશંકરભાઇ વ્યાસ પોતાની કાર લઇને આવ્યા હતા. મેસર્સ જી. કાલા કું.ની મોટર પણ તૈયાર રાખવામાં આવી હતી. જેમાં શ્રી. બચુભાઇ જોશી, પ્રીતમભાઈ, ગીરધરલાલ, વગેરે ભાઇઓ સ્ટેશને મૂકવા આવ્યા. સૌની વિદાય લઈ મેં સાઉથ આફ્રિકા યુનીયન છોડયું. ડેલાગોઆબે જવા રવાના થયો.

## પોર્ટુગીઝ સરહદમાં

પ્રિટોરિયાથી અમારી ટ્રેન ઉપડી સેકન્ડ ક્લાસમાં ત્રણ મેમણ યુવકો ને હું એક જ કમ્પાર્ટમેન્ટમાં હતા તેમાંના બેને રસ્તામાં થોડે દૂર ઉતરવાનું હતું અને એક લતીફભાઈ કરીને મૂળ ભાણવડ ને હાલ ડરબનમાં રહેતા ભાઈને મારી સાથે ડેલાગોઆબે આવવાનું હતું એ ભાઈ ઘણા આનંદી સ્વભાવના ને મળતાવડા હતા આ ભાઈનો સમાગમ મને અતિ આનંદજનક થઈ પડ્યો તેઓ કાઠીઆવાડી ઉખાણા ને આખ્યાતોથી હસાવતા આવે

રાતનો વખત, રસ્તામાં કોલસાની ખાણો આવે પરંતુ સ્પષ્ટ જોવાય નહિ અને અગ્નિરથ પોતાનું કામ કર્યે જાય લગભગ રાતના ૧૨ વાગવાનો સમય હશે એક ગોરો 'ટિકીટચેકર' અમારા કમ્પાર્ટમેન્ટમાં આવ્યો બાજુના કમ્પાર્ટમેન્ટમાં બે નેટીવ સ્ત્રીઓ કોઈ દૂરના સ્ટેશને જવા બેઠી હતી તેઓ બન્ને યુવાન વયની હતી તેની પાસે ટિકીટમાં સાડાચાર શિલિંગ ઘટી પડી ટિકીટ ઈન્સ્પેક્ટર 'સાડાચાર શિલિંગ આપવાની છે' કહી નોંધ કરી ચાલ્યો ગયો એટલામાં ત્રીજા કમ્પાર્ટમેન્ટમાંથી એક નેગ્રો મરદ બહાર આવ્યો તેને વેઈટરે કહ્યું કે તમે આને સાડાચાર શિલિંગની મદદ કરો પેલી યુવતીઓ પણ બહાર આવી તેની સાથેની વાતચિત પછી પેલા નેગ્રોએ સાડાચાર શિલિંગ આપી મદદ કરી અહીંની નેટીવ જાતિમાં પણ આટલું સ્વાભિમાન રહેલું છે તે જોયું

તા, ૧૨ મી એપ્રીલનું સુંદર પ્રભાત સવારના ૬ વાગતામાં અમારી ઉંઘ ઉડી ગઈ અને બહાર જોયું તો કુદરતે જાણે સોળે શણગાર સજીને મોહીની સ્વરૂપ ધારણ કર્યું હોયની એવો ભાસ થયો- . બાજુ પર્વતોની ઉંચી ટેકરીઓ સાથે વાદળીઓ ગેલ કરે, વચમાં ઞી નામક સરિતાના નિર્મળ જળના વહન અને તે સરિતાને કાંઠે કાંઠે દોડતી અમારી ટ્રેન આંખો ભરી ભરીને મેં તો જોયા જ કર્યું-

વિચારો આવ્યા કે વાહ કુદરત ! જ્યાં જે સૌન્દર્યની કદર નથી ત્યાં તું અતિ ઉદાર રીતે ફેંકે છે ને જ્યાં સૌન્દર્યની સાચી પૂજા કરનારા હોય ત્યા તુ કંજુસ બને છે. તારી કળાની કંઇ ખબર પડતી નથી. આ કામાટી નદીએ, વાંકા ચુકા ગુંચળામાં માપની માફક માઇલોના માઇલો સુધી તે ઠેઠ ટ્રાન્સવાલ અને પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકાની સરહદનુ કામાટીપુર્ટ સ્ટેશન આવ્યું ત્યાંસુધી મથવારો પૂરાવ્યો. વચમાં સુસંખી Oranges નાં મોટાં મોટા ફાર્મો જોવાયાં. સારાય જગતમા અહીંના Oranges વિખ્યાત છે. કુદરતે બધી સીન સીનેરી અહીં જ ઠાલવી નાખી હોય તેમ લાગ્યુ. ડુંગરાની તો હારમાળાઓ જ જોવાય. અમે ચાહ પાણી લીધા પછી બરાબર ૧૦૫ વાગતે કામાટીપુર્ટ સ્ટેશન આવ્યુ. અહીં ટ્રાન્સવાલની સરહદ પૂરી થઇ. અમે પોર્ટુગીઝની હદમાં દાખલ થયા. પહેલુ સ્ટેશન રેશનગારસીઆ આવ્યું. રેશનગારસીઆથી ડેલાગોઆબે Lourenco Marquies ૫૫ માઇલ દૂર રહે છે. આ સ્ટેશને એક પોર્ટુગીઝ ઇમીગ્રેશન અમલદાર અમારા કમ્પાર્ટમેન્ટમાં આવ્યો. લતીફભાઇએ સિગારેટની ઓફર કરી. લતીફભાઇ પોર્ટુગીઝ ભાષા જાણતા હતા.

આ અમલદાર કંઇક અંગ્રેજી જાણતો હોય એમ લાગ્યુ. તેણે અમારા પાસપોર્ટ માગ્યા. પોર્ટુગીઝ કોન્સલની સહી તેમાં જોઇ. મેં પ્રથમથી કહી નાંખ્યુ કે હું લૉરેન્ઝો મારક્વીઝથી બીજી સ્ટીમરમાં જવા ઇચ્છુ છુ. તે ઉપરથી તેણે તા. ૧૦ મી મેં સુધી રહેવાની એક Transit પરમીટ–પાસ લખી આપ્યો.

યુનીયન ગવર્નમેન્ટ ને પોર્ટુગીઝ સરકાર સાથે કોલકરાર થયા પછી ટ્રાન્સવાલમાંથી ઇન્ડિયા જવા માટે ડેલાગોઆબે રસ્તે સ્ટીમરમાં ચડવા માટે જનારાઓને વગર ડીપોઝીટે પોર્ટુગીઝ હદમાં દાખલ થવા દેવાય છે. આ લાભ મને પણ મળ્યો. આ પ્રાથમિક તપાસની વિધિ પૂરી થયા પછી ટ્રેન ઉપડી ને બરાબર ૧–૩૦ મિનિટે લૉરેન્ઝોમારક્વીઝના સ્ટેશને પહોચ્યા.

# પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકા

## લૉરેન્ઝો મારકવીઝ

ટ્રાન્સવાલ-દક્ષિણ આફ્રિકા નજીકનો આ પ્રદેશ હોવા છતા અહીંના હવા પાણી ટ્રાન્સવાલના કરતા તદન જુદા હોવાના કારણે જ કદાચ આ ઇસ્ટ આફ્રિકા કહેવાયો હશે

સન ૧૯૧૧ મા પોર્ટુગીઝ રીપબ્લીક થયા પછી મોઝામ્બીકને બદલે સસ્થાનનુ પાટનગર આ લૉરેન્ઝો મારકવીઝ બનાવવામા આવ્યુ છે ત્યારપછી આ શહેરની નવેસરથી મૉડર્ન સીસ્ટમ પ્રમાણે બાંધણી કરવામા આવી છે અહીં સર્વ રીતે પડોશી દક્ષિણ આફ્રિકાનુ અનુકરણ થઈ રહ્યુ છે ૨૦ વર્ષમા આ શહેર ઘણુ જ આગળ વધ્યુ છે

શહેરના રસ્તા પહોળા, સ્વચ્છ ને રચના ઘણીજ સુંદર છે પારકો ડી ગામા ગાર્ડન, ચર્ચીઝ, મારકેટ, હૉસ્પિટાલ, પોલાના હોટલ, સી બાથ, રેલ્વે સ્ટેશન ગોદી, ગવર્નરની ઑફિસ વગેરે જોવા જેવા છે રસ્તાઓપર બન્ને બાજુ વૃક્ષોની હારમાળા તેની રમણિયતામા વધારો કરી રહ્યા છે ટ્રામ મોટરબસો, ટેક્સી વગેરે છેલ્લી સીસ્ટમ મુજબના સર્વ સાધનો રહે છે

યુનીયન ગવર્નમેન્ટનુ કસ્ટમ્સ પણ અહીં જુદુ છે ટ્રાન્સવાલ

જનારા પેસેન્જરો સ્ટીમરમાંથી અહીં ઉતરી ટ્રેનમાં બેસી ટ્રાન્સવાલ જાય છે. અઠવાડિયામાં ત્રણ ટ્રેનો અહીંથી ટ્રાન્સવાલ જવા માટે ઉપડે છે.

અહીં 'ડીરઇટ' 'નોટિશિયા,' તથા 'ગારડીયન' નામક ત્રણે દૈનિક પત્રો પ્રગટ થાય છે. નેટીવોનું પણ એક પેપર બહાર પડે છે.

આ જીલ્લામાં મુખ્ય નીપજ ખાંડ, શેરડી, મકાઇ, બાજરો, બોયસિંગ વગેરે છે. કપાસનું વાવેતર પણ હમણા હમણાં થોડું થાય છે. જમીનનો મોટો ભાગ અણખેડાયલો પડ્યો રહે છે. પશુધન સૌથી અધિક છે:

જમીન માપવામાં 'કિલોમેટર' ગણાય છે. (૩ કિલોમેટરના ૨ માઇલ હિસાબે ગણાય છે)

હિંદુસ્થાન અને આ પ્રદેશ વચ્ચે સમયનો ફેરફાર સાડા ત્રણ કલાકનો રહે છે. હવા પાણી અહીંનાં બહુ સારા નથી.

આ શહેરનો મુખ્ય વેપાર આ કોલોનીમાં વસતા નેટીવો ટ્રાન્સવાલની સોનાની ખાણોમાં કામ કરવા જાય છે ત્યાંથી પાછા ફરતાં પગારનું સોનું લાવે તે નેટીવો સાથેનો જ વિશેષ કરીને છે.

**તોલ માપ**: અહીં વજન ૮૮ તોલા ભારનો એક 'કીલ' કહેવાય છે અને કાપડ ૩૯¾ ઈંચનુ એક 'મીટર'થી વેચાય છે.

**ચલણ**: કુરજાત અને ઇસ્કુદનું. કાગળના કટકા–નોટોનું છે: ૧૦ 'કુરજાત'નો એક 'ઇસ્કુદ' અને એવા ૧૦૭ 'ઇસ્કુદ'નો એક પોર્ટુગીઝ પાઉન્ડ ગણાય છે. પણ એક પાઉન્ડ સોનાનો કુરજાતનો ભાવ હરવખત વધઘટ થયા કરે છે: હાલ લગભગ એક પાઉન્ડના સોનાનો ભાવ ૧૫૦૦ કુરજાતનો ચાલે છે. અને આ ભાવમાં ઘણી-વાર ૫–૧૦ કુરજાત કે તેથી વધુ ઘટવધ થયા કરે છે. એ રીતનું એક્સચેન્જનું બીઝનેસ અહીં સારૂં ચાલે છે.

દારૂનો પ્રચાર જબરો છે: લીસ્બનનો દારૂ જ અહીં આવે છે.

એફેએડ નેગીવ પણ આ બદીમા ફસેલો છે દારૂની પેદાશ પણ જબરી છે

શહેરના પૂર્વે દરિયા કિનારા ઉપર 'પોલાના' નામક સર્વ સાધનોને મગનકતાવાળુ એક સુદર હોટલ છે ત્યાસુધી ટ્રામ ને મોટરબસ પણ જાય છે

હિંદીઓની ચેમ્બર ઓફ કોમર્સ, હિંદુ એસોસીએશન, લાયબ્રેરી, મોહમેડન એસોસીએશન લાયબ્રેરી વગેરે સસ્થાઓ છે પણ તે બધી નિર્જીવ જેવી જણાય છે

દેખાવમા ચામડીના રગ ભેદ જેવુ અહીં નથી પરતુ હિંદીઓ માટે પોર્ટુગીઝોને હવે સારો ભાવ રહ્યો જણાતો નથી

## લોહાણા ભાઈઓ !

આ દેશમા આજથી ૫૦ વર્ષ પહેલા દીવના વણિકો આવ્યા ને સન ૧૮૯૦ થી હસરાજ કરશન તથા નાનજી મૂળજી નામે લોહાણાભાઇઓનુ પ્રથમ આગમન થયુ હતુ અને ૧૯૦૨ પછી લોહાણા બધુઓની સખ્યા વધુ પ્રમાણમા આવવા લાગી અત્યારે આ પ્રદેશમા લગભગ ૪૦૦ જેટલા લોહાણા બધુઓની વસતી છે મોટે ભાગે તેઓ વેપાર ને નોકરી કરે છે ભાણવડ ને જામજોધપુર તરફના અહીં વિશેષ છે માપુટ, ચચાઇ વગેરેના ભર-જગલમા લોહાણા ભાઈઓની દુકાનો વિશેષ પ્રમાણમા છે

આ પ્રદેશમા લોહાણાજ્ઞાતિના મોટા વેપારીઓ શેઠ દામોદર મંગનજી, ૨ કાકુભાઇ માધવજી કુ ૩ પોપટલાલ હરિભાઈ કુ- ૪ અમરશી ગોકળદાસ કુ ૫ મોરારજી પુરૂષોતમ વગેરે છે તેની કેટલીક એન્ચો ચચાઈ તેમજ તેના ભરમા અને કીરમાણી વગેરે સ્થળે છે બાકીના ભાઈઓ પરચુરણ વેપાર કરે છે, પરચુરણ વેપાર બધો અહીંના નેગીવો સાથેનો છે બધો વેપાર કઢીર સીસ્ટમ ઉપર ચાલે છે અહીં ૬ માસની મુદતે નાના વેપારીને મોટા વેપારી પાસેથી માલ મળે છે

ચોખાનો વેપાર પ્રથમ મુખ્યત્વે આપણા હિંદુભાઇઓના હાથમાં હતો, પરંતુ હવે તે પણ ગોરા વેપારીઓના હાથમાં ગયો છે.

## નાના વેપારીઓ

નાના વેપારીઓની મહત્વાકાંક્ષા બહુ જબરી હોતી નથી. તેઓ વાર્ષિક ૫૦-૭૫ પાઉન્ડની કમાણીની જ માત્ર આશા રાખે છે ને તેટલુ મળે તેમાં સંતોષ માને છે.

નાના વેપારીઓ મોટા વેપારીઓ પાસેથી ઉધાર માલ ખરીદે છે ને પરચુરણ વેપાર કરે છે. મુખ્યત્વે નેટીવ-ટ્રેડ કરે છે.

અહીં 'ઇન્સોલવન્સી એકટ' ઘણો સખ્ત છે તેમ કોર્ટના કામકાજનો મુદ્દલ છેડો જ આવે નહિ. દેવાદારને જેલમા જવુ પડે છે. લેણદારોના હાથમાં કશુય આવે નહિ એમ કહીએ તોયે ચાલે તેથી અહીં મોટે ભાગે દેવાદાર ને લેણદારો અરસપરસના લેણદેણની પતાવટ ઘરમેળે જ કરી લે છે

બુધવારનો અરધો દહાડો ને રવિવારનો આખો દિવસ દુકાનો બંધ રાખવાનો કાયદો છે

અત્રેના હિંદી વેપારીઓના મુખ્ય લતાને 'રૂઆ ડી ગાવીઆ' કહે છે.

અહીં સોનાનુ ચલણ ન હોવા છતા ટ્રાન્સવાલનું સોનાનુ ચલણ—પાઉન્ડ અહીંથી ઇન્ડિયા લઇ જવાની મનાઈ કરવામા આવે છે.

## હિંદુ સ્ત્રીઓની કમદશા

હિંદુઓ ઘણાખરા અહીં પોતાની સ્ત્રીઓને લાવતા નથી. સાધનસંપન્ન હોય તે ગણ્યા ગાંઠયા જ આ તરફ સ્ત્રીઓ સાથે સહકુટુમ્બ રહે છે શ્રીમંતોની દેખાદેખીએ સાધારણ સ્થિતિના માણસો જે પોતાની સ્ત્રીઓને અહીં લાવે છે તે સ્ત્રીઓ અહીંથી ભાગ્યેજ પાછી જીવતી હિન્દનો કિનારો જોઇ શકે છે સ્ત્રીઓ માટે આ પ્રદેશ પ્રાણઘાતક છે. તેના કારણો અમને નીચે મુજબ જણાય છે.

૧ અહીંના હવાપાણી અનુકુળ નથી આવતા તેમા સુવાવડ વખતે તો ભાગ્યે જ કોઇ બચી શકે છે

૨ શહેરમા હિંદુઓને રહેવાના સ્થાનો તદુરસ્તીને અનુકુળ નહિ

૩ એને માકડી રહેવાની જગ્યામા જ પૂરાઇ રહેવુ પડતુ હોવાથી તેમજ લાજ ઘુઘટાની રૂઢી બરાબર રક્ષાતી હોવાથી તેમની તદુરસ્તી જલદી બગડે છે માદગી વખતે ડૉકટરી ઉપચારની જોઇએ તેવી સગવડો નથી

## શેઠ—નોકર

નોકરોનો પગાર સામાન્ય રીતે અહીં ૬૦–૭૦ પાઉન્ડનો વાર્ષિક ગણાય તેમા કપડા લત્તા, માંદો પડે તો ડૉકટરનુ ખરચ, તેમજ દેશ જવા આવવાનુ ખરચ, આ બધુ નોકરના ઉપર હોય છે બાકી ખાના પીવાનુ ને ધોબી હજામતનુ ખરચ શેઠ ઉપર રહે છે તેના બદલામા તેમને સવારના ૬ થી રાતના ૧૦–૧૧ વાગ્યા સુધી નોકરી આપવી પડે છે મોટો ભાગ આ તરફ અભણ જેવો માત્ર સામાન્ય રીતે ગુજરાતી ત્રણ ચાર ચોપડી ભણીને જ કાઠિયાવાડના ગામડાઓમાથી ધસડાઈ આવે છે એટલે તેની મહત્વાકાક્ષા પણ બહુ અલ્પ હોય છે હિંદી નોકરો ગતદિવસ પોતાના શેઠને ત્યા જ રહે છે ને ખાય પીએ છે

## વર્ણસંકર પ્રજા

આ પ્રદેશમા વાણીઆ, ભાટીઆ, લોહાણા વગેરે હિંદુભાઈઓએ નેગીવ-બાંદીઓથી ઉત્પન્ન કરેલી પ્રજા હસ્તિ ધરાવે છે હિંદીઓ આ દેશમા પ્રથમ આવ્યા ત્યારે વાસનાતૃપ્તિ અર્થે અહીંની કાળી સ્ત્રીઓને બાદી Slave તરીકે રાખતા તેનાથી સતતિ પેદા કરતા આ પેદા થયેલી પ્રજાને ચુચમનીઆ યા 'ચુઝવાટ' કહે છે હિંદીઓથી પેદા થયેલ આ ચુઝવાટ પ્રજા ભારે જોરદાર ને તુન્ડી છે હિંદીઓના આ શરમજનક કૃત્યો કાયદાથી બધ કરવાની સરકારને

જરૂર જણાઇ તેથી કેટલાંક વરસોથી હવે આવો અનાચાર બંધ થયો છે. આ રીતે કાળી સ્ત્રીઓથી પેદા કરેલાં સંતાનોને હિંદુઓ પોતાનાં કહેવરાવતા ન હોવાથી સરકારે હવેથી લગ્ન રજીસ્ટર્ડ કરાવવાનો કાયદો ઘડયો છે. હાલ આવી વર્ણસંકર પ્રજાની સંખ્યા ત્રણ હજાર જેટલી છે. તેને ગોરા પાદરીઓ ક્રિશ્ચિયન બનાવે છે ને હિંદુઓની વિરૂદ્ધ તેને ઉશ્કરી રહ્યા છે. હિંદુઓએ પેદા કરી તજી દીધી હોવાથી કદાચ આ પ્રજા કોઈ વાર તેનો કિન્નો લે તો આપણે અજાયબ થઇશુ નહિ મુસલમાન ભાઇઓથી પેદા થયેલી પ્રજાને તેઓ પ્રથમથી જ ઇસલામ ધર્મી બનાવે છે. પણ દુઃખની વાત તો એ છે કે હિંદુઓએ પેદા કરેલી પ્રજાને હિંદુ ન બનાવી પણ ગૌભક્ષક બનાવી. અહીંના હિંદુઓને શીરે આ જબરૂ પાપ છે. અમને આવા હિંદુઓની કેટલીક મૂર્ખાઇભરી ફીલોસોફી વિચારતા હસવુ આવે છે. કહે છે કેઃ આ નેટીવ બાંદીઓને ઘરમા રાખી સાચવતા પણ તે નેટીવ સ્ત્રી સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખતા નહિ એટલે એમનો કહેવાતો ધર્મ સચવાનો. ધર્મના તત્વજ્ઞાનીઓને આ પ્રશ્ન વિચારવા જેવા છે.

દીવના વણિકોના ને લોહાણા-વૈશ્નવોના લુદથી ઉત્પન્ન થયેલાં બીબાંઓ અમે અહીં જોયા. કહેવાતા આ ધર્મરક્ષકોનાં ધર્મનાં સ્મરણચિન્હ તરીક જો તે પ્રદર્શનમા મૂકાય તો તેમા ખોટુ નથી.

## ધોતિયાંનો ઇતિહાસ

અહી પ્રથમ દીવ તરફના વણિકો જે જે વહાણોમાં આવ્યા તે વહાણોના ખારવાઓ પણ આવ્યા. પછી લોહાણાઓને વાંસે મેમણો આવ્યા. પછી દરજી, મોચી ને ભાટીઆ વગેરે આવ્યા. ૧૯૧૦—૧૧ માં રીપબ્લીક થયા પછી પોર્ટુગીઝ લોકો પણ વધુને વધુ આં કોલોનીમાં આવવા લાગ્યા. પછી રાજ્યે પ્રત્યેક હિંદીઓને ફરજિયાત પાટલુન પહેરવાનો કાયદો ઘડયો. કહેવાય છે કે તે પહેલાં અહીંની

નેટીવ સ્ત્રીઓને બાંદી તરીકે રાખી તેનાથી વિષયતૃપ્તિ કરી અનેક ઇસિમાલીઆ-ઇબરામીઆ ને સિબીનાઓના જન્મદાતા, હિંદુ સંસ્કૃતિ રક્ષક-ધર્મના ઇજારદારોને આ પાટલુન પહેરવાના કાયદાથી પોતાનો ધર્મ ધોવાઇ જતો લાગ્યો તેથી પાટલુન ને ધોતિયા વચ્ચે લગ્ન જામી તે ઠેઠ લીસ્બન સુધી ધોતિયા પહેરવામા ધર્મ સમાયલાની લડત લઇ જઇ હજારો પાઉન્ડ, આ ઇસિમાલ-ઇબિરામના હિંદુ બાપોએ ખરચ કરી ધોતિયાને જાળવ્યુ પણ સુરતી લાલિયાની બૈરી માફક કાછોવારી મોજા પહેરવાનુ ફરજિયાત થયુ ને એમ કરતા રીપબ્લીક થયા પછી આખરે ફરજિયાત પાટનુનો પહરના પડયા

## 'હેટ'ના શ્રીગણેશ

હિંદુઓએ પાટનુન પહેર્યા, પણ બિચારાઓએ શીર ઉપર ઝવેરી કેપ કે ઍંગલોર કેપ પહેરી શીર સલામત રાખ્યુ હતુ આમા પણ હવે એકાદ બે બડખોરો જાગ્યા તા ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૨ ના દિવસે હું ડરમન જતા આ શહેરમા ઉતર્યો, તે જ દિવસે અહીના બે બધુઓ શ્રીયુત નટવરલાલ હરિલાલ, નાગર ગૃહસ્થ તથા ભાઇ ભગવાનજી કાકુભાઇએ કાળી ટોપીને તિલાજલી આપી 'હેટ'ને શીરપર ધારણ કરી હતી આ 'હેટ' પહેરવાના શ્રીગણેશ આ બે બધુઓએ બેસાડયા પછી યુવાન આલમનુ લક્ષ તે તરફ ખેંચાયુ એટલે વળી કેટલાક જૂના વિચારવાળાઓને આ ઠીક લાગ્યુ નહિ આજના ક્રાન્તિ યુગમા બીજુ તો તેનાથી શુ થાય? આ બે યુવકોની ટીકા કરવા લાગ્યા જેઓએ સમજી વિચારીનેજ 'હેટ' ધારણ કરી હોય તેઓને કઇ એવી ટીકા—નિંદાની થોડી જ પરવા હોય છે? આજે આ બે યુવાનો સિવાય એક ભાઇ ત્રબકલાલ ભટ્ટ, શ્રી શકરલાલ વગેરે ત્રણચાર યુવકોએ 'હેટ' પહેરવાની શરૂઆત કરી છે એનું અનુકરણ હવે બીજા યુવાનોમા પણ થઇ રહ્યુ છે ખરૂં જોતા એ પહેલ કરનાર યુવકોનું મનોબળ પ્રશસનીય છે

## હિન્દી વસ્તી

આ પ્રદેશમાં લગભગ ૪૦૦૦ હિંદીઓ વસે છે. તેમાં મેમણ, વાણિયા, લોહાણા, દરજી, ખોજા, મોચી, બ્રાહ્મણ, પાટીદાર, સોની ગોવાનિસ વગેરે સર્વ કોમો નાની મોટી સંખ્યામાં છે. કેળવણીમાં પછાત છે. ગુજરાતીઓ કરતાં કાઠિયાવાડીઓની સંખ્યા વધારે છે. કાઠિયાવાડીઓ મોટે ભાગે દેશી રાજ્યોની પ્રજા છે.

કેળવાયલા યુવાનોમાં નાગર ગૃહસ્થ શ્રી. નટવરલાલ હરિલાલ, શ્રી. ભગવાનજી કાકુભાઈ, શ્રી મણીશંકર જે. ભટ્ટ, ત્રંબકલાલ ભટ્ટ, મિ. જાની વગેરે વગેરે છે. પહેલા બન્ને ગૃહસ્થો પોર્ટુગીઝ ભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે. બાકી ત્યાંની નેટીવ ભાષાના સર્વ જાણનાર છે. હિંદીઓ માટે છેલ્લા દાયકામાં પાડોશી સાઉથ આફ્રિકા યુનીયન ગવર્નમેન્ટનું જોઇ પોર્ટુગીઝ સતાવાળાઓ તરફથી પણ સખ્તાઇભર્યા કાયદાઓ ઘડાય રહ્યા છે.

અહીં પણ હિંદીઓમાં ખાસ કરીને જોઇએ તેવું સંગઠન ન હોવાના કારણે તેમજ લેજીસ્લેટિવ કાઉન્સિલ કે એકઝીક્યુટીવ કમિટિમાં હિંદીઓનો કશો પણ અવાજ ન હોવાના કારણે જે કંઇ પડે તે હિંદીઓને મૂંગે મોઢે ને નીચી ડોકીએ સહન કરી લેવે છૂટકો.

## ધર્મોત્તેજક સભામાં સ્વાગત્

આ સભામાં થયેલી કાર્યવાહીનો પેપરમા આવેલો અહેવાલ આ પ્રમાણે:

‘ શ્રી. ભાઈ નારાયણજી ગો. ડોસાણીનું ટ્રાન્સવાલમાંથી અત્રે આગમન થતાં એમના સ્વાગતાર્થે તા. ૧૭-૪-૩૨ રવિવારના બપોરના ૩ વાગતે શેઠ શ્રી મોનજી કાલીદાસના મકાનમાં શ્રી. ભાઈ મોરારજી પુરૂષોત્તમ તન્નાના પ્રમુખપદે એક જનરલ સભા બોલાવવામાં આવી હતી. જેમા આ શહેરનાં પરાંઓ : મલાગા, થાવેની, તેમજ ક્રોમેલીયી મધુ કેટલાક ભાઇઓએ હાજરી આપી હતી. સભાહોલ ચિકાર

કાર્યમા યુવાનોને ઉત્સાહ અર્પવાની સર્વ બંધુઓને અપીલ કરી હતી. છેવટે આ પ્રદેશની હાલની રાજકીય સ્થિતિમાં આપણા અધિકાર બાબત સુંદર વિચારો દર્શાવ્યા પછી ફરીવાર સર્વ ભાઇઓનો આભાર માન્યો હતો

ત્યારપછી શ્રી. ભગવાનજી કાકુભાઈ, જેઓ અત્રેની જાણીતી ફર્મ અમરશી ગોકલદાસ કુા. ના મેનેજર, ઉત્સાહી ને સરકારી યુવક છે તેઓશ્રીએ પ્રસંગને લગતુ વિવેચન કરતા કહ્યુ કે આપણા માનવતા ને વિદ્વાન પરોણા ભાઇ ડોસાણીએ આજે આપણને અણમોલ બોધ આપ્યો છે એમની એકે એક સુચનાઓને આપણે હૃદયમા કોતરી રાખી તદનુસાર વર્તન રાખવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. આપણી જ્ઞાતિમાં આવા સુધારક ને વિદ્વાન બંધુ હોવા માટે આપણે મગરૂર થવુ જોઇએ આપણે ભાઇ ડોસાણીના કથન મુજબ સિંહના સંતાનો માફક જીવવુ જોઇએ તે સિવાય રઘુવંશી કહેવરાવવામા કંઈ સાર્થક નથી વગેરે કહી આ 'ધર્મોતેજક સભા'ને આજના જમાના અનુસાર 'લોહાણા સેવા સમાજ'મા બદલી, એના વિસ્તૃત સેવાક્ષેત્રમા યુવાનોને તક આપવાની સુચના ઘણી જ ઉપયોગી છે તેથી આ ધર્મોતેજક સભાને 'શ્રી લોહાણા સેવા સમાજ' નામ આપવાની એ ભાઇની સુચનાને હું દરખાસ્તરૂપે રજુ કરૂ છુ

આ દરખાસ્તને અનુમોદન મળતા સર્વાનુમતે ઠરાવ તરીકે પસાર કરવામા આવી હતી અને તે સસ્થાનુ કાર્ય શરૂ થતાં રજીસ્ટર્ડ કરાવી લેવાનો નિર્ણય થયો હતો

તે પછી કે જે જ્ઞાતિનુ 'લીક અગત્યની બાબતોપર વિચાર કરવામાં આવે કાર્યમાં પરદેશ વસેલા પરસ્પરસ આભારદર્શન વિધિ થયા પછી વર્ગ આશા રાખી આ મહત્વની સભાનુ કાર્ય પૂરૂ થયુ હતુ'

હૃદયમા ઊંડી અસર ક

## અગત્યની મુલાકાત

જણાવ્યુ હતુ કે એપ્રિલના બપોરના ૨ વાગને બંદરને સામે કિનારે વડીલોએ ૨૫ વર્ષ ભાઈ હુસેન ઉર્ફે હરિદાસ દુર્લભદાસ સને મળવા

આવ્યા. ભાઇ મોરારજી પુરૂષોતમે તેને મારા આગમન વિષે કંઇ વાત કરી હશે એમ મને લાગ્યું. આ ભાઈને અહીં હુશેન દુલભદાસ નામે ઓળખવામાં આવે છે. એમના પિતા કાઠિયાવાડના ઊના ગામના વતની જ્ઞાતે વણિક હતા. તે અહીં આવ્યા હતા. સૌએ જે રસ્તો લીધો તેમ તેઓશ્રીએ પણ અહીંની નેટીવ–બાંદીને ઘરમાં રાખી. તેનાથી આ હરિદાસ ઉર્ફે હુશેનભાઇનો જન્મ થયો. આ પ્રદેશમાં આવી પેદા થયેલી 'બુઝવાટ' કહેવાતી પ્રજામાં એક હિન્દુ તરીકે રહીને જો કોઇ જીવન વ્યવહાર ચલાવતું હોય તો તે આ હુશેન અથવા હરિદાસ એક જ અપવાદ રૂપે છે; છતા ધર્મરક્ષક વણિકો એમની સાથે ખાનપાનનો વ્યવહાર તો નથી રાખતા પણ તેને હરિદાસ ન કહેતાં હુશેન કહીને જ બોલાવે છે. આ હુશેન ઉર્ફે હરિદાસભાઈ સ્વામીનારાયણનો ધર્મ પાળે છે, એમ મોરારજીભાઇના કહેવાથી જાણ્યું. કહે છે કે આ હરિદાસભાઈના પિતા દુલભદાસ શેઠને બીજું કઈ સંતાન હતુ નહિ તેથી આને દેશમાં લઈ ગયા હતા. દેશમા પણ તેની સાથે બેસી ખાવા પીવાનો વ્યવહાર વાણિયાની નાત કે ખુદ પોતે પણ કરતા નહિ.

એ હુશેન ઉર્ફે હરિદાસભાઇ સાથે કેટલીક આડીઅવળી વાતો થયા પછી આવતી કાલે મને કટેમ્બા–પોતાના નિવાસસ્થાને આવવાનું ખાસ આમંત્રણ આપી ગયા. હિંદુસમાજની સકુચિત મનોદશાપર કેટલાક વિચાર આવ્યા આ ભાઇને મળ્યા પછી મને કઇક વધુ જાણવાની જીજ્ઞાસા થઇ; તેથી હું આપેલા સમય અનુસાર બીજે દહાડે મિ. જાનીને સાથે લઇ કટેમ્બા ગયો.

## હુશેન ઉર્ફે હરિદાસભાઇને ઘેર

બંદર કિનારેથી સામે પાર કટેમ્બા જવા માટે મોટરબોટ સરવીસ છે. તે પ્રત્યેક પેસેન્જર દીઠ ૨૮ કુરજાત ચાર્જ કરે છે. (૨૮ કુરજાત એટલે આપણા લગભગ ૬ આના થાય) અમે મોટર-બોટમાં બેસી સામે કિનારે ઉતર્યાં; ત્યાંથી લગભગ એક માઇલ જેટલે

કિનારે કિનારે દૂર આ ભાઈની દુકાન છે તેનુ કહેવાનુ પણ હુ ભૂલતો નથી પાછળના ભાગમા સાથેજ છે તે ભાઈ પણ માગી વાર જોઈ રહ્યા હતા અમે મળ્યા, બેઠા થોડીવાર આડીઅવળી કેટલીક વાતચિતો થઈ પછી મેં પૂછ્યુ

'તમારી માતા (દુલભ ાસ શેઠની ને ગીવ સ્ત્રી) તમારી સાથે છે?'

'નહિ મને માગ પિતા નાની ઉમ્મરે ઉના લઈ ગયેલા ત્યા હુ દશ વર્ષ રહ્યો ૧૮ વર્ષની ઉમ્મરે અહીં આ ો ને પછી દુકાન કરી' હુસેનભાઈએ ખુલાસો કરતા કહ્યુ

'પણ તમે જ્યારે પાછા અહીં આવ્યા ત્યારે તમારી માતા ક્યા છે તે સબધે તમે તપાસ ન કરી' મે પૂછ્યુ

'ના મે તપાસ કરવાની જરૂર ન જોઈ, ને કદાચ તપાસ કરૂ તો પણ હું તેને ઓળખુ નહિ ને તે મને મળે નહિ'

'દેશમા તમારા પિતા તમને લઈ ગયા ત્યા તેઓ મૌ તમારી સાથે ખાવાપીવાનો વ્યવહાર રાખતા હતા?

નહી મને દૂર બેસાડી ખાના આપતા હતા

'તમે સમજણા થયા ત્યારે તમને કઈ એમા અપમાન જેવુ નહોતુ લાગતુ?

'ના ને લાગે તોય શુ કરીએ?

એ વણિક સમાજ સાથે તમે જીવી ન શકો તેર ના જ ખાતર આ તમારી જન્મભૂમિમા પાછા આવ્યા ને?'

એ તો કોણ જાણે પણ કઈ ધધો કરીને કામ તો કરવુ પડને? તેથી અહીં આવવુ પડે'

'તમારૂં નામ અહીં 'હુસેન' કોણે રાખ્યુ?

'કોણ જાણે પણ પ્રથમથી જ 'હુસેન' કહીને બોલાવે છે'

'તમે શા માટે 'હરિદાસ' લખતા નથી?'

'વેપારનુ લાઇસન્સ ને વેપારીને ત્યા ખાતા પણ 'હુશેન દુલભદાસ'ના નામે જ છે તેથી. વળી આની પ્રજાના નામ અહીં પ્રથમથી જ ઇસ્લામી રાખવામા આવ્યા છે.'

'તમને દેશમા તમારા પિતા પણ 'હુશેન' કહીને બોલાવતા હતા?'

'હા'

'પણ તમે ઉમ્મર લાયક થયા ને અહીં આવ્યા ત્યારે તમે પોતે 'હરિદાસ' નામે કેમ લાયસન્સ ન લીધુ?'

'મને આ બાબતમા કશો વિચાર નહોતો'

આ વાતચિત ચાલતી હતી તે દરમ્યાન એક આધેડ વયની કાઠિયાવાડી બ્હેન અંદરના રૂમમાથી બ્હાર આવ્યા તે બાઈ ભણેલા જણાયા ને હુશેન ભાઈ મારી પાસેથી લઇ ગયેલ "સમાજજીવન"નો અંક એમણે વાચેલો હુશેન ઉર્ફે હરિદાસભાઇના આ ઘરવાળા હશે, એ અનુમાન મેં કીધુ કારણ કે, મને હકીકત મળી હતી કે સમાજથી તરછોડાયલી એક બ્રહ્મભટ્ટ જ્ઞાતિની બ્હેનથી હુશેનભાઇ જોડાયા છે ને તેમનાથી એમને બે પુત્રીઓ થઇ છે એમને ગુજરાતી ભણાવી છે એમને માટે દેશમા કોઇ હિન્દુ ખાનદાન કુટુમ્બમા ઠેકાણુ શોધી લગ્ન કરી દેવાની ઇચ્છા આ બ્હેને મને જણાવી

કેટલીક વધુ વાતો થઇ ને સાંજ પડી ગઇ ૬।। વાગ્યા પછી સામે કિનારે પહોચવા મોટરબોટ મળે તેમ ન હોવાથી વધારે સમય રોકાવુ પરવડે તેમ ન હતુ તેથી અમે રજા લઇ નીકળ્યા એ બ્હેને મારૂ સન્માન કર્યું હરિદાસભાઇ એક માઇલ સુધી અમને મૂકવા આવ્યા. મોટરબોટમાં બેસી અમે ઘેર પહોચ્યા મને હિન્દુ વાણિયાઓની આવી નિષ્ઠુરતા જોઇ ખેદ થયો.

# રેશન ગારસીયા

લૉરેન્ઝો માર્કવીઝથી ૫૫ માઈલ દૂર ટ્રાન્સવાલની સરહદ ઉપરનું આ ગામ છે, અહીં લગભગ ૧૫ લોહાણાભાઈઓ ને બીજા મેમણભાઈ વગેરેની દુકાનો છે સ્ટેશન નજીક બન્ને બાજુ સામસામી દુકાનોની લાઇનનો એક પહોળો રસ્તો તે માત્ર એક બજાર છે દરેક દુકાનદાર નવ આઠ 'બુઝવાટ'—કાફર લોકોને નોકર રાખે છે અહીં ઘણા ટ્રાન્સવાલની સોનાની ખાણોમાં કમાઈ નીગ્રો પાછા આવે એમની સાથેનો જ છે એજન્ટની ઑફિસ છે અહીં તેના ઉપર એજન્ટનો કર, રાજનો ટેક્સ પડાપરની જકાત તથા જે ડીસ્ટ્રીક્ટનો તે હોય તે ડીસ્ટ્રીક્ટમાં તેમને મોકલી આપવાનું રેલભાડું કે સ્ટીમરભાડું એ બધું તે સોનાની ખાણોમાંથી કામ કરી આવનાર કાફરો પાસેથી એજન્ટ અહીંથી જ વસુલ કરી લે છે આ ગીરમિટિયા નીગ્રોને ઉતરવાનું ને બે દિવસ રહેવાનું આ પહેલું મોટું સ્ટેશન છે એ નીગ્રો સાથેનો વેપાર જ આ ગામમાં છે અઠવાડિયામાં બે વખત આ ગીરમિટીઆ કાફરો ટ્રાન્સવાલમાંથી આવે છે ને પગારનું મોટું લાવે છે. તે બજારમાં નીકળે ત્યારે તેઓને પોતાની દુકાનમાં બોલાવવા માટે દરેક દુકાનદાર બુઝવારીઆ નોકરોને રાખે છે

એ દુકાનો અહીં પોર્ટુગીઝોની પણ છે આ ગામના વેપારનો જૂનો ઇતિહાસ લખવા જેવો નથી દરેક દુકાનદાર દારૂ વેચે છે તે દારૂ આપવા માટે કાફરને નોકર રાખે છે હજી એકાદ બે હિન્દુઓ પોતાની દુકાનનો ચોક્કસ ભાગ આ ગીરમિટીઆ કાફરોને માસ વેચવા મુસલમાનને ભાડે આપે છે તેનું ભાડું દરમાસે ૨ થી ૩ પાઉન્ડ મળે છે તે પેગભાડુતની દુકાન વચ્ચે પાર્ટીશન નથી રાખતા તે માસ કે દારૂ દુકાનની વચમાં બેસીને નીગ્રો પીએ તેવી ગોઠવણ કરેલી હોય છે

૨૦૦૦ ગીરમિટીઆ મજુરો રહી શકે તેટલું મોટું એજન્ટનું કમ્પાઉન્ડ છે તેઓ બજારમાં નીકળે ત્યારે મેળો ભરાયા જેવું લાગે

છે. કમાઇને ઘેર જાય ત્યારે કંઇ ને કંઇ ખરીદ કરે છે. આ રીતનો અહીં વેપાર છે. એમાં કેટલાક વેપારીઓ અગાઉ કોઇવાર દગા ફટકા પણ કરતા હતા એમ કહેવાય છે.

## રેશન ગારસીયામાં સ્વાગત્ સભા

તા. ૨૫-૪-૩૨ ના ભાઈ પોપટલાલ હરિભાઈ કુ. ના ભાગીદાર ભાઇ છગનલાલ ઝીણાભાઇને ત્યા જમીને મારે એમની સાથે અહીંથી સરહદપરના ગામ રેશન ગારસીઆ જવાનુ હતું. તે મુજબ સાંજની ૫-૨૦ ની ટ્રેનમાં અમે નીકળ્યા. રાતના ૮-૧૦ મિનિટે ત્યાં પહોંચ્યા. સ્ટેશને એમની દુકાનનો સ્ટાફ લેવા આવેલો. રાત રહ્યા. બીજે દહાડે ત્યાંના ભાઈઓની સભા બપોરના ૩ વાગતે મેમર્સ પોપટલાલ હરિભાઈ કુ. ની દુકાનમા શ્રી. છગનલાલ ઝીણાભાઇના પ્રમુખપદે મળી. જેનો પ્રગટ થયેલો અહેવાલ નીચે મુજબ:

'આજે' લોહાણા વિજ્ય 'ના તંત્રી ભાઇશ્રી ડૅામાણીનુ આગમન થતાં એમને આવકાર આપવા અત્રેના ભાઇઓની એક સભા બોલાવવામાં આવી હતી.

પ્રારંભમાં અહીંના એક આગેવાન બધુ મોનજીભાઈ કાલીદાસ પટેલે ભાઇ ડૅામાણીને અહીના વેપાર, ધર્મોતેજક સભાની બાન્ય ને બીજી કેટલીક માહિતી આપ્યા પછી સર્વ ભાઈઓને ભાઇ ડૅામાણીનો પરિચય કરાવ્યો હતો. ત્યારપછી શ્રી. પ્રમુખ સાહેબની વિનતિને અનુસરી ભાઇ ડૅામાણીએ સર્વ ભાઇઓનો આભાર માનતાં જણાવ્યુ કે: મારા વતનના-મારી જન્મભૂમિ નજીક નજીકના બધુઓને નીરખવાની મને અહીં મળેલી તક માટે હું પ્રભુનો પાડ માનું છું. તમે બધા ભાઈઓ થોડે ઝાઝે અંશે મને જાણો તો છો જ. આપ સર્વ ભાઇઓમાં એકસંપ જોઈ હું રાજી થયો છુ. વેપારમાં ખોટી હરિફાઇ અહીં નથી તે પણ મે જાણ્યું છે. આપણા સેક્રેટરી સાહેબે કેટલીક વાતથી મને વાકેફ કર્યો અને મને સમજણ પાડી તે બદલ એમનો હું આભાર

માનુ છુ અહીં વેપાર માત્ર ટ્રાન્સવાલની સોનાની ખાણોમા કામ-
કરી કમાઈને પોતાના દેશમા આવનાર ને કમાના જનાર કાફર
લોકો સાથેનો જ છે તે પણ અહીં અમુક કલાક સુધી જ વેપાર રહે
છે તે વખતે મેળો ભરાવા જેવો દેખાવ થઇ રહે છે એ બરાબર છે
પણ અહીં આવીને મેં થોડુક જોયુ છે તેના ઉપર તમારૂ લક્ષ ન
ખેંચુ તો મારી ફરજ ચુક્યો ગણાઉં તે એ કે આપણે રઘુવંશી–
ક્ષત્રિયો છીએ. આપણો ઇતિહાસ ઉજ્વળ છે આપણાથી કઇ પણ એવુ
કામ ન થાય કે જે આપણી કુળ મર્યાદાને હીણ લગાડનારૂ કહેવાય
અહીં થોડાક ભાઇઓ પોતાની દુકાનમા માસ વેચનારાઓને પેટા
ભાડુત તરીકે રાખે છે જેનું માસિક ભાડું ૨—૩ પાઉન્ડ માત્ર મળે
છે, પણ એ માસ વેચનારને અપાયલા ભાગ આડુ પાર્ટીશન પણ
નથી વળી તે કાફર લોકો દુકાનદારની દુકાનમા બેસીને એવુ ખાણુ
ખાય છે આ બાબત ઠીક નથી જો કોઇ દલીલ કરે કે એમ
કર્યા સિવાય વેપાર ન થાય તો તે બરાબર નથી કારણ કે જે
ભાઇઓ દુકાનમા એવો ભ્રષ્ટવાડો નથી રાખતા તે ભાઇઓનો
વેપાર નથી થતો એમ કોઇ કહી શકશે નહિ બીજુ મારા લક્ષ ઉપર
લાવવામા આ યુ છે કે અહીં આપણા ભાઇઓ મકરને—બુઝવાટ
(Half caste) ને નોકરીમા રાખે છે ને તેના પગાર તરીકે લગભગ
૫૦૦ પાઉન્ડ દર માસે ખરચાય છે હું માનુ છુ કે આ કાફર નોકરો
થોડા કમી કરી તેની જગ્યાએ આપણા ભાઇઓને ગોઠવવામા આવે
તો તેટલો પૈસો આપણા ભાઇઓના ઘરમા જાય બીજુ આજના
કટોકટીના સમયમા વેપાર નરમ હોવાને લઇને, તેમજ ન ધારેલી
નુકસાનીમા ઉતરવા જેવા વખતે બને ત્યા સુધી આપણાજ ભાઇઓના
નાણા જોખમમા ન આવે તેની સાવચેતી રાખવાની તમારી ફરજ
છે આ ભાવનાને નજર સામે રાખવામા આવે તો મારૂ માનવુ
છે કે મોટા ગણાતા ભાઈઓની વિરૂદ્ધ તમારે ફરિયાદ કરવાનું
કારણ જન્મશે નહિ વગેરે કેટલીક સૂચનાઓ કર્યા પછી દેશ તેમજ

-સમાજ પ્રત્યેની ફરજ અદા કરવામાં તમે અહર્નિશ તૈયાર રહો છો તે જોઇ મને આનંદ થાય છે, કહી અંતમાં સર્વ ભાઇઓનો આભાર માન્યો હતો.

પછી સેક્રેટરી શ્રી. મોનજીભાઇ કાલીદાસે યોગ્ય શબ્દોમાં વકતાનો આભાર માની પ્રસંગને અનુસરતું વિવેચન કર્યા પછી સભા વિસર્જન થઇ હતી.

એ પછી ભાઈ ઉસાણીને અત્યારની ટ્રેનમાં પાછું જવાનું હોવાથી ને ટ્રેનનો સમય પણ થઈ ગયો હોવાથી સૌ ભાઇઓ તેને વિદાય આપવા સ્ટેશન સુધી ગયા હતા ને ૫–૫ મિનીટે ટ્રેન ઉપડી ત્યાં સુધી રોકાયા હતા.'

રાત્રે આઠ વાગતે અમે પાછા લૅારેન્ઝો માકર્વીઝ આવી ગયા.

## પોલાના હોટલ

આ શહેરમાં ગોરાઓના હોટલો ઘણાં છે પરંતુ તેમાં દરિયા કિનારે આવેલું ઉપરોક્ત હોટલ સૌથી શ્રેષ્ઠ ગણાય છે. એક દિવસ (તા. ૧૬–૪–૩૨ ) મિ. જાની તથા ભાઇ વર્મા તથા હું રાતના પગે ચાલીને સમુદ્ર કિનારાના રસ્તે 'બીચ તરફ' ફરવા નીકળ્યા. અજવાળી રાતે સમુદ્રના કિનારે કિનારે સુંદર બાંધેલ રસ્તો વટાવતા અમે ૧૦ વાગે આ રમણિય સ્થાને પહોંચ્યા. સ્વિમીંગ બાથના સમુદ્ર વચ્ચે બાંધેલ ધક્કાના છેડાપર ગોઠવેલા બેન્ચો ઉપર ચાંદનીના પ્રકાશમાં સમુદ્રની ધીમી લહરીઓને અવલોકતા અમે બેઠા. ઘડીભર અમે કયાં છીએ અને સમય કેટલો પસાર થઇ ગયો ? તેની પણ ખબર ન રહી. ઘડી પ્રકાશ આપતી ને ઘડી બુઝાઇ જતી દેખાતી સમુદ્રમાં બોયાં ઉપર ગોઠવેલી ઇલેકટ્રીક લાઇટની બત્તીઓ રમણિય લાગતી હતી આ બધું જોતા જાણે બેસી જ રહીએ. આખરે રાતના ૧૧॥ વાગતે ઊઠી પોલાના હોટલમાં ગયા. ત્યાં ચાહ, સોડા વગેરે પી અમે ૧૨–૧૨॥ વાગતે ઘેર જવા નીકળ્યા. છેલ્લી ટ્રામ મળી. મોડી રાતે સ્થાનપર પહોંચી આવ્યા.

## જૂના મિત્રનું મિલન

તા ૧૭–૪–૩૨ના ચચાહથી મારા મિત્ર શ્રી પોપટનાન ઝીણાભાઇ અહીં આવ્યા તેમને મારા આગમનની જાણ થતા મળવા આવ્યા એ ભાઇ અહીના જાણ ા અને જૂના અનુભવી છે. સ્વભાવે આનદી હિંદુ એસોસીએશનના પ્રેસિડન્ટ છે આ પ્રદેશમા શ્રીમાન નરસિંહદાસ ઝીણાભાઇનુ નામ સુપ્રસિદ્ધ છે મોમ્બાસામા જેમ ભાઇ રામજી વીરજી તેમ અહીં શ્રી નરસિંહદાસ ઝીણાભાઇનુ રસોડુ કોઇ પણ જ્ઞાતિભાઇ કે હરકોઈ હિંદુભાઈ માટે પણ ખુલ્લુ રહેતુ જ્ઞાતિભાઈ નોકરી ન લાગે ત્યા સુધી શ્રી નરસિંહભાઇને ત્યા જ એને આશ્રય હોય! શ્રી નરસિંહભાઇએ અહીથી બીઝનેસ કાઢી નાખ્યુ પરતુ એમના ભાઇ પોપટનાનભાઈ ચચાઈમા બીઝનેસ કરે છે તેઓ સ્વભાવ ભોળા અને વિશ્વાસુ સર્વની સાથે એમની ભલાઈ તડકાછાયાના અનુભવ કોને નથી થયા! ગમે તેવી મુશ્કેલીઓમાથી પણ એમની વ્યાપારીકુનેહ અને મીઠી જીભ માર્ગ કાઢી શકે! એમની સાથે દરિયા કિનારે ફરવા જતા એમના મિત્રથી આ તરફના વપારની સ્થિતિ આમોહવા વગેરે ઘણુ જાણવાનુ મળ્યુ ચચાઈ આવવા મને અત્યાગ્રહ કર્યો મે જવાનો વિચાર પણ કર્યો બે ત્રણ વખત નિશ્ચય કર્યો પણ વરસાદની ઝડીઓ પડે ને વાહનવાળો વાયદા તોડે મારી તબીયત પણ અહીં આવ્યા પછી સ્હેજમાજ નરમ રહેવા લાગી હતી, વળી મારે મે ની અધવચમા તો કોઈપણ ભોગે યુગાન્ડા પહોચવાનુ હતુ એટલે ન છૂટકે આગળથી ચચાઈ તરફ જઈ શકાયુ નહિ ઇશ્વરની એવી ઇચ્છા હશે

## 'લાન્ડી' નેટીવો

નેટીવાની વસ્તી આ પ્રદેશમા સાડાચાર લાખની ગણાય છે આ પ્રદેશના નેટીવો લાન્ડી' જાતના કહેવાય છે તેઓ મોઝામ્બીક કે બેગ તાપદના નેટીવો જેવા લુચ્ચા નથી હોતા પરતુ ગરીબ

દેખાય છે અગાઉ તો હિંદીઓથી પણ ડરતા હતા હવે તેવુ નથી રહ્યુ દક્ષિણ આફ્રિકાની માફક અહીં પણ નેટીવ રેજીસ્ટ્રેશનનો કાયદો છે.



પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકાના 'લાન્ડી'
જાતિની નેટીવ સ્ત્રીઓ

સોનાની ખાણોમા ગીરમિટ સીસ્ટમે કામ કરવા જાય છે, તે મજુરો અહીં પોર્ટુગીઝ એજન્ટ મારફત મોક્લવામા આવે છે ત્યાથી

પાછા ફરતા સરકારી ટેક્સ, 'કપડા લત્તા' ઉપરની જકાત, એજન્ટનો કર, જે ડીસ્ટ્રીક્ટમાંથી તેને લાવ્યા હોય તે ડીસ્ટ્રીક્ટમાં પહોંચાડી દેવાનું બોટ ભાડુ, રેલ્વે ભાડુ બધુ એજન્ટ વસુલ કરી લીધા પછી જ તેને તેના ઘેર પહોંચાડવામાં આવે છે આ એજન્ટનું હેડક્વાર્ટર રોશન ગારસીયામાં ને બીજુ જોહાન્સબર્ગમાં છે

બીજા પશુ ધન રાખે છે શહેરમાં નોકરી કરે છે તેનો નેટીવ Chief પણ તેની પાસેથી વાર્ષિક ટેક્સ વસુલ કરે છે અહીં નેટીવ Chief ને 'રેગલો' કહે છે બહુ પત્નીવાદી જાત છે

બુઝવાટ પ્રજા મરદો હિંદી દુકાનદારોને ત્યાં Tailoring વગેરેનું કામ કરે છે. ને છોકરીઓ હિંદી ઇસ્લામી કે પોર્ટુગીઝોના ઘેર માંડી જાય છે બુઝવાટ છોકરીઓને 'સુલાત' કહે છે, તે ઘઉંવર્ણી રૂપાળી હોય છે

## પોર્ટુગીઝ ન્યાયના નમુના

પોર્ટુગીઝો કેટલીકવાર ખુમારીમાં કે ઘેનછામાં હિંદીઓ સાથે કેવુ અતડાઈભર્યું આચરણ કરે છે તેના બે ત્રણ ઉદાહરણો અહીં રજુ કરૂ છુ

૧ કેટલાક વરસ પહેલા લૉરેન્ઝો-માર-કીઝમાં એક ખોજા ગૃહસ્થ સવારે દુકાન ખોલીને મોઢુ સાફ કરતો ખુરશી નાખી બેઠો સામે થોડે દૂર એક પોર્ટુગીઝ સારજન્ટ ઉભો હતો દુકાનદાર આધેડ ઉમ્મરનો ખુરશીપર બેઠેલો તેનો અપાન વાયુ છૂટતા અવાજ થયો તે અવાજ આ સારજન્ટે સાંભળતા તેને એથી પોતાનુ અપમાન થયુ લાગ્યુ, તે દુકાનદારને પકડી 'કોમીસરીયેટ' (પોલિસ સ્ટેશન)માં લઇ ગયો અને હકીકત નિવેદન કરી પોલિસ ઇન્સ્પેક્ટર વિચારમાં પડ્યો ફરિયાદ શી રીતે લખવી? ચાર પાંચ કલાક પેલા ખોજા ગૃહસ્થને બેસાડી રાખ્યા પછી બીજીવાર એમ નહિ કરવાની સુચના આપી છોડી દીધો

૨ બેરામાં એક ઇન્ડિયન દરજીની દુકાન; દરજી કાઉન્ટર ઉપર, કપડાંની ઘડી વાળતો હતો. મંચો, દરવાજાની નજીક હતો. તે પર, એક વારનો ગરમ કાપડનો ટૂકડો પડેલો; એક નેટીવ કંઇ શીવડાવવા આવ્યો. દરજી પેલી ઘડી વાળવામાં છે અને તેનું ધ્યાન, આ તરફ નથી એમ માની પેલા નેટીવે મંચાપર પડેલો એકવાર કાપડનો ટૂકડો ગજવામાં સેરવી દીધો. દરજીના ધ્યાન બહાર તે નહોતું. નેટીવ રસ્તે પડ્યો ને દરજી તેની પછવાડે. નેટીવ દોડ્યો. દરજી ઉઘાડે માથે પાછળ દોડ્યો ને પકડી પાડ્યો. પોલિસ ઉભેલો ત્યાં નેટીવને પકડી લઈ જઇ બનેલી બીના સંભળાવી. પોલિસ તે બન્ને જણાને 'કામિસરીયેટ'માં (પોલિસ સ્ટેશને) લઇ ગયો. પોલિસ ઇન્સ્પેક્ટરે કહ્યું. 'હમણાં ફુરસદ નથી, જાઓ જેલમાં બન્નેને બેસાડો' પછી ચોર બીજે દહાડે જેલમાથી છૂટ્યો ને પેલો દરજી ફરિયાદી ત્રીજે દહાડે જેલમાંથી છૂટ્યો.

૩ કીલ્માણીમાં હમણાં થોડાજ સમય ઉપર જામ જોધપુરના રહીશ એક લોહાણાભાઈ પોર્ટુગીઝ કોર્ટમા એક હિન્દીનો કેસ ચાલતો હતો તે સાભળવા ગયા હતા એવામા એમણે જોરથી બગાસું ખાધું. આથી એ લોહાણા ગૃહસ્થને પકડી ત્રણ દહાડા જેલમા ઠોકી માર્યો હતો.

આવા કેટલાક પોર્ટુગીઝ ન્યાયના રમુજી દાખલાઓ છે. તેમાંથી વાનગી દાખલ ઉપરના ત્રણ ટાંક્યા છે. આ ઉપરથી એ કલ્પના સ્હેજે, થઇ શકે તેમ છે કે હિંદીઓ આ પોર્ટુગીઝ રીપબ્લીકમાં કેવું સ્વમાનભર્યું જીવન જીવી શકે છે?

## સ્નેહીઓના સહવાસે

લૉરેન્ઝો મારકવીઝમાં ભાઇ નટવરલાલભાઇ, ભગવાનજીભાઇ, મણીશંકર ભટ્ટ, ત્રંબકલાલ ભટ્ટ, દામોદરભાઇ, મોરારજીભાઈ,

છગનલાલભાઇ આદિ સ્નેહીજનોના મહવામે જોયુ જાણ્યુ ને આનદ કર્યો એ સર્વ મિત્રોનો મ્હેમાન બન્યો. એ બધુ અત્યારે મધુર સ્વમાસમ યાદ આવે છે

શ્રી નટવરલાલભાઇ લાગણીપૂર્ણ મળતાવડા સ્વભાવના કેળવણી પામેલા અહીં જમીનદાર છે બીજુ કઈ દવાલીનુ નામ પણ કરે છે 'માસ્તર' નામે ઓળખાય છે

શ્રી ભગવાનજી કાકુભાઈ નિરાભિમાની, સાહોસ, વ્યવહારકુશળ ને પક્કા બીઝનેસમેન છે એના હૃદયમા મેવાની ધગર છે સારૂ બોલી શકે છે

અહીંની સુન્દર હોસ્પીટાલમા મેટરનિટી હોમ, દરદીઓ માટેના રૂમો, છેટનામા છેટના સાધનોવાળો ઓપરેશન રૂમ, સ્પ્રીન્ગવાળા ફોલ્ડીંગ ખાટલા, તે ઉપર મુલાયમ ગાદલા વગેરે જોયા પછી ગવર્નરનો બગલો સ્કૂલ માટે નવી તૈયાર થતી બિલ્ડિંગ રીપબ્લીક જાહેર કરવા મળેલી મિટિંગનું સ્થળ, ગવર્નરના બગલામા કાઉન્સિલ હોલ વગેરે સુદર જોવા લાયક સ્થળો આ બન્ને ભાઇઓએ તા. ૧-૫-૩૨ના રોજ ટેક્સીકારમા મને લઇ જઇ બતાવ્યા

શ્રી મણિશકર જે ભટ્ટ તથા છોગા ભટ્ટ બન્ને મરદ ભાઇઓ ગોરાઓની ફર્મોમા મારા પગારે સરવીસ કરે છે શરણાગતના આશ્રયદાતા ગરીબો પ્રત્યે એમની દયાના ઝરણા વહે, સ્વભાવે સરળ અને સ્નેહાળ મારી સાથે કલાકોના કલાકો જરાય કટાળ્યા વગર એ બધુઓએ ગાળ્યા હતા સગા ભાઈ સમાન એનો સ્નેહ વરસતો હતો

શ્રી દામોદરભાઇ જામજોધપુરના વતની બાહોશ વેપારી એમનો આનદી સ્વભાવ, હસતું મુખ અને વ્યાપારી કુનેહ કોઇને પણ આકર્ષે એમના કાકા મગળજીભાઈ પણ જામજોધપુરમા સાચા જનસેવક છે

શ્રી મોરારજીભાઈ પુરૂષોતમનું ઘર તો મારૂ નિવાસસ્થાન હતું

ઉત્સાહી, સંસ્કારી ને જીજ્ઞાસુ. શ્રી. 'લોહાણા સેવા સમાજ'ના પ્રેસિડન્ટ. એમની કાળજી, માયા ને મમતા સદાય એવાં ને એવાં જ.

નયન–ઇસ્લામી કવિનો પણ પ્રથમ પરિચય અહીંજ થયો હતો.

મોચી જ્ઞાતિમાં કલ્યાણજીભાઈ લખુ કરીને એક સંસ્કારી વ્યક્તિ-અહીં વસે છેઃ એ ભાઇની માયા પણ અસીમ !

શહેરનાં થાવેની, ફ્રીમેની, મ્શાન્ગા નામક સુંદર પરાંઓમાં રહેનારા ભાઇઓના સત્કાર ઝીલ્યા. મારા કુટુમ્બી ભાઇ પુરૂષોત્તમ ખેતશી પણ અહીં હોવાનું જાણ્યું. એમને મળતાં હર્ષ થયો.

લગભગ ૨૧ દિવસ આ શહેરમાં રહ્યો. અહીંથી જવાના સમયે સફર સફળ ઇચ્છવા ને વિદાયગીરીનું માન આપવા જ્ઞાતિબન્ધુઓ અને સ્નેહીજનોનો મેળાવડો શ્રી મોરારજીભાઇને ત્યાં થયો. શ્રી. નટવરલાલભાઇ ને મણીભાઇ ભટ્ટ પણ આવ્યા હતા. સ્નેહીઓ–મિત્રો ને શુભેચ્છકો તરફની વિવિધ ભેટો ને શુકનના પડાઓ સ્વીકાર્યા. જે ભેટો સ્નેહી હૃદયનાં સંભારણાં તરીકે જળવાઈ રહેશે.

## સ્ટીમર કંપનીના એજન્ટો

હિંદુસ્થાન અને આફ્રિકા વચ્ચે માત્ર બ્રિટીશ ઇન્ડિયા સ્ટીમશીપ કું. ની જ સ્ટીમરો દોડે છે જાણે આફ્રિકા માટે એ કંપનીનીજ મોનોપોલી હોય !

ડરબન અને ડેલાગોઆબેના બંદરોએથી ઇન્ડિયા અથવા આફ્રિકાના કોઇ પૉર્ટમાં જનાર પેસેન્જરો પાસેથી ટિકીટ–તુર–પેસેજના ભાવ પાઉન્ડમાં ઠરાવેલા છે. ઈંગ્લાંડ ગોલ્ડ સ્ટેન્ડર્ડમાથી નીકળી ગયું અને સાઉથ આફ્રિકા * ગોલ્ડ સ્ટેન્ડર્ડમા હજી હોવાથી બ્રિટિશ પાઉન્ડના ભાવ ને સાઉથ આફ્રિકા પાઉન્ડ in Gold ના ભાવ વચ્ચે અત્યારે ૩૫ થી ૪૦ ટકા જેટલો તફાવત રહ્યો છે.

---

* ત્યારપછી દક્ષિણ આફ્રિકા પણ ગોલ્ડ સ્ટેન્ડર્ડમાથી નીકળી ગયુ છે.

ખરી રીતે સ્ટીમર કંપનીના એજન્ટોએ બ્રિટીશ પાઉન્ડના હિસાબે એક્સ્ચેન્જ કાપી આપી પેસેન્જરો પાસેથી સ્ટીમર ભાડું લેવું જોઇએ તેને બદલે તેઓ ઘરનો કાયદો ચલાવી નાટાલ ટ્રાન્સવાલ, ડેલાગોઆબેથી ચડતા પેસેન્જરો પાસેથી પાઉન્ડનું સોનું લે છે આ હિસાબે સ્ટીમર કંપનીના એજન્ટો તેના ઠરાવેલા ટિકીટના દરથી ૩૫-૪૦ ટકા વધુ લે છે તેથી દરમાસે ઇન્ડિયનોના હજારો પાઉન્ડ (એક્સ્ચેન્જના હિસાબે) વધારે આ સ્ટીમર કંપનીને જાય છે નાટાલ ટ્રાન્સવાલની ઇન્ડિયન એસોસીએશન કે કોંગ્રેસ ડેલાગોઆબે ઇન્ડિયન એસોસીએશન જેવી સંસ્થાઓએ હજી સુધી આ અગત્યના પ્રશ્નને લક્ષમાં લઇ હિંદીઓના ઘરમાથી આ સ્ટીમર કંપની ગેરવ્યાજબી રીતે વધુ નાણા વસુલ કરે છે, તે માટે કશી પણ હિલચાલ કરી હોય એમ જણાતું નથી આવો એક અગત્યનો આર્થિક પ્રશ્ન કેમ લક્ષ બહાર હજી સુધી રહ્યો હશે તે સમજી શકાતું નથી બ્રિટીશ ઇન્ડિયા કંપનીની આ દેખીતી જોહુકમી છે એ ખુલ્લુ દેખાઇ આવે છે

મુંબઇ ઇલાકાની જુદી જુદી વેપારી એસોસીએશનોનું પ્રતિનિધિત્વ ધરાવતી હિંદી ચેમ્બર ઓફ કોમર્સનું તથા પેસેન્જર રીલીફ એસોસીએશનનું આ બાબતપર હજી લક્ષ ખેંચાયું હોય એમ જણાતું નથી

આ બ્રિટીશ ઇન્ડિયા સ્ટીમ શીપ કું. સાઉથમાંથી ઇન્ડિયા કે બીજા પોર્ટોમાં જતા પેસેન્જરો પાસેથી ભાડું ગોલ્ડ પાઉન્ડમાં લઇ એક્સ્ચેન્જ પચાવી પાડે છે, તેમ સદરહુ સ્ટીમરોમાં થર્ડક્લાસના પેસેન્જરોને હાડમારી તો એવીને એવી ભોગવવી પડે છે જે હાડમારીનો સ્ટીમર ખંડાલામાં મને થએલો જાતિય અનુભવ આ સ્થળે આલેખવાની રજા લઉં છું

# ઇસ્ટ આફ્રિકાને રસ્તે

## સ્ટીમર ખંડાલામાં

અગાઉ જણાવી ગયો છું કે તા. ૩-૫-૩૨ ના સખ્ત વરસાદ ને વાવાઝોડાંથી દરિયામાં તોફાન થવાના પરિણામે ડેલાગોઆબેના બારાના મુખ નજીક રહેતી પાયલેટોની બોટ બહુ દૂર ઘસડાઇ ગઇ હતી. એથી સ્ટીમર ખંડાલા તા. ૩—૫—૩૨ ના સવારના ડરબનથી આવી સાંજે ઉપડી જવાની વકી હતી; તે સ્ટીમર તો ટાઇમસર આવી પરંતુ પાયલેટના અભાવે બહાર પડી રહી. પાયલેટોની બોટને બપોર પછી ત્રણ વાગતે એક બીજી સ્ટીમર કંપનીની સ્ટીમર મુખ્ય સ્થાને લાવી ને ત્યારપછી પાયલેટે સ્ટીમર ખંડાલાનો કબજો લીધો. તેથી તે દહાડે સવારને બદલે સાંજના બરાબર પાા વાગતે સ્ટીમર ધક્કે લાગી. વરસાદ જેમથી પડતો હતો. એજન્ટે નોટિસ મારેલી કે સ્ટીમર સવારના ૬ વાગતે વહેલી ઉપડી જવાની છે. તેથી પેસેન્જરોએ તો રાતના જ સ્ટીમરપર ચડવું રહ્યું. સામાન પ્રથમ મોકલી આપવો જોઇએ, નહિ તો સાંજે ૬-૬ાા વાગ્યા પછી કસ્ટમ્સમાં લગેજ પાસ કરવાનું ગોડાઉન બંધ થઇ જાય. આથી અમે ભાઇ ત્રંબકલાલ ભટ સાથે અમારો સામાન લઇ વરસતે વરસાદે ૫ વાગતે કસ્ટમ્સમાં ગયા ને પાસ કરાવ્યો. સ્ટીમર ધક્કે લાગ્યા પછી પણ વરસાદ વરસતો હતો. એ વરસાદમાં ભીંજાવાની પરવા ન કરતાં અમારો સામાન સ્ટીમરપર ચડાવ્યો. ભાઇ મોરારજી પુરૂષોત્તમના નેટીવ બોયને તે સામાન પાસે બેસાડી અમે પાછા આવ્યા. સ્ટીમર ૬ વાગતે સવારે ઉપડવાની નોટિસ લાગેલી હોવાથી મારે રાતના ૧૨ વાગતા સુધીમાં સ્ટીમરપર પહોંચી જવું એ નિશ્ચય કર્યો.

સ્વજ્ઞાતિ બંધુઓ તથા સ્નેહી-મિત્રોનો મેળાવડો વિસર્જન થયા પછી સૌ ભાઇઓ સાથે રાતના ૧૧ વાગતે મેં સ્ટીમર ખંડાલાપર પગ મૂક્યો. સ્નેહી-મિત્રો ને શુભેચ્છકો મને સ્ટીમરપર મૂકી પોતપોતાને સ્થાને વિદાય થયા.

## દેશવાસીઓની હૃદયહીનતા

**મા**રો સામાન અર્ધ ભીંજાયેલ અવસ્થામાં મેં સભાળી લઇ પેલા નેટીવ બોયને છૂટો કર્યો

મારી જગ્યા મેં શોધી લીધી સામાન ગોઠવી હું બહાર જરા ફરવા ને જોવા નીકળ્યો આજના વરસાદમાં ઉભા રહી ભીંજાવાથી તેમજ અતિશય વરસાદ ને ઠંડી પડતી હોવાથી મને શરદી લાગી હતી માથુ ફરતુ હતુ, આંખો બળતી હતી ને ક્યાંય ચેન પડતુ નહોતુ પેસેન્જરો આવતા હતા ને જગ્યા મેળવવા ફાંફાં મારતા હતા આગળ પાછળના ભાગમાં આવેલા ફાનસો બધ રાખ્યા હતા ને ઉપરના ભાગમાં પરત ને વરસાદના ઝપાટામાં પેસેન્જરો બેસી શકે તેમ હતુ નહિ પહેલ દરમનથી ચડેલ હિંદી પેસેન્જરોએ એન્જીનરૂમ ને કેબીનોની બન્ને બાજુની જગ્યા પોતાના સામાનના દાગીના ખડકીને જોઇએ તે કરતા ત્રણ ગણી વધુ રોકી લીધી હતી અહીંથી ચડેલા પેસેન્જરો–સ્ત્રી, બાળક તથા પુરૂષોને વરસાદ ને ઠંડીમાં પડતી હાડમારીઓ નજરે નિહાળતા છતા તે હિંદીઓના હૃદયમાં પોતાના દેશભાઇઓને રાતની રાત જરાની સગવડ કરી આપવા જેટલી પણ ઉદાર વૃત્તિ ઉદ્‌ભવી નહિ

## પેસેન્જરોની હાડમારી

સ્ટીમરના આગળના ભાગમાં હું જઇને જોઉં છુ તો એક ઇસ્લામી બ્હેન તથા એમનુ નાનુ બચ્ચુ તોફાની દરિયામાં ટાઢથી સોરાઇ જતુ હોય ને પોતે અતરથી મહા દુખી થતી હોય તેમ 'યા માલિક' યા ખુદા 'ના ઉચ્ચાર કરતી જણાઇ બીજી બાજુ એક હિંદુ બ્હેન બિમાર જેવી કણસતી સુતરાઉ ચાદર ઓઢી જેમ તેમ બેઠી હતી એમના ધણીઓ 'રાતની રાત જેમ તેમ કરીને કાઢી નાખો' એમ આશ્વાસન આપી પોતે જેમ તેમ લાબા થઇ પડયા હતા આ દશ્ય જોઈ મારા હૃદયને બહુ લાગી આવ્યુ હું એમની

નજીક ગયો ને પૂછ્યું 'બ્હેન, આ પેસેન્જરમાં અંદર તમારા માટે સગવડ ન થઇ?'

તે બ્હેને દુઃખી હૃદયે જવાબ આપ્યો. 'ભા, કેડી ખબર?'

આ બ્હેનોની દશા જોઇને મે કહ્યુઃ 'તમારા આદમીઓને પૂછો. જો તેઓને વાંધો ન હોય તો મારા રૂમમાં રાતનીરાત સવડતા કરી આપુ ને કાલે સવાર પડતા સ્ટીમર ઉપડયા પછી કંઇક વ્યવસ્થા સ્ટીમરના ઑફિસરને મળી થઇ શકશે.

આ સાંભળતા તેના આદમીઓને સંતોષ થયો લાગ્યો. બન્ને બ્હેનોને સવડ કરી આપ્યા પછી મારા પોતાના માટે જગા શોધતી રહી મે સ્ટીમરના સરંગને મળી ઉપરના ભાગમા સૅકન્ડ ક્લાસના છાપરાવાળા ચોકમા પડેલા બે ત્રણ બેન્ચો નજીક રાતની રાત પડી રહેવાની સોઇ કરી અર્ધ બોજેલ સ્થિતિમા એક ગોદડી ને એક ઓશિકુ ને ગેનરજી લઇ મે જમાવ્યુ ને તે બેન્ચની સાથે મારાં ધોતિયાથી મારૂ શરીર બાંધ્યુ પણ માથુ પવનથી ફાટ ફાટ થાય તેમાં ઉંઘ ક્યાંથી આવે? લગભગ ૪ વાગતાને સુમારે જરા આંખ મીંચાઇ ને ૬ વાગતે તો ઉઠવું પડયુ. જોઉં છુ તો સ્ટીમર હજી ઉપડી નથી ને સવારના બીજા પેસેન્જરો પણ આવતા માલુમ પડયાં. સ્ટીમર ૬ ને બદલે સવારના ૯ વાગતે ઉપડી.

## ખંડાલાના ચિફ ઑફિસર

પવનનો સપાટો ને વરસાદ તો હજી ચાલુ જ હતો. હું મોં ધોઇ આગળના ભાગમા ગયો તો ડેલાગોઆબેથી ચડેલ લગભગ બધાં પેસેન્જરો તકલીફમા હતા. મે એમને કહ્યુ 'ચાલો મારી સાથેઃ આપણે ચિફ ઑફિસરને મળી કોઇ ફાલકુ ખોલી આપવા વિનતિ કરીએ અગર તો આ ખુલ્લુ છે તેની ઉપર કવર કરી આપવા કહીએ. આમાંથી પાંચ છ ભાઇઓને લઇ હુ ચિફ ઑફિસરની કેબીનમા ઉપર ગયો. આ ચિફ ઑફિસરનુ નામ ઘણુ કરીને મિ. G. H.

Rankin હતુ મારી સાથે છ સાત બીજા ભાઇઓને જોતા તેણે મને પૂછ્યુ 'શુ છે?'

મે એમને બહુ નમ્રતાથી જણાવ્યુ કે 'આખી ગત આ પેસેન્જરો વમળ ને ઠંડીમા બહુ હેરાન થયા છે ને અત્યારે પણ એ જ સ્થિતિ છે તેમાથી થોડાક તો માદા પણ પડી ગયા છે દરિયો તોફાની છે માટે આ અગવડો ને હાડમારીઓ દૂર કરવા ફાલકું ખોલી આપવા મહેરબાની કરો'

આ સાભળી ઑફિસર સાહેબ પ્રથમ મૂછમા હસ્યા ને પછી મને કહ્યુ 'મિસ્ટર' તમે જાણો છો? ઇન્ડિયા ગવર્નમેન્ટે ૧૯૦ પેસેન્જરો માટે આ જગ્યા પાસ કરેલી છે, તેમા અત્યારે ૧૦૦ પણ પૂરા પેસેન્જરો નથી સામાન વધુ છે ને કમનસીબે તમારા ભાઇઓએ જગ્યા રોકી લીધી છે તેથી ફાલકુ ખોલી આપવાની હુ જરૂર જોતો નથી

ત્યાર મેં કહ્યુ કે 'અગર જો એમ જ છે તો તે પેસેન્જરોના સામાનને ઉપડાવી આમને તે જગાએ સગવડ કરી આપવી જોઇએ'

'તે તમે આપસ આપસમા કરી લો I can't help હુ કઇ કરી શકતો નથી ઑફિસર બોલ્યો

'તે ફરજ તમારી છે' મેં જણાવ્યુ

'Not at all' હી હસ્યો

આ સાભળી મે બીજી વિનતિ કરી કે 'અગર જો એમ નહિ તો આગળના ફાલકા ઉપર જ્યા આ લોકો બેઠેલા છે તેના ઉપર તાડપત્રીઓ બાધી કવર કરી આપવા મે કરો'

'સાગથી એમ થઇ શકે નહિ' એવો જવાબ મળતા ભારે દીલગીર થયો જેની પાસેથી ભાડુ લે તેની સુખસગવડ માટે સ્ટીમર કંપની બધાયલી હોવા છતા આ સ્ટીમરમા હિંદીઓના સુખ દુ ખની આટલી હદ સુધી બેદરકારી જોઇ

સ્ટીમર પવનના સપાટાથી વધુ ડોલા ખાય. કેટલાકને ફેર ચડે, ઉલટીઓ થાય. પેસેન્જરોની આટલી હદ સુધીની હેરાનગતી નજરે જોવા છતાં આ ઑફિસર સાહેબે ફાલકું ખોલી આપવા કે કવર બાંધી આપવા જેટલી સવડતા ન કરી આપી. તો પછી હવે શું કરવું ? અંતે કેપ્ટન પાસે જવાનો નિર્ણય કર્યો.

હિંદી સરંગને પ્રથમ મળી તેની લાગણી ખેંચી. તેને સાથે લઇ અમે કેપ્ટન પાસે ગયા. એને બધી સ્થિતિ ને પેસેન્જરોની તકલીફ઼ો જણાવ્યા પછી એમણે કહ્યું: All right I shall see.

આ પછી અમે સૌ નીચે આવ્યા ને ૧ કલાક પછી કેપ્ટને ફાલકું ખોલી આપવાનો હુકમ કર્યો, તે અનુસાર ૪ વાગતે સરંગે ફાલકું ખોલી આપ્યું. ડેલાગોઆબેથી ચડેલાં પેસેન્જરોએ એ ફાલકામાં જગ્યા લીધી.

## ધર્મ કરતાં ધાડ

મારી કેબીનમાં પેલી બ્હેનોને રાતની રાત માટે સગવડ કરી આપેલી તેમના આદમીઓ હવે તે બ્હેનોને પણ ફાલકામાં બોલાવી લેશે એવું મેં ધારેલું પરંતુ દરિયો તોફાની ને ફાલકામાં પણ ભારે રોલ લાગતો તેથી તે બાઇઓને તેના આદમીઓ પોતાની જગ્યાએ ફાલકામાં સાંજ પડી છતાં લઇ ગયા નહિ. મેં પણ ધીરજ રાખી, એની વધુ કસોટી કરવાની ધારણાએ બીજી રાતના પણ મારી શેતરંજી પાથરી ગોદડી ઓઢી ફાલકાના ઉંચા બર્થપર પડી રહ્યો. રાતના સ્ટીમરને વધુ રોલ લાગવાથી હું બર્થ ઉપરથી નીચે પડી ગયો. એક લોખંડના થાંભલા સાથે મારો જમણા પગનો ગોઠણ જોસથી અફડાવાથી મને ઘડીભર તમસ ચડી ગઈ. ગોઠણની ઢાંકણી ખસી ગઇ. ખૂબ જોસથી પચીઉં વીંટાળી હાથથી દબાવ્યો ને ાા કલાક માંડમાંડ પાછો ગોઠણ પકડીને સુતો. સવાર થતાં ગોઠણ તો સુઝી આવ્યો ને લોહીની ગાંઠ બંધાઇ ગયા જેવું લાગ્યું. બહુ દુઃખવા

લાગ્યો આગના મહિનાઓ વીતિ ગયા છતા પણ હજી એ ગોણ દુખે છે ને સ્ટીમર ખડાનાની મુસાફરી યાદ આવે છે

સવારે પેલી બ્હેનોને મેં પોતે કાનમમા એમની જગ્યાએ જવા સુચ યુ મેં મારી જગ્યા લીધી પણ ગોણનુ દુખ વધી પડ્યુ ઉતાગોઆમેથી ચડન પુરુષોત્તન નામે એ ડાર્વિર વસો આનદી ને લા ણીવાળો હતો તે મારી અગવડો દૂર કરવા ઘણી કાળજી રાખતો હતો

ઉના ાાઆમેથી સ્ટીમર ઉપ યા પછી અગામર ૬૦ સ્વાર ભારે વરસાદ પવનનુ જોસ ને ડીંચી દુખ બોલવુ પડયુ આ સ્ટીમર ખડાનામા પેસેન્જરો માટે ક્ડ ખામ અગવડતા નથી જેમ ઓફિસર બેન્ગ ાર તેમ ડાકર પણ એવા જ હતા બીજી સ્ટીમરોમા ડૉ ટર સાહેબ હમેશા સવાર સાજ પેસેન્જરોની તબીયત તપાસવા લગર મારવા નીકળે છે પણ આ તો સ્ટીમ ખડાનાના ડૉ ટર સાહેબ એક બુઢા જેવા લાગતા પારસી ગૃહસ્થ હતા તે ફર્સ્ટ કલાસની પોતાની કેબીનમા જ માત્ર બેસી રહેતા હું માગ દુખતા પગપર ટીન્ચર આયોડીન લગાડવા માટે ઉપ ગયો મદા મહેનને શોધી ાઢયા મ પૂછ્યુ ડૉક્ટર સાહેબ! તમે તો ખબર લેવા પણ આવતા નથી?

શુ કર્ડ એમના બાપની નો રી નોધાવી છે?"

આ જવાબથી હુ ડરી ગયો વધુ વાત કરવી માડી વળી 'ટીન્ચર આયોડીન ોગણપર ચોપડાવી હુ પાછો મારી જગ્યાએ આવ્યો

## કઠણ હૃદયનો વીશીવાળો

આ સ્ટીમરમા હિંદુ વીશીનો મેનેજર ને સ્ટાફ પણ માથે પછાડવા જેવો હતો. તે કોઈ વાતની ના તો કહેતો જ નહિ પણ તેમાનુ કરતો કઈજ નહિ.

હનમ ઘઉંનો આટો રોટલી મોણ વગરની બીનકુલ કાચી,

મકાઈ ( લીલા નાળિયેર ) વગેરે વગેરે વચવા સ્ટીમરપર આવે છે પરતુ જો કોઈ પેસેન્જર પોતાની જગ્યાપર ન હોય ને કેંદુ છુએ તે કપૂંલનું કાગળ કે બૂટ વગેરે જે ચીજ છૂટી પડી હોય તે ગેપ કરી જાય છે

મોઝામ્બીકથી કીરમાણીવાલા ગા વસનજી પ્રમાણદ તથા થોડા બીજા હિન્દુ ભાઇઓ તેમજ ખોજા ગૃહસ્થો ચડયા ૪ કલાક સ્ટીમર મોઝામ્બીક ગોદાદને ૧ના વાગતે ઉપડી ત્રણ ચાર દિવસની તોફાની દરિયાની હાડમારી આજે દૂર થતાં વાતાવરણ કંઇક ખુશ જણાતું હતું બેગ બદર આ સ્ટીમર જવાની નહોતી

મારા સોંધામા વધુ વેદના ઉપડતા વીરીવાલા મહારાજ પાસેથી ગરમ પાણી લઈ શીશામા નાખી હું શેક કરવા લાગ્યો પછી મોડી રાતે સુતો તા ૯ મીએ સવારના ૬ વાગતે સ્ટીમરે ધારમલામ બદર મુક્યુ અહીં માત્ર ૩ કલાક રોકાવાની હતી અહીંથી શેઠ મુળજીભાઇ વાલજી કુટુમ્બ સહિત પાછા જગબાર આવતા હતા તેની મુલાકાત થઇ મને સુસકી તથા પપૈયા-ફૂટ લેવાનો આગ્રહ કર્યો તે લીધુ ને પછી તો વીરીવાલા મહારાજની ગેટલી પેટમા પધરાવતા પધારીપરથી ઉદાયજ શાનુ? ધારમલામથી ઉપડી જગબાર ૩ા કલાકે સ્ટીમર જ'ગબાર આવી અહીં પણ માત્ર ૨ા કલાક રોકાઈ ૫ વાગે ઉપડી જવાનું નોટિસ બોર્ડ લાગ્યુ પણ મારે તો મારા જૂના ગામ જ'ગબારમા ઉતર્યા સિવાય ચાલે એમ જ નહોતુ કારણ કે ઇન્ડિયાથી આવેલી મારી ચોકડાબધ પોસ્ટ માસ્તર ખીમજીભાઇને ત્યા પડેલી હતી તેમ મારી પાસે એમ વધારાનુ પુસ્તકાનું બડલ જગબાર મૂકવાનુ હતું ભાઇ હીરાલાલ જોશી સ્ટીમરપર મને મળ્યા એટલામા તો માસ્તર ખીમજીભાઇના બીજા ચિરજીવી સ્ટીમરપાસ લઇ મને તેડવા આવ્યા તેની સાથે ઉતાવળે ઉતાવળે હું પુસ્તકાનુ બડલ સાથે લઇ કિનારે જવા ઉપડયો ખીમજીભાઈ મારી રાહ જોતા ઉભા હતા

એમને ત્યાં જઇ મારી આવેલી પોસ્ટ બધી. લઈ વાંચવા . તુરતજ શ્રી. મુળજીભાઇ તેમજ મુરબ્બી. રતનશી જેઠાભાઇ મળી ગયા. એક પંથ ને દો કાજ થયા જેવું થયું. પછી શ્રી: ાશીભાઇ, માસ્તર. તથા હું, સ્ટીમરપર. જવા. કસ્ટમ્સમાં ાવા સાથે નીકળ્યા. પોસ્ટનો કોથળો લઇ ભાઈ, ગોવિંદજી પહેલાં ્યા હતા. હું મોટરબોટમાં બેઠો. કોથળો મૂક્યો ને શુભેચ્છકોની ાય લઈ સ્ટીમરપર જવા રવાના થયો. અર્ધ-રસ્તે મોટરબોટ ાાઈ ગઇ. ૧૫ મિનિટનો ખોટીપો થયો. માંડ માંડ સ્ટીમરપર ંચ્યો કે તુરત સ્ટીમર લંગર ઉપાડી ચાલવા માંડી. તા. ૧૦-૫-૩૨ ારના ળા વાગતે કિલી-ડીનીના બારામાં આવી પહોંચ્યા.

## મોમ્બાસા ઇમીગ્રેશન ઑફિસર

હિન્દુસ્થાન જવા આવવાની સ્ટીમરપર અહીં ઇમીગ્રેશન ખાતું ,.કાળજીવાન રહે છે.

અમારી સ્ટીમર ખંડાલા કિલીન્ડીનીના બારામાં આવ્યા પછી ામરના બે ત્રણ હિંદી ખલાસીઓ, ' મોમ્બાસા જાનેવાલા પેસેન્જર ાર જાઓ ' એવી બૂમો પાડવા લાગ્યા. અમે સેકન્ડ કલાસમાં ઉપર ા. કેટલીકવારે ડૉકટર અને ઇમીગ્રેશન યુરોપિયન ઑફિસર સાથે હિંદી કલાર્કો આવ્યા.

સ્ટીમરવાળાઓ દરેક પોર્ટમાં ઉતરનારાં પેસેન્જરોનું લીસ્ટ ાદા મુજબ અગાઉથી જ ઇમીગ્રેશનખાતાને પૂરું પાડે છે. તે લીસ્ટ ાબ પ્રથમ સ્ત્રીઓનાં નામ બોલવામાં આવે છે. પ્રથમ સ્ત્રીઓ સ થાય.છે. આજસુધી સ્ત્રીઓ માટે ૨૦૦ શિલિંગ ડીપોઝીટ હીં મૂકાવતા નહીં; પણ હવેથી સ્ત્રીઓ માટે પણ ૨૦૦ શિલિંગ પોઝીટ મૂકવી પડે છે. હું તો એક વિઝીટર હોવા છતાં: મને પણ ાલિંગ ૨૦૦ ડીપોઝીટ રાખવા ઇમીગ્રેશન ઑફિસરે. કહ્યું. મારી ાસે. ઇન્ડિયાની કરન્સી નોટો તેટલા પૂરતી હતી.. મેં.રૂ. ૧૩૩.)

'મની એક્સ્ચેન્જર ને આપી શિલિંગ ૨૦૦ની નોટો લઈ ઈમીગ્રેશન ઑફિસને આપી તે પછી એક નાકે તેની રસીદ તેમજ ટેમ્પરરી ૫ મીટ મને મળી પછી યાદ આવ્યુ કે લૉરેન્ઝો માર્કવીઝમા બી આઈ ના એજન્ટની ઑફિસમા પાઉન્ડ ૧૦ ડીપોઝીટ મૂકેલા તેની રસીદમા ઈમીગ્રેશન ઑફિસરની સહી વગર ડીપોઝીટના પાઉન્ડ ૧૦ હવે મોમ્બાસામા એજન્ટની ઑફિસમાથી પાછા મળે નહિ હુ સહી લેવા ફરી ઉપર ગયો ત્યા ઑફિસર સાહેબ ફર્સ્ટ નામમા 'બ્રે ફાસ્ટ' લેવા ચાલ્યા ગયા હતા કેટલાક હિંદીભાઈઓ ડીપોઝીટની રકમની રાહમાથી મગજ થવાની રાહ જોતા ઉભા હતા એક કલાક પછી નાસ્તો લઈ ઑફિસર સાહેબ આવ્યા ને મે ડીપોઝીટ રસીદપર સહી લીધી લગભગ ૧૦ા વાગતે મારો છૂટકો થયો

## પોર્ટરો ને ટેક્સી ડ્રાઈવરો

મોમ્બાસામા સ્ટીમરમાથી પેસેન્જરોના સામાન ઉપડાવી કસ્ટમ્સમાથી પસ કરાવી આપવા માટે એક એજન્સી છે તેના પોર્ટરો પેસેન્જર પાસેથી કશુ પણ લઈ શકે નહિ છતા અજાણ્યા પેસેન્જરો પાસેથી આ પોર્ટરો ઘણીવાર પૈસા પડાવે છે અને નહિ તો તુરતમા તેના દાગીના ઉપાડેજ નહિ આ રીતે આ નેટીવ–પોર્ટરો પણ હિંદીઓની અજ્ઞાનતાનો લાભ ઉઠાવે છે એજન્સીવાળાઓ દર દાગીને ૨૫ સેન્ટ ચાર્જ કરે છે તે દાગીના કસ્ટમ્સમા લઈ જતા વસુલ કરે છે સામાનના દાગીના કસ્ટમ્સમા પાસ કરાવ્યા પછી તે પોર્ટરો જાણીતા પાસેથી પણ બક્ષિસ માગે છે

વરસાદ ઝીણો ઝીણો વરસતો હતો સ્ટીમરમાથી પોર્ટરો પાસે મારા ૩ દાગીના ઉપડાવી ૧૧ વાગતે હુ કસ્ટમ્સમા આવ્યો જકાત માટે સામાન તપાસનાર એક હિંદુ કારકુન હતા તેમણે મને પૂછ્યુ કે કઈ જકાત જેવો માલ છે? મે કહ્યુ 'તમે જોઈ શકો છો સામાન હુ ખોલી બતાવ્યો ચાક મારી પસ કર્યો ને એક મોટર ટેક્સીવાળા

સાથે કાયદા મુજબ ૧ શિલિંગ ઠરાવી હું ભાઇ એચ. એચ. મોદીને ત્યાં જવા નીકળ્યો. મોમ્બાસાના ટેક્સીવાળા જેવી લુચ્ચાઇ અન્ય કોઇ સ્થળે મેં આફ્રિકામાં હજી સુધી જોઈ નથી. મેં શિલિંગ એક ઠરાવેલી છતાં તે ટેક્સી ડ્રાઈવરે હું ભાઇ મોદીને ત્યાં પહોંચ્યા પછી મારી પાસે શિલિંગ ચાર માંગી ને ખટપટ થઈ. આખરે ભાઈ મોદીએ ૨॥ શિલિંગમાં પતાવ્યું. મોમ્બાસાની 'સોશિયલ સરવીસ લીગ' આ દિશામાં પોતાનું લક્ષ દોડાવી અજાણ્યાં પેસેન્જરો આ ટેક્સી–ડ્રાઈવરોની લુચ્ચાઇના ભોગ થતા બચે તેવો કઇક પ્રબંધ કરે તો ઘણું સારૂં. સ્ટીમરમાં અનુભવેલી અગવડો, ઠંડી વગેરેના કારણોએ મારૂં શરીર સ્વસ્થ નહોતું. થાકી પણ ગયો હતો, ગોઠણ પણ હજી દુઃખતો હતો. વરસાદ પણ રહેતો ન હતો.

## ભાઇ મોદીને ત્યાં

મોમ્બાસામાં ભાઇ એચ. એચ. મોદીને ત્યાં હું ઉતર્યો. મારા ગોઠણમાં લોહી જામી ગયેલુ તેમાં હજી દુઃખાવો બહુ હોવાથી અહીં ડૉ. શેઠને બતાવ્યો. તેમણે બે દહાડા મલમપટો કરી ઉપચાર કર્યા.

વરસાદ ચાલુ જ હતો. રવિવારે અહીંથી સીધી યુગાન્ડા જવા માટે ઉપડતી ટ્રેનમાં મારે છીન્જા જવાનું હતું.

તા. ૧૩ મી મે શુક્રવારના મુંબઈથી ઉપડેલી સ્ટીમર 'કારાગોલા' અહીં આવી. તેમાં શેઠ વિઠ્ઠલદાસ અમરશી સાઉથ જતા હતા. તેની સાથે એકાદ પારસલ ડેલાગોઆબે મોકલાવ્યુ. મારી સાથે કેટલોક સામાન વધારાનો હતો તે ભાઇ મોદીને ત્યાં મોમ્બાસામાં રાખી દીધો ને લેધરબેગ તેમજ બીજું કેટલુંક જરૂર પૂરતું ખરીદવાનું હતું, તે ખરીદી લીધું. પોસ્ટ લખી નાંખી. રવિવાર તા. ૧૫ મી મે ના ભાઇ ડાહ્યાલાલ ચકુભાઇની પુત્રીનાં લગ્ન પ્રસંગે જમવાના ન્હોતરાંને માન આપી ૩ વાગને સીધો રેલ્વે સ્ટેશને પહોંચ્યો.

## કેનીઆ—યુગાન્ડા રેલ્વે

### ૭-૭ત.૨૬

અહીંની રેલ્વે કેનીઆ-યુગાન્ડા રેલ્વે કહેવાય છે. અઠવાડિયામાં ૨ વખત સીધી યુગાન્ડામાં જવા માટે ઉપડે છે. ફર્સ્ટક્લાસનાં પેસેન્જરને ૪૦ રતલ સુધીનુ વજન ફ્રી લઈ જવા દેવામાં આવે છે તે ઉપરાંત વધારાના વજનનો ચાર્જ કરવામા આવે છે.

આ કેનીઆ-યુગાન્ડા રેલ્વેનું ચાર્જ દુનિયાના કોઈપણ દેશ કરતાં વધારે છે. ફર્સ્ટક્લાસ કરતાં સેકન્ડક્લાસ રેલ્વે ભાડુ લગભગ ચાર ગણુ છે.

અહીંથી ૭-જા જવાનું ફર્સ્ટનુ ભાડું લગભગ ૩૫ શિલિંગ એમ છે જ્યારે સેકન્ડ ક્લાસનું ભાડું લગભગ શિલિંગ ૧૩૬ લે છે. છતાં સાઉથ આફ્રિકા રેલ્વે સાથે સરખાવતાં આ રેલ્વેમાં જોઈએ તેવી સગવડતા નથી

હિંદીઓ અહીં ફર્સ્ટક્લાસમાં મુસાફરી કરે છે. ફર્સ્ટક્લાસનો કમ્પાર્ટમેન્ટ હિંદીઓ માટે જુદો રાખવામાં નથી આવતો. નેટીવે ને હિન્દીઓ બધા એક સાથે પ્રવાસ છે.

ગોગાભાવાળા ભાઈ વિઠ્ઠલદાસ ઇન્ડિયાથી આવેલી સ્ટીમરમાં પોતાની પત્નીને મોમ્બાસા લેવા આવેલા તે પણ મારી સાથે હતા. ભાઈ વિઠ્ઠલદાસ અને હું, ભાઈ મોદીને ત્યાં પણ સાથેજ હતા. એ બાઇની પણ થોડીક સેવા મને મળી છે. ટ્રેનમા પણ ભાઈ વિઠ્ઠલદાસનો સહકાર મને સગવડ ભર્યો થઈ પડયો હતો.

### ઠેર સોનાઇ

ભાઈ વિઠ્ઠલદાસની પત્નીએ લાજ ઘુંઘટો રાખ્યો ન હતો. સેનીજ બાજુમાં બેઠેલાં એક બ્હેને પગમાં રૂપાનાં કડાં કરડી ને વીંછીઆ પહેરેલ હતા. તે પોતાના ધણી પાસે કમુસી નરક જ્વાની

હતી. તેનો નાનો દેરીડો તેની સાથે હતો. એ નાના છોકરાની જીભ આરામ જ ન લેતી. રોજ લગભગ પાશેર સોપારી તે ખાઇ જતો ને વખતે ખીલે ત્યારે 'ગોરાણું અમારૂ ગામ, કોઇ વરતુ કઠે વાડીયુ' એવાં આપજોડીઆ સોગઠા ફાવે તેમ ફેંકતો આવતો. પોતાની ભાભીની અગવડ સગવડ માટે તેને ચિંતા ન હતી. પેલી બાઇ તો બિચારી આખે રસ્તે ઘુંઘટડો ખેંચી રાખતી. બીજી એક સુતારણ જેવી લાગતી બ્હેન સુગાન્ડામાં પોતે કેવી રીતે ધર્મને સાચવી રહી છે તેનું રમભર્યું વર્ણન, પાસે બેઠેલી એક બીજી બ્હેન પાસે કરી રહી હતી. ને જ્યારે 'લુહાણાનું અમે ન ખાઇએ' એમ બોલતી ત્યારે બહુ જોસભેર તેનો અવાજ નીકળતો. ઘણુ કરી આ બ્હેન કમ્પાલા જવાની હતી.

## નવી રીતની નબળાઇ

થોડાંક સ્ટેશનો વટાવ્યા પછી એક બે સોમાલી તથા કાફર ઇન્ડિયનના ડબામાં ચડી આવ્યા. એક ખોજા ભાઇથી અજાણપણે ઉતાવળમાં એમાંના એકનો પગ કચરાયો ને પેલો સોમાલી ચીડાયો ને ફાવે તેમ એની ભાષામાં ભાંડવા માંડયો. વાત એટલી હદ સુધી વધી કે મામલો મારામારીપર આવી જાય એવો થઇ ગયો. ત્યારે અમે બધા જરૂર પડે તો પેલા સોમાલીનો સામનો કરવા તૈયાર થઈ ગયા પણ ખોજાભાઇ જાણે સાંભળતા જ નથી તેમ બેસી રહ્યા કોઇએ કહ્યુંઃ 'આ કાફર આટલી ગાળો ભાડે છે છતા તમે કા કઇ ન બોલો?'

પેલા ખોજાભાઇનો જવાબ આ હતો કે 'ભલેને! આપણે ક્યાં સમજીએ છીએ'' નબળાઈ છુપાવવાની આ નવી ફીલસુફી મેં જાણી.

## ચાલુ ટ્રેને

સવારે બીજે દહાડે ૧૦ાા વાગતે નઇરોબીના સ્ટેશને અમે પહોંચ્યા. મારા મિત્ર ભાઇ રૂપાણી મને સ્ટેશને લેવા આવ્યા હતા. અહી ટ્રેન ૨ાા કલાક પડી રહે છે તેથી જો કોઇને શહેરમાં જમવા જવું હોય તો ટાઇમ મળી શકે છે. ભાઇ રૂપાણી મને જમવા તેડી ગયા. જમ્યા પછી ટેકસીવાળાને કહ્યા મુજબ ૧૨ વાગતે તે પાછો લેવા આવ્યો.

ત્યાંથી શેઠ કાનજીભાઈ નાગજી તથા ભાઈ મોહનલાલ વીરજી સોનપાલને મળી સમયસર પાછો સ્ટેશને આવી પહોંચ્યો ૧ વાગતે ટ્રેન ઉપડી તે દિવસ સાંજના ૮ વાગતે નકુરૂ સ્ટેશને પહોંચ્યા અહીં ટ્રેન ૦॥ કલાક ઉભી રહે છે કિસુમુ જવાનો ફાંટો અહીંથી નીકળે છે કિસુમુ તરફ જનાર પેસેન્જરો ઉતરી ગયા કારણ કે આ ટ્રેન સીધી યુગાન્ડામાં કમ્પાલા સુધી જવાની હતી



કેનીઆ-યુગાન્ડા રેલ્વે

શ્રી રામજીભાઈ વીરજી પણ નકુરૂ સ્ટેશને મળ્યા તે ટ્રેનમાં મારી સાથે હતા નકુરૂ સ્ટેશને ગુડઝ ક્લાર્ક મોતીલાલભાઈ જમવાનું લાવ્યા તે અમે સાથે બેસી જમ્યા

સવારે યુગાન્ડાની સરહદમાં ટોરોરો સ્ટેશને ૯॥ વાગતે પહોંચ્યા સાંજના ૬-૩૦ વાગતે જીન્જા પહોંચ્યો સ્ટેશનથી જીન્જા શહેર લગભગ ૧॥ માઈલ જેટલું દૂર છે શ્રી મુગટભાઈએ મને લેવા માટે ઑફિસના ક્લાર્ક ભાઈ લક્ષ્મીદાસને કાર લઈ મોકલ્યો હતો સામાનમાં ૧ ડાગીનો હતો તે લઈ અમે ઑફિસે આવ્યા આ પ્રમાણે કેનીઆ યુગાન્ડા રેલ્વેની સગવડ ભરી લાંબી મુસાફરી પૂરી કરી યુગાન્ડાના પ્રવેશદ્વારે પહોંચ્યો

# યુગાન્ડા પ્રોટેક્ટરેટ

## જીન્જા

**મો**મ્બાસાથી ૮૨૬ માઇલ દૂર, યુગાન્ડાના ઇસ્ટર્ન પ્રોવિન્સનું આ હેડ ક્વૉર્ટર છે. મોમ્બાસાથી ગવિવારે ૪ વાગતે ઉપડતી ટ્રેન મગળવારે સાંજના ૬–૩૦ વાગતે અહીં પહોચે છેઃ એટલે કે લગભગ ૫૦ કલાકનો રેલ્વેનો રસ્તો છે. મોમ્બાસાથી બુધવારે ને રવિવારે એમ બે વખત યુગાન્ડા જવા માટેની ટ્રેન ઉપડે છે. કેનીઆમાં નકૂર સ્ટેશનેથી યુગાન્ડા જવાનો ફાંટો ફૂટે છે વચમા યુગાન્ડાની સરહદના ટરોરો સ્ટેશનથી સરોડી સુધી રેલ્વેની બ્રાન્ચ લાઈન નાખવામાં આવી છે.

સન ૧૯૨૮ મા રેલ્વે અહીં સુધી પહોચી યુગાન્ડાના રૂના વેપારનુ આ મોટું મથક છે યુગાન્ડાના બીજા પ્રોવિન્સો કરતાં આ ઇસ્ટર્ન પ્રોવિન્સમાં કોટનની પેદાશ સૌથી વધારે છે.

કોટન ઇન્ડસ્ટ્રીનો વિકાસ થયા પછી એક દશકામા આ શહેર ઘણું આગળ વધ્યુ છે. મોટા મોટા જીનરોની ઑફિસો તેમજ કોટન ખરીદનારી હિન્દી તેમજ જાપાનીસ ફર્મોની ઑફિસો પણ અહીં છે.

શહેરનો દેખાવ રળિયામણો લાગે છે. ગિદ્ધિમિદ્ધિવાળું છે.

આ શહેર, સારીય દુનિયાની અજાયબીઓમાં એક પ્રધાનપદ ભોગવતી અજાયબીવાળા વિક્ટોરિયા નામક સરોવરના કિનારા પર આવેલું છે.

## વિક્ટોરિયા સરોવર

ખરેખર પૂર્વ આફ્રિકાના હૃદયપટપર જાણે સાક્ષાત પ્રકૃતિ દેવીએ પોતાની સુદર ...ગાનો સ્વર્ગીય ખજાનો ખાલી કર્યો હોય ને ? સેંકડો મુસાફરો આ સરોવરના દર્શન કરવા દૂર દૂરથી ઇંગ્લેન્ડ કે અમેરિકા યાને દુનિયાની સર્વ દિશાએથી આ તરફ ઘમડાઈ આવે છે વાચનાર ! જો તમને ઈશ્વરી લીલા નીરખવાનો શોખ હોય તો એક વખત આ ચદ્રભૂમિની ચાન્દની જેવા સરોવરના દર્શન કરવા જરૂર જશો કોઈ એક ઉર્દુ શાયરે આને નીરખી ...હ્યુ છે કે —

નહિ મ્હોતા ( ઝેવરકા જીસે ખુબી ખુદા દે દે,
કચસા ખુરસુમા લગના, અહાહાહા ! સરોવર ય.

દુનિયામા મોટામા મોટુ આ સરોવર ગણાય છે તેનો ઘેરાવો સતાવીસ હ નર ચોરસ માઈલનો છે દુનિયાની એ એક અજાયબી ગણાય છે લબાઈમા ઉત્તરથી દક્ષિણ ૩૭૦ માઈલ ને પહોળાઇમા પૂર્વથી પશ્ચિમ ૨૦૫ માઈલ છે

કિનારાનુ પાણી એકદર બહુ સ્વચ્છ નથી પણ કિનારાથી થોડે દૂર ખીનકુન ચોખ્ખુ ...ચ જેવુ નિર્મળ ને મીઠુ જળ છે આ સરોવરમા વિધવિધ પ્ર...રના-પ્રભુની કળાના ભડારરૂપ જળચર જીવો પડેલા છે મગરો દરિયાઈ ઘોડા કીમોડા ચિત્ર વિચિત્ર સર્પો, પશુઓને મળતા ચોપગા જળપક્ષીઓ વગે અને પ્રકારના જીવો જોવામા આવ છે

પ્રભાત કે સાજના સમયે કિનારે કિનારે શીતળ અનીલની લહેરોમા ફરતા આ સરોવરની ખાસ ...મ્યતા ને સૌન્દર્યતાની સ્વર્ગીય ઝાખી થાય છે

આ સરોવરનો કિનારો એક દરે અનેક નાના મોટા ડુગરો ને પહાડોથી ઘેરાયેલો છે તેની સીનસીનેરી આપને હેરત પમાડે છે સરોવરમા મુસાફરી કરતા માર્ગમા પ્રકૃતિનુ સાચુ સૌન્દર્ય જોવાય છે.

દૂરથી દીસતા બેટોના રંગબેરંગી દેખાવો, પક્ષીઓના કર્ણપ્રિય કલરવો, વૃક્ષરાજીઓની નૈસર્ગિક લીલમણી અને ખુલ્લા સરોવરની રમણિયતા નીરસ આત્માને પણ રસિક બનાવી કુદરતી મસ્તીમાં બ્હેકાવી દે છે.



રીપન ફૉલ્સ નજીક વિક્ટોરિયા સરોવરનુ શાન્ત ગંભીર દશ્ય.

આજે અંગ્રેજ લોકો અભિમાનપૂર્વક કહે છે કે સન ૧૮૬૨ મા આ સરોવર પહેલ વહેલા ગોરા મુસાફર કેપ્ટન સ્પીકે શોધ્યુ. એ કથન એમના માનવા પ્રમાણે ભલે ઠીક હોય પણ ખરી વાત એ છે કે જ્યારે ખુદ જીસિસ ક્રાઇસ્ટનો જન્મ પણ નહોતો થયો તે પહેલા ભારતના ભડવીરોએ આ વિક્ટોરિયા ન્યાઝાના ઉન્જડ કિનારાને પોતાનુ નંદનવન બનાવી, વસવાટ કરવા સાથે આ કિનારાના દેશીઓ સાથે શરીર સંબધ જોડયો હતો. અને આ ભૂમિને ચન્દ્રભૂમિનુ અલૌકિક નામ અભિમાનસહ સમર્પ્યુ હતુ. એની સાબીતી ઇતિહાસ આપે છે. આજે પણ આ પ્રદેશમા 'વાયાં વેઝી'—ચદ્રના બાળકો નામે વર્ણસંકર પ્રજા હસ્તિ ધરાવે છે.

ભારતીઓ પછી એશિયાટીકોનાં પગલાં આ સરોવરના કિનારે કિનારે થયાં હતા. એટલે એ બીના ખાસ યાદ રાખવાની છે કે સન ૧૮૬૨ માં ગોરાઓએ વિકટોરીઆ ન્યાંઝાનાં દર્શન કર્યાં તે પહેલાં એ પ્રજાને આ કુદરતની અજાયબીના ભંડારસમા સરોવરની ઝાંખી નહોતી થઈ બલ્કે ખબર પણ નહોતી

જીન્જા સુધી રેલ્વે પહોંચ્યા પહેલાં કેનીઆથી યુગાન્ડામાં આવવા તેમજ વેપાર વ્યવહારના માલ લાવવા લઈ જવા માટે આ સરોવરમા નાની સ્ટીમરો ફરતી હતી. કેનીઆના છેડે સરોવર કિનારાના પ્રથમ બંદર કિસુમુ યાને પોર્ટફ્લૉરેન્સથી સ્ટીમરો ઉપડી ને યુગાન્ડાના જીન્જા, કમ્પાલા, બુકોબાદિ બંદર કરતી ટાન્ગાનિકામાં મ્વાંઝા સુધી જતી હતી. હવે યુગાન્ડાનો બધો વેપાર વ્યવહાર રેલ્વેથી થાય છે જીન્જામા તો ફેરીબોટ પણ બંધ કરવામાં આવ્યુ છે. હવે કિસુમુથી મ્વાઝા સુધી ફક્ત એકાદ બે નાની સ્ટીમરો ચાલે છે

ચંદ્રમાની મધુર ખીલેલી ચાંદનીમાં તમે જલતરંગિણી–નૌકામાં બેસી આ સરોવરમા સહેલગાહે નીકળ્યા હો તો તમને થોડી કલ્પના આવી શકશે કે પુરાણકારોએ શા માટે આ સરોવરને ચંદ્રભૂમિ કહી હશે ? સરજનહારની આ અકળિત કળા જોતાં નયન તૃપ્ત જ ન થાય ! કલ્પનાની પાંખો નિશ્ચેતન–પ્રાણહીન બની જાય છે.

## રીપન ફૉલ્સ

આફ્રિકા ખંડમા સૌથી મોટા ધોધ આ સરોવરમાંથી પડે છે તેનુ નામ ' રીપન ફૉલ્સ ' આપવામાં આવ્યું છે. જીન્જાથી બે કલાકને રસ્તે દૂર વિક્ટોરિયા સરોવરમાંથી ૩ ધોધ પડે છે ગાન્ત, ગંભીર સરોવરના ગર્ભમાંથી આ પડતા ધોધોમાંથી મીસરની પ્રતિહાસ મશહુર નાઈલ નદીનો જન્મ થયો છે.

આ રીપન ફૉલ્સ–ધોધમાંથી એક સેકન્ડમાં ૧૫૦ ક્યુબીક

મિટર પાણી પડે છે નૈસર્ગિક સૌન્દર્યના દર્શનના અભિલાષીઓએ આ 'રીપન ફૉલ્સ' ની રમ્ય લીલાના દર્શન કરવા જેવા છે



રીપન ફૉલ્સ-જીન્જા

ધોધની બાજુના પથ્થરના ખડકો ઉપર શ્રી રામજીભાઈ દલાલ (ડાબી બાજુએ) તથા શ્રી તુલસીભાઈ પટેલ ક સહકુટુમ્બ કુદરતી લીલાનું અનુપમ દૃશ્ય નિહાળી રહ્યા જોવાય છે

ડુંગરોની તળેટીઓને ચુમ્બન કરતુ રંગબેરંગી તરંગોમા તણાતુ, આસમાનના રંગોનું પ્રતિબિંબ ધરતુ હસતુ કૂદતુ પાણી ધોધના સ્થળ સુધી આવે છે, ત્યાંસુધી તો કંઇ અનેરી દીપ્તિના દીપાવે છે પણ જ્યારે એજ જળપ્રવાહ ધોધ રૂપે ત્રીસ ફૂટની ઊંચાઇએથી પડે છે ત્યારે મોટી ગર્જનાથી નાગરિક કપાવી દે છે જેટલુ દેખાવમા તે દૃશ્ય સુંદર છે તેટલુ ઉપભોગમા તે ભયંકર પણ છે ઊંચેથી પડતા એક સામટા પાણીનો અવાજ કેટલો ભયંકર ને ઉગ્ર હોય તે વાચનાર પોતે જ કલ્પી લે.

અનેક જાતની નાની મોટી માછલીઓ એ પાણીના પ્રબળ વેગમા ઘસડાઇ નાઇલમા પડતા પાછી સરોવરમા આવવાને કૂદાકૂદ

કરી રહે છે તે અને ધોધના મારથી જંગાયલ પાણીના ઊંચે ઉછળતા શ્વેત ફુવારાઓ સાથે તેજ જળ જરા આગળ વધી સરોવરની વિદાય લેતું—જન્મદાયિની જનનીની સોડમાંથી સ્થાનભ્રષ્ટ થતાં જાણે વિયોગના વિલાપ કરી રહ્યું હોયની ? એ જોતાં પ્રેક્ષક હૃદયને કોઇ અવનવા ભાવો ઉપજાવે છે.

આ સ્થળ એટલું મનોરંજક છે કે તેનો તાદશ્ય ચિતાર આપવા કોઇ કુશળ ચિત્રકારની પિંછી અને કવિની કલ્પના જોઇએ. જીન્જાનિવાસી લોકોને ફરવા હરવાનું એક સુંદરમાં સુંદર સ્થળ આ છે.

ચોતરફથી નિરાશાના અંધકારમાં અટવાતાં, ત્રિવિધ તાપથી રીબાતા, કોઇ કોઇ માનવપ્રાણી ક્રોધવશ ઉશ્કેરાયલી હાલતમાં આ દુષ્ટ માયાવી સંસારથી પર થવા પણ આ જળ પ્રવાહમાં સમાવાનો આશ્રય કોઇ વાર લઇ લે છે.



ઑવન ફૉલ્સ—જીન્જા

આ સિવાય અહીંથી ૨ માઇલ ઉપર એક ધોધ પડે છે. તેનું નામ Ovan falls 'ઑવન ફૉલ્સ' કહેવાય છે.

બીજો એક ધોધ જીન્જાથી ૩૦ માઇલને અંતરે કમ્પાલાને રસ્તે પડે છે. તેને 'સાઝીમ્બ્વા ફૉલ્સ' 'Saziwuva falls' કહે છે



સાઝીમ્બ્વા ફૉલ્સ Saziwuva falls

## નાઈલ બ્રીજ Nile Bridge

જીન્જાથી કમ્પાલા જવા માટે ઉપર જણાવ્યું તેમ વિક્ટોરિયા સરોવરમાંથી પડતા ધોધોથી બનેલી, ગૌરવના ગુણાનુવાદ ગાતી વહી

જતી નાઇલ નદીના મુખદ્વાર પર એક પૂલ બાંધવામાં આવ્યો છે આખાય યુગાન્ડામાં આ નાઇલ નદીપરનો પૂલ છેલ્લામાં છેલ્લી ઢબની બાંધણીનો કુશળ એન્જિનીઅરોથી તૈયાર કરાવવામાં આવ્યો કહેવાય છે



જીન્જા નાઇલ રેલ્વે-બ્રીજ
ઉપરથી રેલ્વે પસાર થાય છે ને પૂલની નીચેથી કમ્પાલા તરફ જવાનો ટ્રાફીક વ્યવહાર થાય છે

તા ૧૪ મી જાન્યુઆરી સન ૧૯૩૧ ના રોજ તે ખુલ્લો મૂકવામાં આવ્યો હતો તે પૂલ ઉપરથી કમ્પાલા જવા માટે રેલ્વે પસાર થાય છે અને પૂલની નીચેથી મોટર લોરીઓ ને ટ્રાન્સપોર્ટના અન્ય સાધનો ધમધમાટ ચાલી રહ્યા છે આ પૂલ થયા પછી અહીંથી કમ્પાલા જવા આવવા માટે લોકોને ભારે સુગમતા થઈ છે

## અન્ય સ્થળો

આ સિવાય અહીં ...ના સુંદર મકાનો, શ્રી નાનજી કાળીદાસ મહેતા પબ્લીક ... રિક્રીએશન ગ્રાઉન્ડ,

પેવેલિયન કલબ, ગવર્નમેન્ટ ઑફિસો, હોસ્પીટાલ, વિશ્વકર્મા મંદિર, સ્મશાન ભૂમિ, ઈન્ડિયન સ્કૂલ સિવાય અન્ય રમત ગમ્મતની ગ્રાઉન્ડો, કલબો વગેરે જોવા લાયક સ્થળો છે. યુરોપિયન રેસિડન્સી સરોવર કિનારા નજીક છે.

## મોટા હિંદી વેપારીઓ

૧, **શેઠ નાનજી કાળીદાસ મહેતાઃ** સુપ્રસિદ્ધ સાહસિક પ્રબળ પુરૂષાર્થવાદી આ મહાપુરૂષના નામથી હિન્દી જનતા ભાગ્યે જ અપરિચિત હશે. તેઓશ્રીની લુગાઝીમાં મોટી શુગર ફેકટરી છે. ઘણી મોટી જમીનદારી છે.

'**હોઇમા કોટન કું.**' ના નામે કોટન બીઝનેસ કરે છે, મોટા જીનર્સ છે. ઘણી સ્થાવર મીલકતો ધરાવે છેઃ

૨, **મેસર્સ વિઠ્ઠલદાસ હરિદાસ કું.** આ ફર્મના મુખ્ય સંચાલક શ્રીમાન ભાઇ મૂળજીભાઇ પ્રભુદાસ છે. સુદાનની સરહદથી તે બેલ્જીયમ-કોન્ગોની બાઉન્ડરી સુધી, તેમજ કેનીઆ અને ટાન્ગાનિકામાં પણ આ ફર્મની સ્થાવર મીલકતો, જીનેરીઓ વગેરે આવેલી છે. મોટા જીનર્સ તરીકે આ ફર્મનો નંબર પહેલો છે. કકીરામાં શુગર ફેકટરી છે. મોટી જમીનદારી છે. ઘણાં એસ્ટેટો ધરાવે છે.

આ બે સાહસિક લોહાણા વીરોની ફર્મોથી સારા ય યુગાન્ડા-તેમાં ય ખાસ કરીને ઇસ્ટર્ન પ્રોવિન્સ-લોહાણા વેપારી સંસ્થાન બન્યું છે.

યુગાન્ડાની આ બે સાહસિક હિન્દી ફર્મો ઈસ્ટ આફ્રિકાની હિન્દી જનતાની શોભા છે. માતૃભૂમિનુ ગૌરવ છે. સેંકડો માનવ-પ્રાણીઓ એના આશ્રયે પોષાઇ રહ્યાં છે.

૩, **જીન્જા કોટન બાઇંગ કુંઃ** શ્રીમાન ભાઇ ચુનીલાલ હીરજી કોટેચા. જીનર્સ, કોટન મરચટસ.

૪, **શ્રી. દામોદર ઝીણાભાઈ.** જીનર્સ, કોટન મરચંટસ.

૫, મેસર્સ સી. પારેખની કું. જીનર્સ, કોટન મરચંટસ
૬, ,, નારણદાસ રાજારામ કું જીનર્સ, કોટન મરચંટસ
૭, ,, ભગવાનજી સુંદરજી કું. જીનર્સ અને મરચન્ટસ
વગેરે, વગેરે.

## કાપડ ઈ. ના વેપારીઓ

૧ શ્રી રામજીભાઇ વીરજી એન્ડ બ્રધર્સ, ૨ પીતાબર મોતીભાઇ, તેમજ એકાદ પટેલબધુ છે

પહેલાની મદદથી અનેક હિંદીઓ આજે ઈસ્ટર્ન પ્રોવિન્સમા દુકાનદારો બની ગયા છે સરોકીમા એની બ્રેન્ચ છે મોમ્બાસામા જનરલ બીઝનેસ છે

## રૂના દલાલો

કોટન બીઝનેસનું આ મોટુ સેન્ટર હોવાથી કોટનના દલાલોની પણ માતબર ફ્રમો અહીં છે કોટન દલાલોમા પાયોનીયર તરીકે શ્રીયુત ગમજી લધાભાઈ દલાલ છે તે સિનાય કે વિઠ્ઠલદાસ કુ અને વકીલ એન્ડ શાહ કુ વગેરે મુખ્ય ફ્રર્મો છે

અહીંના મુખ્ય કોટન દલાલો બહુધા પોતાની ઑફિસમા બબ્બે ટેલીફોનો રાખે છે મોસમના વખતમા બબ્બે ટેલીફોનો રાખવા છતાં કહે છે કે ભાગ્યેજ તેઓને 'રિસીવર' નીચે મૂકવાનો અવકાસ મળે છે

અહીં ટેલીફોનના 'કોલ' ઉપર ચાર્જ ન્ગવામા આવે છે એટલે પ્રત્યેક કોટન દલાલને વરસ દહાડે ટેલીફોન કુ ને સેંકડો શિલિંગો આપવી પડે છે રાતના ૮ વાગતા પછી બહાર ગામ માટે અરધો ચાર્જ રાખવામા આવે છે ટેલીફોન કંપનીને આ પ્રદેશમા સારામા સારી કમાઇ થાય છે

એ રૂના દલાલોની ઑફિસો મારા જેવા અજાણ્યા પ્રવાસીને અનેક ભદ્ર પુરૂષોની મુલાકાત કરવાનું સાધન પણ બને છે

## મારૂં નિવાસસ્થાન

'જીન્જામાં મારૂં નિવાસસ્થાન શ્રીમાન ભાઇ મૂળજીભાઇ પ્રભુદાસ વેકુલદાસ (હુન્નિગ્નમ કું.)ને ત્યાં જ હતું. પોતાના ભવ્ય ાનમાંનો એક મોટો અલાયદો રૂમ જરૂર પૂરતાં ફરનીચર સાથનો પોશ્રીએ અગાઉથી જ મારા માટે તૈયાર રખાવ્યો હતો. એટલુ જ ડે પણ ઇસ્ટ આફ્રિકાના મારા પર્યટનને સફળ બનાવવા માટે પોશ્રીએ શકય તેટલી સર્વે મગવડ કરી આપવા ઉપરાંત સગાભાઇ તાં પણ અધિક સ્નેહ ઝરણ વહાવી, મને આનંદ આપવા, કોઇ રે મને જરા ય અગવડ ન થાય તે માટે કાળજી રાખવા ને મારી સ્વસ્થ પ્રકૃતિમાં મારા માટે ડૉક્ટરી ઉપચારો કરાવવામા ને ટર્ન પ્રોવિન્સના પ્રવાસ માટે પ્રોત્સાહન આપી એક સ્નેહી–મિત્ર બંધુ તરીકે પોતાની ફરજો બજાવી છે, તે કદી પણ આ જીવનમાં પરાય તેમ નથી.

દિનગત અનેકવિધ પ્રવૃતિમાન હોવા છતાં શ્રીયુત ળજીભાઇને જ્યારે જુઓ ત્યારે એમનુ વદન પ્રફુલ્લ! એક બાળક થે પણ સ્નેહથી વાત કરી સતોષતો એ શાન્ત અને નિરાભિમાની ફુએર યુવક 'યુગાન્ડાની હિન્દી પ્રજાનુ અણુમોલુ ધન' છે. મ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. મારા પ્રવાસી નનમા અનેક નરનારીઓના થયેલા પરિચયમા આવો મધુરભાષી, ારે જુઓ ત્યારે વદનપર હાસ્ય તરવરતુ હોય તેટલો જ વ્યાપાર ાીણુ All round ગ્રુણવંશી યુવાન મે આના જેવો બીજો જોયો નથી.

યુગાન્ડાના ઇસ્ટર્ન પ્રોવિન્સમાં પર્યટન કરતા મારૂ મુખ્ય સેન્ટર અહીં જીન્જા રાખ્યુ હતુ.

## માંદગીને બિછાને

સાઉથ આફ્રિકામાંથી પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકામાં આવતાં જ ાપાણી બદલાની અસર મારા શરીરપર થવા લાગી હતી. સ્ટીમર

આગતુકને તેમજ કાયમના વસવાટ કરનારાઓને પણ મેલેરિયા તાવ આવવો એ તો સામાન્ય વાત ગણાય છે. તેમા બેદરકારી રાખવાથી યોગ્ય સારવારના અભાવે બ્લેક વૉટર ફિવર થઇ જાય છે. સફારીમાં પણ કવીનાઇનની બાટલી તો દરેકને સાથે રાખવી પડે છે

## સ્મશાન ભૂમિ

**તા.** ૧૯–૫–૩૨ના ;, શેઠ **લીલા**ધરભાઇ **સુંદરજી** તથા ભાઈ કરશનદાસ રાયચુરા જૂના રેલ્વે સ્ટેશન નજીક આવેલ **સ્મશાન** ભૂમિ જોવા ગયા

રેલ્વેના જૂના સ્ટેશન નજીક આ **સ્મશાન**ભૂમિ છે જમીન ૨૦૦ ફૂટ લાબી પહોળી છે ફરતો ચોતરફ કમ્પાઉન્ડ, છાપરૂ તેમજ લાયબ્રેરી હોલ બધાવ્યો છે. આમા વગેરેના વૃક્ષો રોપવામા આવ્યા છે. આ તૈયાર કરાવવામા લગભગ શિલિંગ ૧૫ થી ૧૭ હજારનુ ખર્ચ કરવામા આવ્યુ છે આ બન્ને પ્રજાસેવકોની જહેમત, સમય અને કાળજીનું એ સ્મરણ છે એક વખત જે દિશાએ ભાગ્યેજ કોઇ આડે દહાડે ફરવા જતુ એ આ થયા પછી ફરવા હરવાનુ પણ સ્થળ બનતુ જાય છે.

, શ્રીમાન શેઠ **લીલા**ધરભાઇ તથા ભાઇ રાયચુરાએ આ બધું મને બતાવ્યા પછી અમે ખુલ્લા મેદાનમા ગાલીચા જેવી લીલી ધ્રો ઉપર બેસી એ સ્મશાન ભૂમિનો પૂર્વ ઇતિહાસ જાણ્યો. પછી ત્યાથી નીકળી અમે નાઈલ બ્રીજ તરફ ફરતા ફરતા ગામ તરફ આવતા હતા ।।। માઇલ દૂર ગામ રહ્યુ ત્યા મોટરકાર અટકી પડી અધકાર સામ્રાજ્ય જમાવતુ જતુ હતુ. એક ભાઇ ગામમા મોટર ચાલુ કરવાને જોઇતા સાધન લેવા ગયા અમે પગે ચાલીને જવા વિચાર કરીએ છીએ ત્યા ન્યાઝા ગેરેઝવાળા મિ. દામજી અને તેમના કેળવાયલાં પત્ની ( મિ દામજીભાઇએ પારસી કોમની બાળા સાથે વર્ણાન્તર લગ્ન કર્યું છે ) ફરીને ઘર તરફ મોટરકારમા જતા હતા તેમણે અમારી રીસાઇ ગયેલી મોટરકાર જોઇ અને અમને પોતાની કારમાં અમારે સ્થાને મૂકી ગયા

## શ્રી. રામજી લધાભાઇ સાથે

અહીંના કાટન દલાલોમા પાયોનીયર ગણાતા શ્રીમાન ભાઇ રામજી લધાભાઇનો ટેલીફોન મળતા હુ એમની ઑફિસે ગયો રહેવા માટે એ ભાઇએ છેલ્લામા છેલ્લી પશ્ચિમની સીસ્ટમે મકાન બધાવ્યુ છે



સૌ બ્હેન રંભાબાઇ રામજી દલાલ
યુગાન્ડામા ઘુમટાની બલાને દૂર કરનાર પહેલા સુધારક બ્હેન

સામાન્ય હિંદી વ્યક્તિઓમા જે બહુ અંશે જોવામા નથી આવતો,

એવો નિયમિતતાનો અદ્ભુત ગુણ મેં એમનામાં જોયો. શ્રી. રામજીભાઇ પોતે સુધારક છે. એમનાં પત્નીશ્રી રંભાબ્હેન પણ સુશીલ, વિવેકી તેમજ પતિના વિચારને અનુસરનારાં આદર્શ ગૃહિણી છે. લોહાણા જેવી રૂઢીચુસ્ત જ્ઞાતિ અને તેમાંય સ્ત્રીઓની અમાપ અજ્ઞાનતા વચ્ચે લોકસમૂહની ટીકા નિંદાની જરા પણ પરવા કર્યા વગર ઘુંઘટાની બલાને દૂર કરનાર યુગાન્ડામાં એ બ્હેન પહેલાં જ જોયાં. આથી મને આ સુધારક દંપતિ માટે માન ઉત્પન્ન થયું. તેઓની રહેવાની ઢબછબ, ઘરની સ્વચ્છતા, કળામય ચિત્રો, બાથરૂમ, કીચન, પરશાળ, ઑફિસ આદિની ગોઠવણુ જોયા પછી કોઈ ગૌરાંગ લૉર્ડને પણ કબુલ કરવું પડે કે ઇંન્ડિયન આપણાથી રહેણી કરણીમાં સર્વ રીતે શ્રેષ્ઠ ન હોય તો ઉતરતા તો નથી જ.

આ કુટુમ્બ જેમ પશ્ચિમી પદ્ધતિ પ્રમાણે રહે છે; તે જ પ્રમાણે શ્રીમાન રામજીભાઈએ પોતાના દલાલીના બીઝનેસમા પણ તેટલી જ પ્રતિષ્ઠા મેળવી છે. તેઓનો સ્વભાવ આનંદી, માયાળુ ને મળતાવડો; સમયની કિંમત તેઓશ્રી બરાબર સમજે. યુગાન્ડામા કૉટનની નાનાથી કરીને મોટામાં મોટી દેશી પરદેશી વેપારી ફર્મોમાં દલાલ તરીકે રામજીભાઇએ એક ક્ષત્રિયવીરને છાજે તેવો વિશ્વાસ મેળવ્યો છે. એમના આદરાતિથ્યે જાણે જૂના મિત્રો લાંબે વખતે મળ્યા હોઇએ એવું લાગ્યુ. સાંજના ૪ વાગ્યે હું, રામજીભાઈ તથા સી. પારેખવાળા શેઠ મણીભાઇ, ત્રણે જણ સુપ્રસિદ્ધ વિક્ટોરિયા લેક-પિકનિક રોડપરથી કુદરતની રમણિય કૃતિ-'રીપન ફૉલ્સ' તરફ ફરવા ગયા.

વિક્ટોરિયા ન્યાંઝામાં 'ક્રીઓકો' નામક બહુ મોટાં જળચર પ્રાણીઓ રહે છે. તે 'ક્રીઓકો'ની પીઠની ચામડીની લાકડીઓ બનાવાય છે. વિક્ટોરિયા સરોવરની તે શોભા છે. ક્રીઓકોને મારવાની ગવર્નમેન્ટે મનાઇ કરી છે. ખાસ કોઇ બહારનો પ્રવાસી ક્રીઓકોને મારવાની ઇચ્છા રાખે તો તેને લાઇસન્સ મેળવવું પડે છે. આ 'ક્રીઓકા' ને ગુજરાતીઓ જળઘોડા કહે છે. મોટા પાડા કરતાં

પણ વધુ મોટા હોય છે. સાંજના વખતે તેઓ સરોવર કિનારે બહાર જમીનપર ઘાસ વગેરે ખાવા નીકળે છે, ત્યારે ભાગ્યેજ કોઇ માનવ પ્રાણી ત્યાં જવાની હિમ્મત કરી શકે.

શ્રીમાન રામજીભાઇની ઇચ્છા મને 'હીપ્પો' બતાવવાની હતી. અમે પિકાક રોડપર નીચે સરોવર તરફ ઉભા રહ્યા. સરોવરમાં રહેનાર હરતા ફરતા હીપોપોના ટોળા ને ટોળા કોઇવાર માથાનો ભાગ તો કોઇવાર પેટનો ભાગ ઉંચો કરી પાછા પાણીમાં સમાઇ જતા જોયા. ખુબ મઝા આવી. કુદરતની અગાધ શક્તિ આગળ માનવપ્રાણી કેટલું તુચ્છ છે તેના વિચાર આવ્યા પછી રેલ્વે બ્રીજ તરફ થઇને શ્રીમાન શેઠ મણીભાઇનો બંગલો યુરોપીયન રેસિડન્સીમાં છે તે રસ્તામાં આવતા શેઠ મણીભાઇ અમને પોતાને ત્યાં લઈ ગયા. ત્યાં થોડી વાર બેઠા પછી હું ને રામજીભાઇ ઘેર આવ્યા.

બીજે દિવસે અમે સાંજના રિક્રીએશન ગ્રાઉન્ડ તથા કલબ તરફ ગયા. ના. કા. લાયબ્રેરી જોઇ. ત્યાં કેટલાક પટેલ બંધુઓ વગેરેનો પણ પરિચય થયો.

## સાહસિક સારસ્વત ગોર

તા. ૨૦–૫–૩૨ ની રાતના હું શેઠ લીલાધરભાઇને ત્યાંથી હુક્કો પીઇને પાછો આવું છું, ત્યાં તો શ્રી મૂળજીભાઇ કટીરા ગયેલા તે પાછા આવી ગયા હતા. મારી તબીયતના ખબર પૂછી સ્વ. શેઠ વિઠ્ઠલદાસભાઇના ગોર મહારાજે જોશી લાલજીભાઇ તથા છગન જોશીને બોલાવ્યા. લાલજી ગોરના શીરપર તાજા એકની જગન્નાથીની પાઘડી કોઇ કદાવર પંજાબી સમ લાગતી હતી. સદરહુ ગોર મહારાજેનું બંભાગીઆથી પોતાના યજમાનના આશ્રયે આ ભૂમિમાં આગમન થયુ હતુ.

મોમ્બાસામાં ઈમીગ્રેશન ઓફિસરે ડીપોઝીટના અભાવે ન ઉતરવા દીધા એટલે ગયા જગન્નાથ ! ત્યાંથી યજમાનો દ્વારા પ્રયાસ

ફરી ગયા ધારમલામ. ત્યાંથી ટબોરા ને મ્વાન્ઝા પહોંચી વિક્ટોરિયા સરોવરમાં સ્ટીમર રસ્તે ઉતર્યા બુકોબા પાસે ને પ્રવેશ્યા યુગાન્ડાની હદમાં! ત્યાંથી મસાકા, કમ્પાલા થઇ જીન્જા પહોંચવાનું સાહસ સારસ્વત જોશીઓ જ કરી શકે! અને ઇસ્ટર્ન પ્રોવિન્સમાં ફરીને પાછા અહીં આવ્યા હતા. ભાઇ મૂળજીભાઇએ મારા તરફ આંગળી ચીંધી ગોરમહારાજને પૂછ્યુ કે. 'આમને ઓળખો છો ?'

'હા. માબાપ, નામ સાંભળ્યુ છે ને અમારૂ ખૂબ વાટ્યુ છે.' લાલજી ગોર હસતા હસતા બોલ્યા

પછી લાલજી ગોર ને મારા વચ્ચે કેટલીક અગત્યની વાતો થઇ. એ ઈસ્ટર્ન પ્રોવિન્સમાં ફરીને આવતા હતા તેથી હુ તે તરફની કેટલીક બાબતો જાણવા માગતો હતો, સારસ્વત ગોર લડાવવામાં બાકી શાના રાખે? એમની મીઠડી કચ્છી કર્ણપ્રિય વાણીમાં એમણે તો તે બાજુના સમગ્ર હિન્દીજીવનનો મને ખ્યાલ આપી દીધો. વળી જ્યાં રસ તૂટે ત્યાં શ્રી. મૂળજીભાઇની પ્રશ્નાવળી કમાલ કરતી. પાછળથી મને એ જાણવામાં આવી ગયુ કે શ્રીમાન ભાઇ મૂળજી ભાઇએ મારી અસ્વસ્થ પ્રકૃતિમા કંઇક મઝાક ભર્યું વાતાવરણ ઉત્પન્ન કરવા આ ગોર મહારાજની અત્યારેને અત્યારે મુલાકાત કરાવવાનો પ્રસંગ યોજ્યો હતો. ત્યારપછી તો શ્રી. લાલજી જોશી મારા પ્રવાસમાં મને કસુલી ને છેવટ કિસુમુમાં પણ મળ્યા હતા. તેમની રસિક ટુચકાઓ સાથેની ચોખ્ખી ને ચટ વાતો સૌને સાંભળવી ગમે.

## શ્રી. ચુનીલાલભાઇનુ નિમંત્રણ

જીન્જામાં આવતા જ જીર્ણ જ્વર વગેરે શારિરિક વ્યાધીઓમાં ઝડપાયો તેથી કેટલાક દહાડા સુધી તો લખવા, વાચવાનુ કે બહાર દૂર જવા આવવાનું ભાગ્યે જ થતુ મારા સ્નેહી ભાઇશ્રી ચુનીલાલ હીરજી કોટેચા બહાર સફારીમા ગયા હતા ત્યાથી પાછા આવતાં તેમને મારા આગમન વિષેની જાણ થઇ કે તુરત જ ભાઇ દેવજી

કેશવજીને મોટરકાર લઇ મને લેવાને મોકલ્યા (તા ૨૮–૫–૩૨) મને જોતા જ એ મૂ નન ડી શરીરમા રહેલા પ્રસન્ન આત્માનો આનંદ હું પરખી શક્યો. ખબર અંતર પૂછી આવતી કાલે સાથે જમવાનુ નિમંત્રણ આપી ભાઈ મૂળજીભાઇને ટેલીફોનથી ખબર આપી અનુમતિ લઇ લીધી.



સ્વ. ભાઈ ચુનીલાલ હીરજી કોટેચા

શ્રી ચુનીલાલભાઇની પહેલી મુલાકાત મને પોરબંદર મુકામે સન ૧૯૨૭મા થયેલી જન્મભૂમિ પ્રત્યેનુ એમના હૃદયમા રહેલુ

ગૌરવ પ્રથમ મુલાકાતે જ હું પ્રિછી શકયો હતો. લગભગ એક રાત ને દિવસ અમે એમના ઠક્કર પ્લોટવાળા મકાનમાં સાથે રહ્યા હતા. એમનામાં ભાઇને શોભે તેવી ટેક ને ક્ષત્રિયને છાજતી વટે, મારા હૃદયમાં ઊંડી અમર કરી. તે પછી સેવાસમિતિ પુસ્તકાલયનુ સુંદર પ્રકાશન 'ધીખતો જ્વાળામુખી' એમને અર્પણ કરાયુ. તેની કદર પણ એ ભાઇએ ઉદારપણે કરી હતી.

અમે સાથે જમ્યા. અરસપરસનાં હૃદય ઠાલવ્યા. એકજ ભૂમિમાં જન્મેલા—અતિથિ તરીકે નિમંત્રેલા બધુનો સ્નેહપૂર્વક યથોચિત સત્કાર કર્યો. કેટલીક ઝીણવટ ભરી માહિનીઓ એ ભાઇએ પૂરી પાડી. મારી સાથેની વાતચિતોમાં ક્ષણે ક્ષણે જન્મભૂમિ અને રઘુવશી તરીકેનુ જ્ઞાતિય ગૌરવ એમનામા ટપકતુ જોવાતુ. *

## સ્વાગત્ સભા

મારા અહીં આવ્યા પછી પાચમે દહાડે શ્રી જીન્જા લોહાણા મહાજનશ્રીની સભા તા. ૨૨-૫-૩૨ ના રોજ રાતના ૮।। વાગતે મહાજન વાડીમાં બોલાવવામાં આવી હતી જેમા થયેલા કામકાજના પ્રગટ થયેલા અહેવાલનો સારાંશ નીચે પ્રમાણે.

'પ્રારંભમા શ્રીમાન મૂળજીભાઇ પ્રભુદાસ ભાઇ ડોસાણીનો જ્ઞાતિજનોને પરિચય આપતા જણાવ્યુ હતુ કે હુ નથી ધારતો કે આપણી જ્ઞાતિમાં ભાઇ ડોસાણીની ઓળખાણ કરાવવાની જરૂર હોય. હુ તો એમને વરસો થયા ઓળખુ છુ. પત્રકાર થવાના એમના મનોરથ સોળ વર્ષ પહેલાં તેઓશ્રીએ મને જણાવ્યા હતા દૃઢ નિશ્ચયથી સંકલ્પ સિદ્ધ કરી શકાય છે એનુ ઉદાહરણ આપણા મ્હેમાન ભાઇ ડોસાણી નજરે

* ઘણાજ દુ:ખની વાત છે ભાઇ પ્રાન્તનો આ રઘુવશી-પુરુષાર્થી ભાઈ ચુનીલાલભાઇ હીરજી ગયા જૂન માસમાં (૧૯૩૪) જીન્જા મુકામે જ આ માયાવી જગત્ છોડી પ્રભુના પરમ ધામમાં સિધાર્યા છે. પરમાત્મા સદ્ગતના આત્માને શાશ્વત શાન્તિ સમર્પો!

સમીપ છે પત્રકાર તરીકે એમના સ્વતંત્ર વિચારોથી ઘણીવાર એમને બહુ સહન કરવું પડયુ છે. એમને આવકાર આપતા આપણે આજે આનંદ થાય છે ત્યારપછી અત્રેના કોટન દલાલ શ્રી. વિઠ્ઠલદાસ ભાઇએ જગતમા પત્રકાર અને પત્રકારિત્વ માનવ પ્રગતિમા કેટલુ અગત્યનુ સ્થાન ધરાવે છે તેપર સુંદર પ્રવચન કરતા ભાઇ ઉમાણીએ લોહાણા જાતિની બજાવેલી સેવાની પ્રશસા કરી હતી વળતા જવાબમા ભાઇ ઉસાણીએ મહાજનશ્રીએ કરેલા સત્કાર માટે આભાર માની કેટલુંક મનનીય વિવેચન કર્યા પછી રાતના ૧૧ વાગતે સભા વિસર્જન થઈ હતી.'

## સિનેમામાં

તા. ૨૮-૫-૩૨ ની રાત્રે શ્રીમાન લીલાધરભાઇ તથા ભાઇ શામસુરાના આગ્રહથી અહીં સિનેમામાં મિ દવેની બનાવેલી 'બેધડીમોજ' ફીલમ ચાલતી હતી. તે જોવાને એવડી દીન બહેલાવવાના ઇરાદે ગયા હિંદમા ખૂબ ઉપયોગ થઇ ગયા પછી જૂની રદી ફીલમો આ તરફ આવે છે મુબઇમાં ને સાઉથ આફ્રિકામાં મેં ઘણા હિન્દી અંગ્રેજી પીક્ચરો જોયેલા તેની સરખામણીમા આ ફીલમ જોતા મને કટાળો ઉપજ્યો ઇન્ડિયન સિનેમા ઉદ્યોગ હજી કેટલો કગાળ છે તે જણાયુ

## કકીરા શુગર વર્કસ

**આ** પ્રદેશમાં લોહાણા-ક્ષત્રિયોની માલિકીના બે ખાંડના કારખાના છે તેને અંગે શેરડીના મોટાં એસ્ટેટો છે. તેમાનુ પ્રથમ હું ઉપરોક્ત ખાંડનું કારખાનું જોવા તા. ૧૯ મી જુલાઈના ગયો હતો.

બે વર્ષ જેટલા ટુંક સમયથી શરૂ થયેલી આ હિંદી સાહસની રચના ને વ્યવસ્થા જોઇ હું હેરત પામી ગયો. યુગાન્ડાની જાણીતી ફર્મ-મેસર્સ વિઠ્ઠલદાસ હરિદાસ કું લી ના ભાગીદારોની અથાગ

જાતમહેનત, બહોળો અનુભવ અને કરકસરભરી ઉત્તમોત્તમ વ્યવસ્થાની જાણે આ ફેક્ટરી અને શેરડીના શામ્બાઓ સાક્ષી આપતા હોયની !

લગભગ ૧૨ ચોરસ માઇલના વિસ્તારવાળા શેરડીના આ એસ્ટેટની વચમાં શુગર ફેક્ટરીની ચીમની દૂરથી દેખાય છે. રાત્રિના વખતે ઇલેક્ટ્રીક લાઇટોથી જાણે સમુદ્રમાં Full lightsથી યુરોપનો P. O. નો મેલ ખડો હોય એવું મનોહર દ્રશ્ય છેટેથી જોનારને દેખાય છે.

## ઉદ્દઘાટન ક્રિયા

સન ૧૯૩૦ ના ઓક્ટોબર તા. ૨૨ મીએ-દીપોત્સવીના દિવસે આ ફેક્ટરીની ઉદ્દઘાટન ક્રિયા યુગાન્ડાના એકટિંગ ગવર્નર મિ. ચી. ડબ્લ્યુ પેરીમેનના હસ્તે કરવામાં આવી હતી. આ યાદગાર પ્રસંગે જીન્જા, કમ્પાલાદિ યુગાન્ડાના સર્વ સ્થળેથી યુરોપિયન, ઇન્ડિયન અને નેટીવ-વેપારીઓ, ઑફિસરો, ઓળખીતાઓ ઇષ્ટ મિત્રો વિ. ને નિમંત્રવામાં આવ્યા હતા.

પ્રસંગને દેદીપ્યમાન બનાવવા ફેક્ટરી નજીક એક ભવ્ય સમિયાનો ઉભો કરવામાં આવ્યો હતો.

જીન્જાથી લગભગ ૮॥ માઇલ દૂર કકીરા શુગર વર્કસની ઉદ્દઘાટન ક્રિયા કરવા હીઝ એક્સેલેન્સી એકટિંગ ગવર્નર, પોતાના એ. ડી. સી. સાથે સમયસર આવી પહોંચતાં એમને બોય સ્કાઉટના ગ્રુપ તરફથી બેન્ડના સુંદર સરોદમા આવકાર આપ્યો હતો. કંપનીના મેનેજીંગ ડાયરેક્ટર શ્રીમાન મૂળજીભાઇ પ્રભુદાસે આવકાર આપનારૂં ટુંક ભાષણ કર્યા પછી આ ફર્મના સેક્રેટરી મિ. તુલસીદાસે આ સાહસ કેવી રીતે હસ્તિમાં આવ્યું; એ સાથે ફર્મનો ટુંક ઇતિહાસ કહી બતાવ્યા પછી કેટલીક જરૂરી સુચનાઓ પણ કરી હતી. વળતો નામદાર ગવર્નર સાહેબે યોગ્ય શબ્દોમાં જવાબ આપી કંપનીના આ સાહસની ફતેહ ઇચ્છી હતી ત્યારપછી ફેક્ટરી ખુલ્લી મૂકી હતી. પછી ફેક્ટરી, એસ્ટેટ રેલ્વે, પમ્પીંગ સ્ટેશન વગેરે જોઇ મ્હેમાનો સ્વસ્થાને પાછા ફર્યા હતા.

આ સમારંભને નજરે નિહાળનાર એક ભાઇ કહેતા હતા કે આ આખા સમારંભની યોજના તેને અંગેની સુવ્યવસ્થિત કાર્યવાહીમાં,

નામાન શેઠ મૂળજીભાઈ પ્રભુદાન
નિષ્ટ । રૈન્પ ની કુમીરા ગા ર ન્મ



(મિ મેનન ૧૪ • ા રે તરફ પ્રવાસે ટી પાર્ટી (૧ ૩૪) ૮મા શ્રી મૂળજીભાઈ પ્રભુદાસ જમણી બાજુ પહેલા બેઠેલા જોવાય છે તેની બાજુમા મિ મેનન તથા શ્રી વિઠ્ઠલદાસ ઓઝર તથા બીજા વપારીઓ બેઠેલા જણાય છે.)

તેમજ મહેમાનોને સત્કારવા વગેરે દરેક કાર્યોમાં અને દરેક જગ્યાએ ત્યાં જોઇએ તો કંપનીના મેનેજીંગ ડાયરેક્ટર શ્રીમાન શેઠ મૂળજીભાઇ પ્રભુદાસનું વ્યક્તિત્વ અજબરીતે ઝળકી ઊઠતું જોવાતું હતું

# એસ્ટેટ મેનેજમેન્ટ

વ્યવસ્થાની સગવડતાને ખાતર આ એસ્ટેટના ચાર વિભાગ પાડેલા છે ૧, કરોન્ગો ૨ ચીકો ૩, મગાઇ ૪ કકીરા



કકીરા શુગર ફેકટરી

પ્રત્યેક એસ્ટેટમા એક હિન્દી મેનેજર એસ્ટેટ પ્લેન્ટેશનમા કામ કરનાર નેગ્રીવ કુલીઓની સંખ્યા લગભગ ૨૦૦૦ જેટલી રહે છે કુલીઓને વેસ્ટ નાઇલ, ટેસો, એચોલી બુગીશુ વગેરે યુગાન્ડાના જુદા જુદા જીલ્લાઓમાથી રિક્રૂટ કરવામા આવે છે આ નેગ્રીવાને રહેવાને માટે ૧૪ સેગ્રીગેશન કેમ્પો ઉભા કરવામા આવ્યા છે તેઓની તબીયત સભાળ માટે નેગ્રીવ dresser રાખવામા આવ્યા છે આ નેગ્રીવાની જુદી જુદી જાતોને એક સાથે રાખવાથી તેઓમા લડાઇઓ થાય છે ૨૫ થી ૨૮ નેગ્રીવાના જથ્થાનો એક ટૂપ, તેના ઉપર એક નેગ્રીવ હેડમેન હોય તેને 'નેપાઆ' કહે છે એક ટૂપ વચ્ચે એક એની જાતનો રસોઇઓ એમ ૧૦–૧૨ ટૂપના એક મોટા કેમ્પ ઉપર એક

-હિંદી ઇન્સ્પેક્ટર અને એસ્ટેટના સર્વ હિન્દી ઇન્સ્પેક્ટરો ઉપર એક બાહોશ ઇન્ડિયન સુપરવાઇઝર ને તે સર્વના જનરલ મેનેજર તરીકે તેમજ ફેક્ટરીના જનરલ મેનેજર તરીકે એક જ વ્યક્તિ! શ્રીયુત દયાળજી મકનજી તે ફર્મના એક ભાગીદાર છે ફેક્ટરી અને એસ્ટેટ પ્લેન્ટેશન સર્વમા જ્યા જોઇએ ત્યા એનો આત્મા પ્રકાશતો જણાય ૩ યુરોપીયન, ૨ મોરિસિયસ, ૫૦ હિંદી, ૫૦ નેપાળી ઉપરાન્ત ૧૫૦૦થી ૨૦૦૦ કુલીઓ એ સર્વનો ગવર્નર ભાઇ દયાળજી' નેગ્રીનો એને એરપ્પાહ માને હિંદી સ્ટાફ એમને શુભેચ્છક ગણે શુ એસ્ટેટમા, શુ ફેક્ટરીમા કે શુ અન્યત્ર, જ્યા જુઓ ત્યા કામ કરનારાઓને એ જ ચિંતન રહે કે હમણા દયાળજીભાઇ આવશે. બધુ તંત્ર એમની સુચનાનુસાર ચાલે ગુજરાતી પાચ ચોપડી ભણેલ પણ અનુભવની એરણે ઘડાઇને તે મોટા મિકેનીકલ ઇન્જિનીઅર જેટલુ જ્ઞાન ધરાવે છે એ સર્વના સુપરવાઇઝર શ્રી મૂળજીભાઇ પ્રભુદાસ

## એસ્ટેટ રેલ્વે

જુદા જુદા એસ્ટેટોમાથી શેરડીનો જથ્થો ફેક્ટરીએ લઇ આવવા માટે લગભગ ૧૬ ચોરસ માઇલના વિસ્તારમા રેલ્વે નાખવામા આવી છે એ લક્ષ્મીદાસ-એન્ડ્રુનો છે

## પમ્પીંગ સ્ટેશન

ફેક્ટરીમા પાણી લાવવા માટે ૨॥ માઇલ દૂર મીઠા સરોવર—વિક્ટોરિયા ન્યાન્ઝાના કિનારા ઉપર એક પમ્પીંગ સ્ટેશન ઉભુ કરેલુ છે. જે કલાકમા ૩૪૦૦૦ ગેલન પાણી પૂરૂ પાડવાની શક્તિ ધરાવે છે. ૮ ઇંચનો પાઇપ નાખેલો છે બે ટેન્કો બાધવામા આવ્યા છે જેમા ૭૨૫૦૦૦ ગેલન પાણીનો જથ્થો સમાઇ શકે છે

ફેક્ટરી દરરોજ ૨૪ કલાક ચાલુ રહે તો ૧૫ ટન ખાંડ બનાવી શકે તેટલી કેપેસિટી છે પરંતુ હાલ દરરોજ ૧૦ ટન ખાંડ તૈયાર કરવામા આવે છે

પ્રોસેસઃ પ્રથમ ફેક્ટરીના દ્વારપર આવેલ ક્રશિંગમાં એક નેટીવ ઓય શેરડી ધકેલે છે. તે ક્રશર પછી એની મેળે બીજા ક્રશિંગ મશીનમાં જઇ બીલકુલ બારીક ભૂકો થાય છે. પછી ઑટોમેટિકલી પ્રેસીંગ મશીનમા જાય છે ત્યાં રસ થાય છે. તે રસ પાઇપદ્વારા રિફાઇનિંગ મશીનમાં જાય છે. ગંધક ને ચુનાથી તેને સાફ કરવામાં આવે છે. એમ એક પછી એક એમ જુદા જુદા પ્રોસેસ થતાં ૩૬ કલાકે સુંદર સફેદ ખાંડ તૈયાર થાય છે.

ફેક્ટરી સામે જ ઑફિસ છે. ત્યાં લેબર ડીપાર્ટમેન્ટ, નર્સરી ડીપાર્ટમેન્ટ, સ્ટોર ડીપાર્ટમેન્ટ, એમ બધો સમાવેશ થાય છે

ગતની વખતે ભાઇ દયાળજીભાઇ સાથે કેટલીક જાણવા જોગ વાતચિતો કરી. એટલામાં ગોઠવેલા પ્રોગ્રામ મુજબ જીન્જાથી કાર પણ મને લેવા આવી પહોંચી આમ શુગર વર્કસ ને સેટલમેન્ટને અંગે બન્યું તેટલુ જાણ્યુ

આ જોયા પછી શ્રીમાન શેઠ નાનજીભાઇ કાળીદાસ મહેતાની આથી વધુ મોટા પાયાપર ખાંડની ફેક્ટરી લુગાઝીમાં હોઇને તે પણ જોઇ આવવાનો વિચાર કર્યો

## લુગાઝી તરફ

તા. ૨૦-૭-૩૨: ટેલીફોનથી નક્કી કર્યા મુજબ ૪ વાગતે મોટરકાર મને જીન્જા લેવા આવી. એમા હું લુગાઝી જવા નીકળ્યો. જીન્જાથી ૮ાા માઇલ દૂર શ્રીમાન શેઠ નાનજીભાઇનું કોફી બનાવવાનું કારખાનુ અને શામ્બો છે. તે ટોમ્બા એસ્ટેટના નામે ઓળખાય છે. શ્રીમાન શેઠ નાનજીભાઇ સ્વદેશ ગયા હતા પણ લુગાઝી એસ્ટેટ તથા ફેક્ટરીના જનરલ મેનેજર ભાઇ જમનાદાસ ઠક્કર મારા આગમનની રાહ જોતા ત્યા બેઠા હતા. અમારી મોટરકાર આ ટોમ્બા એસ્ટેટે પહોંચી. ત્યા ચાહપાણી લઇ અમે લુગાઝી જવા નીકળ્યા. સાંજ પડી ગઇ હતી. લુગાઝી હીલપર

શ્રીમાન નાનજીભાઇનો ભવ્ય બગલો, બગીચો ને તેની નજીક એક ફર્લાંગ જેટલે દૂર ગેસ્ટ બગલો આવેલો છે એ ગેસ્ટ બગલાના એક સ્પેશિયલ રૂમમા મારા ઉતારાની સવડ કરવામા આવી હતી ગતના જમીને સીધો ગેસ્ટ બગલામા મારે ઉતારે જઇ થોડીવાર ભાઇ જમનાદાસ ઠક્કર સાથે વાતચિત કરી બિછાનામા પડયો

સવારના પથારીમાથી ઉઠતા જ દાતણ ટૂથ બ્રશ વગેરે તૈયાર પડેલુ સ્નાનરૂમમા જોયુ આવીને ગરમ પાણી મૂકી ગયો પછી સિગારેટની ડબ્બી પૂણી, ચાહની કિટલી એક ટ્રે'મા આવી ગઇ તેને ઇન્સાફ આપ્યા પછી ફેક્ટરી નજીક આવેની હેડ ઑફિસે ગયો ઑફિસમા લેબર ઑફિસ, સ્ટોર ઑફિસ, મેનેજરની ઑફિસ, ચેમ્બર રૂમ આદિની પાશ્ચાત્ય પદ્ધતિએ ગોઠવણ જોઇ એ સર્વની અપ–ટુ–ડેટ સીસ્ટેમેટિકલ મેનેજમેન્ટ નિરખતા, એક યુવકના પ્રબળ પુરૂષાર્થની સાક્ષી આપતુ આ મહાન જબ્બર સાહસ જોઇ હુ મુગ્ધ થઇ ગયો મહેનતુ અને સાહસિક પુરૂષાર્થી એકજ વ્યક્તિ કેટલી હદ સુધી દઢ સંકલ્પે પોતાના ધ્યેયને ફળિતાર્થ કરી શકે છે તેનો આ પ્રત્યક્ષ દાખલો છે

## યુગાન્ડા શુગર ફેક્ટરી

**આ** એસ્ટેટની ૧૦૦૦૦ એકર જમીનમા ૬૦૦૦ એકર જમીનમા વાવેતર થયેલુ છે સન ૧૯૨૪ મા નાના પાયાપર આ સાહસ હાથ ધરવામા આવેલુ અને ૧૯૨૭મા તે મોટા સ્કેલ ઉપર લઇ જવામા આવ્યુ છે તેમા ૫૦ એકર જમીન તો ફક્ત નર્સરી માટે છે જુદી જુદી જાતની શેરડીના બીજનુ વાવેતર કરી તેનાપર કેમીકલ પ્રયોગો કરી તેની જાત સુધારવા અખતરા કરવામા આવે છે ફેક્ટરીને અગે સામે એક વર્કસોપ છે. ફેક્ટરીમા ૭ બોઇલર, ૧૪ ક્રસિંગ રોલ્સ છે ૮૦૦૦ ટન વરસ દહાડે આ ફેક્ટરીમાથી ખાડ તૈયાર થઇ શકે તેવુ છે. અત્યારે દરરોજ ૩૫ ટન ખાડ તૈયાર થાય છે

જેમાંથી ખાંડ ન બની શકે તેવા નકામા થઇ પડેલા ગોળમાંથી સ્પિરીટ બનાવવા માટે બાજુમા એક ડિસ્ટીલરી ઉભી કરવામાં આવી છે. તેમાં સ્પિરીટ બનાવાય છે. તેમજ તેમાંથી જુદા જુદા પ્રકારનાં સેન્ટ પણ બનાવાય છે. મુખ્યત્વે કરીને કંપની પોતાની મોટરકારો અને મોટર લોરીઓમાં પેટ્રોલને બદલે આ સ્પિરીટને અંગત ઉપયોગમાં લે છે.

ફેકટરી સામે લેબોરેટરી, સ્પેર પાર્ટસ સ્ટોર, રેલ્વે ડીપાર્ટમેન્ટ, પ્લેન્ટેશન તેમજ કેમીકલ એનેલાઇઝર વગેરેની ઑફિસો આવેલી છે. હેડ ઑફિસથી થોડે દૂર હોસ્પીટાલ આવેલી છે એમાં એક M. B. B. S. હિંદી ડૉકટર તેમજ ૪ કમ્પાઉન્ડરોનો સ્ટાફ રોકવામાં આવ્યો છે.

## એસ્ટેટ રેલ્વે

આ એસ્ટેટોમાંથી શેરડી ફેકટરીમા લાવવા માટે ઘણા માઇલોમા ફરતી નાની રેલ્વે છે ૫ લોકોમોટિવ એન્જીનો અને ૫૦૦ ટ્રકસો છે. ટ્રકસોમાંથી શેરડી ક્રશિંગ મીલમા પહોચાડવા એક મોટી ક્રેન ઉભી કરવામાં આવી છે. ટ્રકમોમા શેરડી ભરી રેલ્વે ખેંચી લાવે તેને ક્રેનમાં ઉપાડી ફેકટરીમા ધકેલાય આ દૃશ્ય ભારે આકર્ષક લાગે છે.

## સ્ટાફ મેનેજર

ફેકટરી અને એસ્ટેટના જુદા જુદા ખાતાઓમા ૪ યુરોપિયન, ૧ મોરિસિયસ ને ૧૫૦ લગભગ હિન્દીઓનો મોટો સ્ટાફ કામ કરે છે. એસ્ટેટ પ્લેન્ટેશનમા લગભગ ત્રણથી ચાર હજાર નેટીવ ગીરમિટીઆઓ કામ કરે છે. આ ગીરમિટીઆઓને બેલ્જીયમ-કોન્ગોની મદદપરથી તેમજ રૂવાન્ડા ડીસ્ટ્રીકટમાથી ૬ મહિનાની ગિરમીટ ને ૧૫ શિલિંગ માસિક પગારે રિક્રૂટ કરવામા આવે છે. એમને ખોરાકમાં ૧॥ શેર મકાઇનો આટો અને ૦। શેર બીંયર્ફિનનાં બીજ આપવામાં આવે છે.

મકાઇનો આટો બનાવવા માટે ફેકટરી નજીક એટ ફ્લૉર મીલ છે જે ડિસ્ટીલરીમાથી પેદા થતા સ્પિરીટથી ચલાવવામા આવે છે આ એસ્ટેટ તથા ફેકટરીને અગેના સ્ટાફને રહેવા માટે ઇન્ડિયન ક્વૉટર્સ, યુરોપિયન ક્વૉટર્સ જુદે જુદે સ્થળે ઉભા કરવામા આવ્યા છે નેટીવ ગીરમિટીઆઓ માટે જુદા જુદા સ્થળે કેમ્પો ઉભા કરવામા આવ્યા છ

આ મોટા એસ્ટેટના ૨ વિભાગ પાડવામા આવ્યા છે ૪૦૦૦ એકરનો વિભાગ ' લુગાઝી ' અને ૬૦૦૦ એકરનો વિભાગ 'ટેન્ગા' તરીકે ઓળખાય છે

જીન્જાથી ૨૨ માઇલ દૂર કમ્પાલા જવાને રસ્તે આ લુગાઝી એસ્ટેટ આવેલુ કે

૧૧ ટન ગન્ડીમાથી અદાજ એક ટન ખાડ ઉત્પન્ન થાય છે

## પમ્પીંગ સ્ટેશન

ફેકટરીને પાણી પૂરૂ પાડવા નજીકની નદીમાથી એક નહેર ખોદી તેનાપર પમ્પીંગ સ્ટેશન ઉભુ કરેલુ છે એક ઓઇલ એન્જીન અને એક સ્ટીમ એન્જીન એમ બે એન્જીનો કે તેના વડે કરીને ૧૨ ઇંચના પાઈપથી પાણી પૂરૂ પાડવામા આવે છે

એસ્ટેટના રાસ્તાઓમા જવાના રસ્તાઓની બન્ને બાજુએ પ્રાકિતિક વૃક્ષ રોપવામા આવેલા હોવાથી દેખાવ ઘણો મનોરજન લાગે છે

## લુગાઝી ટાઉનશીપ

ફેકટરીથી લગભગ ૧ માઇલને આતરે નીચાણવાળા ભાગમા શ્રીમાન શેઠ નાનજીભાઇએ લુગાઝી નામક ટાઉનશીપ બધાવી છે તેમા લગભગ ૭૫ જેટલી દુકાનો નેટીવ માર્કેટ વગેરે ભાડે અપાય છે જેનુ મોટી રકમનુ ભાડુ ઉત્પન્ન થાય છે નજીકમા કેનીઆ—યુગાન્ડા રેલ્વેનુ કાનલો સ્ટેશન છે જે - વે કમ્પાલા સુધી જાય છે. વેપારીઓમા મોટી હરિફાઈ ન જાગે તે માટે શ્રીમાન નાનજીભાઈએ

તેના રૂલ્સ ને રેગ્યુલેશન ઘડ્યા છે તે અનુસાર લુગાઝીના વેપારીઓએ ચાલવું જોઈએ તે રૂલ્સ પ્રમાણે નહિ વર્તનારને લુગાઝીમાંથી દુકાન ખાલી કરાવવામાં આવે છે તેથી અન્ય સ્થળના જેવી વેપારી હરિફાઈ અહીં નથી એટલે વેપારીઓ રીતસર નફો નાખીને વેપાર કરી શકે છે.



શ્રીમાન શેઠ નાનજીભાઈ કાળીદાસ મહેતા

આ ઉપરાંત આ ટાઉનશીપ નજીક પોસ્ટ ઓફિસ તેમજ આર્યસમાજ મંદિર અને એક લાયબ્રેરી પણ છે.

શ્રીમાન શેઠ નાનજીભાઈ લુગાઝીના એક રાજા જેવા ગણાય છે.

જાણ્યું. પછી અમે મોં હૉસ્પીટાલમાં એ કહેવાના મરનાર કૂલીની, ડૉકટરી તપાસ થતી હતી તે જોવા માટે ગયા. હૉસ્પીટાલના એક રૂમમાં કહેવાતા મરેલા કૂલીની લાસને સુવાડી હતી. તે નેટીવ-કૂલીની પડી રહેવાની ઢબ અને ઢોંગ એવાં હતાં કે જરૂર દૂરથી જોનારને, લાગે કે તે મરી ગયો છે, પરંતુ હું જોયા કરતો હતો કે મિ. પંડયાના, પેટમાં જાણે પાણીય હલતુ નથી ડૉકટરે આવશ્યક સાધનો સાથે, પ્રથમ એ નેટીવનું હૃદય ભુંગળી મૂકી તપાસ્યું અને શરીરના બીજા ભાગો-નાડી વગેરે પણ તપાસ્યા. પછી તેમણે કહ્યુંઃ 'આ મરી ગયો, હોવા વિષે મને શક છે.'

તુરત જ કંઈ દવાનો ડોઝ તૈયાર કરી એ નેટીવ કૂલીના મોં માં નાંખવા માંડયો, પરંતુ પેલો કૂલી મોઢું ઉઘાડે નહિ તે ઉઘાડવા, શસ્ત્રનો ઉપયોગ કરવામાં આવ્યો. ત્યારે મોઢું ઉઘાડયું પણ દવાનો, ડોઝ કાઢી નાખ્યો પછી ડૉકટરે સાથળના ભાગમા એક ચીમટો લીધો કે 'ઉ...હુ .હુ 'નો અવાજ થયો. મોં હસી પડયા. હું, તો અજાયબીમા ગરકાવ થઈ ગયો અહાહા આ જંગલી નેટીનામાં, પણ કેવા ઢોંગી અને યુક્તિબાજ પડયા છે! ડૉકટરે પણ તેને ઓળખ્યો. પછી જનરલ મેનેજર શ્રી જમનાદાસભાઈએ ખીસ્સામાંથી શિલિંગો કાઢી ખખડાવી ને કહ્યું, 'દસ પી ના. ૫ શિલિંગ બક્ષીસ આપીશ.' આ સાભળી પેલો ઢોંગી-મરી ગયેલા નેટીવે આખો ઉઘાડી પાછી, મીંચી દીધી ને 'મારો કાર્ડ આપો' એમ એની ભાષામા બોલ્યો. જમનાદાસભાઈએ કહ્યું. તારો કાર્ડ તથા શિલિંગો હું આપુ છુ એટલે, તો ને હસવા લાગ્યો. પેલા અસકારીઓ પણ ચાટ પડયા ને તે નેટીવને શિલિંગોની લાલચ આપી હૉસ્પીટાલના In-door દર્દી. તરીકે દાખલ કર્યો. આ રીતે આ વિચિત્ર નેટીવ કૂલીનો વિચિત્ર ઢોંગ, ને લુચ્ચાઈનો ભેદ ખુલ્લો થઈ ગયો.

લેબર ડીપાર્ટમેન્ટના મેનેજર. મિ. જી વી. પંડ્યાને નેટીવો 'બાના મરેકુ' કહે છે. આફ્રિકાના નેટીવો શુષ્ક કદ અને ઘાટા

ઉપરથી નામ પાડવામાં આવેલા જનના હોય છે. ભરંડુ નો અર્થ આપણી ભાષામાં ઊંચા-લાંબા-તાડી-થાય છે. બાકી ૫ યા ક્હાવર અને લશ્કરી માણસ જેવા દેખાવમાં લાગે છે. નેગીર સ્ત્રીઓમાં તેની હાર પડે. એ પ્રમાણે શક્તિશાળી અ ત્મી ન હોય તો આ જુદી જુદી જાતોના નેગીવાને ચેમ્બા ગમવા ભ વ્ય થઈ પડે એમ જાણ્યું.

તણ દિવસ અહીં રહી આ એસ્ટેટ તેમજ ફેક્ટરીની વ્યવસ્થા જોઈ ત્યાંથી બાબુ ન નબદાસ જીવરાજ અને જીન્જા ચૂકી ગયા.

## શ્રીમાન દેવજીભાઈનો મેળાપ

શ્રી વિઠલદાસ હરિદાસ કુ ની ફ્રમના નિયમ પ્રમાણે કાટનની સીઝન ખલાસ થતા દર જીનેરીઓના મેનેજરો પોતપોતાની જીનેરીના હિસાબની ચોખ્ખ કરવા જીન્જાની હેડ ઑફિસે મહેતાજીઓને લઈને આવે. આ સમયે સર્વ જીનેરીઓ અને એસ્ટેટોના જનરલ સુપરવાઈઝર શ્રીમાન દેવજીભાઈ કરમશી ઠક્કરની હાજરી હોય જ. શ્રીમાન દેવજીભાઈ કરમશી આ ફર્મના ભાગીદારોમાંના એક છે. ઑફિસ વહીવટની સર્વે દેખરેખ એમના હસ્તક. અનેક એસ્ટેટો ને જીનેરીઓને લગતા કારભારોમાં ઝીણામાં ઝીણી બાબતમાં પણ નિપુણતા ધરાવનાર એ અદ્ભુત વ્યક્તિ! લેન્ગો ડીસ્ટ્રીક્ટમાંની જીનેરીઓના મધ્ય સ્થળે કુંબીરામાર્ડિની જીનેરીએ ભવ્ય બંગલામાં તેઓશ્રીનો સહકુટુંબ નિવાસ. મહેનતુ અને વ્યાપારી પોલિટિક્સ ભેજું! શ્રીમાન શેઠ દેવજીભાઈ મારા નજીકના સંબંધી થાય. આવી વ્યક્તિઓના સહવાસમાં આવ્યા પછી લોહાણા જ્ઞાતિજ એક એવી છે કે જે જ્ઞાતિના યુવકો જે દિશામાં પોતાની શક્તિઓને રોકે તેમાં તેઓ સર્વાંગ સંપૂર્ણ વિકાસ સાધી પારંગત બની જાય છે એ મારી માન્યતા વધુ ને વધુ દૃઢ થઈ.

શ્રી દેવજીભાઈ જેવા વ્યાપારપ્રવીણ તેટલા જ સુધારક વિચારના છે. સર્વ પ્રશ્નોમાં રસ લે. તેઓ જીન્જા આવ્યા પછી

શ્રી. મૂળજીભાઈના દિવાનખાનાના હોલમાં મોડી રાત સુધી મિજલસ જામતી. તેમાં અનેક સામાજિક, ધાર્મિક ને વ્યવહારિક પ્રશ્નોની રસભરી ચર્ચા થતી. આથી કેટલીકવાર મારા જેવાને ઘણુ જાણવાનું મળતું.

કમુલીમાં મારા મામાના દીકરા-ભાઈ વીરજીની માંદગીના સમાચાર મને મળ્યા. તે ભાઈએ મને મળવા બોલાવ્યો હતો. તેથી પ્રથમ મેં અહીંથી કમુલી જઈ આવવાનો નિશ્ચય કર્યો.

## કસોઝી જીનેરીએ

તા. ૯ મી જૂને બપોરના ૩ વાગતે ગ્માલેના બેરીસ્ટર જમભાઈ, ચુનીલાલભાઇ હીરજી, વિઠલદાસ બોકર તથા રાયચુરા-ભાઈના ચિ. છગનલાલ ને હું, કમુલી જવા જમભાઈની મોટરમાં રવાના થયા. ૫ વાગ્યે કમુલી પહોંચ્યા. જીન્જા ને કમુલી વચ્ચેનું અંતર ૫૦-૫૨ માઈલ જેટલુ છે રસ્તા તો યુગાન્ડાના બહુજ ઉત્તમ છે. કમુલી પહોચ્યા પછી હુ મારા ભાઈ વીરજી ત્રીકમદાસને ત્યા ગયો. મને આવેલો જોઇને એ બિછાનાવશ ભાઈને આનંદ થયો. શ્રી. જમભાઈ તથા ચુનીલાલભાઈ વગેરે શ્રીમાન દામોદર ઝીણાભાઈને (મોટાભાઇ) મળવા કમુલીથી ૭ માઇલ કસોઝી જીનેરીએ જવાના હતા. એ ભાઈઓએ મને પણ સાથે લીધો ને કહ્યું કે ૮-૯ વાગતે રાતના પાછા વળી આવશુ. તેથી હુ પણ એ કંપની સાથે ઉપડયો. કસોઝી જીનેરીએ પહોચ્યા પણ મોટાભાઈ હતા નહિ. તે વળી ત્યાંથી ૧૫-૧૬ માઈલપર એક અન્ય સ્થળે કામસર ગયા હતા, એટલે અમારે રોકાઈ રહેવું પડયુ

આ જીનેરીએ ભાડથરના રહીશ એક વયોવૃદ્ધ છગનભાઈ ઠરીને પરચુરણ વેપાર કરે છે અને જીનેરીમાં જ રહે છે. આ વયોવૃદ્ધ ગૃહસ્થનો સેવાભાવ જોઈ હુ ચકિત થઈ ગયો.

સફરમાં અમે ભૂખ્યા પણ થયેલા. છગનભાઈએ મકાઈના ડોડા શેકયા, તળ્યા, પાપડ રજુ કર્યા ને સૌએ થોડા ખાધા. પછી

મારી ઇચ્છા લીલા જુગુ (બોયશિંગ) હોય તો શેળીને ખાવાની થઈ રાતના વખતે છગનભાઈ એક મામી Native Chief ને ત્યા દૂર દૂર ગયા ને લાવ્યા તે ગેન્યા ને ખાધા એટનામા રાતના ૮ાા વાગતે મોટાભાઈ પણ આવી પહોન્યા એ બધા ભાઈઓ જમ્યા મને તો મોગભાઈનુ ખપે નહિ ને બીજુ યુગાન્ડામા આવ્યા પછી મારી અસ્વસ્થ પ્રકૃતિમા રાતના જમવાની ટેવ તો ફરજિયાત છોડવી પડી હતી તેઓને જે મ હતુ તે પતાવ્યા પછી ચુનીલાલભાઈ જસભાઈ ને છગનભાઈ પાછા જવા નીકળ્યા શ્રી વિઠ્ઠલદાસભાઈને તથા મને મોગભાઈએ આગ્રહપૂર્વ રાખ્યા તે દિવસની મોજી જીનેરીની રાતનુ મને હજુ ર સ્મરણ તાજુ જ છે વિઠ્ઠલદાસભાઈ હુ ને મોગભાઈએ જીવન પોથીના પાના ને પાના વાચ્યા ને ખુબ ગમ્મત કરી મધરાતના પાા વગાડ્યા પછી જરાતરા પગણે આરામ કરીને અમે ૧૦ વાગતે (તા -૬-૩૨) મોગભાઇ સાથે એમની મોટર ારમા કમુની આવ્યા ×

## કમુલી

જીન્જાથી કમુની ૫૦ ૫૮ માઇલ થાય છ મોટરલારી સરવીસ છે જબરૂ ટ્રાન્સપોર્ટનુ કામ થાય છ કનીઆ-યુગાન્ડા ન સ્ટેશન છે સ્ટેશન ટાઉનથી લગભગ ત્રણ માઇલ દૂર છ

બુશોગા ડીસ્ટ્રીક્ટની, આ મુખ્ય ટાઉનશીપ છ જૂની ટેમ્પરરી ટાઉનશીપ બદલી નવી ટાઉનશીપ બધાઇ છે જૂની કમુની જે જગ્યાએ હતી ત જગ્યા આરોગ્યતાને માટે બહુ જ પ્રતિકુળ, હતી પરતુ નવી જ ગા પ્રથમના કરતા જરા ઉંચાણમા ને ઠીક છે પ્રથમ

× ઘણીજ દીલગીરી થાય છે કે કસોજી જીનરીમા એ રાતની ગમ્મતભરી રાતને ચિરંજીવ સ્વરૂપે આ પુસ્તકમા લખાયલી જોવાને શ્રી. ભાઇ દામોદર જીણાભાઇ આજે હયાત નથી ગયા ડિસેમ્બર (૧૯૩૪) માસમા તેઓશ્રી પોરબંદરથી પુન યુગાન્ડા તરફ જતા રસ્તામા-સ્ટીમરમા જ આ ફાની દુનિયાના ત્યાગ કરી ગયા છે પ્રભુ એમના આ માને શાન્તિ સમર્પો

વેપારમા પણ આ ગામ સૌથી આગળ પડતુ ગણાતુ પરતુ હવે એવુ રહ્યુ નથી, તો પણ ઉપરના ભરના ગામડાઓ હોવાથી ઠીક ઠીક વેપાર ચાલે છે કપાસની પેદાશ પણ આ ડીસ્ટ્રીક્ટમા વધુ થાય છે. ગામમા પોસ્ટ ઑફિસ છે સ્કૂલ પણ હમણા હિંદીઓના પ્રાઈવેટ ફડથી શરૂ થઈ છે. ઇન્ડિયન એસોસીએશન છે સ્મશાન કમિટિ છે. ઇસ્ટર્ન પ્રોવિન્સમા આ ગામ મોટુ છે લગભગ ૭૫ થી ૧૦૦ દુકાનો છે તેમા લોહાણા, ખોજા, પટેલો વગેરે મુખ્ય છે લોહાણા ભાઈઓમા શ્રી દયાળજી અમરશી, ત્રિભોવનદાસ માધવજી, ગીરધર માધવજી, ગોકળદાસ કુરજી વગેરે મુખ્ય વેપારીઓ છે આ ઉપરાત નાના નાના વેપારીઓ મળીને લગભગ ૩૦ દુકાનો લોહાણા ભાઈઓની હશે આ વેપારીઓમાના કેટલાક કપાસ ખરીદ કરનારા મીડલમેનો Middle Men છે કપાસ ખરીદવા માટે એમના સઘ પણ છે Middle Men Association પણ છે ચોતરફ ફરતી દૂર દૂર જીનેરીઓ આવેલી છે પ્રથમ લોહાણા મિત્ર મંડળ નામે એક સસ્થા હતી પરતુ હાલ તે સમાધીસ્થ થઈ છે ગામમા પ્રથમ બે લાયબ્રેરીઓ હતી અત્યારે 'જોવી હોય' નામની સસ્થાની લાયબ્રેરી નહિ જેવી છે કામ કરનાર ઉત્સાહી વ્યક્તિઓ નોકરીને અગે યા બીજા કારણસર સ્થાન છોડી જાય છે ત્યારે તેને પછવાડે પેલી સસ્થા પણ નિષ્ક્રીય બની જાય છે આવુ એક સાહિત્ય ને જ્ઞાનપ્રચારનુ સાધન અતિ જરૂરનુ હોવા છતા તેના તરફ અહીંની પ્રજાને હજુ જોઈએ તેવો રસ લાગ્યો જણાતો નથી

બાળકોને કેળવવાના બે ખાનગી ફડે જેવી તેવી ચલાવાતી સ્કૂલ સિવાય અન્ય કઈ સાધનો હિંદી બાળકો માટે નથી આ પ્રદેશમા કેળવણી માટેની એક ભયકર ઉણપ છે

## સ્વાગતસભા

કસોજી જીનેરીએથી તા ૯ મી જૂનના સવારે ૧૦ વાગતે શ્રીમાન દામોદરભાઈ તથા વિઠ્ઠલદાસભાઈ સાથે અમે કમુલી આવ્યા.

આજે અહીંના મહાજનશ્રીની એક સભા સાંજના ૬ વાગતે શ્રીમાન મોટાભાઈના પ્રમુખપદે શ્રી. ત્રિભોવનદાસ માધવજીના મકાનમાં બોલાવવામાં આવી. જેમાં થયેલા કામકાજના પ્રગટ થયેલા અહેવાલનો ટૂંક સારાંશ આ પ્રમાણેઃ—

'શરૂઆતમાં મંત્રીશ્રી ગોકળદાસ કુરજીએ મ્હેમાન ભાઈ ઉસાણીની ઓળખાણ કરાવ્યા પછી ભાઈ વિઠ્ઠલદાસ ઠાકરે પોતાની લાક્ષણિક શૈલીમાં બોલતાં કમ્પાલીના બધુઓએ વેપારમાં ખોટી હરિફાઈ કરી અરસપરસને નુકસાન નહિ કરતાં નાના વેપારીઓની સિન્ડીકેટ કરવા સુચના કરી. તે સાથે સાગય ઇસ્ટ આફ્રિકા લોહાણા વેપારી સંગઠન કરવા અરજ કરી હતી. વળતા જવાબમાં ભાઈ ઉસાણીએ આજના સ્વાગત માટે મહાજનશ્રી તથા સર્વ ભાઈઓનો આભાર માની કેટલીક વિગતો સાથે લોહાણા વેપારી સંસ્થાન ઉપર બોલતાં જણાવ્યું કેઃ યુગાન્ડામાં મોટા ભાગે લોહાણા વેપારીઓ છે, લોહાણાઓ ધારે તો એકસપથી વેપાર સઘળો હાથ કરી શકે પરંતુ ખેદની વાત છે કે લોહાણા બન્ધુઓ ઉપર ઈર્ષા ને દ્વેષરૂપી કળિયુગી રાક્ષસ અહીં પણ રાજ્ય ચલાવે છે. તેથી તેનું ભાવિ ઉજ્જવળ નથી જોવાતુ. નાના નાના વેપારીઓ પણ ખોટી હરિફાઈઓથી પોતે કમાતા નથી તેમ અન્યને કમાવા દેતા નથી. આ ઘણુ દુઃખભર્યુ છે. સપને સંગઠન આજના યુગમાં નહિ કરશો તો તમને ઘણુ સોસવુ પડશે. એ માટે શ્રી. વિઠ્ઠલદાસભાઈની સુચનાપર ભાર મૂકીને ધ્યાન ખેંચ્યું હતુ.

ત્યારબાદ સૌનો આભાર મનાયો ને સભા વિસર્જન થઈ.'

## સગા–સંબંધીઓ

આ કમ્પની તથા તેના ઉપરના ભાગમાં લોહાણા દુકાનદાર ભાઈઓની જ વિશેષ સંખ્યા છે. મોટે ભાગે એ પોરબંદર તરફના છે. એમનામાં આદરાતિથ્યની ભાવના, સ્નેહ, ને લાગણી છે. થોડા

બારાડીવાસી ભાઈઓ પણ છે. એમાંના ઘણા ખરા તો મારા સગા-સંબંધીઓ થતા હતા.

હું ચાર દિવસ અહીં ભાઇ **વીરજી** તથા મારાં મામીની સાન્નિધ્યમાં રહ્યો. લાંબા વખતની માંદગીથી ભાઇ **વીરજીના** નિર્બળ બનેલા શરીરને જોઇ મારા આત્માએ ઊંડી વેદના અનુભવી. છતાં પણ એનામાં અપૂર્વ સહનશક્તિ ને અથાગ હિમ્મત જોઇ મને ભારે નવાઇ ઉપજી. દુઃખોમાં મનુષ્ય પક્કો થાય છે, એ ખરૂં છે.

શિંગડાનિવાસી ભાઇ મેઘજી સુદરજી જે અહીં એક જીનેરીમાં મેનેજર તરીકે કામ કરે છે એ વિવેકશીલ ને સંસ્કારી ભાઇને ત્યાં હું સૂતો.

અહીં આવ્યા પછી હવાફેર કે સ્થાનફેરને લઇને ગમે મારી તબીયત પણ કંઇ સુધારાપર આવતી હોય એમ લાગ્યુ.

ભાઇ **વીરજીભાઇએ** મને કહ્યુંઃ 'જ્યારે ભાઇ, તમે આવ્યા છો તો પછી કમુલીના ઉપરના ભરમા પણ કરી આવો-જોઇ આવો. મારી મોટર લોરી લઇ જજો.'

## ઉપર ગામડાંઓની સહેલ

**તા. ૧૧ મી** જૂનના સવારના ૯ વાગતે ભાઈ **ત્રિભોવનદાસ માધવજી**, ભાઈ ગોકલદાસ કુરજી, મિ. તન્ના તથા બીજા એકાદ ભાઈઓ મળી પાચ આત જણની કંપની-અમે કમુલીના ઉપરના ભરમાં જવા મોટર લોરીમા નીકળ્યા. પ્રથમ **બિલાવરી**, ન્ડોલવા, ટાઉનશીપો જોઈ કિરેશ પહોંચ્યા. કિરેશમાં ભાણવડનિવાસી ભાઈ કાનજી જયરામ અતિ સસ્કારી ને માયાળુ બંધુની દુકાન છે. નામથી તો તેઓ ભાઇ મને જાણતા હતા. મારા આગમનની વાત જાણી રૂબરૂ મેળાપ થતાં બહુ આનંદ થયો. બપોરના ૧૨ા નો ટાઈમ થયો હતો. પાંચ સાતની કંપની માટે પૂળી જ માત્ર બનાવવાની અમારી સુચના છતાં એ ભાઈએ તો બહુવિધ જમણ તૈયાર કરાવ્યું. ૩ વાગતે જમ્યા અને ત્યાંથી અમારી કંપનીમાં એ કાનજીભાઈનો પણ વધારો.

આ સફરમાં ઘણીવાર શયતાનનું ચક્કર–લોરી પણ રીસાઈ જતી ત્યારે વળી મારો ભત્રીજો લાલજી માથાકૂટ કરીને મનાવી લેતો.

## એક સંસાર–દર્શન

જીન્જામાં કેટલાક દિવસ પહેલાં મારા એક મિત્રે મને કમુલીના એક હિંદુભાઇની ઓળખાણ કરાવી હતી. પ્રભાતકાળના તોરેલિયાંના તેજ સમ પ્રકાશતા એ ભાઇના હૃદયમાં 'કમુલી આવીશ ત્યારે જરૂર તમને મળીશ' એ મારા વગર જોઇતા કથનથી, થતું દુઃખદ મથન એના નેત્રોમાં ડોકિયાં કરતું મે જોયું હતું. પછી એના માટે કંઇક સાંભળેલું; તેથી સ્વાભાવિક એ ભાઇને ત્યાં જવાની મારી જીજ્ઞાસા તીવ્ર બની. ગામને છેડે ભાડાના પ્લોટમાં એ ભાઇ રહેતા હતા. બે બૈરીના નાહોલિયા હતા. સખ્તાઇભર્યુ જનાનું! પડોશમાં તપાસ કરતાં પ્લોટના દરવાજાપર સખ્તાઇ ભર્યો ઝાંપતો! મારા ભત્રીજાને મેં કહ્યું: 'ભાઇ, તપાસ કરને! ભાઇ...છે!' એ બિચારે કેટલીય વાર દરવાજો ટકટક કર્યા રાખ્યું છતાં કોઇએ જવાબ આપ્યો નહિ, તેથી તે પાછો આવ્યો. એક બાજુવાળા ભાઇએ કહ્યું: 'છે તો ઘરમાં, પછી એના અંતરમાં કંઇ દરદ હોય કે પછી છાપાવાળો કંઇ જોઇ જાય તો ભુંડો! એ વિચાર હોય કે પછી દેશમાં ત્રીજી વારની લાડલી લેવા ગયા ત્યારે 'મારી છોનેરીઓ છે' એવાં ગપ્પાં હાંકેલાં તે બધું ખુલ્લું થઇ જવાનો ડર હોય કે ગમે તેમ હોય પણ દરવાજો ન જ ખોલાયો. તે જ દહાડે બપોરે એ ભાઈ કંમ્પાલા ગચ્છન્તિ કરી ગયોના વર્તમાન મળ્યા. કહે છે કે બિચારાને વંશવેલો નથી ને તે જોવાની ઘણી હોંશ! એટલે એ 'શેર માટીની ખોટ' આ ત્રીજીવારની પત્ની લાવ્યા. ત્રીજી વારની ઓઘરે નહિ એવી વહેમી માન્યતાના નિવારણાર્થે એક ઢીંગલીને સાથે રાખી હતી. એ ઢીંગલી ત્રીજી ને આ ચોથી સમજાય. પહેલી પરણેતર પત્ની નિઃસંતાન રહેવાથી છૂટાછેડાની 'સિદડી' લખી આપી ને કરી બીજી! તે બીજીને આફ્રિકામાં જ

અંધારામાં નાખી પોતે આવ્યા દેશમાં ને કરી ત્રીજી ! આમ એ મૅરીના નાહોલિયા એ ભાઇ બન્યા હતા. એમના સંસારનું દર્શન કલ્પી લેવાય એ જ ઠીક ! અઢીવીસીને આરે પહોંચવા આવેલા આ ભાઇની અંમાગ્મદચારિણીઓની દેહલતાના ડોલનમાં માતૃત્વની રેખાઓ ચમકાવી, પ્રભુએ એની હોંશ પૂરી કરી કે નહિ ? તે જણાયું નથી-

આફ્રિકાના અસંસ્કૃત અરણ્યવાસીઓ, ભારતમાં આવી ઉપરના ઠાઠમાઠ ને આડમ્બરમાં અબુદ્ધ જનોને આંજી નાખી, અનેક પ્રકારના સાચાખોટા ગપ્પા હાકી આ દેશમાંથી કન્યારત્નો લઇ જાય છે. ત્યાં કેદ પૂરાયલી હરિણી કરતાં વધુ મારી હાલત તેમની રહેતી નથી. સ્રીની કિંમત એ માલિકનુ મનોરંજન કરનાર નિર્જીવ પૂતળી કરતાં વધુ એને મન નથી. શુદ્ધ આર્યસસ્કૃતિમા અશુદ્ધતા કેમ દાખલ થાય છે ? તેનુ આછુપાતળુ આ દર્શન છે.

## જનાના સીસ્ટમ

આ તરફ જનાના સીસ્ટમ—લાજ-ઘુંઘટાની રસમ ઊગ્રપણે પળાય છે. પટેલ અને ખોજા કોમને અપવાદ ગણીએ તો સારાય હિંદુ સમાજની સ્રીઓ લાજ ઘુંઘટામાં પૂરાયલી રહે છે. આ તરફ હિંદુ સ્રીનું જગત્ ૧૦૦×૧૫૦ નો પ્લોટ, તેની આડીવાડી, ઘરમાંનો નેટીવ બોય ને તેનો આ દુનિયાનો પ્રભુ ! એટલામાં સમાઇ જાય છે. સવાસવા ને દોઢ દોઢ વરસે આવતી સુવાવડોથી એમની શારિરીક શક્તિ હણાઇ જાય છે. થોડા સમય પહેલાં અહીં બનેલી એક કરૂણ ઘટનાથી વાચનારને આ સંબધે કંઇક ખ્યાલ આવી શકશે.

બે હિંદુ ભાઇઓમાં નાના ભાઇની પત્ની અહીં રહેતી હતી. એને સુવાવડ આવી. ખાટલા નીચે દેવતા નાંખી સુવાવડમાં શેક કરવામાં આવે છે. આ બ્હેનને પણ તેમ કરતાં એક વખત નિદ્રા આવી ગઇ-એમાં કોણ જાણે શી રીતે પણ આસ્તે આસ્તે ખાટલો, ગોદડાં

સળગ્યા ને બાઇ અને પડખામાં સૂતેલું બાળક બન્ને દાઝતાં બાઇ બૂમો પાડવા લાગી બાઇનો ધણી કાંઇ કામમાં ૮-૧૦ માઇલ પર આવેલી એક જીનેરીમાં ગયો હતો, પણ જેઠ દુકાનમાં હતો બાઇની કારમી બૂમો જેઠ સાંભળે પણ નાના ભાઇની વહુ લાજ કાઢે એટલે એની પાસે કેમ જવાય? એ મૂર્ખતાભરી રૂઢ માન્યતાએ જેઠ ન ગયો ને બાઇ લગભગ બળીને ભડથું થઇ ગઇ પછી એનો ધણી આવતા હૉસ્પીટાલમાં મોકલી ત્યાં ૫-૭ દિવસે આ લાજઘુંઘટાની પાપી રૂઢિનો ભોગ બનીને તે બાઇ કુમળા બાળક સાથે ઇશ્વરના દરબારમાં અરજી કરવા ચાલી ગઇ!

## ચોપાટ કંપની

આજે (તા ૧૩મી જુન ૧૯૩૨) ભાઇ મૂળજીભાઇ શવજી, પોતાની મોટર લૉરીમાં, ભાઇ ત્રિભોવનભાઇ, તન્ના તેમજ મને નામ્બેન્ડવા, બુલેપા ને નામનાગી તરફ ફરવા લઇ ગયા ત્યાં મારા વતનના ભાઇઓ પોપટભાઇ પ્રમાણિક, દરબાર કાંયાજી જેઠવા વગેરેની દુકાનો જોઇ સાંજના ૭ વાગતે પાછા કસુલી આવી ગયા. રાતના ચોપાટ રમવાનો પ્રોગ્રામ ગોઠવાયો હતો આ ગામમાં ચોપાટ રમવાનો શોખ છે આ પ્રોગ્રામ પાર ઉતારવા કિડેગાથી ભાઇ કાનજીભાઇ જયરામ પણ કસુલી આવ્યા હતા રાતના ૯ વાગતે ભાઇ મેઘજી સુંદરજી, કાનજીભાઇ, ત્રિભોવનભાઇ, ગોકળદાસભાઇ, પરશોતમ વસનજી, 'બાના ખોરી' વગેરે ભાઇઓએ જમાવી, તે રાતના ૩ વાગતા સુધી

બીજે દહાડે રાતના 'જમનાજીને તીરે મધુરી વેણુ વાગે' હિન્દુ-વૈષ્ણવ જનોની મહેફીલ જામી

## કમુલીથી જીન્જામા

સવારના (તા ૧૪-૬-૩૨) ભાઇ વીરજીભાઇ તથા મારા ભાભીની રજા લઇ હું ત્રિભોવનભાઇ તથા મૂળજીભાઇ ગનજી ત્રણે કમુલીથી જીન્જા આવવા નીકળ્યા ૧૧-૩૦ મિનિટે જીન્જા પહોચ્યા ઇન્ડિયાની આવેલી પોસ્ટ વાચી જવાબો લખ્યા આવતી કાલે ઇગાન્ગા જવાનો વિચાર કર્યો

## માઠો તાર

આજે મારે ઇગાન્ગા જવાનુ હતુ ત્યા બપોર પછી મારા સસરા લધુભાઇ ધનમશીના અવસાનના માઠા ખબરનો તાર ભાઇ દામજી લધુભાઇને લીગ ખબર આપવા વિવેનો દશથી આવ્યો આ દુ ખદ વર્તમાન મને મળતા મારા હૃદયને આઘાત થયો વેરાઉમા એ વડીલની છેલ્લી મુલાકાત વળાએ હવે તો તમને કયાથી મળુ ? મને ભરાસો નથી દામજીને જ ર તમે મળજો એ તેમના શબ્દો અને એ આત્માનુ મૃતસ્વરૂપ મારી નજર સામે ખડુ થઇ ગયુ આ નશ્વર સસારની અસારતાપર વિચારો આ ત એ વિચારોમા કઇક મન અકળાયેલુ રહ્યુ જન્મ્યુ તે જવાન તો છે જ પરન્તુ એ વૃદ્ધ વડીલને પુત્રોને મળવાની આકાક્ષા રહી ગઇ એ જ વસવસો મને થયો

બીજે દહાડે નામ્બાકાના એમ ઠક્કરની મોટર લોરીમા ભાઇ નારા યણ ઝીણાભાઇ સાથે ઇગાન્ગા પહોચ્યો (તા ૧૬મી જૂન ૧૯૩૨)

## ઇ ગા ન્ગા

આ ઇગાન્ગા-ટાઉનશીપ યુગાન્ડાના ઇસ્ટર્ન પ્રોવિન્સનુ મથેશદ્દાર ૧ છે પ્રથમ આ ડીસ્ટ્રીકટમા ઇગાન્ગા મુખ્ય વેપારનુ કેન્દ્ર હતુ યુગાન્ડાની જાણીતી મોટી વેપારી ફર્મ વિઠ્ઠલદાસ હરિદાસ કંપનીના મૂળ પ્રતાપી પુરૂષ વિઠ્ઠલદાસભાઇએ યુગાન્ડામા આવી પ્રથમ

અહીં જ નાને પાયે દુકાન કરી હતી. જીન્જાથી ૨૭ માઇલ થાય છે. ૨૫—૨૭ લોહાણા ભાઇઓની દુકાનો છે. થોડા પટેલ ભાઇઓ ઉપરાંત ખોજા, મુસ્લીમ ભાઇઓનો પણ દુકાનો છે. લોહાણા ભાઇઓમાં કરશનજી કલ્યાણજી અને ભાઇ હુરજીભાઇ કલ્યાણજી તેમજ વયોવૃદ્ધ માસ્તર ગોકળદાસભાઇ વગેરે થોડા સરકારી ભાઇઓ છે. શ્રી. હુરજીભાઇ મુખ્યત્વે કરીને V. H. & Coની ખુલ્લી જીનેરી જે અહીંથી ચારપાંચ માઇલ દૂર છે ત્યાં રહે છે. એ જીનેરીના તેઓશ્રી મેનેજર છે. બીજા ઈશ્વરભાઇ પટેલ નામક એક કેળવાયલા યુવક છે. પબ્લીક એક્ટિવિટીમાં ભાગ લેનાર મળતાવડા ને આનંદી સ્વભાવના છે. એક સ્વતંત્ર પટેલ લાયબ્રેરી પણ ખોલી છે. સાહિત્યવિલાસી છે.

## ગુજરાતી સ્કૂલ

અહીંની ઈન્ડિયન એસોસિએશન તરફથી તા. ૧૭મી જૂન સન ૧૯૨૫ના એક ગુજરાતી સ્કૂલ ખોલવામા આવી છે. તે સ્કૂલ માટેનું શિલિંગ ૧૫૦૦૦ જેટલુ ફંડ છે. તે સ્કૂલમા એક વયોવૃદ્ધ ગોકલદાસભાઈ કરીને વાનપ્રસ્થ જેવુ જીવન ગુજારના માસ્તર છે. તેનાથી સ્કૂલની પ્રતિષ્ઠા વધી છે. આ સ્કૂલની મુલાકાત મેં લીધી હતી. ૩૦ બાળક, બાળકીઓ તેમાં અભ્યાસ કરે છે. ખોજા, લોહાણા, પટેલાદિના બાળકો ઉપરાત ત્રણ ચાર નેટીવ બાળકોને પણ તે સ્કૂલમાં અભ્યાસ કરતા જોઇ મને બહુ નવાઇ ઉપજી હતી. ઈશ્વર-સ્તુતિ વખતે એ નેટીવ બાળકો હાથ જોડી સૌ સાથે ઉભા રહી ગાય ત્યારનું દશ્ય અતિ સુશોભિત લાગે છે. આ બાબતમા માસ્તર ગોકળદાસભાઇને મેં પૂછ્યુ કે: આ નેટીવ બાળકોના માબાપ આ સ્કૂલમાં ગુજરાતી ભણવા મોકલે એ નવાઈ જેવું છે. તેઓ કેળવાયેલાં છે? માસ્તરે કહ્યુ કે: હા, તેઓનાં માબાપ કેળવાયેલાં તો નહિ પણ જીજ્ઞાસુવૃત્તિનાં હોવાથી પોતાના બાળકોને ગુજરાતી જ્ઞાન આપવાને ઉત્સુક છે. આ સાંભળી થોડી નવાઈ લાગી.

તેની સાથે હિન્દી બાળકોની મુશ્કેલીસ કેળવણી અને તે પણ તે બાળકોનાં માબાપો મોટે ભાગે છોકરાં સચવાયાની પ્રધાનવૃત્તિએ નિશાળમાં મોકલે એ મરખાવનાં ભારે ખેદ થયો.

### રૂઢ માન્યતા

માસ્તર ગોકળદાસભાઈ લો. મિત્રમંડળ લાયબ્રેરીના સેક્રેટરી તરીકે પણ સેવા બજાવે છેઃ મારા કંગાન્ગા જવા પછી તેઓશ્રીએ મિત્રમંડળની સભા બોલાવવાનો સેક્રેટરી તરીકે એક સરક્યુલર ફેરવ્યો. તેમા બધા ભાઇઓની સહીઓ લીધી. રાતના ૮ા નો સમય તેમાં દર્શાવાયલો. રાત્રે માત્ર થોડા ભાઈઓ ભેગા થયા. તપાસ કરતાં જણાયું કે અહીં એવી રૂઢ માન્યતા થઈ ગઈ છે કે સભા મળે તો તે ફંડ કરવા જ મળે. ત્યા જઈ પછી શરમાતું પડે તેના કરતાં જવું જ નહિ. જો કે મારે કંઈ ફંડ કરવાનું નહોતુ તેમ સભા મેળવવા માટે માસ્તર સાહેબને મેં કહ્યું નહોતુ. સાંજના તેઓશ્રીએ મને ખબર આપી હતી કે રાતના અમારા મંડળની સભા બોલાવી છે દેશ છોડીને પેટને ખાતર પરદેશ ગયો છતાં ત્યા પણ લુહાણો તે લુહાણો ! એ અનુભવ અહીં થયો.

### મુસ્લીમ એકસંપી

આવા નાના ગામમા માત્ર ચાર પાંચ ગણ્યાગાંઠ્યાને તે પણ બહુ સાધારણ સ્થિતિના મુસ્લીમભાઈઓ હોવા છતાં ગામમાં મસ્જીદ ને મુસાફરખાનુ ઉભું કર્યું છે. એ એમની ધર્મપ્રધાન ભાવના ને કામી એકસંપી બતાવે છે. આવી એકસપી આ દેશમાં સર્વ હિંદીભાઈઓમાં હોય તો કેવુ સારૂં !

### શોગા–નેટીવો

અહીંના મૂળવતની–નેટીવો 'શોગા' જાતિના કહેવાય છે. તેના ઉપરથી આ ડીસ્ટ્રીકટનું નામ 'બુશોગા' પડયું છે. દરેક શોગા–નેટીવ સાઈકલ રાખવાનો શોખ ધરાવે છે. તેઓ ભુલકણા ને સ્વભાવે બાળકોની મેર જાતિ જેવા ભોળા છેઃ શરીરે કદાવર હોય છે. એમની સ્ત્રીઓ પણ કદાવર ને મહેનતુ છે. સગાન્ડા જેટલી આ શોગા જાતિ

બુદ્ધિમાન નથી તો પણ પહેરવેશમાં, જુદા જુદા હુન્નર ઉદ્યોગ શીખવામાં હમણાં હમણાં બહુ સુધરવા લાગ્યા છે. આફ્રિકામાં એક છેડેથી બીજા છેડા સુધી નેટીવોમા બહુપત્નીનો રિવાજ તો છે જ. બહુ પત્નીવાદ હોવા છતાં શોકયો શોકયો વચ્ચે ખારવેધ નથી હોતો. એમના પટેલ–મુખી–Chief ને 'મામી' કહે છે.

હિંદમા જેમ અસંસ્કૃત શૂદ્ર જાતિમા ભૂતપ્રેત, પિશાચ, ડાકણ ઈત્યાદિની માન્યતા હોય છે. તેમ આ નેટીવોમા પણ છે તેથી તેઓ વહેમી છે. 'ગાન્ગા' શબ્દનો અર્થ પણ એની ભાષામા જાદુ થાય છે. એટલે એવા કોઈ જાદુગરો–મંત્ર જંત્રના ઢોંગીઓના અહીં વસવાટ હોય ને તે ઉપરથી આનુ નામ 'ડાંગાન્ગા' પડયુ હોય એવું અનુમાન થઈ શકે.

આ નેટીવો લાકડી–માટીના–Huts–ઝુમ્પા બાંધીને રહે છે. તેમાં જો કોઈ ઘરનુ માણસ મરી જાય તો તે ઝુમ્પો Hut ખાલી કરી નાંખે છે ને બનતા સુધી તો તે ઝુમ્પાની નજીકમાં જ તે મરનારને દાટે છે.

તેઓનો ખોરાક મુખ્યત્વે કરીને કેળા તેમજ માસનો હોય છે. પણ આજકાલ હવે આ શોગા જાતિ પણ મકાઈ વગેરે અનાજનો ઉપયોગ કરવાનુ શીખતી જાય છે. તમાકુ, નીમક–મીઠું ને માછુ આ ત્રણ વસ્તુઓ બહુ વાપરે છે. જાપાનીસ ઇમીટેશન રેશમનો વપરાશ પણ આ જાતિમા વધ્યો છે. નેટીવોએ પણ પોલ–ટેક્સ; હટ–ટેક્સ રોડ–ટેક્સ વગેરે કરો ગવર્નમેન્ટને આપવા પડે છે. જે બધા કરો મળી વાર્ષિક ૩૦–૩૫ શિલિંગ માથાદીઠ થાય છે તે કપાસની મોસમે વસુલ કરવામા આવે છે કારણ તેટલા માટે જ મોસમ ખુલવાની તારીખ ગવર્નમેન્ટ નક્કી કરે છે. આ જંગલી જાતિમાં પણ સત્કારની ભાવના છે. જ્યારે કોઈ મરી જાય છે ત્યારે સગાં સંબધીઓ તેના ઉપર ખાપણ નાંખે છે. American Cloth 'મરીકાન' ખરીદીને જેવો માણસ તે મુજબ લઇને નાંખે છે

કપાસ આ ડીસ્ટ્રીક્ટમાં વધુ ને સારો થાય છે. આ યુગાન્ડામાં નેટીવો જ કપાસનું વાવેતર કરે છે. ખેતીમાં પાવડા સિવાય બીજા હથિયારો વાપરતા નથી, પણ બધું કામ હાથથી કરે છે.

હિંદીઓની દુકાને કંઈ ખરીદ કરવા આવે ત્યારે હિંદી દુકાનદાર જે ભાવ કહે તેના કરતાં અરધી કિમ્મતે તે માગણી કરે છે. કૃષિવાનો માલ આટ આને માંગવાનુ પણ કહે છે કે આપણા લોકોએ જ શીખાડ્યુ છે.

પ્રથમ હિંદીઓ પ્રત્યે આ નેટીવો બહુ માનની દૃષ્ટિથી જોતા પરંતુ હવે એવુ કશુ રહ્યુ નથી. ક્રિશ્ચિયન પાદ્રીઓ તરફથી નેટીવોમાં હિંદીઓ સામે ઝેરી પ્રચારકાર્ય થઇ રહ્યુ છે.

## ક લી રો માં

અહીંથી સારે ૧૬–૧૭ માઈલ દૂર આવેલ 'કલીરો' નામક સ્થળે જવાનુ હતુ ત્યાંથી શ્રી. નારાયણ હુરજીને મોટર લોરી મોકલવાનુ મે ચાર પાંચ દહાડા પહેલા કહી મૂકેલ, પણ તેની લોરી ન આવતા ભાઇ કરસનજી કલ્યાણજીએ પોતાની મોટર–અમથી મને કલીરો મૂકી આવવા ડ્રાયવરને ઓર્ડર કર્યો. તે મુજબ તા. ૧૯મી જૂનના સવારના ૧૧ વાગતે હુ કલીરો પહોંચ્યો. શ્રી. રામજીભાઇ મૂળજીને ત્યાં ઉતર્યો. અમે જીન્જામાં અગાઉ મળ્યા હતા. ભાઇ નારાયણ હુરજીને ખબર મળતા તે ભાઇ પણ મળવા આવ્યા બને ભાઇઓ રમુજી ને સરળ સ્વભાવના સ્વતંત્ર ! 'લેખક કે પત્રકારનુ ઠેકાણું જ ન હોય' એ નારાયણભાઇનો અનુભવ હોવાથી લોરી મોકલી નહિ એ અજબ ખુલાસો જાણ્યો.

ત્યાં સી. પારેખની જીનેરીનો કેળવાયલો સ્ટાફ ! એટલે અનેક ચર્ચા થતાઇટ આફ્રિકા–યુગાન્ડાના હિંદીઓ વિષે ઘણુંય જાણવાનુ મળ્યું. બીજા પણ એકાદ બે લોહાણા ભાઇઓ અહીં વસે છે. આવતી કાલે જીન્જા જવાનો મેં વિચાર જણાવ્યો પરંતુ રામજીભાઇ ને નારાયણભાઇએ

એ વાત જ ઉડાવી દીધી. કોઇ રીતે જવાય નહિ. તેઓના આગ્રહે મને લાચાર બનાવ્યો. રાતના તો રામજીભાઇની દુકાનમાં યુવાનોની નાની મજાની ડીબેટિંગ સોસાયટી બની જતી. કેટલીક રમુજી ચર્ચાઓ થતી ને આનંદ અનુભવાતો.

અહી શ્રી. જમભાઇ ભટ્ટ કરીને એક ગજ્જન ગૃહસ્થ રહે છે. એમના પત્ની પણ આદર્શ ગૃહિણી ને કેળવાયેલાં બાનુ છે. એમને ત્યાં સવારે જમવાનું નિમંત્રણ મળ્યું.

કલીગે–ટાંકિનશીપ કંપાલ્ગાર્થી નાની છે. બન્ને સોદાણુભાઇઓ ત્યાંના પ્રમાણમા મોટા વેપારી છે. આનંદી ને હસમુખા મળતાવડા; વધારે એકજ પણ ખામાપીમી કે વેરઝેર નહિ. એકને બીજા વગર ચાલે નહિ. અહીની કંપની મને બહુ ગમી. અહી એક મામી Native chiefની મુલાકાત પણ મને રામજીભાઇની દુકાને થઇ, તેની સાથે હિંદની લડત, ત્યાના નેટીવોની સ્થિતિ વગેરે સંબંધમા ઘણી વાતો થઇ. 'મામી' અંગ્રેજી જાણતા હતા. મને પોતાને ત્યા આવવાનો બહુ આગ્રહ કર્યો પણ એમ સમય વિતાવવા માટે મારી પાસે વખત ન હતો તેથી એમની લાગણી માટે મે આભાર માન્યો ને સમયને અભાવે તેમને ત્યા જવાની અશક્તિ બતાવી.

બીજે દહાડે ભાઇ જમભાઇ ભટ્ટને ત્યા અમારી કંપની' જમવા ગઇ. બરાબર ૧૨ વાગે એક મોટા ગોળ ટેબલને ફરતી બેઠકો અમે લીધી. યુગાન્ડામા આવીને આ પહેલી જ વાર જાણે હુ ગુજરાતમાં હોઉં, બ્રહ્મક્ષત્રિય ને નાગર જેવી સોસાયટીને ત્યા જમતા હોઇએ, આદર્શ ગૃહિણી અતિથિને ભાવભર્યા આગ્રહથી જમાડતી હોય એવા ચિતાર ખડો થયો. આની સાથે બૈરાઓને લાંબા ઘુંઘટ કઢાવવામાં પોતાની આબરૂ રક્ષાની માનતા અહીંના હિંદુઓના બૈરાંઓની ચુલાની ચાકરડી જેવી કેદી હાલત ને એમના સમારની સરખામણી કરતાં આકાશ પાતાળ જેટલુ અંતર જણાયુ ત્યા નારીજાતિ અજ્ઞાન ને પરાધીન દશામાં ગબડતી હોય ત્યાં એ મહીલાઓને પેટ

માતૃભૂમિને સ્વતનના અપમાનનાર પ્રશ્ન ઉત્પન્ન થવાની આશા આકાશ કુસુમવત્ જ નીવડેને !

આજે આખોય દિવસ અમારો આ કળાવાવલી કંપનીના સહવાસમાં પસાર થયો. રાત્રિનો આનન્દજનક પ્રોગ્રામ ગોઠવાયો. પાનાની રમત ને હારમોનિયમપર મગીનની મીજલસ જામી પછી તો મસ્ખેમસ્ખા ત્યાં ગમ્મતનું પૂછવું જ શું ?

શ્રીયુત ભટ્ટે આવતી કાલે પોતાની મોટરમાં મને જીન્જા પહોંચાડવાનું વચન આપ્યું. નાગજીભાઈએ સાથ પૂરાવવો એ નક્કી થયું ને મોડી રાતે લગભગ ૧—૨ વાગતે સુતા (તા ૨૦-૬-૩૨)

## સ્નેહીઓ સંગાથે સફરમાં

તા. ૨૨મી જૂન ૧૯૩૨ના ૧૧॥ વાગતે હું કમ્પાલાથી પાછો જીન્જા આવી ગયો. યુગાન્ડામાં આવ્યા પછી ધાર્યા કરતા અહીં જ વધુ સમય લાગી ગયો. તબીયત નરમગરમ રહેતી જ હતી. મારા સસરા શ્રી લધુભાઈ ધરમશીના થયેલા અવસાનથી લૌકિક વ્યવહારે પણ મારે ભાઈ દામજીભાઈ લધુભાઈના મ્હોસુધી જવું જોઈએ. વળી સ્વર્ગસ્થે પણ મને ખાસ દામજીભાઈને મળવાનું કહ્યું હતું. શ્રી દામજીભાઈ લેન્ગો ડીસ્ટ્રીક્ટમાં આવેલા લીરા કે જે અહીંથી લગભગ ૩૦૦ માઈલ જેટલું દૂર થાય છે ત્યાં વી. એચ. ડું.ની બ્રેન્ચ ઑફિસે રહે. તબીયત તરફ નજર કરતા હિમ્મત થતી નહોતી, પરન્તુ શ્રી મૂળજીભાઈની ઈચ્છા હું ઈસ્ટર્ન પ્રોવિન્સમાં જઈ આવ્યા પછી જ જીન્જા છોડું તો ઠીક એવી હતી. એ લાંબી સફરમાં મને બની શકે ત્યાં સુધી અગવડ ન અનુભવવી પડે તેવી યોજના તેઓશ્રીએ કરી રાખી હોય એમ જણાયું. એ ભાઈની સલાહથી મેં ઈસ્ટર્ન પ્રોવિન્સમાં જવાનો નિશ્ચય તો કર્યો.

એ દહાડા પછી શ્રીમાન મૂળજીભાઈને એક સમધીના વ્યવહારિક પ્રસંગમાં ભાગ લેવા કેનીઆમાં એક સ્થળે જવાનું હતું. તેની સંગાથે મારે તથા શ્રી પ્રધાનભાઈએ પણ જવું અને ત્યાંથી પરભારા

શ્રી. પ્રધાનભાઇ પુરૂષોત્તમ લાખાણી સાથે મારે લીરા જવું, એવો પ્રોગ્રામ ગોઠવાયો.

તેથી બે ત્રણ દિવસ અહીં આરામ લીધો. તા. ૨૫મી જૂનના ૩॥ વાગતે શ્રી રામજીભાઇ વીરજી, પ્રધાનભાઇ ને હું શ્રી. મૂળજીભાઇ સંગાથે કેનીઆમાં જવા રવાના થયા. ઈગાન્ગાથી ભાઇ કરશનજી કલ્યાણજીને સાથે લઇ બુકોબોલી જીનેરીએ હરજીભાઇ પાસે આવ્યા. શ્રીમાન મૂળજીભાઇની ભારે કારની ઝડપી સ્પીડે ડ્રાયવર, પ્રધાનભાઇની કારને બુકાબોલી લાવ્યો; તેથી પમ્પો, પાણીની ટાંકી વગેરે ડિસ-ઓર્ડર થઇ ગયા. તે કારને રીપેર કરીને મલિકેશી જીનેરીએ લાવવા ડ્રાયવરને સુચના આપી. અમે સૌ શ્રી. મૂળજીભાઇની કારમાં સાંજના ૭॥ વાગતે બુકાબોલીથી રવાના થયા. શ્રી મૂળજીભાઇની રોલ્સરોઇસ જેવી લેન્ડો કાર ૨ કલાકમાં ટરોરો પહોંચી. ત્યાં ઇમીગ્રેશન ઓફિસે ૦॥ કલાક રોકાઇ ૧૦ વાગતે બુટીરો જીનેરીએ જવા ઉપડયા. ટરોરોથી બુટીરો ૩૨ માઇલ દૂર થાય. જીનેરી ચાલુ હતી. એના મેનેજર શ્રી. જેઠાભાઇ પટેલને ત્યા ચાહપાણી લઇ અમે કેનીઆમાં આવેલ મલિકેશી જીનેરીએ જવા ૧૧ વાગતે રાતના ઉપડયા. ત્યાં ઇસ્ટર્ન પ્રોવિન્સમાંથી આવેલા અન્ય ભાઇઓ સાથે ભેગા થવું, એવુ નક્કી થયું હતુ. બુટીરોથી મલિકેશી જતા રસ્તામા કેનીઆ અને યુગાન્ડાની સરહદે એક મોટી રમણિય નદી આવે છે. રાતના ૧૨ વાગતે અમે મલિકેશી જીનેરીએ પહોચ્યા

મલિકેશી યુગાન્ડા અને કેનીઆની સરહદપર આવેલુ સારૂં હવા-પાણીવાળું સ્થળ છે આજુબાજુ ડુંગરાની હારમાળાની ખીણમા તે આવેલ છે. સૂર્યનાં આછા મોનેરી પ્રકાશમા એમનો દેખાવ અતિ રળિયામણો અને આકર્ષક લાગે છે.

શ્રી. પ્રધાનભાઇની કાર રિપેઇર કરી ડ્રાયવરને મલિકેશી લાવવા કહેલું તે કાર આવી નહિ સવારના ૯ વાગતે અમે સૌ મલિકેશીથી મ્બાલ્બાલા જવા નીકળ્યા મ્બાલ્બાલા મલિકેશીથી ૨૩ માઇલ થાય.

અમે ટરોરો પહોચ્યા અહીં શ્રી પ્રધાનભાઇના ગામના જ-વડવાળાના વતની વગ્મશી કરીને ડ્રાઇવર રહે છે તેણે ખામી સુધારી આપી. તે સુધર્યા પછી છ વાગતે અમે ટરોરાથી મ્બાલે જવા ઉપડ્યા

ટરોરાથી મ્બાલે ૨૮ માઈલ થાય રસ્તા સુદર અને કુદરતી સીન સીનેરીને નિરખતા અમે ૭ા વાગતે મ્બાલે પહોચ્યા સ્વતત્રતા ને પરાધીનતા વચ્ચે આલઅનતી જેટલો ફેરફાર અનુભવ્યો મ્બાલેમા કિસુમુવાળા ભાઈ દુલભજી સુંદરજીને ત્યા ૨ કલાક રોકાયા અહીં મારા ગામના એક સુતાર અનાયાસે મળી ગયા પરદેશમા વતનનુ પક્ષીય વ્હાલુ લાગે એ જનકહેતીનો સાક્ષાત્કાર થયો રાતના ૯-૩૦ વાગતે અમે મ્બાલે છોડયુ ને ત્યાથી ૮૫ માઈલ દૂર સરોટી રાતના ૧૨ વાગતે પહોચ્યા શ્રી પ્રધાનભાઇ જેવા ગમ્મતી સ્વભાવના ભાઈ સાથેની આ મુસાકરી ઘણી આન જનક બની હતી.

સરોટીમા રાતના ૧૨ વાગતે શેઠ કરશનદાસ મોનજીને ત્યા ગયા સરોટીથી પિનિરોક જીનેરી જ્યા પ્રધાનભાઈ રહે છે તે ત્રીસેક માઇલ થાય અને લીરા ૮૦ માઇલ થાય

સવારના જીન્જાવાળા ભાઇ રામજી વીરજીની મોટરલોરી સરોટીથી લીરા જવાની હતી મ્બાલેમા એમના મહેતાજી હરિલાલે મને કહેલુ કે આપણી સાથે લીરા આવજો આ સગવડ હોવાથી શ્રી પ્રધાનભાઇને મારે સરોટી રોકી રાખવા મને ઠીક ન લાગ્યુ. તેથી તે ભાઇને મે આગ્રહપૂર્વક પિનિરોક જીનેરીએ જવા કહ્યુ કેટલીક આનાકાની પછી તે ભાઇએ મારી વાત સ્વીકારી ને પોતે પિલિરોક જીનેરીએ જવા રવાના થયા

સવારે ૧૧ વાગતે (તા ૨૮-૬-૩૨) ભાઇ હરિલાલ સાથે એની મોટર લોરીમા લીરા જવા ઉપડયો. અમારી સગાથે મરકન્ટાઇલ કુ વાળા ભાઇ સુતરિયા પણ હતા અમારી કપની ગમ્મત કરતી સાંજના ૪ વાગતે લીરા પહોચી

## લીરા

જીન્જાથી લગભગ ૨૭૫ માઇલ દૂર ઇસ્ટર્ન પ્રોવિન્સના લેન્ગો ડીસ્ટ્રીક્ટનું આ હેડક્વૉર્ટર છે. ડી. સી. ની ઑફિસ તથા કોર્ટ તથા પોલિસ થાણું વગેરે છે. ગામની રચના સુંદર છે ભાઈ સુતરિયાને પણ મારી સાથે ભાઈ દામજી લધુભાઈને ત્યાં જ ઉતરવાનું હતું. ભાઈ દામજીના પિતાશ્રી લધુભાઈનું દેશમાં અવસાન થયેલું એટલે મારે તો એમને મળવા આવવાનું જ હતું. તે ભાઈ પણ મારી માર્ગપ્રતિક્ષા કરી રહ્યા હતા.

## હિંદીઓ

ખોજા, પટેલ, બ્રાહ્મણાદિ મળીને લગભગ ૬૦—૭૦ હિંદીઓની અહીં દુકાનો છે. એક યુવકમંડળ છે. તેને અંગે એક લાયબ્રેરી ચાલે છે. ઇન્ડિયન એસોસિએશનના આશ્રય નીચે એક ગુજરાતી સ્કૂલ ચાલે છે. ગવર્નમેન્ટ કેમ્પમાં સરકારી ઑફિસો આવેલી છે. હિંદના ને આ તરફ હિંદી માનસમાં કાંઇ ખાસ પરિવર્તન થયું લાગતું નથી. V. H. & Co તેમજ શેઠ નાનજીભાઈ કાળીદાસની જીનેરીઓ થઇ ત્યારપછી જ આ ડીસ્ટ્રીક્ટમાં લોહાણા ભાઈઓની વસ્તી થઈ છે. કોટનનું વાવેતર અહીં સારા પ્રમાણમાં થાય છે. ટરોરોથી સરોકી સુધી રેલ્વે બ્રાન્ચ લાઇન છે પરતુ સરોકીથી લીરા ને કીટગુમ સુધી ટ્રાન્સપોર્ટનું કામ મોટર લોરીઓથી થાય છે. કેટલાક હિંદી યુવાનો અહીં ઉત્સાહી છે. અહીંથી સુદાનમાં થઇ કેરો-ઇજીપ્તથી યુરોપ જવાય છે. હિંદીઓને સુદાનમાં વેપાર કરવાનાં લાઇસન્સ મળી શકતાં નથી. સુદાનની સરહદ નજીકમાં જ છે.

## લેન્ગો-નેટીવો

આ લેન્ગો ડીસ્ટ્રીકટના નેટીવો તદ્દન નગ્ન શરીરે રહે છે જો કે હવેની જન્મતી પ્રજા દેખાદેખીએ કપડાં પહેરતી થઇ છે, પણ તે માત્ર એક ચડ્ડી ને ગજીફરાક. સ્રીઓ પણ શરીર ઢાંકવા એક પટકો

અનુપમ છે. આ લેન્ગો-નેટીવ જાતિ બહુ તર્કશક્તિ ધરાવે છે. નેટીવ લુકિકો-કોર્ટમાં ઉલટ તપાસમાં પૂછાતા અક્કપક્ક સવાલ જવાબ જોવાનો પ્રસંગ મળ્યો હોય તે ખાત્રી કરી શકયા હશે. પ્રત્યેક જીલ્લાના નેટીવો જાતિ જાતિમાં બહુ મળેલા હોય છે. તમારા ઘરમાં ગમે તેટલા નેટીવો નોકરી હોય; તેમાં એ. ચોરી કરે ને બીજો જોતો હોય-જાણતો હોય છતાં તમે તેને મારી નાખો તો પણ તે પોતાના જાતભાઇએ 'ચોરી કરી છે' તેમ કદી કહેશે નહિ. જગલી-નેટીવોમાં



**કુદરતની અજબ કરામત!**

એક નેટીવ સ્ત્રીને અવતરેલા એકશરીરી જોડીઆ બાળકો જન્મતા જ મૃત્યુવશ થયા. (અગોરા હોસ્પીટાલ)

પણ સપ ને અકયતાની આ ઉત્તમ ભાવના જોઇ હિંદીઓના તેથી ઉલટા જ વર્તન માટે ખેદ થયો. હિંદીઓ પોતાના ઘરકામ કરવા માટે નેટીવ મરદોને નોકરીમા રાખે છે. તેનો પગાર માસિક શિલિંગ પાંચ સુધી અપાય છે એને પહેરવા માટે ચડી આપવામા આવે છે.

નેટીવોને કોઇ પણ હુન્નર શીખવાડવામાં આવે તો તે જલદી શીખી જાય છે. કહે છે કે દાયકા પહેલાં આ નેટીવોની જાત એટલી બધી ડરકણ હતી કે હિંદીઓની દુકાનમાં ન પેસતી. તેથી પછી તેમને પરચુરણ ગોજની ખપતની વસ્તુઓ નીમક, માણુ, બાકસ વગેરેને કેટલાંક ખાનાવાળા એક ખુમચામાં ગોઠવી દુકાનની બહારના ભાગમાં એક તરફ બાંકડો રાખવામાં આવતો. એ પ્રથા હજીય ચાલુ છે.

સુદાનની સરહદ સરહદપરના નેટીવો 'નુબી' જાતિના છે. કદાવર ને મજબુત બાંધાના. તેમની સ્ત્રીઓ પણ તેટલી જ મજબુત! નુબિયા જાત મેં પ્રથમવાર અહીં જોઇ. આ નુબિયા જાતિના નેટીવોને આ કોલોનીમાં અમલદારી-પોલિસ ખાતામાં નોકરી રાખવા માટે પહેલી પસંદગી અપાય છે. હેતુપુરઃસર આ પસંદગી થાય છે.

## સ્નેહ—સંમેલન

અત્રે મારા આવ્યા પછી યુવકમંડળના કાર્યવાહકો તરફથી એક સ્નેહ-સમેલન યોજવામાં આવ્યુ હતું. જે મેળાવડાના પ્રગટ થયેલા અહેવાલનો ટુંક સાર નીચે મુજબ:

'જાણીતા પત્રકાર ભાઇ નારાયણજી ડોસાણીનું અત્રે આગમન થતાં શ્રી. લીગ યુવક મંડળના કાર્યવાહકોએ એમના સત્કારાર્થે તા. ૩૦ મી જૂન સન ૧૯૩૨ ની સાંજના પાા વાગતે મેસર્સ અંબારામ એન્ડ જમનાદાસ કુાં.ના મકાને શેઠ પીરભાઇ અલીમહમ્મદના પ્રમુખપણા નીચે એક સ્નેહ-સંમેલનનો મેળાવડો યોજ્યો હતો. આ મેળાવડામા શ્રી. યુવક મંડળના સભ્યો ઉપરાંત ગામના સર્વ પ્રતિષ્ઠિત વેપારીઓ તેમજ ગવર્નમેન્ટ ઑફિસોમાં કામ કરતા ગુજરાતી ભાઇઓએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. સંમેલનને સફળ બનાવવા યુવક મંડળના સેક્રેટરી ભાઇ ડાહ્યાભાઇ પટેલે ખાસ જહેમત ઉઠાવી હતી.

શરૂઆતમાં પ્રેસિડેન્ડ સાહેબે પોતાની જોરદાર વાણીમાં

એક પત્રકાર તરીકે, સમાજ સુધારક તેમજ સમાજ સેવક તરીકે શ્રી. ભાઇ ડોસાણીનો પરિચય આપ્યા પછી યુવક મંડળના મંત્રીજીએ પુષ્પમાળથી ભાઇ ડોસાણીનો સત્કાર કર્યો હતો.

વળતા જવાબમાં ભાઇ ડોસાણીએ યુવક મંડળના કાર્યકર્તાઓ તથા પધારેલા સજ્જનોનો આભાર માની જણાવ્યુ હતું કેઃ—વ્હાલા ભાઇઓ ! આ પુષ્પહારની મધુરી સુવાસમાં તમારા હૃદયની સ્નેહમય ભાવના ટપકે છે. તે સાથે અમારી ફરજો અદા કરવાની તેમાં પ્રેરણા છે. યુવકો એ રાષ્ટ્રનું ધન છે. જગતના ઇતિહાસમાં જોશો કે દુનિયાના મહારાજ્યોની ઉથલપાથલ અને સામાજિક, ધાર્મિક ક્રાંતિની ચીનગારીઓ યુવકોએ જ સળગાવી સાચાં રાષ્ટ્ર સરજાવ્યાં છે. હિંદથી હજારો માઇલ દૂર આવા અરણ્ય જેવા પ્રદેશમા ધધાર્થે આવેલા ગણ્યાગાંઠયાં યુવકાએ પણ એક મડળ સ્થાપી સુંદર લાયબ્રેરી હસ્તિમા આણવા બદલ હુ એમને ધન્યવાદ આપુ છુ. અહીંના સજોગો જોતાં આટલુ આ કાર્ય પણ ઠીક જ ગણાય. સાહિત્ય જીવન એ પ્રગતિનું પ્રથમ પગથિયું છે ઇ. કહ્યા પછી યુવકોની ફરજો પર મનનીય વિવેચન કર્યુ. પછીથી સાઉથ આફ્રિકાના હિંદી જીવનનો થોડો ખ્યાલ આપી જણાવ્યુ કે, સાઉથના કરતાં ઇસ્ટ આફ્રિકાની સ્થિતિ જુદી છે. અહીં પણ હવે થોડે ઝાઝે અંશે ગોરા વેપારીઓ તરફથી સાઉથનું અનુકરણ થતુ જોવાય છે. એમને સત્તાની પણ મદદ મળે છે. હિંદી પ્રજાએ હવે આ પ્રદેશમાં સ્વમાનભેર રહેવું હોય તો સંકુચિત દૃષ્ટિ અને નીચ પ્રકારની સ્વાર્થભાવનાને તજી દઇ સારું સંગઠન કરવાની જરૂર છે. સાથે ઉત્તમ પ્રકારની રહેણીકરણી પણ હોવી જોઇએ ,વગેરે કહી સપ અને ઐક્યતાની ખાસ જરૂર જણાવી હતી.

ત્યારબાદ આજના કફોડા વેપારના સજોગોપર બોલતાં જણાવ્યું હતું કેઃ ૧૯૧૪નાં વિશ્વવ્યાપી યુદ્ધ પછી આખા જગતને આર્થિક પ્રશ્ન મુંઝવી રહ્યો છે. આ દેશમાં પણ વેપારના અતિ કફોડા સંજોગો ઉભા થતા જાય છે. કેટલેક અંશે–આપણે પોતે પણ એ માટે

જવાબદાર છીએ તેથી બીજાને દોષ દેવા કરતા આપણા પોતાના દોષો પહેલા દૂર કરવા તૈયાર રહેવુ જોઇએ વેપારમા આપસઆપસમા ઓરી હરિફાઇ તજવી જોઇએ જમાનાને ઓળખી હિંદી વેપારીવર્ગનુ સંગઠન નહિ કરાય તો આ દેશમા ૫ વર્ષ પછી હિંદીઓનુ સ્થાન રહેશે નહિ

પછી સામાજિક સ્થિતિપર આવતા યુગાન્ડામા જન્મેલા બાળકોની નાગરિક સ્થિતિ સુધારવા માટે વ્યાયામશાળા કે કેળવણી આપવાની કોઇ સંગીન વ્યવસ્થા નહિ હોવા વિષે ધ્યાન ખેચ્યુ હતુ બાળકો પ્રત્યે માબાપોની બેદરકારી માટે ખેદ દર્શાવ્યો હતો

ભાઈ મોતીભાઇ પટેલે વક્તાનો આભાર માન્યો હતો અંતમા પ્રેસિડન્ટ સાહેબે ઉપસંહાર કરતા જણાવ્યુ હતુ કે આપણા મ્હેમાન ભાઇ ડોમાણીએ પોતાના અનુભવથી ઘણી બાબતોમા આપણુ લક્ષ ખેચી આપણને આભારી બનાવ્યા છે એમના અણમોલ ઉપદેશો હૃદયમા ઉતારી અમલી બનાવવા હુ સર્વ ભાઇઓને અરજ કરૂં છુ પછી ચાહ અને સિગ્રેટને ન્યાય અપાયા બાદ મેળાવડો રાતના ૮॥ વાગતે વિસર્જન થયો

## સ્કૂલનો મેળાવડો

ગુરુવારના (તા ૧–૭– ૨) સવારના ૮॥ વાગતે અત્રે ચાલતી ઇન્ડિયન સ્કૂલના બાળકોની ૬ માસિક પરીક્ષા લેવાઇ તે માટે સીદાઇ દેવા સ્કૂલના મકાનમા એક મેળાવડો કરવામા આવ્યો હતો પ્રારંભમા એક બાળક તથા બે ખોજા બાળકીઓએ રાષ્ટ્રગીત ગાયુ પછીથી બે ખોજા બાળકીઓએ ગાંધીજી, સ્વરાજ્ય લઇ ઘેર આવજો રે' વાળુ ગીત હળવી હલકેથી ગાઇ વાતાવરણ સુમધુર બનાવ્યુ હતુ તે પછી સ્કૂલ કમિટિના સેક્રેટરી ગ ૫ ભાએ સ્કૂલની સ્થાપના, તેને અંગેનુ નજીવુ ફંડ વગેરે બાબતોથી ભાઇ ડોમાણીને જાણીતા કર્યા હતા બાદ ભાઇ ડોમાણીએ બાળકોને માતાપિતા ગુરૂ અને વડીલો તરફ વિનયી અને નમ્ર બનવાનો ઉપદેશ આપ્યો

-હતો. સાચી કેળવણી વિદ્યાર્થીઓને નમ્ર બનાવે. એ વાત નિરંતર હૃદયમાં રાખવા ભલામણ કરી હતી.'

## પિલિટોક જીનેરીએ

સરોઠીમાં કરેલા સંકેત મુજબ શ્રી. પ્રધાનભાઇ (તા. ૩૦–૬–૩૨) પોતાની કાર લઇ ૪ વાગ્યે મને લીરા તેડવા આવ્યા. ઘણા વર્ષે અંગત સંબંધીઓનું મિલન છૂટા પડતી વખતે દુઃખકારક જણાય. આજે હું ન જાઉં એવી દામજીની ઇચ્છા. શ્રી. પ્રધાનભાઈ સમત થયા ને આવતી કાલે પોસ્ટવાનમાં મારે પ્રધાનભાઈ પાસે જવું એમ નક્કી થયું. સાંજે કેમ્પ તરફ અને આજુબાજુના સ્થળોએ ફરવા ગયા. મિત્રો–સ્નેહીઓને મળી તા. ૨ જી જુલાઇ ૧૯૩૨ના રોજ ખોજા ઈસમાઇલ ખીમજીની પોસ્ટ મોટર–બસમાં હું રસ્તામાં કબીરામાઇડો થઇને ભાઇ પ્રધાનભાઇને ત્યાં પિલિટોક જીનેરીએ ગયો. જીનેરી જોઇ સાંજના ટાઉનશીપ તરફ ફરવા ગયા. એ રાત શ્રી. પ્રધાનભાઇના બંગલામાં પસાર કરી. બીજે દહાડે સાંજના ૫ વાગતે શ્રી. પ્રધાનભાઇ કાર લઇ મારી સાથે સરોઠી આવ્યા.

## સ રો ઠી

ટેસો ડીસ્ટ્રીકટનું સરોઠી હેડકવૉર્ટર છે. રેલ્વે સ્ટેશન છે. ટાઉનથી રેલ્વે સ્ટેશન પાંચ પાંચ માઇલ દૂર થાય છે. હૉસ્પીટલ, જેલ, કોર્ટ, કચેરી, ડી. સી. ની ઑફિસ, પોલિસ થાણું વગેરે છે. લીરા કરતાં આ હેડકવૉર્ટર મોટું છે. ટેસો ડીસ્ટ્રીકટનું ક્ષેત્રફળ પ્રત્યેક દિશાએ ૪૫ માઇલ જેટલું છે. કલબ ગ્રાઉન્ડ છે. વેપારીઓમાં પટેલ, લોહાણા, ખોજા વગેરે મુખ્ય હિંદીઓ છે. લોહાણા ભાઇઓના લગભગ ૧૮ ઘર છે. શેઠ રામજી વીરજી, કરશનદાસ મોનજી, શેઠ લાલજી કાનજી વગેરે ભાઇઓનો સારો વેપાર છે. અહીંની હૉસ્પીટાલમાં ડૉ. રાજા કરીને એક ભાઇ સરવીસ કરે છે: ઘણા માયાળુ છે. એ સિવાય શેઠ

કરશનદાસ મોનજી, હરજીવન પટેલ તથા શ્રી રામજી વીરજી બ્રેન્ચના મેનેજર વીરચંદ વગેરે ભાઈઓની કંપની મઝાની મળી હતી

## ગવર્નમેન્ટ હોસ્પીટાલમાં

તા ૫–૭–૩૨ સવારના ૧૧ વાગતે ડૉ રાજાની ચિઠ્ઠીથી એક નેગ્રીવ દરદીને ઓપરેશન કરવાનુ હતુ તે જોવા હુ અહીંની ગવર્નમેન્ટ હોસ્પીટલમા ગયો

ઓપરેશન રૂમમા એક મજબુત બાંધાનો નેટીવ દરદી પડ્યો હતો તેને પાટ ઉપર સૂવાડ્યો વધરાવળનુ થતુ ઓપરેશન જોવાનો મારો આ પ્રથમ પ્રસગ હતો પ્રથમ દરદીને કુલાના માસમા ઇન્જેક્શન અપાયુ પાચ મિનિટે તેની જોઈએ તેવી અસર દરદીપર ન થવાથી તેને બેભાન કરવા કલોરોફોર્મનો ઉપયોગ કરવામા આવ્યો કે થોડી વારમાજ દરદી ગાવા લાગ્યો ખૂબ જોર કરતો આખરે બેભાન થયો કે તુરત જ ડૉક્ટરે ચપ્પુથી ઉપરની ચામડીના ૨ ચીરીઆ કરી નસોમાથી લોહી વહી ન જાય માટે તેને ચિપિયા જેવા ઓજારેથી દબાવ્યા પાણી કાઢી નાખ્યુ ગોળીઓ બહાર કાઢી પાછી ગોઠવી બકરાના આતરડાના બારીક દોરાથી ટાકા ટેભા લગાડી ૨૦થી ૨૫ મિનિટમા ઓપરેશન કાર્ય પૂરૂ કર્યું

પ્રભુના બનાવેલા સર્વ મનુષ્યોની–પછી ભલે તે કાળા હોય, ધોળા હોય કે પછી વાને હોય તો પણ શરીરની રચના તો સર્વની સરખી જ હોય છે, ઓપરેશન રૂમમા દરદી, હું ડૉક્ટર રાજા તેમજ ૨ નેગ્રીવ 'વેઇટર' હતા ડૉક્ટર હાથ સાફ કરી બહાર આવ્યા પછી મને હોસ્પીટાલમાના 'In–door' દરદીઓના બ્લોકો તથા વૉર્ડો, સ્ત્રીઓના વૉર્ડો વગેરે બતાવ્યા આ પ્રદેશમા સેકડે ૮૦ ટકા નેટીવ સ્ત્રી પુરૂષો સિફીલિસના–ગરમીના દરદથી પીડાય છે

## રૂઢિના ગુલામ

આ બધુ જોઈ અમે ઑફિસમા આવ્યા આ વખતે એક હિંદુ સ્ત્રી દવા લેવા માટે આવી તેનો ધણી સાથે હતો આ બ્હેને મઝાની

સાડી, પોલકું, ચણીયો પહેરેલાં હતાં. હાથ પગ તથા આખું અંગ સોનાથી ભરેલું પરંતુ તેના પગ ઉઘાડા જોઇ ડૉક્ટર રાજાને મેં પૂછ્યું કે: આ બાઇ સારા ઘરની સ્ત્રી લાગે છે. છતાં પગમાં કેમ સપાટ કે ચપલ નથી પહેર્યાં ?

ત્યારે ભાઇ રાજાએ કહ્યું કે: એ બાઇ.........છે. અહીં હિંદુઓમાં હજી બાવા આદમના જમાના પ્રમાણેના રિવાજો ચાલુ છે. બાયડીથી પગમાં કંઈ ન પહેરાય એવી એની માન્યતા છે:

આ વખતે સિંધના બની બેઠેલા રાજા વચ્ચે ક્ષત્રિયોનાં સ્વમાન હણવા જે અપમાનજનક કાયદાઓ ઘડયા હતા તેનું મને સ્મરણ થયું. સ્ત્રીના શરીર મરક્ષણ માટે પણ એનાથી પગમાં ચપલ પહેરાય નહિ-અથવા તો સ્ત્રી એમ પગમાં ચપલ પહેરે તો એ સ્ત્રીના માલિકનું મહત્વ ઘટી જાય ! એવી માન્યતા ધરાવનાર-સત્તાધારી પુરૂષોની, કોલોનીની ગવર્નમેન્ટ કાયદાઓ ઘડી સ્વતંત્રતા હરી લે તો તેમાં આશ્ચર્ય થવા જેવું શું છે ? બીજાને સ્વતંત્રતા આપી શકતો નથી તે સ્વતંત્રતા મેળવી પણ શી રીતે શકે ? ખરેખર રૂઢીચુસ્ત હિંદુઓના માનસમા અહીં કઇ પલટો નથી થયો

સાંજના કલાકમા અમે ફરવા ગયા.

## અંગોરા મીશન હોસ્પીટાલ

**આજે** ( તા. ૬-૭-૩૨ ) બપોરના ૨ વાગતે શેઠ કરશનદાસ મોનજી, હું તથા હરજીવન પરેલ ત્રણેયની કંપની અંગોરા હોસ્પીટાલ જોવા ગયા. સગેડીથી અંગોરા ૩૨ માઇલ દૂર થાય છે હોસ્પીટાલ ઊંચાણમાં હીલ્સ ઉપર છે. ચોતરફ ડુંગરાઓની હારમાળા છે. આ તરફ આ હોસ્પીટાલ બહુ માનીતી ને જાણીતી છે. ચર્ચ મીશનરી સોસાયટીની એ હોસ્પીટાલ છે. વ્યવસ્થા ને વાતાવરણ ઘણું સરસ. હિંદીઓ માટે બે રૂમો કોઇએ અહીં બધાવી આપેલા છે. કુદરતી સૌન્દર્ય ઘણુ મઝાનું છે. અપૂર્વ શાંતિ અને સાદાઇ છે.

વરસાદ ઝીણો ઝીણો પડતો હતો અહીં કલીગવાળા ભાઇ નારણ હરજીના ભાઇ પોતાના બાળકની દવા કરાવવા આવેલા તે મળ્યા તે ભાઇ સમ્મતી જણાવતા મહેરુ હોસ્પીટાલના ચાર્જ સમધી કેટલીક વાતો કરી એમના જણાવવા મુજબ દર્દીયનો પાસેથી ફાવે તેટલું આ હોસ્પીટાલના ડોક્ટરો ચાર્જ કરે છે

અહીં હોસ્પીટાલ, ઓપરેશન રુમો સીસ્ટર્સ તથા ડૉકટરોને રહેવાના મકાન પરતુ સ્વચ્છ વૉર્ડસ તથા એક નેગીવ સ્ત્રીને અવતરેલા એકશરીરી જોડીઆ બાળકોની આકૃતિ વગેરે જોયા પછી અમે ત્યાથી પાછા ફરતા ચેર નામ ટાઉનશીપમા પહોચ્યા

## ચેર

આ તરફ યુરોપિયન માલિકીની પ જીનેરીઓ છે ચેરમા ભાઇ નાનજી જીવણજીની મુના ાત થઈ તે ભાઇ E A G co ની જીનેરીમા નોકરી કે છે લાગા ઘિપ્રધાન સુવભ છે અમને પોતાને ઘેર તેડી ગયા નાત જે ાઇ જવાનો આગ્રહ કર્યો પરતુ અમારાથી રોગવાય તેમ હતુ નહિ કારણકે આજે મરોલીમા ૮ વાગે જ્ઞાતિસભા મળવાની હતી છેવટે કોઇ પણ બોલે જમીને જવાનું અમને કહ્યુ પણ સમયના અભાવે અમે લાચારી બતાવી

ત્યાથી ગતના ૭ા વાગતે મરોલી આવવા અમે ઉપડયા મરોલી અહીંથી લગભગ ૨૦ માઇલ થાય આ તરફ એક જાતની માન્યતા રૂઢ થયેલી છે કે આપણે મોટરમાર્ગ વઇને કયાય ગયા હોઇએ, ત્યા જમવાનો કોઇ આગ્રહ કરે ને આપણે ન જમતા ચાલી નીકળીએ તો કઇ ને કઇ વિઘ્ન મોટરમાર્ગને નડે અમને પણ જમવાનો આગ્રહ કરતા અમે ગભરા ન હતા તેથી કે ગમે તેમ પણ ચેરથી મરોલી જતા રસ્તામા અમને ત્રણ મુશ્કેલીઓ નડી

## કારમી કસોટી

હરસનદાસભાઇની મોટરકાર એટલે ઘણી પડીમા ખખુમાઇ જતી- રીસાઇ જતી બાળકી વહુ જેવી ! ચેરેથી સમય હવા સેકન્ડહેન્ડ

ખરીદેલી. ચેરથી રવાના થયા પછી વરસાદ ઝીણો ઝીણો પડતો હતો. ઠંડો પવન સાથે ફુંકાતો હતો. અષાડ મહિનાની બિહામણી મેઘલી-રાત પછી પુછવું જ શું? અમે ૦ાા કલાકમાં નવેક માઇલ ગયા પછી જુગોન્ડાનો રસ્તો જ્યાંથી ક્રોસિંગ થાય છે ત્યાંથી સરોડીના માર્ગે વળ્યા. અને એ માનીતી લાડી— શયતાનનુ ચક્કર રીસાયું. આકાશમાં તોપોના જાણે ભડાકા થતા હોય એમ મેઘ ગર્જનાઓ થવા લાગી. એવામાં મોટરકારનો કલચ તૂટી પડયો ને એક ડગલું પણ આગળ વધવા ના પાડી. સરોડી દશ માઇલ હજી દૂર હતું ત્યાં એક સાઇડમાં જઇ અટકી પડી. આવે સમયે રસ્તામાં કોઇ મનુષ્ય તો શું પણ પક્ષીનો—પણ અવાજ સરખોય મળાય નહિ. વરસાદ, પવન અને ઠંડી સુસવાટા કરતી મોટરકારમાં બેઠેલા અમારા શરીરને સ્પર્શે કે કમકમાટી છૂટે. ત્રણેમાંથી કોઇએ રેઇન-કોટ કે છત્રી સાથે લીધી નહોતી. ફાનસ કે સર્ચલાઇટ પણ ન મળે. આવી ભયંકર રાત્રિએ હવે સરોડી શી રીતે સહીસલામત પહોચવું? એ વિચાર થઈ પડયો. હરજીવન પટેલ ને કરશનદાસભાઇ અરસપરસ વાત કરવા મડયા કેઃ ચેરમાં નાનજીએ જમવાનું કહ્યું ને આપણે ન રોકાયા ત્યારથી મને તો ઊગી આવ્યું હતું કે આપણે ટાઇમસર આ કારથી સરોડી ભાગ્યે જ પહોંચી શકશુ.

મેં કહ્યુંઃ તેમાં શું થઇ ગયુ? એ તો ખાલી વહેમ ને શંકા. દશ માઇલ જ દૂર ફક્ત સરોડી છે તો ચાલો આપણે ત્રણે જણ ચાલવા માડીએ. જે થવાનું હશે તે થશે. રસ્તામાં કોઇ નેટીવના ઝુમ્પા આવશે તો ત્યાં જઇ પૈસા આપી કોઇને સાથે લઇશું. આમ કહીને હિમ્મત આપી.

કરશનદાસભાઇએ કહ્યુંઃ બીજું તો કાંઇ નહિ પણ રસ્તામાં હિંસક પ્રાણીઓ—જનાવરો હુમલો કરે તો પીડા થઇ પડે.

મેં કહ્યુંઃ આપણે ત્રણે જણા સાથે હોઇએ તો કાંઇ ભય જેવું નથી.

આમ શરમમાં ને શરમમાં હરજીવન પટેલ, કરશનદાસભાઇ

ને હું ત્રણે જણા પગે ચાલતા નીકળ્યા. એમાં પાણી ચાલ્યા હઈશું ત્યાં તો કરશનદાસભાઈ પટેલ ને મારા ત્રણેના બૂટ વરસાદના કાદવથી ખરડાઈ ગયા ને ભાર વધ્યો. કરશનદાસભાઈએ કહ્યું કે સરોડીની જ્ઞાતિ સભામાં આપણે હવે નહિ પહોંચી શકીએ તે લોકો રાહ જોઈને ચાલ્યા જશે. મારું માનો તો એક સુચના કરું તે એ કે આપણે મોટરમાર્ગમાં બેસી રહીએ ને નેટીવ-બોયને સરોડી મોકલીએ તે ડૉક્ટર રાજાને ખબર આપે ને ડૉક્ટર રાજા પોતાની મોટરથી આપણને લઈ જાય એમ કરવું ઠીક છે.

અમે જાણ્યું કે એ સુચના પણ વાજબી છે. એટલે વળી પાછા જ્યાં મોટરમાર્ગ પડી હતી તે તરફ આવવા પાછા ફર્યા. આમ લગભગ એક દોઢ કલાક વીતિ ગયો. ને મોટરમાર્ગ પાસે પહોંચી પેલા નેટીવ બોયને કાગળનો ટુકડો મળી આવ્યો તેમાં પેન્સીલથી ભાંગ્યા તૂટ્યા અક્ષરોમાં ચિઠ્ઠી લખી આપી સરોડી મોકલ્યો. બોય ૧૨ વાગતે સરોડી પહોંચ્યો. ને ૧॥ વાગતે ડૉક્ટર રાજા પોતાની મોટર લઈ અમને લેવા આવી પહોંચ્યા. બોય સરોડી પહોંચે ને ડાક્ટર રાજા આવી પહોંચે તે દરમ્યાનમાં ચારપાંચ કલાકનો સમય અમે શી રીતે વિતાવ્યો હશે? એ વિચાર કોઈને થાય એ સ્વાભાવિક છે. તો તે સબંધે એટલું કહેવું પડશે કે જ્યારે એક જ પ્રકારની આપત્તિ એક સાથે વિહરનાર સહવાસીઓ ઉપર આવી પડે છે ત્યારે તે આપત્તિ તેના બધા નાના મોટાના ભેદને દૂર કરી દે છે. તે જ રીતે અમારા વચ્ચેના મોટા નાનાના ભેદ દૂર થઈ ગયા અને અનેક પ્રકારની વાતો ઉપડી. એમાં એ કપરો સમય પસાર થઈ ગયો.

ડૉક્ટર રાજા મોટરકાર લઈને ૧॥ વાગતે રાતના આવ્યા. અમે ૨॥ વાગતે સરોડી ભેળા થયા. સુગાન્ડાની આટલી મુસાફરીમાં મોટરકારનો આવો અનુભવ ને આકરી કસોટી ક્યાંય નહોતા થયા.

બીજે દહાડે (તા. ૭-૭-૩૨) સાંજના ડૉક્ટર રાજા સાથે જેલ

જોવા ગયો. જેલ કાચી બાંધેલી હતી. માટી બાંધુથી દિવાલો ઉભી કરી ઉપર ઘાસ છાઈ દીધું હતું. ત્યાં નેટીવ સ્ત્રી પુરૂષો-કેદીઓને જોયાં: સ્ત્રીઓ અને પુરૂષોના ઝુમ્બા જુદા જુદા હોય છે.

બપોરના ૧૧ વાગતે પિલિટોકથી પ્રધાનભાઇ આવ્યા. ડૉ. રાજા, પ્રધાનભાઇ, કરશનદાસભાઇ, હુરજીવન પટેલ વગેરે અમે બધા શ્રી. પ્રધાનભાઈની મોટરમાં બુગોન્ડો જવા ઉપડ્યા. (તા. ૯-૭-૩૨.)

## બુ ગો ન્ડો

સરોટીથી બુગોન્ડો ૨૨ માઇલ લગભગ દૂર થાય છે. અમે ચારેક વાગે ત્યાં પહોચ્યાં.

અમારી મોટર ભાઈ સુંદરજી મોનજીને ત્યાં થોભાવી ને પછી અમે એક ત્યાંના મોટા પૈસાવાળા ગણાતા ભાઇને મળવા ગયા. એ ભાઇ ગાદી તકીઆની બેઠક ઉપર કબરમાંથી કાઢયા જેવું કટાણુ મોઢું કરી બેઠા હતા.

અમારી કંપની તે શેઠને મળવા ગઇ પણ આ કહેવાતા મોટા માણસે 'આવો' કહેવા જેટલી વિવેકબુદ્ધિ પણ ન દેખાડી. તેનો ચ્હેરો જોતા મને લાગ્યુ કે આના જીવનમા કોઇ દિવસ હસવાનુ જ નહિ હોય! બુગોન્ડોના આ 'શેઠ' કહેવાય છે.

હિન્દીઓમા મોટે ભાગે આ તરફ આવા નકામા નીંદણ-Weed વાવેલા બીજના રોપાઓનુ જીવનસત્વ ચૂસી લેતા રહ્યા છે.

ત્યાંથી પછી અમે ભાઇ જીવણદાસ કાળીદાસને મળવા ગયા. તેમનો વિવેક, મૃદુ વાણી, અપૂર્વ આદર ભાવ જોયો. આ સ્થળે એ વિરોધાભાસ માનવ-પ્રકૃતિનો અનુભવ લઇ અમે વરસતે વરસાદે રાતના ૮ વાગતે બુગોન્ડો છોડી પાછા સરોટી તરફ આવવા રવાના થયા.

બુગોન્ડો: એ મીઠા સરોવર ઉપરનુ સ્થળ છે. સરોવરમાં વહાણો વગેરે ચાલે છે. મચ્છરનો ઉપદ્રવ વધુ છે.

## જીવલેણ અકસ્માત

છ દહાડા હુ સરોકીમા રહ્યો, અંગોરા મીશન હોસ્પીટાલ, ચેર, બુગોન્ડો ને આજુબાજુના ગામડાઓ જોયા અહીંથી મારે મ્બાલે જવાનુ તા ૧૦મીના ભાઇ દુ'લભજી સુંદરજી અહીં મ્બાલેથી આવ્યા અને મને કહ્યુ 'ટરેરોવાળા બાવા કપનીની મોટર–લોરી એક 'બામી'નીખગામ થયેલી મોટરકારને અહીંથી ધમડી લઇ જવા આવી છે, તેમા હુ અહીં આવ્યો ને આજે તે જ મોટરલોરીમા પાછો જવાનો છુ તમે પણ મારી સાથે ચાલો '

મેં કહ્યુ 'ઠીક, ત્યારે હુ તૈયાર થાઉ છુ ને મને બોલાવજો '

સાજના ૬II વાગતે અમે સરોકી છોડીને મ્બાલે જવા ઉપડયા ડ્રાઇવર, હરગોવિંદદાસ, દુર્લભજીભાઇ વગેર મોટરલોરીની આગલી સીટમા બેઠા હુ, દલપત ને ૧૨–૧૩ વર્ષનો એક બાળક જે બોટકી ગયેલી કારને મોટરલોરી ઘમડી જતી હતી, તે મોટરકારમા બેઠા મોટરકારની બેટરી ચાર્જમા નહોતી રહી તેમજ લાકડાથી પેલી લોરી સાથે એને બાધેલી હતી એની બ્રેકનુ પણ ઠેકાણુ નહોતુ મોટરલોરીની લાઇટની બેટરીનુ પણ ઠેકાણુ નહોતુ

વરસાદના પાણીથી રસ્તાની માટી ચીકણી થયેલી તેમા લોરીના વ્હીલ્સ ચોંટી જાય ત્યારે આ નિર્જીવ મોટરકાર માર્ગથી ઉતરી બાજુ ઘસડાઇ જાય એ સ્વાભાવિક હતુ અમે પ્રભુનુ નામ લેતા આ સાહસ ખેડતા ચેર પહોચ્યા ત્યા ચાહપાણી પીધા પછી નીકળ્યા ને થોડે દૂર જતા મોટર સાથે બાધેલુ લાકડુ છૂટી જતા જીવલેણ અકસ્માતથી બચ્યા જો જરા ગફલતી રહી હોત તો અમારી મોટરકાર બહુ ઉચેથી ગબડી પડી હોત

મને ઠડીમા આજે ઉધરસે પણ વધુ જોર કર્યું હતુ વરસાદ પડવો ચાલુ જ હતો, બીજીવાર પણ જે લાકડાથી મોટરકારને લોરીથી ટાઇટ બાધી હતી તે ઢીલુ પડયુ ને મોટરને એક ધક્કો એવો લાગ્યો કે તે ઊધી વળતા સ્હેજ બચી ગઇ બીજીવાર પણ પ્રભુની કૃપાથી ઉગરી ગયા

પછી તો મોટરલોરી બહુ જ ધીમા વેગથી ચલાવાતી. તેમજ થોડી થોડી વારે મોટર સાથે બાંધેલુ લાકડુ ફરી ફરી ટાઇટ કરવુ પડતુ. એમ મહા અંતરવેદના અનુભવતા, સરોહીથી સાંજના ૬॥ વાગતે નીકળેલા ઠંડી, વરસાદ ને આવા અકસ્માતો અનુભવી રાતના ૨॥ વાગતે—૮ કલાકે—૮૫ માઇલનો પથ કાપી મ્બાલે ભેગા થયા. ઉધરસ, ઠંડી અને ભૂખે હડદોલા ખાઇ ખાઇને હુ અધમુઆ જેવો થઇ ગયો હતો. શ્રી દુલ્લભજીભાઇ મારી આ હાલત કળી ગયા. ગરમ પાણીની કોથળીથી થોડો શેક કર્યો, પણ તે ગત જે સ્થિતિમા પસાર કરી હતી તે યાદ કરતા અત્યારે પણ રોમાચ ખડા થાય છે (તા ૧૦-૭-૩૨)

## મ્બા લે

ઈસ્ટર્ન પ્રોવિન્સની બીજી ટાઉનશીપો કરતા મોટુ છે, સુદર બઝાર, આજુબાજુ બગલાઓ અને નૈસર્ગિક સૌન્દર્ય મઝાનુ છે એક તરફ પહાડે જાણે પોતાની પાખમા સમાવ્યુ હોય એવો ભવ્ય દેખાવ છે. સાજને સમયે આ કુદરતી દશ્ય જોતા મનોમુગ્ધ થઈ જવાય છે.

ઇસમાઈલી ખોજા ભાઈઓ અહીં બહોળી સખ્યામા વસે છે મોટા વેપારીઓ છે, તેઓમા કોમી ધર્માભિમાન અહીં વધુ પ્રમાણમા હોય એમ લાગ્યુ એ કોમ તરફથી કન્યાશાળા, સ્કૂલ, લાયબ્રેરી કલબ, વગેરે દરેક સ્થળે આ દેશમા હોય છે જ એ કોમના યુવાનોનો મોટો ભાગ કેળવાયલો જોવામા આવે છે

પટેલ ભાઇઓ પણ સારી સખ્યામા અહીં વસે છે કેળવાયલા છે તેઓની કલબ, પ્લેઇંગ ગ્રાઉન્ડ, સોસાયટી વગેરે વ્યવસ્થિત છે. એકાદ બે બેરીસ્ટરો એ કોમના અહીં વસે છે વિવેકી અને સાહિત્ય-વિલાસીઓ છે દેશ પ્રત્યે લાગણી ધરાવે છે. હરકોઈ જાહેર હિતના પ્રશ્નમા તેઓ રસપૂર્વક ભાગ લે છે મુત્સદ્દી પણ ખરા બીજી સર્વ કોમના હિંદુભાઈઓ થોડી ઝાઝી સખ્યામા અહીં વસે છે,

હિંદુભાઈઓની એક સ્કૂલનુ ભવ્ય મકાન બંધાય છે આ માટે ૧૫ હજાર શિલિંગો ડ્રામા કરીને તેની ટિકીટો વેચી ઉપજાવનાર હિંદુ યુવાનો ધન્યવાદને પાત્ર છે એક પબ્લીક લાયબ્રેરી પણ છે એમના સેક્રેટરી એક પટેલ યુવક છે

આ ડીસ્ટ્રીકટમા કોફીની પેદાશ જબ્બર છે પણ નેટીવો પાસેથી તે હિંદી વેપારીઓ ખરીદી શકે નહિ તેવો કાયદો છે તેની મોનોપોલી તો એક યુરોપિયન કંપનીને આપવામા આવી છે

લોહાણા ભાઈઓની અહીં ૧૦-૧૨ દુકાનો હમણા હમણા થયેલી છે બે વરસ થયા મહાજન સસ્થાનો જન્મ થયો છે ભાઈ ગોરધનદાસ તેમજ ત્રિભોવનદાસ બન્ને ઉત્સાહી યુવકોના પ્રયાસે કંઈ પ્રવૃત્તિ થયા કરે છે

## દુઃખી દિવસો

મારા જીવનમા મેં કેટલીય વાર અનુભવ્યુ છે કે જ્યારે જ્યારે કંઈ અનિષ્ટ થવાનુ હોય ત્યારે હું હજારો માઈલ દૂર હોઉં છતા એનુ સુચન કોઇને કોઈ રીતે મને થાય અહીં મ્બાલેમા આવી હુ બિમાર પડ્યો ને તા ૧૧મી તેમજ તા ૧૨મી જુલાઈ—એ બેદહાડા જીર્ણજ્વર ઉધરસ સાથે ન સમજી શકાય એવી વ્યાધી થાય, હૃદય બળ્યા રે દુ ખદ્ વિચારો આવે ને ક્યાય ચેન પડે નહિ. ભાઈ ગોરધનદાસ તથા ત્રિભોવનદાસ બન્ને યુવકો તેમજ મારા વતનના ભાણજી નુતાર મારી અસ્વસ્થ પ્રકૃતિ અને ઉદાસીનતાથી ચિંતાતુર રહેતા પાછળથી મને જણાયુ કે મારે માટે મારા જીવનમા એ દુ ખદ્ દિવસો હતા મારી એ હાલત અનિષ્ટનું સુચન કરનારી હતી તા ૧૧મી જુલાઈના અમદાવાદમા મારી ધર્મપત્ની સૌ રત્નલક્ષ્મીએ આ જગતની જંજાળ છોડી છેલ્લા શ્વાસ લીધા હતા

## એક હિન્દીની દ્યાનત

આજે ( તા ૧૪-૭-૩૨ ) અનાયાસે એક ગૃહસ્થ મળ્યા એની પાસે સમાજજીવનના ત્રણ વર્ષના લવાજમના રૂા ૧૫) લેવા

હતા. પહેલાં એક વર્ષનું લવાજમ તો એ ભાઇએ એડવાન્સ મોકલી આપ્યું હતું. પછી ત્રણ વર્ષ સુધી લવાજમ મળશે એ આશાએ પેપર મોકલ્યા કર્યું. કેટલાય પત્રો લખી લવાજમની ઊઘરાણી કરી. તેમાં એક પણ પત્રનો જ્વાબ આપવાની એ ભાઈએ જરૂર ન જોઇ; ત્યારે ન છૂટકે ત્રણ વર્ષ પછી પેપર મોકલવું બંધ કર્યું હતું.

આ પ્રમાણે એક વર્ષનું લવાજમ મોકલી ત્રણ ત્રણ વર્ષ સુધી પેપર હજમ કરનારાઓનો આ પ્રદેશમાં તોટો નથી. તેથી હિંદનાં વર્તમાનપત્રોને ભારે ખોટના ખાડામાં ઉતરવું પડે છે.

આ ભાઈ મ્વાન્ઝામાં હતા પણ ત્યાં વેપારમાં મઝું ન આવવાથી અહીં પધાર્યા હતા. મેં એમની પાસે ઊઘરાણી કરી તો કહ્યું કે: 'આપી જઉછું.' પછી કેટલીય શોધ કરતાં છુમતર થઇ ગયા. પાછા મળ્યા જ નહિ. આફ્રિકાના ગ્રાહકો ધરાવનાર વર્તમાનપત્રકારોને આવા અનુભવ માર્ગદર્શક થાય એ હેતુએ આ ઉલ્લેખ કર્યો છે.

## મ્આલેથી રવાના

આ તરફ જીન્જાથી મ્આલે-સરોટી વચ્ચે ભાઈ હરિદાસ ઝીણાભાઇ મોટર-બસ અને ટ્રાન્સપોર્ટનું કામ કરે છે. આ તરફના મારા પર્યટનમાં એ પ્રેમાળ યુવકે પોતાની બસમાં લઇ જવાની અને તેને અંગે અતિ આગ્રહ છતાં એક સેન્ટ પણ મારી પાસેથી નહિ લેવાની એમની નિસ્વાર્થ ભાવનાએ મને બેવડો આભારી બનાવ્યો હતો. એ જ હરિદાસભાઇ પોતાની મોટર-બસમાં મ્આલેથી તા. ૧૫-૭-૩૨ના સવારના ૭ વાગતે મને લઈ ટરોરો આવ્યા.

## ટ રો રો

મ્આલેથી ટરોરો ૨૮ માઇલ થાય છે. સુંદર વૃક્ષરાજી, પ્રભાતના પહોરમાં આંખને આનંદ આપે એવા રળિયામણા ડુંગરોની સુંદર ટેકરીઓની કુદરતી રમણિયતા જોતા અમે ૮ા વાગતે ટરોરો પહોંચ્યા. ત્યાં ભાઇ વલ્લભદાસ રણછોડદાસ, જે મારા સન્મિત્ર ભાઈ

ચુનીલાલભાઇ હીરજીના ભાણેજ થાય છે, તેને ત્યા મારે જવાનુ ક્ષત્રિય તનુજમા અતિથિ સત્કારનો આદર્શ અહીં પણ યથાર્થ જોવાયો ભાઈ વલ્લભદાસની અહીં પ્રતિષ્ઠિત વેપારી તરીકે ગણના થાય છે

ટેરોરા એ ઇસ્ટર્ન પ્રોવિન્સના અદરના ભાગનુ પ્રવેશદ્વાર જેવુ સેન્ટર છે વળી બ્રાન્ચ લાઇન રલ્વે જક્શન હોવાથી રેલ્વેનો મોટો સ્ટાફ પણ અહીં રહે છે એ રીતે આ અગત્યનુ સ્થળ ગણાય છે ત્રણ ચાર માઇલના ઘેરાવામા એક મોટા પહાડ જેવો ઉચો પર્વત આ સ્થળની શોભામા ઉમેરો કરે છે કેટલાય માઇલ દૂરથી ટેરોરાનો આ પહાડ ગોળ કોટ જેવો દેખાય છે અહીં સગડી લીરા ઇ અન્ય હેડક્વૉર્ટરો કરતા અહીં યુરોપિયનો પણ વધુ પ્રમાણમા રહે છે એક ગોરાની હોટલ પણ છે

## ઇન્ડિયન લોકેશન

સાઉથ આફ્રિકાની માફક ચામડીનો રગભેદ આ પ્રોટેક્ટરેટમા પણ એક યા બીજી રીતે જોવાય છે પ્રારભમા તે બહુ જુજ અને હશે પણ દિનપરદિન તેનુ સ્વરૂપ વધારે વધારે બહાર આવતુ જાય છે કોલોનીના કાયદા ને એડમિનિસ્ટ્રેશનમા ગોરા કાળા વચ્ચેનો ભેદ ઉઘાડો જણાઇ આવે છે બીજા જીલ્લાઓના અન્ય હેડ વૉર્ટરોમા અજાણ્યા મુસાફરને ચીવટાઇથી જુએ ત્યારે દેખાઇ આવે પરતુ આ ટેરોરામા તો Colour prejudice ખુલ્લો તરવરી આવે છે

અહીં ગોરાઓના વસવાટ માટે ટેરોરા પહાડની બાજુમા ઉચાણની જમીન રાખેલી છે જ્યારે હિંદીઓને માટે તદન નીચાણની તળેટી છે

ગોરા વસવાટની જગ્યા ઇલેક્ટ્રિક લાઇટ વૉટર ટેન્કમાથી નળના પાણી રમતગમતના મેદાનો પોસ્ટ ઑફિસ રસ્તા વગેરેની સગવડોથી ભરપુર છે જ્યારે હિંદી વસવાટમા પાણીનું ઠેકાણુ નહિ નળ નહિ, રસ્તા કે સ્વચ્છતાદિનું કશુ ય ઠેકાણુ જોવામા આવતુ નથી. અહીં ઇન્ડિયન

સેક્શન જેવું જુદુ જ તરી આવે છે. હિંદીઓના પાકા પ્લોટા છે. રહેવાનું ને દુકાન વગેરે એક સાથે એ તો હિંદીઓની પ્રણાલિકા છે.

થોડા પટેલ, ખોજા, લોહાણા ઇ. દુકાનદારો છે. એ બઝારો છે. હિંદી બાળકો માટે કોઇ સ્કૂલ કે માનસિક વિકાસ માટે લાયબ્રેરી વગેરેનું કાંઇ સાધન અહીં જોવામાં આવતું નથી.

## રેલ્વેમાં રંગભેદ

આ પ્રદેશની રેલ્વે કેનીઆ–યુગાન્ડા રેલ્વે કહેવાય છે. તે રેલ્વેમાં ગોરા નોકરની પેન્શનેબલ સરવીસ ખરી પણ હિન્દીની નહિ. એક હિન્દી નોકરે ગમે તેટલા વરસ નોકરી કરી હોય તો પણ તેને એક મહિનાની નોટીસથી છૂટો કરી શકે. રેલ્વે ક્વૉર્ટરોમાં પણ હિન્દી અને ગોરાને રહેવાના ભેદ જ્યારે ખરી રીતે આ રેલ્વેમાં હિંદીઓએ જ આરંભમાં મોટા ભોગો આપ્યા છે. આજના સમયમાં રેલ્વેમાંથી હિંદીઓના ઘણા મોટા સ્ટાફને કરકસરના બ્હાના તળે કમી કરવામાં આવે છે. રેલ્વની નોકરીમા મોટે ભાગે ચરોતર પ્રદેશના પટેલ ભાઇઓ છે. અહીં કેટલાક પટેલ ભાઇઓનો પણ મને પરિચય થયો હતો.

## આ તરફના નેટીવો

સારાય આફ્રિકાના મૂળ વતનીઓ–નેટીવોની ચામડીનો રંગ કાળો સીસમ જેવો, હોઠ જાડા ને ઇંચ અર્ધો ઇંચના વાંકડિયા કાળા ભમ્મર વાળ હોય છે: પછી પ્રાન્ત અને સ્થાન ભેદે કોઇ સ્થળે નીચલો હોઠ જાડો, કોઇ સ્થળે ઉપલો, શરીરનો બાંધો મજબુત, પણ દેહની ઊંચાઇ નીચાઇમાં થોડા ફેરફાર સિવાય રંગ, વાળાદિમાં એક જ સરખુ મળતાપણુ હોય છે અને તે પુરાણોમાં આવતુ પ્રાચીન અનાર્ય જાતિના વર્ણન સાથે બરાબર મળતું આવે છે.

આ સ્થળ રેલ્વેનું હેડક્વૉર્ટર, મોટું જંક્શન હોવાના સબબે નેટીવો પણ કોઇ નોકરીમાં તો કોઇ ધધાસર જુદા જુદા જીલ્લામાંથી આવી વસેલા જોવાય છે.

**કરકેસરની ફુળો**

હિંદી દુકાનદારોના માણસો દુકાને કંઇ ચીજ લેવા આવતી નેટીવ સ્ત્રીઓને ખુશ રાખવા કંઇ કંઇ પ્રકારની ચેષ્ટાઓ કરે છે મોટે ભાગે આ નેટીવ પ્રજા આમ સિગાર પીવાની બહુ શોખીન હોય છે, તેથી એવી થોડી તમાકુવાળી ઝીણી સિગાર ખાસ આ શ્યામ સુંદરીઓને ખુશ રાખવા વળાવી તેઓ આગળ પાછળ તૈયાર રાખે છે ને મોઢા લઇ લીધા પછી દુકાનદારનો માણસ તેની સાથે મીઠી મશ્કરીભર્યા વાક્યો બોલી સિગારેટ મફત આપી, દિવાસળી સળગાવી તેના મોઢા આગળ ધરે છે. તે નેટીવ—સ્ત્રી પોતાના મ્હોંમાંની સિગારેટ તે સળગતી દીવાસળી ઉપર ફરી સળગાવે છે ને પછી ખુશ થતી ચાલી જાય છે

આ દૃશ્ય મે એક વખત એક દુકાને જોયું. પછી મેં પેલા દુકાનદારના માણસને પૂછ્યું કે: 'આમ દિવાસળી તમે સળગાવી તેના મ્હો પાસે ધરો તેના કરતા બાક્સ તેને સળગાવવા આપી દો તો તમારો એ સમય પણ બચી જાય.'

જવાબમા તેણે કહ્યુ કે 'તેમ કરીએ તો તો કેટલાંય બાક્સો સાજ પડે ગેપ થઇ જાય—તે લોકો નજર ચુકાવી લઇ જાય. આ તો સળગાવી દઇએ એટલે માન આપ્યું ગણાય ને બાક્સો પણ બચી જાય.'

આ યુક્તિ જાણી હું હેરત પામ્યો ને એ સમજી શકાયું કે હિંદી મગજ હેતુ સાધવામાં કેટલી ઝીણવટથી વિચાર કરી શકે છે!

**પ્રદક્ષિણા**

બીજે દહાડે માર્જિનો V. H. & Co ના પેટ્રોલ એજન્સીની બ્રેન્ચ ઑફિસના મેનેજર મિ. રાવ સાથે અમે ટરોરો હીલની ફરતી પ્રદક્ષિણા કરી. યુરોપિયન રેસિડન્સી જોઇ.

ત્યારપછી ભાઇ વલ્લભદાસભાઇએ મોટર તૈયાર કરીને અમે ૧૦ માઇલને અંતરે મ્બોઉ નામક સ્થળે ફરવા ગયા. ત્યાં મોટાભાઇની જીનેરી છે. માતઆઠ દુકાનો છે. ભાઇ લીલાધર સુંદરજીને ત્યાં બેઠા, ને મોડી રાતે ત્યાંથી પાછા ટરોરો આવ્યા.

હવે ઇસ્ટર્ન પ્રોવિન્સનું પર્યટન પૂરૂં થયું, મારે અહીંથી પાછું જીન્જા જવાનું હતું પણ આજે વલ્લભદાસભાઇએ આગ્રહ કરી મને



શ્રીમાન શેઠ રામજી લધાભાઇ (પાયોનીયર કોટન દલાલ–જીન્જા)

રોકી નાખ્યો એમ નાગોન્ગેગ તરફ ભાઇ ગોરધનદાસ ધરમશીને મળવા ગયા પણ તે ભાઇ જીન્જા ગયા હતા (તા ૧૭–૭ ૩૨)

ભાર હળવો થતો રમણિય પુષ્પો, જગાવો નિહાળતા ને ગાંગજી પટેલ સાથે કમ્પાલા વિષેની વાતચીતો કરતા સાંજના ૪ વાગતે કમ્પાલા આવી પહોંચ્યા

## ક મ્પા લા

જીન્જાથી કમ્પાલા લગભગ ૫૫ થી ૬૦ માઇલ થાય છે અને ૧૯૩૦મા વિકટોરિયા સરોવરમાથી જન્મતી નાઇલ નદીના મુખદ્વારપર પૂલ બધાવા પછી જીન્જા—કમ્પાલા વચ્ચેનો દ્વારીક મરળ થઇ પડયો છે એ પૂલ બધાયા પહેલા વહાણો અને ફેરી મોટાથી વહેનાર ચાલતો યુગાન્ડાનુ છેલ્લુ રેલ્વે સ્ટેશન છે

કમ્પાલા એ યુગાન્ડા પ્રોવિન્સનુ વેપારનુ મુખ્ય સેન્ટર છે કોટન બીઝનેસ માટે મુખ્ય સેન્ટર જીન્જા ને તે પછી બીજે નંબરે કમ્પાલા ગણાય છે જીન્જામા કોટન ખરીદનારી તથા દલાલોની જે હિંદી ફર્મો છે તેની બ્રેન્ચ ઑફિસો અહીં પણ છે

હિંદી વસ્તીમા ખોજા, પટેલ, લોહાણા, વાણિયા, બ્રાહ્મણ ને કારીગર વગ મુખ્ય છે હવેના સમયમા કારીગર વર્ગ ધીરે ધીરે ઓછો થતો જાય છે

શેઠ અલીદીના વીશરામથી ખોજાઓ ઠા કાનજી ભાણજી, વેલનભાગ મૂનાણી અને પોપટલાલ કાળીદાસથી મધ્ય કાઠિયાવાડ તથા પોરબન્દર સ્ટેટના લોહાણા ભાઇઓ આ પ્રોવિન્સમા આવી વસ્યા હોય એમ જણાય છે

પટેલ વર્ગ ઊળવાળો છે ખોજા યુવાનો પણ ઘણા ખરા હવે કેળવાયેલા જોવામા આવે છે લોહાણા ભાઇઓના હાથમા મુખ્યત્વે કરીને કાપડનો વેપાર છે હોઇમા કોટન કપની તેમજ ભાઇ પોપટલાલ કાળીદાસની જીનેરીઓ છે લોહાણામા થોડા યુવાનો અહીં નવા યુગના જમાનાને જાણી શકે છે ચેતન છે પરન્તુ તેઓ જે માને તે સ્વતંત્રપણે વ્યવહારમા મૂકી શકે એવા સંજોગો એમના હોતા નથી

લોહાણા મહાજન સંસ્થા છે. તેને અંગે એક પથિકાશ્રમ છે. જેમાં અતિથિને રહેવાની સવડતા રાખેલી છે. એક લાયબ્રેરી તેજ બિલ્ડીંગમા છે જેની સાથે ડૉ. પી. કાનાણીનું નામ જોડયુ છે. સન ૧૯૩૪ થી અહીં એક બોર્ડિંગ સંસ્થા પણ શરૂ કરવામા આવી છે.

ખોજા ભાઇઓના હાથમાંથી હવે વેપાર ઓછો થતો જાય છે. થોડા પટેલ ભાઇઓની દુકાનો છે તે સિવાય પટેલ ભાઇઓ બધા કોટન ફેર્મોમા, વકિલોની ઓફિસોમા, સ્કૂલો આદિ ખાતાંઓમાં નોકરી કરે છે રાજકાર્યાદિ, પબ્લીક-જાહેર કામોમા મુખ્યત્વે પટેલ ભાઇઓ રસપૂર્વક ભાગ લે છે. કેટલીક જાહેર હીલચાલોમાં તેઓ મુત્સદ્દી તરીકે દીપે છે.

જીન્જા કરતા અહીં બેઆબો. શેડને અપવાદ ગણીએ તો હિન્દીઓને રહેવાનાં પ્લોટ બહુ મગવડભર્યા નથી ગોરા લોકોનો વસવાટ તો પ્રત્યેક સ્થળે Hilly land ઉપર હોય એ સ્વાભાવિક છે

યુગાન્ડામા અન્ય સર્વ સ્થળો કરતા કમ્પાલામા હિન્દીઓની વસતી વધુ પ્રમાણમા છે. યુગાન્ડામા મોટામા મોટુ આ શહેર છે અહીના હવાપાણી જીન્જા કરતા સારા નથી. હમણા એક દાયકામાં આ શહેરમા ઘણા સુધારાવધારા થયા છે જો કે તેની અસર કાઠિયાવાડી ભાઇઓમા વધુ પ્રમાણમા થઇ હોય એમ ન કહી શકાય.

ખોજા ભાઇઓનાં તો જ્યા જુઓ ત્યા સ્કૂલો, કલબો, ખાનાંઓ આદિની વ્યવસ્થા હોય જ. અહીં સૌ કરતા શ્રેષ્ઠતમ ગોઠવણ છે.

પટેલોની પણ કલબો, સોમાયટીઓ તેમજ રમત ગમતનાં સાધનો સુવ્યવસ્થિતપણે છે

## મગાન્ડા-નેટીવ

યુગાન્ડા પ્રોવિન્સમા મગાન્ડા જાતિનો એક નેટીવ રાજા છે. તે નેટીવ રાજાને 'કબાકા' કહે છે. કેમ્પાલાથી ૨ માઇલ દૂર નેટીવ ટાઉન છે તેને 'મેન્ગો' કહે છે. ત્યાં મીશન હોસ્પીટાલ મોટા પાયાપર છે અને તે આખાય યુગાન્ડામા સુપ્રસિદ્ધ છે.

યુગાન્ડાના રાજા—આ મગાન્ડા જાતિના 'કબાકા'ની સ્થિતિ આજે કાઠિયાવાડના સામાન્ય તાલુકદાર કરતા પણ નપાવટ જેવી થઇ રહી છે. પ્રથમ કોઇ પણ હિન્દી 'કબાકા'ને છૂટથી મળી શકતો હતો પણ હવે તો પરવાનગી મેળવવી પડે છે અને પરવાનગી મળે તો પણ યુરોપિયન એ ડી સી ની હાજરીમા જ મુલાકાત થઇ શકે આવા બંધનો મૂકાયા છે હિંદીઓને પ્રથમ Free hold જમીનો મળી શકતી હતી હવે નથી મળી શકતી દિન પર દિન નવા નવા કાયદાના બંધનોએ 'કબાકા'—હાલનો નેટીવ રાજા માત્ર નામનો બની રહેલ છે ટાઉનશીપ અને ગવર્નમેન્ટને ઉપયોગી જમીન સિવાય આ પ્રોવિન્સમા જમીનોના માલિકી હક્ક આ મગાન્ડા નામક નેટીવ જાતિના છે 'મગાન્ડા' પ્રથમથી જ Ruling Nation રાજકર્તા પ્રજા છે આખા આફ્રિકા ખંડમા નેટીવ જાતિઓમા બુદ્ધિમાનમાં બુદ્ધિમાન જો કોઇ જાતિ હોય તો આ મગાન્ડા જાતિના નેટીવો છે મગાન્ડા જાતિના બાળકોને કેળવણી આપવા માટે ક્રિશ્ચિયન પાદરીઓ તરફથી સ્કૂલો, હાઇસ્કૂલો વગેરે ચાલે છે તેમા અંગ્રેજી કેળવણી સાથે હુન્નર ઉદ્યોગ પણ શીખવાય છે તેમને ક્રિશ્ચિયન બનાવાય છે આજે ઘણાય મગાન્ડા યુવાનો અંગ્રેજી કેળવણી લઇને બહાર નીકળ્યા છે મગાન્ડાઓની ગ્રહણશક્તિ ઘણી સારી હોવાથી પ્રત્યેક હુન્નર તેઓ જલદી શીખી લે છે તેઓનામા રાજકર્તા કોમ તરીકેનું હજુ અભિમાન છે વિવેક—મિઠી વાણી ને નમ્રતા તો મગાન્ડાના બાપની જ છે આ જાતિનો ખોરાક મુખ્યત્વે કરીને કેળા છે હમણા હમણા આ મગાન્ડા જાતિમા કહેવાતા સુધારાનો વા વાયો છે

મગાન્ડા-સ્ત્રીઓને કેડ જાડી દેખાડવાનો શોખ હોય છે કેડથી નીચે બબ્બે ચાર ચાર કપડા-કીકોઇ આદિ પહેરી ઉપર 'કિટામ્બો' —પટ્ટો બાંધે છે જાપાનીસ રગીન ફેનસી વસ્ત્રથી બદન, સાડી, ચણીઓ જેવુ ગવન શીવડાવી શરીરને આચ્છાદિત કરે છે હાથમા

રેશમી રૂમાલ સાથે ડોલતી-મદમાતી ચાલે ચાલતી આ મગાન્ડા શ્યામ સુંદરી સૌનું ધ્યાન ખેંચી રહે છે ફેશનમાં પડયા પછી આ નેટીવ સ્રીઓમાં નૈતિક બંધનો ઢીલાં પડયાં છે

તેમાંનો કેળવાયેલો વર્ગ હિન્દમાં ચાલતી સ્વરાજ્યની લડતનો અભ્યાસ કરી રહ્યો છે પોતાની હાલની સ્થિતિ પણ તે વર્ગ બરાબર સમજે છે એમ તેમાંના કેટલાક કેળવાયેલાઓની સાથેની વાતચીતથી હું જાણી શક્યો હતો

## હિન્દીઓ વિરૂદ્ધ પ્રચાર

પાદરી મીશનરીઓ હાઇસ્કૂલોમાં મગાન્ડા બાળકોને હિન્દીઓ વિરૂદ્ધ ભભેરે છે એમને એવું સમજાવવામાં આવે છે કે જુઓ હિન્દીઓએ આ દેશમાં આવી તમારા માટે કશુંય કર્યું નથી પરન્તુ ઉલટું તમને પૈસેટકેથી ચૂસી લીધા તેઓ ઓછું આપી તમને ઠગે છે-દગા ફટકા કરે છે પરન્તુ અમે તો તમને ભણાવી ગણાવી લાયક બનાવીએ છીએ તમે માંદા પડો તો તમારે માટે હોસ્પીટાલો ઉભી કરી અને બજેટમાં ખોટ આવી તો તમારી ઉન્નતિ માટે હજારો પાઉન્ડ વિલાયતથી આવ્યા ટુંકમાં અમે તો તમારૂં ભલું કરનારા છીએ પરતુ હિન્દીઓએ તમારે માટે શું કર્યું ? ઉપરાંત બીજા કેટલાક આરોપો પણ હિન્દીઓ ઉપર ખોટા આવા મૂકી રહ્યા છે આ રીતે હિન્દીઓ વિરૂદ્ધ ઝેરી પ્રચાર ત્યાંના પાદરીઓ એમના નેટીવ શિષ્યો મારફત કરાવી રહ્યા છે હિન્દીઓએ આજના સમયે હજી જો સમજાય તો પૂર્ણપણે નેટીવોનો વિશ્વાસ સંપાદન કરવાની જરૂર છે અને એમાં જ એમની ભાવી સલામતી સમાયેલી છે

## વિચિત્ર ડાયલૉગ

આ પ્રદેશમાં મીશન સોસાયટી તરફથી ચાલતી હાઇસ્કૂલોમાં એક નેટીવ Chief આમી સાથે એક ડાયલૉગ જોવાની તક મને મળી હતી ડાયલૉગ હાઇસ્કૂલના નેટીવ વિદ્યાર્થીઓ ભજવતા હતા જેમાં એક-બનિયાની-હિન્દુ દુકાનદાર બન્યો હતો જે સવારના પહોરમાં

એક નાનીશી પોતડી, શરીર ઉઘાડો, દાઢી વધી ગયેલા, માથે ચોટલી ફરફર થાય, આખો માડમાડ જાણે ઉઘડતી સુધી જેવી હાથમા દાતણુ લઇ માગીની ભીંત ઉપર પનરા છાઇ દીધેલી દુકાનના દરવાજા ઉપર મોઢામા દાતણ ખોસી ઓ ઓ કરે છે, ત્યા જ થુંકે છે હા હા ..કરી ઉલ ઉતારે છે ને તેની સ્ત્રી પણ મહા ગન સ્વરૂપમા આમતેમ આટા મારે છે બે પાચ ગદા બાળકો ફરે છે આ સમયે એક નેગીવ–સ્ત્રી–પુરૂષ 'કીકાઈ' લેવા આવે છે આ દુકાનદાર–બનિયાની દાતણ કરતો ઉભો થઇ કીકાઇઓ બતાવે છે મહા માથાકૂટે કિમ્મતમા હા ના કરતા એકની કિમ્મત નક્કી થાય છે તે કીકાઇ કાગળમા વીંગી બાધી આપવા દુકાનદાર પોતાનો એક માણસ જે બહાર પુમચાપર બેઠેલો છે તે તરફ ફેંકે છેને દુકાનદાર પોતે પેલા નેટીવ જોડાને વાતો કરાવે છે પેલો છોકરો મોગી કીકાઈ બાજુના ખાનામા સેરવી દઈ તેને બદલે નાની કીકાઇ બાધી દે છે તે નેટીવ દપતી ઘેર જઇ પેલી કીકાઇ હાથથી ભરી જુએ છે તે નાની પડવાથી પાછા તે દુકાનદાર પાસે બદલવા આવે છે દુકાનદાર તેને ગાળો ભાંડી કાઢી મૂકે છે

આવા બે ત્રણ પ્લોટો તે ડાયલૅાગમા ભજવી બતાવ્યા તે બધા હિન્દીઓ વિરૂદ્ધ પ્રચારકાર્ય કરનારા હતા તેઓ હમેશ નેગીરોને ઉપદેશ દે છે કે હિન્દીની દુકાને તમારે કઇ ખરીદવા ન જવુ ને કદાચ જો જવુ પડે તો તેની કિમ્મત તે કહે તેના કરતા અરધી કિમ્મતે માગવુ આવુ વિષમય વાતાવરણ હિન્દીઓ માટે આ પ્રદેશમા ઘેરાતુ જાય છે

## વેપાર કળા.

હિન્દીઓમા સંગઠન જોઇએ તેવુ નથી હિન્દી વેપારીઓની વેપારી સિન્ડીકેટો કે સંસ્થાઓ કયાય ઉભી થાય તો પણ તે નભતી નથી

હવે તેનાથી તદ્દન ઉલટુ ગોરા વેપારીઓનુ એક ઉદાહરણ આપવુ ઠીક થશે

ર્ક યુગાન્ડામાં પેટ્રોલની ખપત જબ્બર પ્રમાણમાં છે. કોટન ટ્રાન્સપોર્ટ, મોટરકારો વગેરે સર્વમાં પેટ્રોલ પ્રથમ જોઈએ. આ પેટ્રોલ વેચનાર ત્યાં ત્રણ કમ્પનીઓ છે. શેલ કું., બરમા પેટ્રોલ કું તથા એક અમેરિકન કું. આ ત્રણે પેટ્રોલ વેપારી ફર્મો યુગાન્ડામાં સર્વ સ્થળે પ્રથમ વગદાર હિન્દી વેપારીઓને એજન્સી આપતી ને પેટ્રોલ ક્રેડીટપર વેચાતું. આમાં કમીશન ઉપરાંત 'લીકેઝ' વગેરેમાં એજન્ટોને સારૂ ચાન્સ મળતુ. આ બીના તે કમ્પનીઓના ખ્યાલ બહાર પણ નહોતી. તે માટે કેટલોક સમય થયા આ પેટ્રોલ કંપનીઓ વિચાર ચલાવતી હતી. અંતે એ ત્રણ કપનીઓની સિન્ડીકેટ થઈ એટલું જ નહિ પણ યુનીયન થયુ છે. જોઇન્ટ બીઝનેસ ચાલે. ક્રેડીટપર પેટ્રોલ કોઇને નહિ આપવાનો ઠરાવ કર્યો એજન્સીઓ અપાયલી બધ કરી ને હવે જોઇન્ટ કમ્પનીથી એ સર્વ કામ ચાલે છે. યુનીયન થવાથી જુદી જુદી ઑફિસોનુ ખર્ચ બચી ગયું, હરિફાઇ અટકી ને વેપાર ગોઠડેથી થવા લાગ્યો. ઇન્ડિયન વેપારીઓ આવા દાખલાઓ નજરે જોવા છતાં ને ઉપરથી પણ ધડો લેતા નથી એ ભારે અફસોસની બીના છે.

## બોમ્બો રોડપર

શ્રીમાન ભાઈ પોપટભાઈ કાળીદાસ ને હુ આફ્રિકામાં આવતાં એકજ સ્ટીમરમા હતા. હુ સાઉથમાથી યુગાન્ડામાં પહોચું તે પહેલાં એ ભાઈ સ્વદેશ ભણી રવાના થઈ ગયા હતા. ઇસ્ટર્ન પ્રોવિન્સમાં મને વધુ સમય લાગી ગયો. મારી રાહ જોઇ ભાઈ કાકુભાઇ કાળીદાસ અને ભાઇ રૂગનાથ જેરાજ કે જેના ઉપર યુગાન્ડા પ્રોવિન્સના પ્રવાસની મઝાનો મદાર હતો; તે ભાઇઓ પણ સ્વદેશ રવાના થઇ ગયા એટલે હવે અહીં વધુ સમય ગાળવાનું મારે માટે નકામું જેવુ હતુ. ભાઈ વલ્લભદાસ કાળીદાસ અહીં હતા. મારો ઉતારો તો મારા એ ભાઇને ત્યાં જ હોય! એ ભાઇએ પોતાના બોમ્બો રોડપરના ભવ્ય મકાનમાંનો એક અલાયદો ખડ મને રહેવા

માટે કાઢી આપ્યો હતો એને ત્યા મને પગાયાનો ભાસ નહાતો થયો ભાઈ વ ન ભદ્રામ પક્કા બીઝનેસમેન કોટન લાઈનના ઉંડા અભ્યાસક ધને મળેની ઇશ્વરદત્ત બેટને નિરખતા આ બેઉએ રોડપરનુ ભવ્ય મકાન અહર્નિશ આખ સામે ખડુ રહે છે

## મહાજનશ્રીની સ્વાગત સભા

અત્રેના શ્રી લોહાણા મ ાજનશ્રીની જનરલ સભા અહીંના શ્રી લોહાણા પથિકાશ્રમમા શ્રીમાન શેઠ નાગજી કાનજીના પ્રમુખપદે તા ૪–૮–૩૨ ના સાજના ૫॥ વાગતે મળી હતી છુન્નાથી શ્રી વિઠ્ઠલદાસ દનાન તેમજ મમાકાથી ભાઈ વદ્રાવન મનજી પણ આવ્યા હતા મ૮ હુ સભાના કામકાજના પેપરમા પ્રગટ થયેલા વિસ્તૃત હેવાલનો સાગશ નીચે મુજબ

પ્રાર ભમા મ ત્રાશ્રી મોતીલાલ ભાઇએ ભાઇ ઠાસાણીનો પરિચય રાવતા કહ્યુ ક ભાઈશ્રી ઠોસાણીનો પરિચય કરાવવો શો હોય ? એ વિદ્વાન બધુએ અહીં આવી આપણને આભારી બનાવ્યા છે

ભાઈ વિઠ્ઠલદાસ ઓઝરે કહ્યુ કે પત્રકાર એટલે માગદર્શક સાચો પત્રકાર સિદ્ધાત માટે મોટા ચમરબધીની પણ શેહમા ન દબાય ! ભાઇ ઠોસાણી એવા જ એક પત્રકાર છે એમણે સિદ્ધાન્તને ખાતર અતિ સારો સહન કર્યા છે વગેરે કહી ઈસ્ટ આફ્રિકા કોન્ફરન્સ ફડપાલાને આગળ બોલાવવા અપીલ કરી પછી મ૫ ને મગનને અગે વિવેચન કર્યું

ભાઇ વલ્લભદાસ કાળીદાસે જણાવ્યુ કે પત્રકાર તરીકે આ પ્રાન્તમા ભાઈ ઠોસાણી પહેલા જ છે એમના સ્વતન વિચારો માટે મને અપૂર્વ માન છ પછી એ ભાઇએ જ્ઞાતિના ભૂતપૂર્વ ઇતિહાસને ઉદ્દેશતા પથિકાશ્રમ લાયબ્રેરી તેમજ રમત ગમ્મત માટે ખરીદાયલી જમીનની હકીકતથી પરિચિત કર્યા.

પ્રત્યુત્તરમા ભાઈ ઠોસાણીએ મહાજનશ્રીએ કરેલા સત્કાર મ ? આ ભાર માન્યો જ્ઞાતિના ઇતિહાસ વિષયક સુન્દર વિવેચન કરી, એને

જાતિયે અસ્મિતા જીવત રાખવાનુ સાધન જણાવી 'ઐતિહાસિક' મહત્તા સિદ્ધ કરી હતી ઈ. આ. લો. કોન્ફરન્સની જરૂરીઆત દર્શાવી હતી: પછી જ્ઞાતિ સુધારાપર બોલી ફરીવાર મહાજનશ્રીનો આભાર માન્યો:

અંતમા વયોવૃદ્ધ પ્રમુખશ્રી નાગજીભાઇ કાનજીએ ઉપસંહાર કરતા જણાવ્યુ કે આપણા વિદ્વાન ભાઇ ઉસાણીએ પૂરતા વિવેચનથી આપણી ફરજો આપણને સમજાવી છે અને આવા ભાઇના આગમન માટે આપણે આભારી છીએ ખરી વાત છે કે આપણા કુટુમ્બને સુધારવા આપણે હવે લક્ષ દેવુ ઘટે. આ દેશમાં પ્રથમથી જ ભણેલા ભાઇઓ બહુ થોડા આવ્યા છે, તેથી આપણી સામાજિક રૂઢિઓમાં જરાય ફેરફાર થઇ શકયો નથી પણ હવે સમય આવી લાગ્યો છે. જાગ્યા ત્યાથી સવાર ગણવુ જોઇએ ત્યારપછી આપણી બ્હેનો પોતાનુ મડળ ઉભુ કરી સ્નેહસમેલન ગોઠવે, સારૂ વાચન કરે એવા સુધારાને આપણે પ્રોત્સાહન આપવાની ફરજ સમજવી જોઇએ. વિદ્વાન ભાઈ ઉસાણીને આવકાર આપવામા આપણે આપણી ફરજ બજાવી છે. તે આપણો પરમ ધર્મ છે આવા ભાઇઓના જ્ઞાનલાભ આપણે માટે બહુ ફાયદાકારક છે લાજ–પડદો ઓછો કરવામા કઇ અશકય જેવુ નથી આજના મ્હેમાનોનો હુ આભાર માનુ છુ વગેરે કેટલ વિચારો સુંદર અનુભવી વાણીમા રજુ કર્યા હતા '

## ભૂમિનો પ્રભાવ

ઇસ્ટર્ન, વેસ્ટર્ન ને યુગાન્ડા પ્રોવિન્સના પ્રવાસથી મને એ જાણવામા આવી ગયુ કે યુગાન્ડામા વેપારી સસ્થાન વસાવનાર શ્રી કૃષ્ણચદ્ર યોગેશ્વરના પરમ મિત્ર સુદામાની વીરપ્રસૂતા ભૂમિના લોહાણા બધુઓ જ છે એમની વિવેકબુદ્ધિ, એમનો આતિથ્ય સત્કાર, એમના સાહસ, સાચા ક્ષત્રિયને શોભતી ટેક–વટ અને અનત મહેનતનો જોટો જડવો મુશ્કેલ છે સૌરાષ્ટ્રના મધ્યભાગમાથી કેટલીક અસંસ્કૃત વર્ગ પણ આ તરફ આવેલો જોવાય છે

ભાઇ પોપટભાઈ કાળીદાસ, જયસગભાઇ પુરૂષોતમ, ગોકળદાસ ભાઇ, પુરૂષોતમ મૂળજી, વલ્લભદાસ જીવરાજ, નાગજીભાઈ કાનજી જેવા અહીંના લો સમાજની શોભા છે

ઇસ્ટ આફ્રિકાના પ્રવાસના અનુભવોથી મૂળ વતન 'સલાળા' એવુ જ બીજુ ગામનુ નામ સાભળતો ત્યા પગથિયુ ચડીને પણ સમ વેડફવાનુ મને ઠીક ન લાગતુ સ્થાળીપાક ન્યાયાનુસાર અહીંનો એકાદ અનુભવ ન છૂટકે ટપકાવી લઉં

૭ મી કાનાણી પુસ્તકાલયના સેક્રટરી ભાઇ તુલસીદાસ ને હુ એક દિવસ નેટીવ ટાઉન–મેન્ગો જોવા ગયા આપણા હિન્દી ભાઇઓની ત્યા દુકાનો છે ત્યાથી પાછા ફરતા છેવટે એક ભાઇને ત્યા ભાઇ તુલસીદાસ મને લઇ ગયા એનો નામાર્થ થતો હતો ક્રોધીનાલ પણ સાવ હાં માટલા જેવો !

ગાયકવાડી મધ્ય કાઠિયાવાડના ટેવાતા કન્યાવિક્રયી ભાગનો એ વતની અમે એની દુકાનમા પ્રવેશ્યા એણે ન કહ્યુ આવો', ન કઇ પૂછ્યુ કે નવા આગતુક ભાઇ કોણ છે ? ન પાણી પીવા સરખો વિવેક કર્યો ન બાકડા ઉપર બેસવાનુ કહ્યુ એ તો નરમ પાણીની રબ્બરની કોથળી પગપર મૂકી શેક કર્યા કરે ! ને મારો સાથીદાર એના ઉતરેલા હાલ્લા જેવા મ્હોં તરફ જોયા કરીએ હાટમા એના બેચાર કુરકુરિયા જેવા સતતિધન આમતેમ આટા મારતા હતા. એકને ઉંચુ રાખી તે પડી ન જાય માટે બીજા હાથથી આધાર આપ્યો હતો અમે નિર્લજ્જ થઇ વગર કહ્યે સામેના બાકડાપર બેઠા અમારા દેશમા સાદી આન્યવાણીમા કહ્યુ છે કે

આવ નહિ આદર નહિ જ્યા નહિ નેનનમા નેહ.
તે ઘર કદી ન જાઇએ બને કચન વરસે મેહ

હું તો આ સ્વમાની ભુમિમા જન્મેલો મને વ્યાપી ગઇ હું મારા સાથીદારના મ્હો સામુ જોયા કરૂં, તીરછી નજરે આ નેટીવ–ટાઉનના નમુના અવલોકુ પણ એનું રૂંવાડુ ન હલે ! હું હટાજોડ

સાથીદારને નેત્રસંકેત કરી ઊડી નીકળ્યો. તો યે એ નંગ બોલે ય શાનો? પછી મને જણાયું કે: એ જાતે કંગાળ નહોતો, પણ એનું સંસ્કારવિહોણું હૃદય કંગાળ હતું. ભૂમિનો પ્રભાવ! આવાં નવરત્ન વીંટીનાં નંગો (!)આ તરફ હજુય કોઇ કોઇ ઠેકાણે શોધ્યાં મળી આવે ખરાં!

જ્યારે એ જ નેટીવ-ટાઉનમાં એક અન્ય ભાઇને ત્યાં જતાં હજી દુકાનમાં અમે પગ નથી મૂક્યો ત્યાં ઉલ્લાસભેર ઉભા થઇ અમને બેસવા આસન આપ્યા પછી તુરત જ ખબર અંતરથી ખુબીભરી રીતે પરિચય કરી લઇ, ચાહપાણીથી સત્કારી અમને અનન્ય પ્રેમભાવે આંજી દીધા. એ સુદામાની ભૂમિનો વતની હતો!

મ. ગાંધીજી પણ સુદામાની ભૂમિમાં જ જન્મ્યા છે ને? એક જ જાતિમાં આટલા પ્રકૃતિ વિરોધાભાસનું કારણ જન્મભૂમિનો જ પ્રભાવ! એ સિવાય અન્ય કશું કલ્પી શકાય નહિ.

## કમ્પાલાથી મ્પીગી

**મ**સાકાથી ભાઇ વંદ્રાવન મને અહીં મળ્યા, ત્યારે બુધવાર-ગુરૂવાર (તા. ૧૦-૧૧ સુધી) સુધી તેમની પાસે પહોંચી આવીશ એમ મેં કહ્યું હતુ. તા. ૧૦-૮-૩૨ ના ભાઇ ગીરધરલાલ મહેતા મોટર-લોરી લઇ મસાકાથી આવ્યા અને રાતના તેની સાથે મસાકા મારે જવું એવો નિશ્ચય કર્યો; પરતુ રાતની મુસાફરી મારા જેવા અસ્વસ્થ પ્રકૃતિવાળાને સુખભરી નહિ થાય એવી સુચના મારા સન્મિત્ર ભાઇ પુરૂષોત્તમભાઇ મૂળજી તરફથી થતા મને પણ તે વ્યાજબી લાગી. ભાઇ પુરૂષોત્તમભાઇએ મને કહ્યું કે બીજી કંઇ સુખભરી વ્યવસ્થા નહિ થાય તો ટેક્સી ભાડે કરી હું તમને સમયસર ત્યાં પહોંચાડવાની વ્યવસ્થા કરીશ.

સવારના શ્રી. ભાઈ પુરૂષોત્તમ મૂળજીએ ખાસ મોટર-ટેક્સી ભાડે કરી કમ્પાલાથી ૨૩ માઇલ દૂર મસાકાને રસ્તે 'બ્યાદે' કરીને

ટાઉનશીપ છે–તેને ‘મ્પીગી’ કહે છે; ત્યાંસુધી અમારી સાથે અમને મૂકવા આવ્યા. આ ‘બાડે’માં ગઢકાનિવાસી ભાઇ જીવણદાસ ભીમજી ‘પટેલ’ તરીકે ઓળખાય છે. એને ત્યાં આજે સ્નેહ–સંમેલન હતું. અહીં પાંચ લોહાણા ભાઈઓ ઉપરાંત ખોજા તથા વહોરા ભાઇઓ વગેરેની દુકાનો છે. આજે ‘બાડે’ના સર્વ હિન્દી ભાઇઓને ‘પટેલે’ જમણુ આપ્યું હતું, અને રાતના સ્નેહ–સંમેલન હોવાથી જીવણદાસભાઇએ અમને આગ્રહ કરી ધરાર રોક્યા. રાત્રિના ગામ લોક એકઠું થયું. ત્યાં વેપારી સંગઠન ઉપર ભાષણ આપ્યું. સવારે ધી મરફન્ટાઇલ કંપનીવાલા ભાઇ કાશીભાઇ પટેલ સહકુટુમ્બ પોતાની મોટરકારમાં મસાકા જતા હતા, તે અમને સાથે તેડી ગયા. શ્રી. પુરૂષોત્તમભાઇ ત્યાંથી પાછા કમ્પાલા ગયા.

## મ્પીગીથી મ્બરારા

મસાકા અહીંથી ૬૨ માઇલ દૂર થાય. રસ્તામાં પટેલ કાશીભાઇના કુટુમ્બ સાથે અમારી મુસાફરી સુખભરી થઇ પડી. કારણ કે આ દેશમાં પટેલ બન્ધુઓનાં બૈરાં લાંબા ઘુંઘટામાં પૂરાઇ નથી રહેતા, પણ તે બલાને મોમ્બાસા ઉતરતાં જ દૂર ફેંકી દે છે. પટેલ સિવાય ઇતર હિન્દુ કોમો અહીં પોતાની સ્ત્રીઓને ઘુંઘટામા પૂરી રાખી સૃષ્ટિની શુદ્ધ હવાથી વંચિત રાખવામાં પોતાનું ગૌરવ સમજે છે. એટલા માટે તે સૌથી પછાત છે. બપોરના ૧૨॥ વાગતે અમે મસાકા પહોંચ્યા. (તા. ૧૧–૮–૩૨)

ભાઇ વંદ્રાવન વેસ્ટર્ન પ્રોવિન્સમાં મ્બરારાની હેડ ઑફિસે રહેતા હતા. તેઓશ્રીએ પોતાની મસાકા ઑફિસે લખી, હું આવું કે તરત મ્બરારા મોકલવાનો પ્રબંધ કર્યો હતો.

તે જ રાતના ૧૦ વાગતે ભાઇલાલભાઇ નામક એક પટેલની મોટર–લોરીમાં મ્બરારા જવા રવાના થયો. ઠંડીના ચમકારા પણ ઠીક તેજ હતા તેથી કાકાશ્રી

ગોકળદાસભાઇએ રસ્તામાં ટાઢથી રક્ષણ કરવા એક બ્લાન્કેટ આપ્યું. એકાદ બે માઇલ માર્ગ કાપ્યા પછી ઓઢવા માટેનું બ્લાન્કેટ ખોલતાં માલુમ પડયું કે બરાબર વચમાંથી જ એના બનાવનારે બે ભાગ પાડી નાંખ્યા છે. એટલે બેવડું કરીને ઓઢતાં પણ પવનની સુસવાટી સોંસરવી શરીરમાં પ્રવેશી જતી. પછી કબ્બલને બદલે દોઢીયું કર્યું તો પણ એ બ્લાન્કેટે તો કજીયાળી બાયડીની પેઠે પોતાનો હક છોડયો નહિ. એટલે પછી બોઇલરને ઠંડું ન પડવા દેવા હાથીછાપ સિગારેટોને બાળી ભસ્મ કરવાનું ચાલુ રાખ્યું.

દ્વાદશીની ચંદ્રિકા ખીલી હતી. કોઈ કોઇ વાર શરમાળ નવોઢાની માફક તે વાદળાંઓથી ઢકાઇ જતી. રસ્તામાં હિંસક પશુઓની આંખની ઇલેકટ્રીસિટી પણ ઘણીવાર જોવામાં આવતી. આ પ્રકારે અવનવાં દૃશ્યો દેખાતાં. બાહાર ઘોડાની માફક ધીમી ગતિએ ચાલતી ભાઇલાલ ભાઈની લોરી ૬।। કલાકે ૯૨ માઇલનો પથ કાપી સવારના ૪।। વાગતે મ્બરાગ પહોચી. અમે પણ ટાઢમા સોરાઇને કોચલા વળી ગયાં હતાં શ્રી. વંદ્રાવનભાઇએ એ વખતે ચાહનો પ્રબંધ કર્યો. તે પીને રાતનો ઉજાગરા ને થાક હોવાના સબબે લબાવી દીધાં તે સવારના ૯ વાગતે ઊઠયો: (તા. ૧૨–૮–૩૨).

## મ્બ રા રા

યુગાન્ડા–વેસ્ટર્ન પ્રોવિન્સના અંકોડે ડીસ્ટ્રીકટનું આ હેડકવૉર્ટર છે. ઇસ્ટર્ન પ્રોવિન્સ ને બુગાન્ડા પ્રોવિન્સ કરતાં આ વેસ્ટર્ન પ્રોવિન્સમાં હિંદીઓની વસ્તી બહુ જ થોડી છે. મ્બરાગ હવાપાણી માટે સારૂં સ્થળ છે. પાણીનો રંગ લાલ ને તે ફિલ્ટર કરીને પીવાય છે. વાપરવાનું પાણી પણ બહુ દૂરથી લાવવું પડે છે. થોડે દૂર એક નાનીશી સુદર નદી છે. અહીં લોહાણા બધુઓ, એકાદ બે પટેલો ઉપરાંત ઇસમાઇલી ખોજા ભાઇઓની ૧૫—૨૦ દુકાનો છે. પંજાબીઓ પણ થોડા છે.

આ પ્રોવિન્સમા મેસર્સ વંદ્રાવન પ્રેમજીની કુા.–ફર્મ સુપ્રસિદ્ધ છે શ્રી વંદ્રાવનભાઇ મનજી આ ફર્મના એક મુખ્ય સચાલક છે આ પ્રોવિન્સમા ભાઇ વંદ્રાવનની ભારે લાગવગ છે સ્પષ્ટવક્તા, વ્યાપાર-કળાકુશળ તેમજ લાગણીવાળા યુવાન છે આ પ્રદેશનો એનો અનુભવ વિશાળ છે જાહેર હીલચાલમા આગળ પડતો ભાગ લેનાર–કેળવણી આદિના કાર્યમા હમેશા રસપૂર્વક શ્રમ લેનાર તરીકે તેઓશ્રી જાણીતા છે તેઓની નસોમા બર્ડા ભૂમિનુ વીરત્વ તેમજ સ્વમાની લોહી છે સ્વભાવે આનદી તેમજ મિલનસાર, વાચન વિશાળ છે આ ડીસ્ટ્રીકટને લગતુ એ ભાઇ પાસેથી મે ઘણુ જાણ્યુ છે

ટિક ફીવર અહીંની ભૂમિમા 'જવા થાય છે તેનો રગ ભૂમિના જેવો લાલ હોય છે તે મનુષ્યને કરડે તો શરીર સોજી આવે ને તાવ ચડે તેના ઉપચાર જો સમયસર ના થાય તો માનવજીવન જોખમાઇ જાય છે આ તાવને અહીં 'ટિક–ફીવર' કહે છે

## કેથોલિક ચર્ચ

પોસ્ટમાસ્તર પટેલ મી દવે વગેરે ભાઈઓ સાથે સાજના કેથોલિક ચર્ચ તરફ ફરવા ગયા Fathers પાદરી બાવાઓ પોતાની ફરજો બજાવતા જગલમા પણ મગળ કરી કેવા સ્વચ્છ અને સુખી જીવન ગુજારે છે ? એ સાથે હિંદી જીવનને સરખાવતા હિન્દીઓ માત્ર જીવન જીવી નાખે છે–ગોરાઓ જીવન જીવતા જાણે છે, એમ લાગે. ફાધરોની મુલાકાત થઈ એમની મૃદુવાણી, એમનું આદરાતિથ્ય અજબ ! ઈન્ડિયાથી આવનાર એક પત્રના એડીટર તરીકે ભાઈ વદ્રાવને એ ફાધરોને મારો પરિચય કરાવ્યા ચર્ચ જોયુ, સિગારેટો પીધી થોડા Oranges મુસબી–ફળો અમને આપ્યા આંજીરિયાના ફાઇન વાઈન માટે ઓફર કરી તેનો ઉપકાર સાથે અમે અસ્વીકાર કર્યો. એ ફાધરોને Good Bye કરી અમે ત્યાથી ફરતા ફરતા ઘેર આવ્યા

આવતી કાલે કેમાલે સ્થળ જે યુગાન્ડાનું કાશ્મીર ગણાય છે તે જોવા જવાનો વિચાર કરતા સુતા

## ભીમકાય 'મામી' Native Chief

ભાઇ વંદ્રાવને અહીંના Native Chief ' મામી ' વિષે મને વાત કરેલી તેજ 'મામી' મોટરકારમાં ભાઇ વંદ્રાવનની દુકાને કંઇ કામસર આવી ચડયા. આ 'મામી' જેવો ભીમકાય મેં મારાય આફ્રિકા ખંડની મુસાફરીમાં બીજો કોઇ જોયો નથી. કારમાં ત્રણ માણસો સમાય તેટલી પહોળી મોટી સીટમાં તેઓશ્રી એકલાનુ ભીમકાય શરીર સમાયું હતું. એમનું વજન ૪૦૦ રતલ એટલે કે લગભગ આપણા દશ મણ જેટલુ. દેખાવમાં આપણે મહાભારતની કથા કહેનાર વ્યાસજીઓ ભીમનું જે વર્ણન કરે છે તે જ જાણે અહીં પ્રત્યક્ષ જોતા હોઇએ એવું આપણને લાગ્યા સિવાય રહે નહિ બે બોડીગાર્ડો જેવો નેટીવ નોકરોએ એમના શરીરને ટેકો દીધો ત્યારે માંડમાંડ કારમાંથી ઉતરી ને દુકાનમા આવ્યા. ખબર અંતર પૂછ્યા, અને મને પોતાને ત્યાં લઈ આવવા ભાઇ વંદ્રાવનને ખાસ ભલામણ કરીને પુનઃ એ જ રીતે બોડીગાર્ડોની મદદથી પાછા કારમાં બેસી રવાના થઈ ગયા. સદરહુ નેટીવ Chief 'મામી' જબ્બર પશુધન ધરાવે છે. અતિ વિચારક તેમજ બુદ્ધિમાન છે.

## શિકારની સહેલ

આજે અમારે કબાલે તરફ જવાનો પ્રોગ્રામ નક્કી થયો હતો પરંતુ બપોર પછી બે વાગતે ભાઇ ઓધવજી સમાચાર લાવ્યા કે: અહીંથી ૧૮ માઇલ દૂર 'ઇબાન્ડા રોડ' પરના જંગલમા એક સિંહ ભરાયો છે અને તેને નેટીવોએ ફરતો ઘેરો ઘાલ્યો છે એનો શિકાર કરવા સરદાર મખ્ખનસિંગને નેટીવો બોલાવવા આવ્યા છે શિકાર જોવાનો આવો મોકો ફરીવાર મળવો દુર્લભ છે. સરદાર મખ્ખનસિંગે પણ આપણને ભાઇ ઉસાણીને સાથે લઇ આવવા કહેવડાવ્યું છે. આથી અમે આજે કબાલે તરફ જવાનું મુલતવી રાખ્યુ અને હું, ઓધવજીભાઇ ને વંદ્રાવનભાઇ, ત્રણેય જણા મોટરકાર લઇ

સરદાર સાથે શિકારે ગયા સરદાર મખ્ખનસિંગ શિકારી તરીકે આ પ્રોવિન્સમા મશહુર છે તેમણે તો એક મોટર–લોરી સાથે લીધી સાથે હમેશ શિકારમા એમની સાથે રહેતો એક નેગ્રીવ મદદગાર ત્રણ ત્રણ રાઇફ઼લો તથા તેને લગતા કારતુસો વગેરેથી સરદાર સજ્જ થયેલા હતા અમારી ટુકડી ૧૮ માર્ચ ૫૨ તે જંગલમા પહોચી સામસામા કેળના વૃક્ષોના વન હતા તેમા સિંહ ભરાયલો છે એમ નેગ્રીવોએ કહ્યુ નેગ્રીવોના બાળકો સ્ત્રીઓ સુદ્ધા હાથમા ભાલા લાઠી લાકડીઓથી સજ્જ થયેલા ચોમેર ઘેરો ઘાલી બેઠેલા જોયા સરદારે પહેલા એમની બધી વાતો સાભળી લીધી હિંસક પ્રાણીઓના શિકારીઓની હિંસક પશુઓનુ માનસ સમજવાની કેટલીક તીવ્ર બુદ્ધિ હોય છે તે અમે આ પ્રસગે જાણ્યુ પ્રથમ તો સરદારે અમને કેળના વનની બાજુમા ઉંચી ટેકરી ઉપરના વૃક્ષ ઉપર ચડી જવા સુચના કરી અને પોતે તે વનની ચોતરફ પ્રદક્ષિણા કરી ખૂબ વિચાર કર્યા પછી એક બરાબર સુદાના સ્થળ ઉપર સઘળા સરજામ સાથે તૈયાર થઇ ઉભા પછી નેગ્રીવોને મોટેથી હાકો કરવા કહ્યુ તે પ્રમાણે હાકો થતા હિંસક પ્રાણી ચીડાયુ ને ગર્જના કરી ન ગર્જના સાભળીને સરદારે કહ્યુ કે સિંહ નથી પણ ચિત્તો લાગે છે અને તે વાત ખરી પડી ચિત્તો જ હતો સિંહ કરતા આ પ્રાણી બહુ શયતાન હોય છે તે ગમે તેવા શિકારીના પંજામાથી આબાદ છટકી જવાની કાબેલિયત ધરાવે છે સરદારે પણ આજે આ ચિત્તાનો શિકાર કરવાની ભારે યુક્તિ પ્રયુક્તિઓ વાપરી પરતુ બે ત્રણ વખત એક વન–વૃક્ષરાજીમાથી નીકળી પેટભર જોય બેગો થઇ વિજળીક ઝડપે ખીણમા ઘુસી જાય અને સરદારના ઘામાથી અજબ ચાતુરીથી છટકી જાય આમ આ ચિત્તા ને સરદાર વચ્ચે ભારે હરિફાઇ ચાલી સાજ પડી ગઇ આ હિંસક પ્રાણી હવે હાકો કરતા જો બહાર નીકળે ને મરે નહિ તો નેગ્રીવોને ફાડી ખાય એવી બીક નેટીવોને લાગી તેથી સરદારના હુકમ અનુસાર સાજ પછી તેઓએ ફરીવાર હાકો કરી ચિત્તાને બહાર કાઢવામા પોતાની સલામતી ન

જોઈ. સદરહુ ચિત્તો ત્રીજી વખત સ્હેજ ઘાયલ થયેલો બચી ગયો. અમે સૌ રાતના ૮ વાગતાના સુમારે ત્યાંથી પાછા મ્બરારા ભેગા થઈ ગયા

પણ આ પ્રસંગે શિકારીઓને પશુઓનું માનસ, તેમનો સ્વભાવ, તેમની ઢંગાઇ, તેમની આદતોનો કેટલી હદ સુધી અભ્યાસ કરી તર્કશક્તિ વાપરવી પડે છે તેનો અનુભવ અમને બરાબર થયો. ( તા. ૧૪-૮-૩૨ )

## અંકોડે ડીસ્ટ્રીકટના નેટીવો

યુગાન્ડા-વેસ્ટર્ન પ્રોવિન્સનો આ અંકોડે ડીસ્ટ્રીકટ ઉજ્જડ જેવો ને તેમા વસતી બહુ થોડી છે. આ તરફના નેટીવો બહુ ગરીબ અને એમનો મુખ્ય ખોરાક કાચા કેળા પકાવીને ખાવાનો છે તેને 'મટોકી' કહે છે. આ ડીસ્ટ્રીકટમા માત્ર ૨૦૦ જેટલા હિંદીઓ છે. રસ્તા જ્યારે પાકા નહિ હતા ત્યારે આ તરફનો વેપાર-એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવાનો માત્ર પગાજી ( Coolies )થી ચાલતો, પણ રસ્તા પાકા થયા પછી હવે મોટર-લોરીઓથી ટ્રાન્સપોર્ટનું કામ થાય છે કપાસનુ વાવેતર બહુ ઓછુ; અહીંથી કમ્પાલા સુધીનું ટ્રાન્સપોર્ટનું ખરચ બહુ આવતુ હોવાનુ કારણ પણ કદાચ કપાસના ઓછા વાવેતરનુ હોય.

આ તરફના નેટીવોમાં જે પશુધન-ઘેટા બકરા રાખે છે તેને 'અહિમા' કહે છે. તે આપણા દેશના ભરવાડ જેવા ગણાય વિશેષ કરીને આ 'અહિમા' જાતિના સ્ત્રી-પુરૂષો ચામડાં પહેરે છે. સ્ત્રી પરણેલી હોય તો ઉપરા ઉપરી ૨ ચામડા પહેરે ને કુવારી હોય તો ૧ ચામડું પહેરે. આ જાતિ કપડુ ભાગ્યે જ પહેરે છે સ્ત્રીઓનાં ઘરેણાં પીતલના વારા ! પીતલના વારાનાં ગુચળાઓ પગે પહેરે છે તે બગડી ન જાય તે માટે તેને કેળના પાંદડાથી ચીંટી લે છે આ અંકોડે જાતિના નેટીવો યુગાન્ડા પ્રોવિન્સના કરતા જગલી અવસ્થામા

છે જગલમા ફ્રીન્ડવનથી તેઓ ડગનાગ છે લગભગ દરેક સ્ત્રી પુરૂષો નબાકુ પીના હાથમા લાબી ચુગીઓ રાખે છે 'મહિમા' શરીરે માખણુ ચોપડે છે ને કેડ ઉપર ચામડુ વીંટાળે છે નાના મોટા પુરૂષો હાથમા લાકડી તો રાખે જ બીજી જાત જે પશુધન રાખનારી નથી તેને 'મિયાકાડે' કહેવામા આવે છે 'મહિમા' અને 'મિયાકાડે' એ ધધાના બે વિભાગ પડેલા છે મટોકી–કેળાનો દારૂ બનાવી પીએ છે

## કબાલેના પ્રવાસે

આજે (તા ૧૫–૮–૩૨) ભાઇ વંદ્રાવનભાઇ, આલીમામદ કામમ, ભાઇ અમૃતલાલ પુરૂષોત્તમ પૂજારા વગેરે અમે ભાઇ વંદ્રાવનની મોટરકારમા સવારના ૭ વાગતે કબાલે જવા ઉપડયા રસ્તામા દશે દશ ને વીસ વીસ માઇલપર આવતી નાની નાની ટાઉનશીપોમાં વદ્રાવનભાઇના આડતિયાઓની દુકાનપર વિશ્રાતી લેના જઈએ. એક સ્થળે અહીનુ સ્પેશિયલ ખાણુ 'મટોકી' તૈયાર કરાવી તેનો આસ્વાદ લીધો ૫૩ માઇલપર ભાઇ વંદ્રાવનભાઇની ખરીદેલ 'સો મીલ' આવે છે તે જોઇ તે સ્થળનો નેટીવ બોય અમારા માટે થોડા મૂળા તેમજ મોગરી તથા ચોખ્ખુ પાણી લાવ્યો જગલમાં આ વસ્તુનો સ્વાદ પણ કઇ ઓરજ આવે છે અંકોડે ડીસ્ટ્રીક્ટ છોડી કિગેઝી ડીસ્ટ્રીક્ટની હદમા પ્રવેશતા દરેક જુદી જ દુનિયામાં પ્રવેશતા હોઇએ તેવુ લાગે છે બાઉન્ડરી ઉપર એક Rest house આવેલુ છે તે માત્ર ગોરા લોકોના જ ઉપયોગ માટે છે આ રેસ્ટ હાઉસ એટને અંકોડે ને કિગેઝી ડીસ્ટ્રીક્ટની સરહદ ઊંચી ટેકરીપર તે આવેલુ છે, ત્યાથી લીલો હરિયાળો પ્રદેશ શરૂ થાય છે આખમે અતિ આનંદ આપનાર આ ગળિયામણી ભૂમિમા પ્રવેશતા જાણે કુદરતે અહીં જ સઘળુ સૌન્દર્ય ઢાલવી દીધુ હોય તેમ જોનારને લાગે છે રસ્તા ઊંચી ટેકરીઓ ઉપર ચડવા ને ઉતરવાના ! ઊંચા પહાડો ને ટેકરીઓ વટાવતા અને મોજથી મુસાફરી કરતા અમે સાંજના ૪ વાગતે

કિગેઝી ડીસ્ટ્રીકટના હેડકવૉર્ટર કબાલે પહોંચ્યા. ત્યાં ડા. રામજી મનજીને ત્યાં અમે ઉતર્યા; જે શાંત, ગંભીર ને માયાળુ સેવક છે.

## કબાલે

હિંદુસ્થાનમાં હવા ખાવાના સ્થળ તરીકે મુખ્યત્વે કરીને જેમ કાશ્મીર સુપ્રસિદ્ધ છે, તે મુજબ આ 'કબાલે' પણ હવા ખાવાનું સ્થળ છે અને તેને યુગાન્ડાનું કાશ્મીર કહે છે. ઘણું સુંદર સ્થળ છે. ઠંડી વિશેષ પડે છે. સમુદ્રની સપાટીથી ૭૦૦૦ ફૂટ ઉંચે આવેલું છે.

કિગેઝી ડીસ્ટ્રીકટનુ આ હેડકવાર્ટર છે. હાઇ લેન્ડઝ ઉપર **ડી. સી.** ની ઑફિસ, પોસ્ટ ઑફિસ, નેટીવ—લુકીકો વગેરે ગવર્નમેન્ટ ઑફિસો તેમજ ગોરા અધિકારીઓનો વસવાટ છે.

નવી ટાઉનશીપ થયા પહેલા હિંદીઓ માટે ટેમ્પરરી ટાઉનશીપ આ હીલ ઉપર જ હતી પણ નવી ટાઉનશીપ માટે નીચેની ખીણના ભાગની જમીન હિંદીઓએ પોતેજ ઇન્ડિયન ટાઉન માટે પસંદ કર્યાનું કહેવાય છે. ત્રણ ચાર લોહાણા ભાઇઓ તથા ૧૦-૧૨ ખોજા ભાઇઓની દુકાનો છે. મુખ્ય બીઝનેસ નીમક-મીઠાનુ તેમજ લોઢાના વાસણનુ છે. અહીંના **નેટીવો** પશુઓને પણ મીઠું ખવરાવતા હોવાથી નીમકનો ઉઠાવ જબરો છે. તેમજ અહીંથી ૪૦ માઇલ ઉપર બેલ્જીયમ-કોન્ગોની સરહદ આવેલી છે. તે બેલ્જીયમ-કોન્ગોમા પણ મીઠું-નીમક અહીંથી જ જાય છે. આ નીમક અહીંથી ૧૫૦ માઇલ દૂર 'કાટવા' નામક સ્થળ છે ત્યાંથી આવે છે આખા વેસ્ટર્ન પ્રોવિન્સ તેમજ બેલ્જીયમ-કોન્ગોમા પણ કાટવાનુ જ મીઠું વપરાય છે. કાટવામા ૧ શિલિંગનું ૬૦ રતલ મીઠું મળે છે મોટું બીઝનેસ અહીં મીઠાનુ જ છે.

**નેટીવો:** અહીંની 'રૂચીરા' નામક નેટીવ જાતિની સ્ત્રીઓ લોખંડનો વારો વધુ પ્રમાણમાં પહેરે છે બીજી જાત 'રૂવાન્ડા' કરીને છે, સૌ જાત ભારે ઢોંગી અને કિન્નાખોર છે. માથામાં ધોરીઆની માફક વચમાંથી વાળ ઉતરાવે, માથાની વચમાં સીધો ચીરો થઈ રહેવાથી તે શીંગડાંની

માફક લાગે છે યુગાન્ડાની શુગર ફેક્ટરીઓ માટે પગારીઓ-Coolies અહીંથી સપ્લાઈ થાય છે આ જાતિ કેળ ને લાલ જુવારમાંથી દારૂ બનાવી પીએ છે ભાગ્યે જ કોઇ દિન આ નેગ્રીવો નહાતા હોય! વિશષ કરીને ચામડા જ પહેરે છે

**મીશન હોસ્પીટાલ** આ સિવાય અહીં C M S હોસ્પીટાલ પણ છે તેમા ઇન્ડિયન વૉર્ડ જુદા રાખવામા આવ્યો છે યુરોપિયન વોર્ડ પણ જુદો છે નેટીવ માર્કેટ પણ છે હવા ખાવાનુ આ સ્થળ હોવાથી હિંદીઓ માટે એક મુસાફરખાનાની અહીં ખાસ જરૂર છે

**ઇન્ડિયન એસોસીએશનની મિટિંગ** અમારા આગમનની ખબર પડતા આવ કાર આપવા માટે અહીંની ઇન્ડિયન એસોસીએશનની મિટિંગ શેઠ હુસેનભાઇ રહેમતુલ્લાના પ્રેસિડન્ટપણા નીચે રાતના ૮ વાગતે મળી જેમા ત્યા સ્કૂલ બધ પડેલી તે પાછી ચાલુ રવાનુ ફડ થયુ ઓીહાના વપારીઓની સિન્ડીકેટ કરવા માટે વિચાર થયા. મિટિંગનું કામ પૂરૂ થયા પછી અમે સૌ છૂટા પડયા અને અમારા સ્થાને જઈ સૂતા.

## સરોવરમાં જળવિહાર

આજે (તા ૧૬ ૮ ૭૨) અહીંનુ ખાસ જોવાલાયક બુન્યોની' નામક સરોવર જે અહીંથી લગભગ ૫ માઈલને અંતરે આવેલુ છે, તેની સહેલગાહે જવા પોસ્ટમાસ્તર અબાલાલભાઈ સાથે અમે સાજના ૬ વાગતે નીકળ્યા આ સરોવરે જવાનો રસ્તો ભારે વિકટ છે એક ભારે જોખમી કોરનર આવે છે ભાઇ વૃંદાવન જેવો બાહોશ ડ્રાઈવર ન હોય તો ત્યા મોટરને જરૂર એક્સીડન્ટ થાય ઘણીય વાર અહીં આવતા મુસાફરોને આ કોરનર ઉપર એકસીડન્ટ થયેલ હોવાથી ગવર્નમેન્ટે હાથ થોડો તે સ્થળે સુધાર્યો કર્યો છે, પરન્તુ હજી તે જોખમભર્યો રહ્યો છે ત્યાથી મોટરને તે કોરનરમાથી વાળી પાછી ઊંચેથી આસ્તે આસ્તે નીચે લઇ જવી પડે છે તે રસ્તો પણ સાંકડો અને જો જરા ચુક્યા તો મોટરમાંના બેઠેલા બધાની જીંદગી જોખમમા આવી પડે અમે બુન્યોની લેક પહોંચ્યા ફરતા ત્યાં

માઇલના વિસ્તારમા આ મીઠા પાણીનુ સરોવર છે સરોવરની સહેલગાહે આવનારાઓ માટે નેગ્રીવોએ હોડીઓ રાખેલી હોય છે તે હોડી એક જ ઝાડના થડને કોરીને બનાવેલી હોય છે એકએક હોડીમા ચારચાર ઇસમ બેસી શકે છે આ હોડીવાળા નેગ્રીવો ત્યા જ ઝુપડા 'ઝુમ્બા' બાધી રહે છે બહુ જ ગરીબ જીવન ચામડા પહેરે છે. લાકડાના હલેસા વડે ચાર નેગ્રીવો હોડી હકારે છે અમે હોડીમા બેસી જળવિહાર કરવા લાગ્યા ફરતા ચોતરફ પહાડો ને વચમાં સરોવર એ કુદરતની અદ્‌ભુત કારીગરી જોવાની અણમોલ જીવન લ્હાણ હતી અમે નૌકાવિહાર કરી છા વાગતે પાછા સરોવરને કિનારે આવ્યા ને પછી વૃંદાવનભાઇએ નેગ્રીવોને થોડા સેન્ટ બક્ષીસ આપી નાચ કરાવ્યો નેગ્રીવો હમેશા નાચ-તાલમા ભાગ ચાલાક હોય છે તાન ઉપર તેઓને વિચિત્ર રીતે નાચતા નીરખી અમને ભારે આનદ આવ્યો આ સરોવરની સહેલગાહ જીવનમા કદી ન ભૂલાય તેવી હતી.

**નેગ્રીવ જેલ:** આજ સવારે અમે અહીંની નેગ્રીવ જેલની મુલાકાત લીધી હતી તેમા નેગ્રીવ સ્ત્રીઓ પણ કેદી તરીકે હતી તેને ખાવાને બીનસ ને રતાળુ અપાય છે

**નેગ્રીવ માન્યતા** રાતની મી ટીની સિન્ડીકેટ સબંધે વિચાર કરવા ફરી ઈન્ડિયન એસોસીએશનની સભા થઈ, પરન્તુ બહુ વાટાઘાટને અતે પણ સિન્ડીકેટ સબધ વપારીઓ એકમત થઈ શક્યા નહિ એ હિંદીમાનસનો પ્રભાવ ! હિંદીઓ એકમત થઈ શકે જ નહિ અને તેઓની સિન્ડીકેટ નભે જ નહિ એમ અહીંના નેગ્રીવો પણ માની રહ્યા છે

રાત્રિના ગુલાબી ઠંડી ને સુદર સ્નાનો ઉપભોગ કરતા અમે સૂઇ ગયા

## બેલ્જીયમ-કોન્ગો

બેલ્જીયમ-કોન્ગોની સરહદ કમાનેથી ૪૦ માઇલ દૂર છે. યુગાન્ડામા નેગ્રીવોને કૂટકા મારવાની મના બધ થઈ છે, પન્તુ

બેલ્જીયમ-કોન્ગોમાં હજી ફટકાની મજા કાયમ છે. આ કોન્ગો પ્રદેશના નેટીવો હજી બહુ જંગલી અવસ્થામાં છે. ત્યાં એક 'ભંબૂટી' નામક નેટીવની જાત વસે છે. તેને અંગ્રેજી મુસાફરોએ Pigmy-Dwarf ઓળખેલી છે. આ ભમ્બૂટી જાત ભારે લુચ્ચી અને



બેલ્જીયમ-કોન્ગોના નેટીવની એક જાત

કિનાખોર છે. તેનો રંગ રાતો ને લંબાઈમાં બીલકુલ ૨-૨॥ ફૂટ માત્ર હોય છે. એનાં મોઢાં ડુક્કર જેવાં હોય છે. તેનું રહેવાનું કાયમ માટે કોઈ સ્થળ નથી હોતું. તે હાથીનો શિકાર અદ્ભુત રીતે

કરે છે ને હાથી જ તેનો ખોરાક છે ઘણીવાર માણસને પણ તેઓ ખાઇ જાય છે તેમાથી ગોરાને ખાવાનું વધુ પસદ કરે છે તે માને છે કે એ નીમક બહુ ખાતો હોવાથી ગોરો છે ને તેથી તેને ખાવામાં વધુ સ્વાદ આવશે બીજી જાતિના નેટીવો પણ છે.



હાથીદાંતનુ લીલાંઉ

બેલજીયમ-કોન્ગોમા હમણા સોનાની ખાણો પણ નીકળી છે. તેમ હાથીદાતની પેદાશ પણ જબ્બર છે

**હિન્દી આફ્રિકન જોડાં:** બેલ્જીયમ-કોન્ગોમા વસતા હિંદીઓમાના ઘણાખરા ત્યાની નેટીવ ઓરતોને ઘરમા રાખતા હોવાના દાખલાઓ બન્યા છે એકવાર નેટીવ સ્ત્રીના ફદામા ફસાયો તે ગમે તેવો ગ્રૈસેટક પહોચતો હોય ના પણ વખત જતા નબળી સ્થિતિમા આવી પડે છે આવા અનેક દાખલા નજરે જોવાય છે ઇસ્લામી ભાઇઓ તે નેટીવ સ્ત્રીને ઇસ્લામી બનાવી પછી સમાર માડે છે પણ હિંદુઓ નેટીવ સ્ત્રીને ઘરમા રાખીને તેના ઉપર હિંદુ સસ્કૃતિની છાપ પાડતા નથી. પણ તેથી ઉલટું નેટીવ સ્ત્રીના સહવાસી પોતે નેટીવ જેવા

આવ્યા ને કોઇ રીતે સાંજ સુધી રોકાઇ જવાનો આગ્રહ કર્યો બપોરના ગામનેતાની સભા મળી આગાખાની સ્કૂલનું મકાન ચણાવવાનું ફંડ થયુ સૌને આનંદ થયો. સાંજના ૫ વાગતે ભાઇ વલી કરીમ પોતાની મોટરકારમા મને મમાકા પાછા મૂકી ગયા (તા ૨૩–૮–૩૨)

ગતના ૧૨ વાગતે શ્રી વૃંદાવનભાઈ મ્બરારાથી મમાંગ આવ્યા ને મને રોકી રાખ્યો

આજે (તા ૨૪–૮–૩૨ ) બપોર પછી વૃંદાવનભાઇની ઑફિસે ભાઇ જેઠાભાઇ તથા મી દેસાઈ સાથે આ પ્રદેશને લગતી રાજકીય સામાજિક રમિક ચર્ચા થઇ ભાઇ મોગરજી પ્રાગજી શેઠીઆ પ્રોડયુસ ખરીદી માટે અન્તાડે નામક સ્થળે જઇ રહ્યા હતા તેને મળવા તથા રોમન કેથોલિક મીશનનુ હેડક્વૉર્ટર અહીં જોવા જેવુ હોવાથી શ્રી લલ્લુભાઇ દેસાઇ, ગીરધરભાઇ મહેતા કાનજીભાઇ, હુ ને વૃંદાવનભાઇ એ સ્થળ જોવા બપોરના ૪ વાગતે કાર લઈ રવાના થયા

## વીરા એસ્ટેટ

**રો**મન કેથોલિક **મી**શનનું ઇસ્ટર્ન પ્રોવિન્સ કરતા આ તરફ પ્રગતિ વધારે છે આ R C **મી**શનનુ હેડક્વૉર્ટર મમાકાથી ૮–૯ માઇલ દૂર રવિયામણી હાઇલેન્ડઝ ઉપર વિશાળ જગ્યામા આવેલુ છે એ વીરા એસ્ટેટ કહેવાય છે આ વીરા એસ્ટેટની બાઉન્ડરી ઉપર ખાજા વલીભાઇ કરીને એક મરકારી ગૃહસ્થની દુકાન છે વૃંદાવનભાઇના તે મિત્ર છે તેનુ સાદુ પણ સ્વચ્છતાના નમુના૫ ઘર અને તેમના ઉછરાયેલા પત્ની–બાળકોને જોઇ અમે ખુશ ખુશ થઇ ગયા. પછી ભાઇ વલીભાઇને પણ સાથે લઇ અમે R C M ના વીરા એસ્ટેટમા આ **મી**શન તરફથી ચાલતી સંસ્થાઓ તથા તેની વ્યવસ્થા વગેરે જોવા ગયા.

આ એસ્ટેટમા મુખ્ય **બી**શપ તથા બીજા. હાથ નીચેના

મીશનરીઓના રહેવાના છૂટા છૂટા સુન્દર સગવડવાળા ફરના બગીચાઓ સાથે રંગબેરંગી ફૂલોથી આચ્છાદિત થયેલા બંગલાઓ આવેલા છે રસ્તાઓની બન્ને બાજુ ખાસ વિલાયતની વૃક્ષોની હારો એમની શોભામા અનુપમ વધારો કરી રહી હતી. મધ્યમાં નેટીવ બાળકો માટે બોર્ડિંગ, સ્કૂલ, કન્યા આશ્રમ, કન્યાઓને શીખવાડવામાં આવતુ ભરત, ગુથણ, શીવણકામ, તેઓએ તૈયાર કરેલા કેટલાક ટેબલક્લૉથ, શર્ટ, ગંજીફરાક, મોજા ઇ. ના નમુનાઓ વગેરે બધું અમને આશ્રમની સીસ્ટરે બતાવ્યું. Direct methodથી નેટીવ બાળકોને કેમ શીખવાડાય છે તે પણ અમને કઇક અંશે સીસ્ટરે સમજાવ્યુ નેટીવ બાળકોને માટે કસરતશાળા વગેરે જોઈ અમને ભારે સંતોષ થયો.

આ આશ્રમના અધિકારીઓની નમ્રતા,વિનય ને નિરભિમાનિતાનો પાઠ હિંદી આશ્રમોના સંચાલકોએ અવશ્ય શીખવા જેવો છે. આશ્રમ પાચ વર્ષે પોતાના પગપર ઉભુ રહી ચાલે તેવી યોજનાઃ દરેક સીસ્ટર ને બીશપ–કાધર નેટીવ ભાષામા પારંગત! એમના રહેવાના બંગલા સ્વચ્છ ને સુંદર! જંગલી જાતિના બાળકો પણ શિક્ષણથી કેવા બની શકે છે? તે તો આ આશ્રમની નેટીવ કન્યાઓને નીરખવાથી સમજાય. આ દૃષ્ટિએ વિચારતા ખ્રિસ્તી પાદરીઓ પરાઇ અજાણી ભૂમિમા જઈ ને પણ ઊંડા પાયા કેમ નાખે છે તેનું આપણને તુરત ભાન થાય આ સ્થળ જોવાની મને મળેલ સુંદર તક માટે ભાઇ વંદાવનભાઇનો હુ આભારી છુ એ ભાઇએ એ નેટીવ કન્યાઓના હાથથી તૈયાર થયેલ એકાદ ફરાક, ટેબલકલોથ ને રૂમાલ વગેરે ખરીદ્યા અને ત્યારપછી અમે ત્યાથી અંતાડે જવા રવાના થયા.

**અંતાડેઃ** ૭ વાગતે ભાઇ મોરારજી પ્રાગજી શેઠીઆ પાસે ગયા અમને આવેલા જોઇ તેઓ ભાઇ ભારે ખુશી થયા. આજે હતી કૃષ્ણજયતી–આઠમ! ભાઇ વંદાવન ને મહેતા મોટરમાંથી ઉતરી સીધા પહોચ્યા શેઠીઆના રસોડામા અને જે કઇ હાથ

લાવ્યુ તે લાવ્યા દુકાનમ ને મડદા ઉડાવવા ! સેવકે કેશાપર હાથ માર્યો સ્માહસ ! પછી ખૂબ વાતો કરીને ત્યાથી વિદાય માગી રવાના થયા એમ આનદ લૂટી રાતના ૮॥ વાગતે અમે પાછા મસાકા આવી પહોચ્યા

## મિત્રોનું મંડળ

મસાકાના હિન્દુ યુવાનોમા ચેતન છે, ઉત્સાહ છે લાગણી છે, વિચારણાશક્તિ છે ભાઈ કાનજી હુસરાજના દિવાનખાનાનો ઓફિસ તરીકે ઉપયોગ કરતો ભાઇ ગીરધરલાલ મહેતાના મહેતા સ્ટોરે' ભદ્ર પુરૂષોની મુલાકાત થતી ભાગ્યશ્રી ગોકળદાસ ભાઇને ત્યા વાત્સલ્ય ભાવ અનુભવાતો ભાઇ નાગણદાસ લાનજી વગેરે ભાઇઓ સાથે બેસી મીઠી વાતો થતી મિષ્ટ મ્હેમાનીઓય માણી અન્ય બધુઓનો, આદરભાવ અનુભવ્યો માસ્તર લલુભાઇ દેસાઇ મણીભાઇ પટેલ, જેઠાભાઇ આદિ મિત્રોના મડળ વચ્ચે થતી ચર્ચાએ ઘણુ ઘણુ જાણ્યુ

## મસાકાથી વિદાય

હવે આજે (તા ૨૫–૮–૩૨) લગભગ ૧૫ દહાડા આ તરફ ભાઇ વદ્રાવનભાઇની સાન્નિધ્યમા વેસ્ટર્ન પ્રોવિન્સ તથા મસાસની મુસાફરી ખુશખુશાલ રીતે પૂરી કરી મારે કમ્પાલા પાછુ જવાનું નક્કી કર્યુ ભાઇ વદ્રાવનભાઇ તથા ભાઇ ગીરધરલાલ મહેતા મને કમ્પાલા સુધી કાર લઇ મૂકવા આવ્યા રાતના ૧૦ વાગતે અમે મસાકાથી રવાના થઇ રસ્તામા માલીઆ–મિત્યાના તથા ચડાઝાના ભાઇઓને મળતા રાતના ૨ વાગતે કમ્પાલા આવી પહોચ્યા

## બો મ્બો

કમ્પાલાથી ૨૩ માઇલ દૂર છે જૂની ટેમ્પરરી ટાઉનશીપ મોટી હતી, પરતુ નવી ટાઉનશીપ થયા પછી ઘણા વેપારીઓ ખસી ગયા છે ઘણા ખરા ઉપરના ભરમા જઇ રહ્યા છે લોહાણા ભાઇઓ ૫-૭ તથા ખોજા ભાઇઓની સંખ્યા સૌથી વધાર છે

૯ તથા કમ્પાલા લો. મહાજનશ્રીના પ્રેસિડન્ટ શ્રી. નાગજીભાઇ કાનજી આજે બપોરના ૩ા વાગતે (તા. ૨૬–૮–૩૨) કમ્પાલાથી નીકળી અહીં ૪ા વાગતે આવ્યા. સાંજના રાવલનિવાસી ભાઈ ઓધવજીભાઇના આગ્રહથી ત્યાં જમ્યા. અહી પોસ્તરવાલા શ્રી. કાનજીભાઇ મારા સબંધી થાય, પરતુ મને એ ખબર નહોતી. જમીને અમે સાંજના ૭ા વાગતે કમ્પાલા આવવા બોમ્બોથી રવાના થયા. વાટમાં એ વૃદ્ધના ઘણાય અનુભવો જાણવા મળ્યા.

**દુ:ખતે ડેંસ:** કલાક સવા કલાકે કમ્પાલા પહોચ્યા. બોમ્બો રોડપરના મારા નિવાસ પાસે કારમાંથી ઉતરીને અંધારામા જતાં વચમા ખુલ્લી ગટરના ખાડામાં પગ પડતાં છોલાઇ ગયો. એક તો એ પગનો ગોઠણ દુ:ખતો તો હતો જ તેમા આ વધારો થયો. શૂળીનું સંકટ કાંટાથી ટળ્યુ હશે એમ જમાનાજૂની માન્યતાએ મનને સમજાવ્યું.

## ક મ્પા લા માં

**બે** ચાર દહાડા અહીં રહી પ્રવાસનો થાક ઉતાર્યો. અહીંના લગભગ બધા જ્ઞાતિબંધુઓએ મારા તરફ દર્શાવેલી ભલી લાગણી નહિ ભૂલાય. શ્રીમાન ભાઈ પુરૂષોતમભાઇ મૂળજીની દુકાનને ઑફિસ ને દિવસનું આરામગૃહ મેં બનાવ્યુ હતુ મગાન્ડા ભાષામા વૃદ્ધને 'મકકુ' કહે છે. મકકુ નાગજીભાઇ કાનજી, ભાઇ મોતીલાલ દેવચદ, ભાઈ તુલશીદાસ, ગણાત્રા વગેરે ભાઇઓએ મારી સાથે હરવા ફરવામાં પોતાના સમયનો ભોગ આપી મને આભારી બનાવ્યો.

વતનના વાલેસરીઓ શુભેચ્છક ગોકળદાસભાઇ, જયમંગભાઇ, ભાઇ વલ્લભદાસ જીવરાજ વગેરેની માયા સમજાઇ. શ્રી. પોપટભાઇ ને કાકુભાઇની ગેરહાજરીમાં પણ ભાઇ વલ્લભદાસે પોતે અગવડો વેઠીને પણ મને સગવડો કરી આપી પોતાની ફરજ બજાવી હતી.

યુગાન્ડાનો પ્રવાસ પૂરો થયો. યુગાન્ડાના મારા હિન્દી ભાઇઓએ મારા પ્રત્યે બતાવેલો પ્રેમભાવ મને સદાય યાદ રહેશે.

સ્નેહીઓના સ્નેહ-સભારણા સંગ્રહી આવતી કાલે સવારના અહીંથી ઉપડતી મેનટ્રેનમા યુગાન્ડા છોડી કેનીઆમા પ્રથમ એલ્ડોરેટ જવાનુ નક્કી કર્યું

## યુગાન્ડાને છેલ્લી સલામ

તા ૧લી સપ્ટેમ્બર ૧૯૩૨ ના સવારના ૬ વાગતે યુગાન્ડાની ભૂમિને વંદન કરી કેનીઆ મેનમા એલ્ડોરેટ જવા ભાઈ વનમાળીદાસની કારમા સ્ટેશને ગયો. કમ્પાલાથી એલ્ડોરેટ સુધીનુ રેલ્વેનુ સેકન્ડ ક્લાસનુ ભાડુ શિ. ૫૬-૭૬ સેન્ટ આપી સીટ નક્કી કરાવી સ્ટેશન ઉપર વિદાયગીરી આપવા કમ્પાલાના સાગર મિત્રો સાથે શુભેચ્છક ભાઈ પુરષોત્તમ મૂળજી વગેરે અગાઉથી જ પહોંચી આવ્યા હતા ભાઈ પુરષોત્તમભાઈએ ગુમનમા ચૉકલેટનો ડબ્બો અને મોનોગ્રામ વાળી સોનાની વીંટી સમર્પી સ્નેહ-સ્મૃતિ ચિરંજીવ કરી. સ્વાભાવિક રીતે સ્નેહીઓથી છૂટા પડતા હૃદય જે દુ ખ અનુભવે તે લાગણી અમને મોને થઈ સમય થતા ટ્રેન ઉપડીને અમે ભારે હૈયે છૂટા પડયા. કેનીઆ યુગાન્ડા રેલ્વેમા સેકન્ડ ક્લાસ કમ્પાટમેન્ટમા હિંદીઓ તેમજ નેગીવા એક સાથે બેસી શકે પણ યુરોપિયનો માટે સેકન્ડ ક્લાસ કમ્પાટમેન્ટ જુદા રાખવામા આવે છે સાથે Restaurant car જોડેલી હોય છે સાઉથ આફ્રિકાના જેવી સખત સેકન્ડ ક્લાસમા મુસાફરી કરનાર હિન્દીઓને આ રેલ્વેમા નથી

યુગાન્ડાને છેલ્લી સલામ કરી કમ્પાલાથી રવાના થયા રસ્તામા જીન્જા સ્ટેશને ભાઈ ગયપુરા કમુની સ્ટેશને શ્રી મૂળજીભાઈ શિવજી, ટોરોરો જંકશને ભાઈ વલ્લભદાસ રણછોડદાસ તથા ગોરધનદાસ ધરમશી વગેરે શુભેચ્છક ભાઈઓને મળતો, એમની પ્રેમાળ ભાવનાઓને ઝીલતો, રાતના ૧૧ વાગતે કેનીઆ કોલોનીમા ગોરા સેટલરોના સેન્ટર-એલ્ડોરેટ સ્ટેશને પહોચ્યો

# કેનીઆ કોલોની

## કેનીઆ પહાડ Mount Kenya

**આ**ભના ઘુમ્મટ હેઠળ કોઇ અગમ્ય જ્ઞાન મેળવવા શ્વેત જટાધારી યોગીરાજ સમાધીસ્થ દશામાં બેઠા હોય એવા હિમથી આચ્છાદિત શ્રૃંગોવાળા કેનીઆ પર્વત ઉપરથી આ પ્રદેશનું નામ



કેનીઆ પહાડ *Mount Kenya*

'કેનીઆ કોલોની' રાખવામાં આવેલું છે (સન ૧૯૨૦) તે પહેલાં યુગાન્ડા તેમજ કેનીઆ મળીને ઈસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટ ગણાતો હતો

**ક્ષેત્રફળ:** આ કેનીઆ કોલોનીનુ ક્ષેત્રફળ ૨૨૪૮૫૨ ચોરસ માઇલ છે (૧૪ કરોડ ૩૦ લાખ એકર એટલે ગ્રેટબ્રિટન કરતા બમણુ) પૂર્વે હિંદી મહાસાગર, ઈશાન કોણે ઇટાલિયન સોમાલી લેન્ડ ઉત્તરે એબિસિનિયા, પશ્ચિમે રૂડોલ્ફ સરોવર, યુગાન્ડા અને વિક્ટોરિઆ સરોવર આવેલા છે દક્ષિણે ટાન્ગાનિકાનો વિશાળ પ્રદેશ છે (સન ૧૯૧૪ની લડાઇ પહેલા આ ટાન્ગાનિકા-જરમન ઈસ્ટ આફ્રિકા કહેવાતો હતો)

કેનીઆ પર્વત નજીકનો પ્રદેશ હજુય લગભગ અણખેડાયલો છે. હિંદી, અગ્રેજ કે મહાજની પ્રજા રેલ્વેવાળા પ્રદેશની માફક તે બાજુ વસાહત કરી ગઈ નથી

## કેનીઆના નેટીવો

કેનીઆ કોલોનીના અસલ વતનીઓ-નેટીવ જગલી અવસ્થામા છે તેની જુદી જુદી જાતો Tribes ને તાયફાવાળાઓ કહેવાય છે તે જાતોના વસવાટ ઉપરથી તે જીલ્લાના નામ અત્યારે પણ રાખેલા છે કેનીઆ પર્વતની આસપાસ વસતી નેટીવ જાતોને એમ્બુ ચુકા અને મેરૂ તાયફાવાળા કહેવામા આવે છે

**એમ્બુ:** જાતના નેટીવો શેરડી અને મકાઇમાથી દારૂ બનાવી પીવાના અઠગ વ્યસની હોય છે સૂરા અને સુદરી પાછળ જીવન ન્યોછાવર કરવામા એ અભિમાન લે છે

મેરૂ તાયફાવાળાઓ બોલવામા કંઇક વિનયી હોય છે પરંતુ મનતત્રમા તેઓ અનહદ માનવાવાળા હોઈ પોતાના હૈયા વશ રાખી શકતા નથી આ જાતિમા અનેક છુપા મડળો હસ્તિ ધરાવે છે એવી મડળીઓ અન્ય ભોળા તાયફાવાળાઓ ઉપર અજબ કાબુ ધરાવે છે આવા છુપા મડળના કોઇ પણ સભ્યની ઇચ્છાને કોઇ પણ તાયફાવાળો આધીન ન થાય તો તેને શ્રાપ આપે છે અને પછી રાતના વખતે કે જગલમા નિર્જન સ્થળે ધોળે દહાડે શ્રાપિત વ્યક્તિપર જુલમ

ગુજારે છે. અજાણી વ્યક્તિઓએ કરેલા અત્યાચારને અહીંના નેટીવો દૈવી કોપ માને છે. અને તેથી શ્રાપ નિવારણાર્થે દૈવી આત્માઓને બળિદાન આપે છે.

એ ઉપરાંત તેઓમાં 'ખૂની મડળો' છે તે ઝેરના અખતરા કરતા નજરે પડે છે. તેઓને જાહેર કરવા કે શોધી કાઢવા કોઇ હિમ્મત કરી શકતુ નથી. આ ખૂની મડળો સામે આંખ ઉંચી કરનાર વ્યક્તિના રાઇ રાઇ જેવડા ટુકડા ન જાણી શકાય તે રીતે કરી નાંખવામાં આવે છે. આ ટોળીઓ પોતાની સાર્વભૌમ સત્તા આ બાજુના તાયફાવાળાઓ ઉપર અજમાવે જાય છે.

એમ્બુ તાયફાવાળાઓ પણ જગલી અને ઝનુની છે. થોડાક વર્ષો પહેલાં એક ઇસમનું ખૂન થયું. સૌ કોઇને એ ખૂનની ખબર પડી. તપાસને પરિણામે જણાવામાં આવ્યુ કે એમ્બુ તાયફાવાળાઓની જંગલી પ્રણાલિકાનું એ પરિણામ હતુ. એમના વસવાટવાળા વિભાગમા જો કોઇ પાડોશી તાયફાવાળો ચડી આવે તો એમ્બુના નિયમ પ્રમાણે વ્યવસ્થિત રીતે તેનું ખૂન કરવામાં આવતુ. આ જાતિના નવજુવાનો જેઓએ ખાડાના ખેલ ખેલી, રણયજ્ઞમાં આહુતિ આપી, પોતાનાં ભાલાં લોહીથી ન રગ્યા હોય તેઓ આવા ખૂનના પરિણામે જીવને જોખમમા નાખ્યા વગર 'લડવૈયા'નું અભિમાનભર્યુ પદ મેળવે છે.

ખાસ કરીને રાક્ષસી કાયાવાળા એમ્બુ લડવૈયાને પેલા પાડોશી તાયફાવાળાને જીવતા પકડી લાવવાનુ અને મુકરર કરેલે ઠેકાણે લઇ આવવાનું સોંપવામા આવે છે. તે પછી તેઓનો સરદાર પકડાયલા પાડોશી ઇસમનું ધડથી માથુ જુદુ કરે છે. પછી તે મરેલા શરીરને કુંડાળુ ફરતાં ફરતા ભવિષ્યના યુવાન લડવૈયા ભાલું ઘોંચતા જાય ને નાચતા જાય ને લોહીમાં ભાલું તરબોળ કરે. આ ક્રિયા કરી લીધા પછી નાનપણથી તેઓના ગળાની આસપાસ બાંધેલી દોરી તોડી નાંખવામાં આવે છે. તે દહાડેથી તે બીજા લડવૈયા જેટલો હક્ક

ભોગવતો થાય છે. અને પંચની બેઠક માટે ઉમેદવારી કરવા લાયક ગણાય છે આવા ખૂનોની વિગતો જગત જાણી શકતુ નથી કારણકે તેમાં ભાગ લેનાર દરેકને આકરા સોગન આપી તેઓના મ્હો બંધ કરવામા આવે છે

કાવીરોન્ડો વિક્ટોરિયા સરોવરને કિનારે કિનારે વસતા નેટીવોની જાત ' કાવીરોન્ડો ' નામથી ઓળખાય છે. આ 'કાવીરોન્ડો' તાયફાવાળાઓ એક દમકા પહેલા નગ્નાવસ્થામાં રહેતા હતા. હજુ તેના જંગલમા રહેનારા જાતભાઇઓ શરીરે રાખ ચોળી અદભુત યોગી પેઠે વનવગડે ભટક્યા કરે છે શરમના સ્વાંગ હેઠળ એમાં આપણને મર્યાદાભંગ લાગે, વિકારનાં વિષ આંખોમાં ઉભરાવે, સ્થૂળ સુખોપભોગની સૃષ્ટિઓ સરજાવે, સંસ્કૃતિના પતનનો પવન દેખાય પરન્તુ તેઓ એમાનુ કશુય નથી અનુભવતા કારણ કે તેઓ એ નગ્નાવસ્થાથી ટેવાયલા છે તેથી તેઓને વિકારના પડળ આંખે ચડતાં નથી ક્ષણિક સુખભોગની વાસનાઓ વિવેક મૂકી મનોજ થતી નથી. આપણાથી બીજી રીતે તેઓ વધુ નીતિમત્તાવાળા અને સદાચારી છે. બહુ પત્નીવાદનો રિવાજ તો આફ્રિકાની સારીય નેટીવ જાતોમા છે. તેઓ પશુધન રાખે છે મકાઇ આદિ વાવે છે સ્ત્રીપુરુષોના શરીરનો બાંધો મજબુત હોય છે હવે સંસ્કૃત પ્રજાના સહવાસે તેઓ કપડાં પહેરતા શીખ્યા છે સ્ત્રીઓ શરમની જગાએ એક કપડાનો પટકો વીંટાળે છે માથે નાનો પટકો ઓઢે છે વક્ષસ્થળ પર ભાગે નવસ્ત્રાં. ત્યા પીતળના તારઓ એ એમના દાગીના–ઘરેણાં ! હિન્દી શોકયો વચ્ચેનો ખારવંધ આ નેટીવ જાતોની શોકયોમા જોવાતો નથી. મોટી શોકયને માન આપે છે ને તેની આજ્ઞામાં રહે છે કિસુમુ કીસી, યાલા, સવાન્ડા આદિ ન્યાંઝા કિનારાના સ્થળોએ આ કાવીરોન્ડો જાતના નેટીવો વસે છે. ને જીલ્લાને કાવીરોન્ડો ડીસ્ટ્રીક્ટ કહે છે.

લુઓઃ બાન્ટુ અને કાવીરોન્ડો નામક નેટીવ જાતિનું મિશ્ર લોહી ' લુઓ ' નામક નેટીવ તાયફાવાળાઓમાં વસે છે. તેઓની સંખ્યા

આશરે પાંચ લાખ જેટલી છે. તેઓ સ્વાશ્રયી અને ભારે પુરૂષાર્થી હોય છે. તેઓના સસર્ગમાં આવનાર પ્રજા પાસે પોતાના રીતરિવાજ પળાવવા તેઓ પ્રયત્નશીલ રહે છે. એમની માતૃભાષાનો તેઓને ગર્વ હોય છે.

**નન્દી:** આ તાયફાવાળાઓ મુખ્યત્વે કરીને પશુધન રાખી ગુજરાન ચલાવે છે. પારકા ઢોરની ચોરી કરીને હાંકી આવવાની તેમનામાં જન્મથી ટેવ રહેલી છે. આ તાયફાવાળાઓની સ્ત્રીઓ પણ સુન્નત કરાવે છે. સગપણ-લગ્નમાં કન્યા પિતાને કન્યાના બદલામાં ઢોર આપવાં પડે છે. તેઓની સંખ્યા જબરી છે. વિધાતાના લેખને માને. ધર્મગુરૂનો શબ્દ માને. તેઓનો મુખ્ય ધર્મગુરૂ (લેબન) ની તેમના ઉપર પ્રબળ સત્તા છે. મહત્વાકાંક્ષી ધર્મગુરૂએ થોડાં વર્ષોપર યુવાનોને આગળ કરી બળવો કરાવવાની તૈયારીઓ કરાવી હતી. આ પ્રસગને સફળ બનાવવા મોટા પ્રમાણમા દારૂ બનાવવામા આવ્યો હતો. સરકારને આ વાતની ખબર પડતા તુરત જ આપતાં પગલાં લેવામા આવ્યાં હતા તેને પરિણામે ધર્મગુરૂને દેશપાર કરવામાં આવ્યો. ત્યારપછી સરકારે તેઓના સરદારોનો સહકાર મેળવી, સગીન વ્યવસ્થા ગોઠવી તેમને કાબુમા રાખવાની પેરવી કરી છે. તેઓની સંખ્યા લગભગ વીસેક હજારની હશે. આ જાતિ જાદુ ને કામણ ટુમણમા વિશ્વાસ ધરાવે છે. જાદુગરો વરસાદને લાવે છે એવી એમની માન્યતા છે."

યુવાનો પણ સુન્નત કરાવે છે. સુન્નત ક્રિયાના સમય દરમ્યાન દરેક યુવાન ઢોરની ચોરી કરવા નીકળી પડે છે. આ પ્રમાણે ચોરેલ ઢોર પછીથી તેના માલિકને સોંપી દેવામાં આવે છે. તેઓનો લડવૈયો ઉમ્મરે આવતા વૃદ્ધાવસ્થામાં માલદાર ઢોરોનો માલિક બનવાની અંતિમ ઇચ્છા ધરાવતો હોય છે

**કીકૂયુ:** આ જાતિના સ્ત્રી પુરૂષો ઘણાં ચપળ, બહાદુર અને અક્કલવાળાં છે. તેઓ મુખ્યત્વે ખેતીપર નિર્વાહ ચલાવે છે. સ્વભાવમાં જંગલી, લુચ્ચા માનસવાળા છે.

ભુથ્થ કરી, નાનકડું ગામ વસાવી રહે છે. ઘરમાં હવા ઉજાસનુ નામ નહિ ને અંદરના ભાગની જમીનને એમજ રહેવા દે છે. લીંપતા કે પથ્થરની લાદી નાખતા નથી. એક ભાગમાં વાછરડા, બળદ, ગાય ઘેટાં અને બકરાં પૂરે. બીજા ભાગમાં આબાલગોપાળ સહિત પોતે વસે.

આ જાતિ મહત્વાકાંક્ષી છે. પારકી જમીન પચાવી, વાવેતર કરી, માલદાર બનવાનાં તેઓ સ્વપ્ના સેવે છે. તેઓ પોતાના જીવનનું પરિવર્તન કરી જાણે છે. આ જાતિને તૈયાર કરનાર એક હેરી થિકુ નામનો પ્રભાવશાળી વીર થઇ ગયો; જેને પકડી પાછળથી કેદ કરવામાં આવ્યો હતો. આધુનિક સંસ્કૃત પ્રજાના સંસર્ગમાં આવનાર પરદેશીઓની રહેણીકરણીનું અનુકરણ કરી હવે તેઓ સુધરેલામાં ખપવાનો ડોળ કરે છે. તેઓની જુગજૂની પ્રથાઓ ને રિવાજો સામે ઉગતા યુવાનો, વૃદ્ધો સામે બંડ કરી છડેચોક ભંગ કરે છે. જૂના કાળથી આ જાતિની સ્ત્રીઓની પણ સુન્નત કરવામાં આવે છે. એ ચાલતી આવેલી પ્રણાલિકાને ધર્મ સાથે સબંધ હોઇ તેમાં કોઇ પણ પ્રકારનો સુધારો સુચવવા કોઇ હિંમત પણ કરી શકતુ નથી. વહેમ અને ખોટી માન્યતાઓ તો લગભગ દરેક આફ્રિકન-નેટીવોમાં રહેલી છે તે પ્રમાણે આ જાતિના જીવનમા પણ ઓતપ્રોત વણાઇ ગઇ છે. ખુદ હિંદના હલકા વર્ણોમા પણ ક્યાં નથી? આજના બંડખોર યુવાનો આવી ધર્મચુસ્ત માન્યતાઓ સામે પણ માથા ઉંચાં કરે છે પણ કોઇકને જ તેમાં ફતેહ મળે છે. બાકી ઘણા ખરાને વહેમના વમળમા ગુંગળાવી નાખી દેવામા આવે છે. તેમના યુવાનો આજે વિદેશીઓનુ અનુકરણ કરવા લાગ્યા છે. આવુ પચરંગી અનુકરણ એમને તારે છે કે ડુબાડે છે તે જોવાનુ રહે છે.

**પોકોમા:** આ નેટીવ જાતિ તાના નદીને કિનારે વસે છે, સંખ્યા માત્ર બાર હજાર હશે. તેઓ વિષયી અને સ્વચ્છંદી છે. પૂર્વ કાળમાં તેઓ ઉત્તર આફ્રિકામા વસતા હતા. પરંતુ બળવાન હેમીટિક પ્રજાએ તેઓને ત્યાંથી હાંકી કાઢતાં અહીં આવી વસ્યા છે. આ

જાતિમાં વ્યભિચાર છૂટથી ખેલાય છે. સરિનાને તીરે વસતા હોવાથી જોઇએ તેવા તંદુરસ્ત નથી. વ્યભિચાર તેમના ઉગતા જુવાનોની શક્તિ અને બુદ્ધિ નિસ્તેજ કરે છે. વર્ષાઋતુમાં તાના નદી ગાંડીતુર બની માઇલોના માઈલો સુધીના કિનારા ધોઇ નાંખે છે. ઘરોનો નાશ કરી ગામનાં ગામો ડુબાડી દે છે. આવા પ્રસંગે આ તાયફાવાળાની સ્ત્રીઓ ઊંચા વાંસના માંચડાઓપર રસોઇ કરતી નજરે પડે છે. ઉંચાં ઝાડના પોલા થડની બનાવેલી હોડીમાં આશરો લે છે.

દુકાળના વખતમાં તેઓ ગામડાંઓ છોડી રાની પશુઓ પેઠે જંગલમાં વસવા ચાલ્યા જાય છે. કાળે કરી આ જાતિ સંખ્યામાં ને શક્તિમાં ઘસાતી જાય છે. પાડોશી સોમાલી નાયફાવાળાથી તેઓ હંમેશ ડરતા રહે છે.

**શિરાઝીઃ** મલિન્ડી પાસેના કિનારાપર રહેતા તાયફાવાળાને શિરાઝી કહે છે. તેઓનો ધંધો ખેતીનો તેમજ માછીમારનો છે. આ શિરાઝીમાં સંગીત અને નાચનો છંદ લાગેલો છે. આ સંગીત ને નૃત્યકળામાં તેઓ સુખ સંપત્તિ ને જીવનની ફનાગીરી કરી રહ્યા છે. આખા વર્ષની કમાઇ એક જ રાતના નૃત્યમાં–હરિફાઇમાં આંખો મીંચી વેડફી નાંખે છે.

**મસાઇઃ** આ મસાઇ જાતિના નેટીવો બહાદુર લડવૈયા તાયફાવાળા કહેવાય છે. અત્યારે 'હાઇલેન્ડઝ' વાળો પ્રદેશ જેના ધણીરણી ગોરાઓ થઇ પડ્યા છે; તેના વિશાળ પટ પર આ મસાઇ નામક નેટીવ જાતિ હવે રીઝર્વ હદમાં વસવાટ કરી રહી છેઃ તેઓનું મુખ્ય ધન ઢોર છે. તેઓમાં ઘણા માલદાર માણસો છે. એક વાર તેઓ મધ્ય આફ્રિકામાં ત્રાસ વરતાવનાર તરીકે પ્રખ્યાત હતા. તેઓના નાયકાનું બંધારણ લશ્કરી ઢબે કરવામાં આવ્યું છે. તેઓની હસ્તિ અને સત્તા તેમના બહાદુર યુવાન લડવૈયાઓના શૌર્યપર અવલંબે છે. આજુબાજુના પ્રદેશના તાયફાવાળાઓ સાથે ધીંગાણાં કરવાં, ધાડો પાડવી, ઢોર ચોરી આવવાં, લૂંટ સાથે લલનાઓ લઇ

આવવી એ એમની મર્દાનગીની રમતો હતી ને હજીયે થોડીઘણી છે, લૂંટની લક્ષ્મીથી માલદાર બનતા વૃદ્ધો યુવાનીયાઓનાં આવાં કામોને ઉત્તેજતા. એટલે કાળે કરી તેમનો એ સ્વભાવ જ પડી ગયો. તેઓ એમના મુખ્ય સરદાર Chiefની આજ્ઞામાં રહે છે. એ સરદારને વૃદ્ધોનું પંચ મદદ કરે છે. મસાઇ જાતિ કીકૂયુ જાતિ સાથે આંતર-લગ્નથી જોડાય છે. કીકૂયુની કન્યા મસાઇને પરણશે પણ મસાઇની મોહિની કીકુયુ યુવાન સાથે લગ્ન કરવામાં હીણપત માને છે. એમનામાં જાતિ અભિમાન તીવ્ર છે. શરીરે તેઓ કદાવર, પાંચ હાથે પૂરા હોય છે. એમના ચ્હેરા યુજિપ્તના દેશીઓને મળતા આવે છે. ત્રાંબા જેવો એમની ચામડીનો રંગ છે. તેઓ શૂરવીર, સ્વાશ્રયી, મગરૂર ને ચાલાક હોય છે. તેઓ મેલી વિદ્યામાં ( મંત્રતંત્રમાં ) માનનારા નથી. તેઓના ધર્મગુરૂ વરસાદ લાવવા અને ઔષધોપચાર કરવા પૂરતું જ માન ધરાવે છે.

બીજા ભરવાડ તાયફાવાળાઓની સ્ત્રી કરતાં મસાઇ સ્ત્રી વધારે સુખી દેખાય છે. સ્ત્રીઓ શરીર શણગાર અર્થે ત્રાંબા અને લોખંડના વારાનાં ગુચળાં અને કોડીઓનો ઉપયોગ કરે છે.

વિકરાળ હિંસક પશુઓથી ભરચક જંગલોવાળા પ્રદેશમાં વસતા હોવાથી તેઓને એવા મનુષ્યભક્ષી પશુઓનો સામનો કરવો પડે છે. એક વખત એવો હતો કે મસાઇ યુવાનોને યુદ્ધકળાનું જ્ઞાન, ભાલા અને ઢાલ લઇ સિંહના શિકાર કરવાનુ શરૂઆતથી જ આપવામાં આવતું હતું. આજ પણ લોહીથી ભાલું રગાણું ન હોય એવા મસાઇ યોદ્ધાનાં સારાં સન્માન થતા નથી. મસાઇ લલનાઓની મીઠી નજર એની ભીમ જેવી કાયા ઉપર ઠરતી નથી. તેઓ એ માટે નિર્દોષોનાં પ્રસંગોપાત ખૂન કરી બેસે છે. રાજ્યસત્તા એ અટકાવવા ઘણા પ્રયાસ કરી રહી છે છતાં મસાઇ કુમારિકાઓ મેણાં મારી લોહીથી ખરડાયલું ભાલું જોવા ઇચ્છતી હોઇ તેઓની મીઠી નજર ખાતર. મસાઇ યુવક ઝનુનપર ચડી પાડોશી તાયફાવાળાનું ખૂન કરી.નાખે છે.

તેઓ સુન્નત પ્રસંગે મોત સાથે મરદાનગીની રમત રમે છે સુન્નત કરતા પહેલા યુવાનો દારૂ પાઈને બળદો ખુલ્લા મેદાનમાં પકડવાની હરિફાઈ મોતને મુઠીમાં રાખી આદરે છે આ ખાસ પ્રસંગ માટે એક બળવાન કાળો બળદ પસંદ કરવામાં આવે છે એ બળદને આગને દહાડે આખો દિવસ દૂધ ને શેરડી અને મકાઈમાંથી બનાવેલો દેશી દારૂ પીવાડવામાં આવે છે આ હરિફાઈ સાર્વજનિક મનાય છે તેમાં જુદા જુદા તાયફાવાળાના યુવાનો માથા મૂકી ઉતરી પડે છે તેમાનો જે યુવાન દારૂ પીધેલ ગાડાતુર બળદને કાડાના જોરે જમણા શીંગડાને પકડી થભાવે એ વિજેતા મનાય છે શરૂઆતમાં બળદપર આક્રમણ કરી ખૂબ ખીજવે પછી એને મેદાનમાં છોડી મૂકે આજુ બાજુ હાકો થાય એટલે બળદ ચારે પગે ઉછળે અને દોડે યુવાનો એની સામે દાડી પકડવા મહેનત કરે કોઈક પડે ને કોઈક વિજયી થાય વિજેતાને આખુય વરસ સમાઈ મહીનાઓ આખ્ખોથી સન્માન કરી વીરપૂજા કરે છે

વિજેતા યુવક ત્યારબાદ બળદને જમીનપર પછાડી મારી નાખે છે મરેલા બળદની ચામડી ઓતરડી લેવામાં આવે છે તે ચામડીની નાની નાની પટીઓ કરે છે તે પટીઓને મર્દાનગીના ખેલ ખેલનારા સૌ કોઈ કાંડે અને ગોઠણે એક એક બાંધે છે

**મસાઈઓનું** પ્રિય પીણું લોહી અને દૂધ છે તેઓ માસ માટે ઢોરને મારી નાખતા નથી પણ ઢોરના શરીરમાંથી લોહી કાઢી લેવાનુ તે કુશળતાપૂર્વક જાણે છે શરૂઆતમાં બળદને માથે ભાલા કે તીરવતી તેની ગરદનની નસપર ઘા કરી લોહી કાઢીને પી જાય ખુબ ધરાઈને લોહી પીધા પછી પડેલા ઘાપર રૂઝ લાવવા માટે જંગલી વનસ્પતિનો લેપ કરે છે અને એ બળદ પાછી શક્તિ મેળવે નહિ ત્યાં સુધી તેની ગરદનમાંથી ફરીવાર લોહી કાઢવામાં આવતું નથી

**લુમ્બ્વા** નન્દી જેવા જ સ્વભાવના આ લુમ્બ્વા તાયફાવાળાઓ છે ઢોર ચોરવાની ખાસીયત જન્મથી જ તેનામાં છે સખ્યામાં

તેઓ ૬૫૦૦૦ છે શરીરે કદાવર ને તન્દુરસ્ત ચપળ પ્રજા છે ઢોર ચોરવામાં મસાઈ બાળક કે જુવાન હર રીતે ખૂન કરીને પણ ઢોરની ચોરી કરે છે તેઓને કાબુમાં રાખવા કેનિયાની ગવર્નમેન્ટને મોટા પ્રમાણમાં લશ્કર રાખવું પડે છે તેઓનું ખરચ આ જાતિ ઉપર નંખાયેલું છે લગ્ન પૂર્વે ૭ માસ અગાઉ આ જાતિની સ્ત્રીઓને સુન્નત કરાવવાનો રિવાજ છે

**અકામ્બા:** નૈરોબીની નજીક આ નાકમાં કાપાવાળા નીગ્રો વસે છે તેને અકામ્બા કહેવામાં આવે છે આ કાપાવાળાઓ જૂના કાળમાં મનુષ્યભક્ષી હતા એમ કહેવાય છે આગળના ચાર દાંતો હિંસક પ્રાણીઓ પેઠે અણીદાર બનાવવાનો તેઓ શોખ ધરાવે છે કાચું માંસ ખાવાના સરળતા થાય એ માટે પણ એમને એ શોખ હોય એમ માની શકાય છે તેઓ અકરા દારૂ પીનારા છે સારા સોદાગર ને કુશળ સુતાર છે મન્ત્રજન્ત્રમાં અજબ શ્રદ્ધા રાખનારા છે

**સાંબુરૂ ને સોમાલી:** કેનિયા પર્વતની તળેટીએથી દક્ષિણ એબિસિનિયા સુધી અને રૂડાલ્ફ સરથી ઇટાલિયન સોમાલીલેન્ડ સુધીના વિશાળ પ્રદેશપર રઝળાટ કરનારા ટોળાંવાળાઓ સામ્બુરૂ ને સોમાલી કહેવાય છે તેઓનું ધન પણ પશુઓ છે તેઓ ઘાસ ને પાણીની શોધ માટે બાર માસ એક સ્થળેથી બીજે સ્થળે ભટક્યા કરે છે સોમાલી લડાયક પ્રજા છે ભારે ઝનુની છે તેઓમાં પેટા જાતિ ઘણી છે થોડા વર્ષો પહેલા નૈરોબી પાસેના એક સોમાલી ગામમા ધોળા દિવસે ભાલા, છરી, બંદુક અને તીરકામઠા ઉડ્યા હતા એ હુલ્લડમા ઘણા નિર્દોષો માર્યા ગયા હતા હુલ્લડનું કારણ એક પેટા વિભાગની સુંદરીને બીજા પેટા વિભાગવાળા યુવાને હરણ કરી ઘરમા બેસાડી હતી એ હતુ

એ બન્ને પેટા જાતિઓમા એ દિવસથી વરઝેર બંધાયા એક દિવસ એ વેરનું વાતાવરણ ઉગ્ર બની ગયું ને સેંકડો માણસો ખુલ્લા મેદાનમા હથિયાર લઇ ઉતરી પડ્યા કંઇક ઘવાયા, કંઇક

મરાયા ને કંઇક અડફટમાં આવતાં કપાઇ ગયા. મહામહેનતે હથિયારબંધ લશ્કરી માણસોએ આવી લુલ્લડખોરોને પકડયા. હુલ્લડ કરનાર સરદારો ઉપર મુકદ્દમો ચાલ્યો. બહુ જ કેમ લબાવી વાતાવરણ ઠંડું બની ગયા પછી સમય જોઇ આરોપીઓને મન્ન હાંકી દીધી. રાજ્યસત્તાને પણ આ જાતિને શિક્ષા કરતાં સમય, ધીરજ ને વિચારપૂર્વક કામ લેવું પડે છે.

**પચરંગી જાતઃ** ઉત્તર સરહદપર પચરંગી તાયફાવાળાઓ વસે છે. એટલે તેઓમાં આપસઆપમના આંતર કલહને કારણે વારંવાર બખેડા થાય છે. ગાણ્ધા ને રેન્ડાઈલ તાયફાવાળા હાડના ગરીબ છે. બોગન અને ગુરે તાયફાવાળાઓ વચ્ચે વર્ષોથી વેરઝેર છે. સામા મળતા તેઓની આંખો લડે, પડખે ચડતાં ઘા કરી લે. બેખબર રહેતા બીજાના માથા વાઢી લે. એક જ સરહદમાં થયેલા આ તાયફાવાળાના શત્રુમેળાથી અશાંતિની ચીનગારીઓ હરવખત સળગી ઉઠે છે.

**બોની:** તાયફાવાળાઓની બહુ જ થોડાઓને જાણ હશે. તેઓ જંગલી ને ક્રૂર છે તેઓ અચ્છા શિકારીઓ છે. તેઓની સંખ્યા માત્ર હજારેક હશે. આરબ શહેર લામુની પાછળના જંગલમાં તેઓ વસે છે. કોન્ગોના પ્રખ્યાત 'પીગમીઝ' તાયફાવાળાઓ જેવા જ પરદેશી માણસોના સહવાસમાં આવતા ડરે છે. તેમને ઘણા થોડાં માણસો જોતા હશે. તેઓ શહેર તરફ ભાગ્યે જ આવે છે.

**ટાપુઓના તાયફાવાળાઃ** પૂર્વ તરફના કિનારાપર હિંદી મહાસાગરમા નાના નાના છૂટા છવાયા ટાપુઓ આવેલા છે તેમને બાજુ ટાપુઓ કહેવામા આવે છે ત્યાં વસતા તાયફાવાળાઓની રહેણીકરણી કિનારે વસતા નેટીવોને લગભગ મળતી છે તેઓ ખેતીકાર ને કુશળ નાવિક છે. સ્વભાવે ઉડાઉ, અવિચારી ને ટુકી બુદ્ધિવાળા છે.

વહાણમાં ભરેલા માલના નુરના અગાઉથી લીધેલા પૈસા વહાણ ઉપડે તે પહેલાં ત્યાં જ ખરચી નાંખે છે. ખેતરના ભવિષ્યના પાકને ગીરવી મૂકી, નાણાં ઉપાડી મોલ ઉતર્યા પહેલાં તો વાપરી કાઢે છે. ગઇ ગુજરીની યાદ તેઓ કરતા નથી. આવતી કાલની ચિંતા તેઓને નથી. મળાય તેટલુ માણી લેવું ને ભોગવી લેવું, મસ્તીથી રહેવું એ એમની ટેવ. અનાજ વગર દિવસોના દિવસો સુધી કડાકા કરવા પડે તો પ હેરે આનંદી. આવી ટેવોએ સુદીવાદીઓના તેઓ સ્વેચ્છાએ ગુલામ બને છે. માલિકો પાસેથી અગાઉથી નાણા લે છે ને વરસોનાં વરસો વેઠ કરે તો ય કરજથી છૂટી શકતા નથી બીજા કોઇને તેની નોકરીની જરૂર પડે તો તેના ઉપરનું કરજ એના આગલા શેઠને ભરીને છોડાવે.

સુદીવાદીઓના પંજામાથી બચાવવા સરકાર પ્રયાસો કર્યા છતાં તેઓને એવી પારકી દખલ પસંદ ન હોવાથી કંઈ કારી ફાવતી નથી. સુદીવાદીઓના ગુલામ રહેવાને તેઓ સરજાયા હોય એમ લાગે છે.

## એ લ્ડો રે ટ

એલ્ડોરેટ હાઇલેન્ડઝપર આવેલુ ગોરા સેટલરોનુ સેન્ટર છે. તેને કેનીઆનુ સ્વર્ગ કહે છે. નકૂરૂ સ્ટેશનેથી આ તરફ રેલ્વેના બાંધકામની શરૂઆત સન ૧૯૨૨ મા થઇ હતી ત્રણ વરસે અહીં રેલ્વે પહોંચી હતી. સ્ટેશન માસ્તર તેમ જ સ્ટાફના રહેવાના ક્વૉર્ટરો ઘણાં ભવ્ય બાંધેલાં છે. ટાઢી સખ્ત, વરસાદ પડે અને ભૂખ પણ અહીં કકડીને લાગે. તંદુરસ્તી મઝાની રહે એવુ આ સ્થળ છે. રેલ્વે અહીં સુધી પહોંચ્યા પહેલાં નકૂરૂથી કિસુમુ વચ્ચે લોન્ડીઆની સ્ટેશન આવે છે; તે સ્ટેશનેથી અહીં બેલગાડીથી બધો માલ આવતો હતો લોન્ડીઆનીથી એલ્ડોરેટ ૬૪ માઇલ થાય છે. ૬૦ રતલનો એક એક મજીગો-બંડલ બાંધી વેપારીઓ એટલે દૂરથી માલ બેલગાડીઓથી મગાવતા. આ સ્થળ પહેલાં ન. ૬૪ ના નામથી જ ઓળખાતું.

સન ૧૯૦૭ મા પ્રથમ સાઉથ આફ્રિકાના કેટલાક ગોરા લોકો અહીં આવી સેટલ થયા ત્યારપછી ક્રમે ક્રમે અન્ય ગોરાઓ આવતા ગયા

સન ૧૯૨૧ સુધી હિન્દીઓ પ્રત્યે ખુલ્લી સૂગ નહોતી પણ હિંદમા સત્યાગ્રહની લગાઇ ને સન ૧૯૨૩ના શ્વેતપત્ર પછી હિંદીઓ તરફ રંગભેદની સૂગ વધી ને ગોરા ને હિંદીઓ વચ્ચેનો અગાઉનો એખલાસભર્યો સબંધ વધુને વધુ અણખામણો બનતો ગયો

આ સ્થળે હિંદીઓમા સૌથી પહેના રાણાક ડારણાના રહીશ ભાઇ ગોરધનદાસ સુંદરજી તથા ડોયાણાના રહીશ ભાઇ નનજી માધવજી, એ બે મિત્રો આવ્યા ને ભાગીદારી કંપનીમા વેપાર શરૂ કર્યો આજે આ તરફ વધુ લોહાણા ભાઇઓની સખ્યા પણ એ તરફની હોવાનુ કારણ એ જ લાગે છે આજે એ બન્ને એક વખતના મિત્રો છૂટા થઇ પોતપોતાનુ બીઝનેસ મોટા પાયાપર ચલાવી રહ્યા છે

અથીગેશન સન ૧૯૨૫મા રે વે અહી સુધી પહોચ્યા પછી હિંદી વેપારીઓ ને યુરોપિયન વેપારીઓ બીઝનેસ પણ એક સ્થળે કરે એમા ગોરાઓની વ્યવસ્થા ન જળવાય એટલે ઇન્ડિયન ટાઉનનુ સેન્ટર જુદુ નક્કી કરી એના ૪૦ પ્લોટોનુ લીનાઉં કરવામા આવ્યુ ત્યા હિંદીઓને કાઢવા સન ૧૯૦૭ પછી જામનગર તરફના વીસા ઓસવાળ વણિકોનુ આગમન થયુ ત્યારથી વેપારમા પણ હરિફાઇ શરૂ થઇ એમ કહે છે આજે ઇન્ડિયન ટાઉન ને યુરોપિયન ટાઉન જુદા એ બન્નેના રગના લાઇટ ને સ્વચ્છતામા જમીન આસમાનનો તફાવત ! અજાણ્યા પ્રવાસીને પણ ગોરા-હિંદી વચ્ચેના ચામડીના રગભેદની સૂગ અહીં ખુલ્લા નજરે તરી આવે છે

દુકાન સાથે જ હિંદીઓને રહેવાની પ્રણાલિકા હોવાથી ઇન્ડિયન ટાઉન 'ઇન્ડિયન લોકેશન જેવુ બની ગયુ છે યુરોપિયન ટાઉનમા જે અગાઉ જૂના હિંદીઓ આવેના તેના થોડાઘણા પ્લોટો અગાઉથી અપાઇ ગયેલા તે અત્યાર છે, પરન્તુ તે પણ એક તરફ છેવાડે જુદા તરી આવે છે એકંદરે અહીં સાઉથ આફ્રિકાનુ અનુકરણ થતુ જોઇ શકાય છે

હિંદીઓમાં આધુનિક કેળવણીનો બહુધા અભાવ હોવાથી પબ્લીક હીલચાલમાં ભાગ લેવાની તેઓએ પ્રથમથી જ ઓછી દરકાર રાખી હતી. Shop hours Ordinance અહીં અમલમાં મૂકાયો છે. તેથી રવિવારે કાયદાના અંકુશે સર્વને દુકાનો બંધ રાખવી પડે છે. નથી કોઇ ગુજરાતી કલબ કે નથી રમતગમતનાં અન્ય સાધનો કે નથી કોઇ વાંચનાલય. શ્રી. રામચંદ્રજીનું એક મંદિર હમણાં બંધાયું છે.

ઇન્ડિયન ટાઉન નજીક નદીમાંથી હિંદીઓ પાણી ભરતા હતા પરન્તુ તે મ્યુનિસિપાલિટીને રૂચ્યું નહિ હોય; તેથી નદીમાં તે સ્થળે ગટર ઉતારી. એટલે હિંદીઓને મ્યુનિસિપાલિટી તરફથી પાણી મેળવ્યા સિવાય અન્ય રસ્તો નહિ. તેનું ૩૦૦૦ ગેલન સુધીનું ચાર્જ ૧૦ શિલિંગ ને ૩ શિલિંગ મીટર ભાડુ મળી ૧૩ શિલિંગ ઓછામાં ઓછી દર માસે પ્રત્યેક હિંદી કુટુંબને આપવી જ પડે છે.

આ તરફ મોટે ભાગે ગોરા સેટલરો પોતાના ફાર્મોમાં ઘઉંનું વાવેતર કરે છે. ઘઉંની પેદાશ મોટી કલમ થાય છે પહેલાં હિંદી વેપારીઓ તે ખરીદી શકતા હતા ને સારો નફો પણ મેળવી શકતા હતા. સને ૧૯૩૦ માં કેનીઆ ફાર્મર્સ એસોસીએશન સ્થપાઇ. કેનીઆ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં Wheat pool ઓરડીનન્સ પસાર કરવામા આવ્યો. અને તે કાયદાના આધારે હિંદીઓના હાથમાંથી ઘઉંની ખરીદીનો હક્ક છીનવી લેવામાં આવ્યો. અપવાદરૂપે આટાની એકાદ બે મીલો હિન્દીઓની માલિકીની હશે બાકી બધી ગોરાઓની માલિકીની છે. અને તે મીલોવાળાને પણ K.F.A. પાસેથી જ ઘઉં ખરીદવા જોઇએ. આથી હિંદી વેપારને અપાર નુકશાન થયું છે.

ગોરાઓનાં બાળકોને કેળવણી લેવા માટે અહીં ભારે મોટે ખરચે સ્કૂલનું મકાન સરકારે બધાવ્યું છે જ્યારે હિન્દી બાળકો માટે ગોરાની જૂની સ્કૂલનો સેકન્ડહેન્ડ સામાન લઇ હિંદીઓએ સ્કૂલનું મકાન બંધાવીને તે ગવર્નમેન્ટને સોંપ્યું છે.

એલ્ડોરેટની બાંધણી, દેખાવ અતિ સુંદર છે. આ પ્રદેશમાં

ટીડો ત્રણ ચાર વર્ષો થયા ઘર કરી રહેલા છે. ઉત્પન્ન થતા માલની કિમ્મત જગતના બજારમા ઘટી ગઇ ટીડો પારાવાર નુકશાન કરે- આવા સંજોગોમા કેનીઆ ગવર્નમેન્ટની સારી મદદ હોવા છતા પણ ગોરા સેટલરો ઉચે આવ્યા નથી અને તેઓએ જે માલદાર થઇ જવાની ધારણા રાખેલી તે ફળીભુત થઇ નથી.

હું, ભાઇ ધારશી માધવજી કે જેનો કેનીઆ 'સ્ટોર્સ' યુરોપિયન ટાઉનમા છે ત્યાં ગયો હતો. એમની બીજી દુકાન ઇન્ડિયન બઝારમા પણ છે ઇન્ડિયન ટાઉનના વેપારીઓનુ બીઝનેસ ફક્ત નેટીવો સાથનુ છે. જ્યારે યુરોપિયન ટાઉનમા ગોરાઓ સાથે વેપાર વ્યવહાર હોય છે.

## ગાં ધી જી ની આ ર્મી

**તા.** ૨૦-૯-૩૨ ના હુ ઑફિસમાં બેઠો હતો. ત્યાં કેટલાક ગોરા સેટલરો સાથે ગૌરાગ દેવીઓ પણ ખરીદી માટે આવી હતી- તેમાના એક વયોવૃદ્ધ પણ ભવ્ય ચ્હેરાવાળા સેટલર સાથે ભાઇ ધારશીભાઇએ મારો પરિચય કરાવ્યો એની સાથે કેટલાક વિષયોપર વાતોચીતો થઇ એ વાતચીતમા એની નિષ્પક્ષપાત અવલોકન શક્તિ અને વયોવૃદ્ધ હોવા છતા વિચારોમા યુવાનોને પણ એક બાજુ મૂકી દે તેવુ હૃદય જોઇ મને એમના તરફ બહુ માન ઉપજ્યુ. એક અગત્યની વાત ટુંકમા અહીં ટપકાવી લઉ

Wheat pool Ordinance અને કેનીઆ ફાર્મર્સ એસોસીએશન વિષેની વાતમા એ સાહેબે પોતાના વિચારો દર્શાવ્યા કે સમુદ્રનુ પાણી બધુ ગોરાઓએ પી જવાના સ્વાર્થી આશયે કાયદો પાસ કરાવ્યો પણ કુદરત કદાચ તે નહિ સહન કરી શકતી હોય તેમ જણાય છે જગતમા કાચા માલોના ભાવ ગગડી ગયા ને બીજી બાજુ હિન્દીઓને થતા અન્યાયોથી **ગાંધીજીની આર્મી**—ટીડો અહીં આવ્યાં ને સેટલરોને કેડભર કરી દીધા. સરકાર ગમે તેટલી મદદ કરે-સગવડો આપે પરન્તુ કુદરત સાનુકુળ ન હોય તો સેટલરો શી રીતે ઉંચા આવી શકે ?

આ વાતચીતને અંગે મને ઘણું જાણવા મળ્યું. પછી અમે અરસપરસ આભાર દર્શનનો શિષ્ટાચાર વિધિ કરી છૂટા પડ્યા. તેમણે પોતાના ફાર્મમાં આવવા મને આગ્રહ કર્યો ને નિયત સમયે તેડવા મોટર મોકલવા કહ્યું પણ મને સમય ન હોવાથી ઉપકાર સાથે મારે એ વયોવૃદ્ધ સજ્જનની ઑફરનો અસ્વીકાર કરવો પડ્યો.

**મિ. ઓઝાની મુલાકાત:** હિંદમાંથી જર્નાલીસ્ટ તરીકે આફ્રિકાને આંગણે પગ મૂકનાર ભાઇ ઉજરગરાય ઓઝા અહીં અનાયાસે મને મળી ગયા. તેઓશ્રી નઇરોબીથી વીમાના કામકાજને અંગે આજે અહીં આવ્યા હતા. અને અહીંથી ૪૫ માઇલ દૂર કિટાલે કરીને ટાઉન છે, ત્યાં જવાના હતા. તેની સાથે અમારે પણ કિટાલે જવાનુ નક્કી થયુ. એમની પોતાની મોટરકારમાં હું, ધારશીભાઇ તથા અહીંના ડૉક્ટર સાહેબ બપોરના ૩ વાગતે કિટાલે જવા ઉપડયા.

## કિટાલે

**વ**રસાદ સખ્ત પડી ગયો હતો. રસ્તામા કાર સ્લીપ ન થઇ જાય તેથી સંભાળપૂર્વક ચલાવતાં ૪॥। વાગતે અમે ૪૫ માઇલનો પંથ કાપી કિટાલે પહોંચ્યા.

અહીં પણ ગોરા સેટલરો જ વસે છે યુરોપીયન અને ઇન્ડિયન ટાઉન જુદાં છે. અહીંના ગોરા સેટલરોનો મોટો ભાગ ઈન્ડિયામાં નોકરી કરી ગયેલા પેન્શનરોનો છે. ભાઈ ગોરધનદાસ સુંદરજી અહીં યુરોપિયન ટાઉનમાં વેપાર કરે છે. તે પોતે દેશમાં હતા પરંતુ તેમના નાનાભાઈ દામોદરભાઈ મળ્યા. મીલનસાર સ્વભાવના ને માયાળુ છે. અહીં શ્રી. ધારશીભાઇનો પણ 'કેનીઆ સ્ટોર્સ' છે. ત્યાં ભાઇ ગોરધનદાસ રહે છે, તે પણ યુરોપિયન ટાઉનમાં છે. બીજા હિંદી ભાઈઓ પણ મળ્યા. ગોપાળજી-ભાઈ કરીને એક લાગણીવાળા સજ્જન પુરુષનો પરિચય થયો. ભાઇઓનો

પ્રેમભાવ મને કોઈ રીતે આજે ત્યાં રોકાવાને લલચાવતો હતો; પરંતુ ભાઈ ઓઝાને ચોક્કસ આજે જ પાછું એલ્ડોરેટ પહોંચવાનું હોવાથી બધા ભાઈ ઓને હળીમળી રાતના ૯ વાગતે અમે ત્યાંથી પાછા આવવા નીકળ્યા તે ૧૧ વાગતે એલ્ડોરેટ પહોંચી આવ્યા.

## એલ્ડોરેટ ઇન્ડિયન ટાઉન

આજે (તા. ૪–૯–૩૨) રવિવાર હોવાથી દુકાનો બંધ. હું ઇન્ડિયન ટાઉનમાં ગયો અહીં પણ શ્રી. ધારશીભાઈની દુકાન છે ને તેની વ્યવસ્થા એમના મોટા ભાઈ ધનજીભાઇ કરે છે. એમની જૂનવાણી વાતો, સ્વદેશી પ્રેમ, ગામઠી ને શરૂઆતના આ દેશના વેપાર, સહન કરેલા સંકટો આદિનો ઈતિહાસ શ્રવણ કરવામાં મને ભારે રસ પડયો. વરસાદ તો શરૂ જ હતો. ૨ કલાક પછી મસ્ત તડકો ને આકાશ સ્વચ્છ દેખાય. એ કુદરતી રમણિયતા ખરેખર અહીં અજાણ્યાને આશ્ચર્યમુગ્ધ કરે છે.

અહીંથી—આ હાઇલેન્ડમાંથી મારે કિસુમુ જવાનું. કિસુમુ અહીંથી મોટર રસ્તે ૮૦ માઇલ થાય. રેલ્વે રસ્તે જતાં બહુ દૂર ચકરાવો લેવો પડે અને સમય પણ બહુ જાય તેથી કિસુમુ જવા માટે મોટર રસ્તો જ સુગમ પડે છે. એલ્ડોરેટ અને કિસુમુ વચ્ચે વ્યાપાર સંબંધ બહુ ન હોવાના સબબે ટ્રાફીક ઓછો છે.

પ્રસ્થાનઃ ભાઇ ધારશીભાઇએ અહીંથી કિસુમુ જવા માટે મને સ્કોટિશ મિ વિલિયમની ટુરીંગકારનો પ્રબંધ કરી આપ્યો. તા. ૮–૯–૩૨ ના સવારના જમી લીધું કે આપેલા ટાઈમ પ્રમાણે બરાબર ૧૧।। વાગતે મિ વિલિયમ કાર લઇને આવ્યો. તેમાં અમારો સામાન રસ્તામાં પાણી પડે તો ભીંજાય નહિ તેવી રીતે એમણે ગોઠવ્યો ને પાછલી સીટમાં ગમે તેટલો વરસાદ પડે તો પણ સુખપૂર્વક અમારી મુસાફરી થાય એ પ્રમાણેની સર્વ વ્યવસ્થા મિ. વિલિયમે અમને કરી આપી.

# કિસુમુને રસ્તે

ભાઈઓની વિદાય લઈ અમારી ટુરીંગકાર સ્ટાર્ટ થઈ. તે વખતે આકાશ સ્વચ્છ ને મધ્યાહ્નનો સૂર્ય પોતાની પ્રબળ શક્તિનો પરિચય કરાવી રહ્યો હતો. આગલે દિવસે વરસાદના પાણીથી પલળેલા ચીકણી માટીના બનેલા રસ્તા હજી સુકાયા ન હતા. મિ. વિલિયમ ધીમી ગતિએ કાર હંકારતા હતા, અને અમને ગોરા સેટલરોનાં મોટાં મોટાં ફાર્મો, તેઓના રહેવાના બંગલાદિ રસ્તામાં બતાવતા જતા હતા. તીડોની રાક્ષસી સંખ્યાનો નાશ કરવા માયક્રોફિક અખતરાઓ મોટા ખર્ચે કરવામાં આવ્યા છતાં પણ ફતેહમંદ ન થયાની વાત જાણી. આમ ૪૫ મિનિટ સુધી દૂર દૂરની ટેકરીઓ જોતા અમે દશેક માઇલનો રસ્તો કાપ્યા પછી સાઉથ આફ્રિકાના ઉત્તર ટ્રાન્સવાલના જંગલોમા કુદરતની સુંદરતા જોવાને જે ધન્ય પ્રસંગ મને મળ્યો હતો તેથી પણ વધુ સુંદરતા નિહાળવાનો આ બીજો અનુપમ યોગ સાંપડ્યો. યૌવન નીતરતી સુંદરીસમી ચીરજીવ પૂર્ણ યુવાવસ્થા ભોગવતી કુદરતનું રસપાન કરવું એ પણ જીવનનો અનેરો આનંદ છે એમ કવિહૃદયો કહી રહ્યાં છે. એનો સાક્ષાત્કાર આજે જાણે પ્રભુએ મને કરાવવાનો સંકેત કર્યો હોય એમ હવે પછીના રસ્તામા અપૂર્વ વનરાયને ભેટતાં લાગ્યું. જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ જાણે મૃત્યુલોકની દેવભૂમિમાં વિહરતા હોઇએ. એકવાર મસ્રમારની મુસાફરીથી પાછા વળતાં નિલગીરીપર નીરખેલી સર્વાંગ સુંદર કુદરતની લલિત સ્મૃતિ તાજી થઈ. રસ્તાની બન્ને બાજુ ઊંચા ઊંચાં ગગનસ્પર્શી ઝાડો અને એમાંથી વહેતા મંદમંદ શીળાસમીરનો મધુરરવ ને બાજુમા ખીણોમાં વહેતાં પાણીના મંજુલ કલરવ દીલને ડોલાવી મૂકતાં હતા. મનુષ્ય સૃષ્ટિ લાખોગણી સુંદર છે. માનવ કલ્પનાથીય પર એવા ચોતરફ પારાવાર પુષ્પો, લચી રહેલી કુંજલતાઓના અનુપમ સૃષ્ટિસૌન્દર્યનાં રસપાન કરતાં મારા આત્માએ જે દર્શન સમાધિ અનુભવી તેનું

આમેહુબ ચિત્ર દોરવાને મારી નિર્બળ લેખિની અશક્ત છે હું તો એટલું જ કહી શકું કે મારા જીવનની એ ધન્ય ઘડીઓ હતી કોઈ કોઈવાર રસ્તાનો વાંક દીલમા ભયનો સંચાર કરાવતો કેટલાક ઊંચા નીચા ઢોળાવવાળા જોખમી રસ્તામ થી પસાર થવાનું હોય ત્યારે મિ વિલિયમ અમને સાવચેતી રાખવા સુચના આપી દેતો આમ વીસેક માઈલ માર્ગ કાપ્યા પછી કડાકા, ભડાકા ને વિજળીના ચમકાર સાથે જોરશોરથી વરસાદ તૂટી પડ્યો અંધારૂંઘોર આખુંય નભ, પૃથ્વીની વૃક્ષરાજી જળમય બની ગઈ એવું કુદરતે રૌદ્ર સ્વરૂપ ધારણ કર્યું ઠંડા પવનના સુસવાટા મોટરકારના પડદાને વીંધીને જાણે આરપાર અમારા શરીરને સોસરા સ્પર્શવા આવવા લાગ્યા આ જોઈને દીલમા બીક પેઠી કે હવે શુ થશે ' મિ વિલિયમ બહુ ધીમેથી એધડકપણે મોટરકારની લાઈટના પ્રકાશમા કાર ચલાવી રહ્યા હતા. આ સમય અમને ધીરજ આપતા કહ્યુ 'તમે ગભરાશો નહિ હમણા વરસાદ રહી જશે આ પ્રદેશમા આવા દૃશ્ય તો સાધારણ છે' ગરમ શાલ, રેઈન-કોટાદિ સાધનો હોવા છતા ઠંડીથી અમારા હાથના આંગળા અકડાઈ જવા લાગ્યા અમે કશોય જવાબ આપ્યો નહિ જીવન મરણની આશા નિરાશા વચ્ચે હૈયુ હિંચોળા ખાવા લાગ્યું પણ ઈશ્વરકૃપાએ પોણી કલાકે વરસાદ મોળો પડયો ને અમારા જીવમા જીવ આવ્યો પ્રિયતમથી દૂરને દૂર ભાગતી રમણીના મુખ ઉપર દીનના તોફાનની લાલી ચમકી રહે તેમ દૂર દૂર દેખાતા ગિરીશૃંગોપર સંધ્યાના તેજની લાલી ચમકી રહી આ દેખાવ પણ પાછો દીલહર બન્યો ખરેખર કુદરત આગળ માનવપ્રાણીનો શો હિસાબ ? કુદરત પળમા કેવુ પરિવર્તન કરી નાખે છે એ વિચાર ઉદ્ભવ્યા ને શમ્યા ઘણીવાર લોકોને કહેતા સાભળ્યા છે કે ઉન્હાળામા લીલા વૃક્ષની શીતળ છાયે બેસ જાણે ક્ષુધા ને તૃષા પણ ભૂલી જવાય, એટલે કે કુદરતનો ઠાઠ જોતા ભૂખ તરસ લાગે નહિ પણ અમને તો કડકતી ઠંડી, વરસાદ ને કુદરતની કારીગરી નીરખતા ઠંડા પડેલા ઓવરકોટને

ચાહથી ગરમ કરવાની તમન્ના જાગી. પણ આવા અરણ્યમાં એવાં સ્વમા ક્યાથી મઆાં પડે? એવામાં મિ વિલિયમે મોટર થોભાવી તો એક પેટ્રાલને પમ્પ ને અંદરના યાર્ડમા લાકડાના ફ્લાટનુ ઘર અમે જોયું. અમે મોટરમાથી ઉતર્યા. મિ. વિલિયમે કહ્યુ વરસાદથી માટીના રસ્તા ચીકણા બની ગયા છે કાર સ્લીપ ન થાય તે માટે સાંકળ બાંધવાની છે. અમે એકબાજુ ઉભા ત્યા તે ઘરમા એક વૃદ્ધ પુરૂષને તેની પત્ની તથા માતા સાથે જોયા તે પંજાબના ક્ષત્રિય હતા. અમે ગુજરાતી પ્રવાસી છીએ જાણી તેઓશ્રીએ અમને ઘરમા આવવા આગ્રહ કર્યો અમે ગયા. ક્ષત્રિયને આતિથ્ય સત્કાર અરણ્યમા પણ છુપાયો ન રહે. એમના પત્ની ચાહ બનાવી લાવ્યા ને અમે પીધી. અમને તો એ જોઇતુ જ હતુ થોડી વાતો થઇ એમના ૪ પુત્રો આ દેશમા જુદે જુદે સ્થળે નોકરી કરે છે ને પોતે અહીં નાની સરખી દુકાન રાખી ગાત જીવન ગુજારે છે મિ વિલિયમે સાકળ બાધી લીધી કે અમે એ વૃદ્ધ દપતીનો આભાર માની રજા લીધી ને મોટરમા બેઠા. તે પછી કોઈ પણ જાતની અગવડ વગર અમો બાકીના ૩૦ માઇલ કુદરતની અવનવી કળાને અવલોકતા સાજના ૫ વાગતે કિસુમુ પહોચ્યા. મિ વિલિયમે કહ્યુ અગવડ પડી હોય તો અમારી ક્ષમા માગવાનો શિષ્ટાચાર દર્શાવ્યો ને Good Bye કરી રજા લીધી

## કિસુમુ

સુપ્રસિદ્ધ વિક્ટોરીઆ સરોવરને કિનારે કેનીઆને છેડે આવેલુ આ જૂનુ શહેર છે વિક્ટોરીઆ સરોવર અહીંથી જ શરૂ થાય છે. તેમા Ferry boats નાની સ્ટીમરો દોડે છે સરોવરનો કુદરતી દેખાવ રમણિય છે કિનારાના પ્રદેશને 'ન્યાઝા પ્રોવિન્સ' કહે છે. સરોવરને નેટીવ ભાષામા 'ન્યાંઝા' કહે છે

યુગાન્ડા સુધી રેલ્વે પહોચ્યા પહેલા ત્યાનો સર્વે માલ તેમજ દારીક વ્યવહાર બધો અહીંથી જ સ્ટીમરો

મારફત થતો હતો ને સરોવર કિનારાના જીન્જા કમ્પાલા, ઇન્ટેબે આદિ બંદરે માલ ઉતરતો હતો હજી ય ટાન્ગાનિકાના બ્યાકા બુકોબાદિ સરોવરના બંદરો સારે કેનીઆનો માલ અહીંથી સ્ટીમરોમા જ જાય છે યુગાન્ડામાં રેલ્વે પહોંચ્યા પહેલા અહીંના વેપારની જાહોજલાલી બહુ જ હતી અહીંના બંદરને પોર્ટ ફ્લોરેન્સ Port florence કહેવામા આવતુ આજે ય બંદર છે, ગોદી છે, બધુ ય છે, પરન્તુ પૂર્વની રિદ્ધિસિદ્ધિ નથી મીઠા પાણીનુ સરોવર એટલે આ સ્થળ તેમજ ડીસ્ટ્રીક્ટમા મચ્છરોનો ઉપદ્રવ રહે છે કેનીઆમા રેલ્વેનુ આ છેલ્લુ મથક છે મોમ્બાસાથી અહીં સુધી ૩૬ કલાકનો રસ્તો છે ૧૦ વર્ષ પહેલા ને આજના કિસુમુમા બહુ તફાવત છે વપાર વ્યવહારમા મંદતા પણ શહેર રચનામા સુધારા થયા છે ને હજી થતા જાય છે એ માઇનિપર સામે કિનારે ગામ્બુ નામક ટેમ્પરરી ટાઉન કાઢી નાખવામાં આવ્યુ છે ત્યાંના વેપારીઓ નવા સેન્ટરમા આવી રહ્યા છે હિન્દીઓની મહોટા પ્રમાણમા વસતી છે

મુખ્ય પેદાશ આ ડીસ્ટ્રીક્ટમા મકાઇ, કોફી ને ખોયર્સિંગની છે નેટીવ લોકો તે ઉગાડે છે ને હિંદીઓ જંગલોમા દુકાનો નાખી તે ખરીદે છે આ નેટીવ-પ્રોડ્યુસ ખરીદીનો વ્યાપારી હક્ક પણ હિંદીઓ પાસેથી ખુચવી લેવાનો હાલ ઓરડીનન્સ પસાર કરવામા આવ્યા છે પ્રોડયુસનો ભાવ નહિ અને હિંદી વેપારીઓમા ખોટી હરિફાઇ આવા કારણે તેમા પણ જોઇએ તેવો લાભ હાલ મેળવી શકતો નથી

જીલ્લાનુ આ હેડક્વૉટર છે ડી સી તમજ **પી સી** ઑફિસર તેમજ કોર્ટ કચેરી પોલિસ લાઇન વગેરે છે ઓઇલ મીલ્સ તેમજ સાબુના કારખાના હિન્દીઓના છે હિન્દીઓમાં અધ્યતવે ખોજા અને લોહાણા વગેરે વેપારીઓ છે

દેશી દુકાનદારોમા વખતને નિયમીતપણે શી રીતે સમજે ?

નિયમિતપણું હોય તો દેશીની દુકાન શાની ? વેતરાં સિવાય જીવનમાં બીજું સરૂતુ હોય તો તે પછી દેશી શાનો ? અહીં Shop hours act લાગુ નથી તેથી હિંદી નોકરોને લગભગ ચોવીસે કલાક શેઠોનું વૈતરૂં કરવું પડે છે. તેટલા જ માટે કેળવાયલા યુવાનો હિન્દીની નોકરી તરફ નાપસદગી દર્શાવે છે. સ્વતંત્ર કૉલોનીમાં રહીને અહીંના Orthodox હિંદુઓએ જીવનનુ ધોરણ કશુ ય બદલ્યુ નથી. માત્ર દેશમાં કોટ પાટલૂન ધારણ કરવા જેટલો ફેરફાર કર્યો છે

સામાજિક જીવનમાં શિથિલ ને રોટીપગ તગાય પડે ત્યારે હિન્દીઓ હોહા કરી મૂકે છે. કેનીઆ કોલોનીનો છેવાડેનો આ પ્રદેશ તેના અન્ય ભાગો કરતા કંઈક રહેણીકરણીમાય ઉતરતો છે સમેવર કિનારાના કેટલાક ગામોના હિંદુઓ ન્હાતા નથી, અને નવા આવનાર પણ ન ન્હાય તે માટે તેમને નર્કનો ભય બતાવે છે. અને એથી ન માને તેને 'ન્હાઇએ તો ન્યુમોનિયા થાય' એવી બીક પેસાડે છે. આ ગેજ નહિ ન્હાવાનો પણ ઇતિહાસ છે. આમ થવાનું મુખ્ય કારણ તો આર્થિક લોભવૃત્તિનુ જ છે પ્રથમ પાણી દૂરથી ભરી લાવવાના પૈસા આપવા પડતા, એટલે એક ડબ્બાથી ચાલતુ હોય તો બે ડબ્બાના પૈસા ન ખરચવા એ હિન્દી મનોવૃત્તિએ ન્હાવાનું નામુ માડી વાળ્યુ લાગે છે ન આવને જ હવે કોઇ કોઈ એકાદ બે અઠવાડિયે એક વાર ન્હાય છે.

આફ્રિકામા આવુ જીવન જીવનાગ કંઈ હેતુ પાર પાડવા જ્યારે કાઠિયાવાડમા પધારે છે ત્યારે ટીલાટપકાનો ભપકાદાર આડબર કરી એકાદ ભાગવત સપ્તાહ કરી નાંખે, એકાદ નાત જમાડી પાડે, થોડાંક કપડાં ને વાસણની લ્હાણી કરી ભલોભલો કહેવરાવીને ધાર્યુ કામ કઢાવી લેવાની કળા તો તેઓ પહેલાથી જ શીખેલા હોય છે.

આ પ્રોવિન્સમાં લગભગ ૨૦૦ લોહાણા કુટુમ્બોની વસ્તી ગણાય છે. કિસુમુમા લગભગ ૪૦ લોહાણા કુટુમ્બ વસે છે. તેમા ભાઈ છગનલાલ મોરારજી વગેરે ૨-૩ શ્રીમન ગણાય છે. બાકીના બધા સાધારણ સ્થિતિના છે.

વિક્ટોરિયા સરોવરના પોઈન્ટ સામે શ્રીમાન ભાઈ પ્રાગજી સુંદરજીના ભવ્ય મકાનના બહારના એક સ્વતંત્ર ખંડમાં મારા માટે રહેવાની વ્યવસ્થા કરવામાં આવી હતી અને જરૂર પૂરતા અન્ય સાધનો શ્રીમાન ભાઈ છગનલાલ મોગરજી તરફથી પૂરા પડાયા હતા, એ બદલ એમનો આભાર માનું

લોહાણા ધર્મશાળા છે ધર્મશાળાનો માલુમ પ્રેમજી કુભાર સેવાભાવી છે

**વિવિધતા**· કિસુમુમાં હિન્દુ યુનીયન છે, સનાતન લક્ષ્મીનારાયણનું મંદિર છે લક્ષ્મી વિજય સંગીત મંડળ છે. આ મંડળ તરફથી એક સુંદર પુસ્તકાલય ચાલે છે.

પટેલ, બ્રાહ્મણ, મિસ્ત્રી આદિ કોમોના યુવાનોમાં કંઈક ઉત્સાહ ને ચેતના જોવાય છે

## કી સો સ

**લ**ગભગ ૧૧ દહાડા કિસુમુ તેમજ અહીંના ડીસ્ટ્રીક્ટની મુસાફરીમાં ગાળી હું તા ૨૦–૯–૨૪ રાતના ૮ વાગતે શ્રી. લાલજીભાઈને આપેલ વચન મુજબ કીસોસ ગયો કીસોસ નીચાણવાળી જમીનપર આવેલું છે ત્યાં હિંદીઓની જમીનો છે સુંદર શામ્બાઓ, હિન્દીઓની ખેતી વિષયક ખંતની ખાત્રી આપતા ઉભા છે ઘણું રમણિય સ્થળ છે શ્રી લાલજીભાઈ સાથે બહુ મોડી રાત સુધી બેસી આનંદપૂર્વક વાતો કરી સવારના પા। વાગતે કીસોસથી ટ્રેન ઉપડે તેમાં મારે લુમ્બ્વા સ્ટેશને ઉતરી કેરીચો જવાનું હતું વ્હેલા ચાહ પાણી કર્યા મજૂર ન મળે તેથી પોતે હાથગાડીપર મારો સામાન ચડાવી સ્ટેશને મોકલ્યો ને બરાબર સમયસર ટ્રેનમાં લાગુ કરી દીધા

લુમ્બ્વા: રસ્તામાં મોરોની સ્ટેશને એક ખાનદાનના ઓળખીતા મિસ્ત્રી મારા માટે ચાહ બનાવી લાવ્યા. બપોરના ૧૧।। વાગતે

લુમ્બ્વા સ્ટેશને પહોંચ્યા. સ્ટેશન માસ્તર શ્રી આણંદજીભાઇ રૂપારેલિયાને ત્યાં જમ્યા. કેરીચોથી બોક્સ-બોડીકાર લુમ્બ્વા આવેલી તે સાથે ભાઇ ધરમશીએ મને કેરીચો લઇ આવવાનો પ્રબંધ કર્યો હતો. ૨ વાગને એ કાર કેરીચો જવા ઉપડી.

## કે રી ચો

લુમ્બ્વાથી ૨૩ માઇલ દૂર સમુદ્રની સપાટીથી ૭૩૦૦ ફુટ ઊંચુ હાઇલેન્ડઝપર આવેલું સ્થળ છે. લુમ્બ્વા સ્ટેશનથી બધો માલ મોટર-લેરીઓથી ટ્રાન્સપોર્ટ થાય છે. રસ્તો બધો પહાડી છે. બપોર સુધી સખ્ત તડકો ને બપોર પછી હમેશાં વરસાદ પડે છે. ઠંડી સખ્ત, તંદુરસ્તી ઘણી જ સારી. ભૂખ કકડીને લાગે.

લુમ્બ્વાથી આઠ માઇલ દૂર અમે આવ્યા પછી જાણે બારે મેઘ તૂટી પડયા હોય એવો જોસબંધ વરસાદ શરૂ થયો. બધાય પહાડો, રસ્તાઓ અંધકારમય થઇ ગયા. જળપ્રલય થવાનો હોય તેવુ દશ્ય ખડું થઇ ગયુ રસ્તા અતિ ખરાબ, અમારી બોકસ-બોડીકાર માકળ બાંધવા છતા ધીમી ધીમી ચાલી શકતી ૨૦ માઇલનો પથ ૨ા કલાકે પૂરો કરી આઠ માઠ આજના ૪ાા વાગતે કેરીચો પહોંચ્યા. ત્યાં ધરમશીભાઇ, ખેંગરજીભાઇ, પટેલભાઇઓ ઇ. મળ્યા.

બીજે દહાડે બપોરના હિંદી બાળકોની સ્કૂલની વીઝીટ લીધી.

**ઇ. એ. ની સભા:** તેજ રાતના આવકાર આપવા મિ. અમીરૂદ્દીનના પ્રમુખપદે ધી ઇન્ડિયન એસોસીએશનની સભા મળી. તેમાં પ્રસંગોચિત વિવેચન કરી ૧૧ાા વાગતે ઘેર આવ્યો.

બીજે દહાડે (૨૩-૯-૨૨) સવારે પટેલ રાવજીભાઇ મને મળવા આવ્યા. અહીં કેનીઆ ટી કું. ને આફ્રિકન હાઇલેન્ડઝ ટી. કું. ના ફાર્મો બહુ વિસ્તારમાં છે. તે પટેલ મિત્રો સાથે જોવા ગયો. શ્રી. અંબાલાલભાઇએ ફેક્ટરી વગેરે બરાબર બનાવી સમજણ પાડી.

અહીં પટેલભાઈઓ થોડાઘણા છે છતાં બહુ ઉત્સાહી ને પ્રેમાળ છે એક લાયબ્રેરી માટે ફંડ ઉભુ કરેલુ છે

**જાહેર સભા.** સાંજના ૫ વાગતે ભાઈ ચતુરભાઈ બી. પટેલના પ્રમુખપદે બીજી જાહેરસભા ગોઠવાઈ તેમાં 'હિંદની આધુનિક હાલત' પર ભાષણ આપ્યુ

લોહાણા ભાઈઓની ૬–૭ દુકાનો છે સ્થિતિ સાધારણ પટેલભાઈઓની પણ દુકાનો છે પટેલ બંધુઓએ તથા સમસ્ત હિંદી ભાઈઓએ રેનો સત્કાર ભૂલાય તેમ નથી

## ચાહના બગીચા

હિંદુસ્થાનમાં બ્રુક બોન્ડ લીમીટેડ તેજ અહીંની કેનીઆ ટી કંપનીએ સન ૧૯૨૫માં અહીં હજારો એકર જમીન લઈ ચાહના બગીચા બનાવવાનું શરૂ કર્યું બીજા એક આફ્રિકન હાઈલેન્ડઝ ટી કંપનીના ચાહના બગીચા પણ અહીં છે આ બેમાં કેનીઆ ટી કંપની (બ્રુક બોન્ડ વાળા) નુ એસ્ટેટ બહુ મોટુ છે એ ફાર્મમાં એકેક હજાર એકરના નાના એસ્ટેટો અને એ દરેક એસ્ટેટમાં દરેક દરેક એસ્ટેટમાં એક ઑફિસ ને એક ફેક્ટરી ઑફિસ દરેક ઑફિસમાં એકેક હિન્દી કારકુન પગાર શિલિંગ ૨૦૦ થી ૨૫૦

આસામના બગીચાની ચાહનુ બીજ અહીં મગાવાય છે તે ચારકોલમાં પેક થઈને આવે છે એની બગાળી મણની કિંમત ૩૦૦ થી ૪૦૦ શિલિંગ થાય છે એ બીજને જતુ ન લાગે માટે formalin પ્રયોગ કરવામાં આવે છે એ બીજ આસામથી એક માસમાં અહીં પહોચતુ જોઈએ ડીસેમ્બરની શરૂઆતમાં નર્સરી પ્રયોગ કરવામાં આવે છે બીજની પેટીઓ આવતા તુરતજ રોપવામાં આવે છે એક માસે તે ઉગે ને ૬ માસે એની ૬ ઇંચ જેટલી ઉંચાઈ થાય નર્સરીમાં રોપ બહુ ઊંચો થયો હોય તો બીજે વરસે કાપીને થડ રાખે પછી તે રોપને

આવે છે. ગરમીમાં એક સરખા જાઇને નીકળ્યા પછી તેની જુદીજુદ જાત–આખી, ભૂકી–બનાવાય છે ને એમ બધું કામમાં આવે છે ત્યારબાદ પેકીંગ ડીપાર્ટમેન્ટમાં જાય છે.

## મેનેજમેન્ટ

ચાહના ફાર્મમાં કામ કરનાર મજુરોને Labour acts લાગુ પડે છે.માસિક ૧૦–૧૨ શિલિંગના પગારે ત્રણ વર્ષની એગ્રીમેન્ટે નેટીવ મજુરો લાવે છે હંમેશ તેને એકક દીઠ ૨॥ રતલ પોશો મળે છે. અઠવાડીએ બે આઉંસ મીઠુ ને ૧ રતલ બીન્સ અપાય છે તેઓને રહેવા માટે ટેમ્પરરી કવૉર્ટરો બનાવેલાં હોય છે. ૧૦–૧૨ રૂમની લાંબી લાઇનો ને એક રૂમમા ૬ બિછાના ને સામે રાંધણી. દરેક એસ્ટેટમા એક ડિસ્પેન્સરી એક હિંદી અથવા યુરોપિયન મેડીકલ ઑફિસર ને એક નેટીવ ડ્રેસર રાખવામા આવે છે કોઈ ગભીર અકસ્માત થાય ને ધ્યાન ન પડે તો ગવર્નમેન્ટ જનરલ હોસ્પીટલમાં મોકલવામાં આવે છે. તેનુ ચાર્જ દરરોજનુ ૧ શિલિંગ થાય તે કંપની આપે એમ્બ્યુલન્સકાર રાખવામા આવે છે હિંદી કલાર્કો માટે જુદાં કવૉર્ટર્સ હોય છે. એક હિંદી કલાર્કને ત્રણ રૂમ રહેવા મળે ને કામ કરવા એક નેટીવ બોય આપવામા આવે છે, હિંદી ક્વૉર્ટર ૫૦૦૦ શિલિંગની કિમ્મતનું થાય છે નેટીવ મજુરનાં બાળકો માટે મીશનરીઓ તરફથી સ્કૂલો હોય છે.

એસ્ટેટ મેનેજરો યુરોપિયનો હોય છે. તેઓને રહેવા સુંદર બંગલાઓ તેમજ મોટરકાર આપવામા આવે છે આ કંપનીઓએ લાખો શિલિંગો આ સાહસોમાં રોકી છે

ભાઇ અંબાલાલ રાવજીભાઇ તથા રામભાઇ પટેલે સાથે ચાલી આ બધુ બતાવીને અમને સમજાવ્યુ (તા. ૨૫–૯–૩૨)

## લુમ્બ્વા :

ધીરજલાલભાઇનાં માતુશ્રી રાધાબાઇ બારે માયાળુ જમ્યા સિવાય અમને જવા દીધા નહિ. તેથી ૧૦ વાગતે જમી સ્નેહીઓની વિદાય

સફર નીકળ્યા. ભાઇ ધરમશીભાઇ પોતે પોતાની કારમાં મૂકવા આવ્યા. ૧૧॥ વાગતે લુમ્બ્વા પહોંચ્યા. (તા. ૨૬-૯-૩૨)

લુમ્બ્વા રેલ્વે સ્ટેશન છે. નાનું ગામ છે, પણ કેરીચોના ભરનો ટ્રાફીક જબ્બર છે. બે ત્રણ લોહાણા, પટેલો તેમજ મોહમેડનોની દુકાનો પણ છે.

**હિંદીઓની સભા:** લુમ્બ્વામા સ્ટેશન માસ્તર આણંદજીભાઇને ત્યાં રહેવાનું. એમનુ કુટુંબ જ આખું માયાળુ. તે રાતના માસ્તર આણંદજીભાઇને ત્યાં હિંદી ભાઇઓની સભા થઇ. આફ્રિકાના અનુભવો સંભળાવ્યા.

**ભી**ખાભાઇ પટેલ બહુ માયાળુ સજ્જન છે

બીજે દહાડે મારે અહીંથી નકૂરૂ જવાનુ હતુ. પરંતુ કેટલાક ભાઇઓના અતિ આગ્રહને વશ થઈ રોકાઇ રહેવુ પડ્યુ.

**ગામ લોકની સભા** તેજ રાતના ૮ વાગતે અહીંનાં સ્ત્રીપુરુષની એક જાહેરસભા મિ એ આર. પટેલના મકાનમા ગોઠવવામા આવી. સામાજિક સુધારાપર વિવેચનો થયા.

તા. ૨૮-૯-૩૨ના શ્રીમાન ભાઇ **ભી**ખાભાઇ પટેલને ત્યાં જમીને ૧૨-૩૦ મિનિટે અહીંથી ઉપડની ટ્રેનમા નકૂરૂ જવા રવાના થયા.

## નકૂરૂ

**વ**રસાદ ધોધમાર પડતો હતો એક વણિક ગૃહસ્થને ત્યાં પ્રથમ ઉતર્યો, પરંતુ પછીથી રેલ્વેના Chief goods Clerk મોતીભાઇને મારા આગમનના ખબર મળતાં, તે પોતાને ઘેર તેડી ગયા.

આ નકૂરૂ ગામ પણ હાઇલેન્ડ પરનુ સેટલરોનું મધ્યસ્થળ છે. યુરોપિયન બઝાર ને ઇન્ડિયન બઝાર જુદીજુદી છે ચાર પાચ લોહાણા ભાઇઓની દુકાને છે દારકાના હીરજી ઘેલા ભગત ને રાણાવાવનિવાસી ગોરધનદાસ નેણસી તેમજ માસ્તર નરશીદાસભાઇ, પુરુષોત્તમ વેલજી, રૂગનાથ લાલજી વગેરે ભાઇઓનો પરિચય-પ્રિયકર થઇ પડ્યો હતો.

અહીં 'ગ્રેપ અવર્મ એક્ટ' લાગુ પાડવામા આવ્યો છે હિંદીઓ શુષ્ક છે એક કાઠિયાવાડના ગરાસિયા–દરબારની મોટી દુકાનો છે. મુડીવાદ તેની ગ્ગેરગમા પ્રવેશ્યો જણાય છે યુવકમંડળ તરફથી એક લાયબ્રેરી ચાલે છે એક 'જે હરિ' વણિક અહીં 'ઝેરી' તરીકે ઓળખાય છે યથાનામા તથા ગુણા લોકો કહે છે કે અહીંનુ સ્થળ એવુ છે કે હિન્દી માણસો હયહીન થઈ જાય છે હાઇલેન્ડપર આ સ્થળ હોવાથી ઠંડી વિશેષ યુરોપિયન ટાઉન ગળિયામણુ છે કાળા ગોરા વચ્ચેનો રગભેદ પ્રત્યક્ષ તરી આવે છે

૨–૩ દહાડા નિરિક્ષણ કરી તા ૧લી ઑક્ટોબર ૧૯૩૨ની સાજના ૬–૫૫ની ટ્રેનમા અહીંથી ગીલગીલ જવા ઉપડયો નકૂરૂથી નાઇરોબી ૧૬૨ માઈલ થાય છે નકૂરૂથી ગીલગીલ સુધીનુ ટ્રેનભાડુ સેકન્ડ ક્લાસનુ શિ ૭/૨ પડે છે લગભગ ગા ક્યાંક ટ્રેન પહોંચે છે ભાઇ નરસીદાસ મોતીભાઇ ને રૂગનાથે અમારા માટે ઘણી તકલીફ ઉઠાવી રાતના ૯—૨૦ મિનિટે ગીલગીલ પહોચ્યો

## ગી લ ગી લ

ગીલગીલમા સ્ટેશન માસ્તર રામભાઇ દેસાઇને ત્યા ગ્યો હતો આ પરોવદપતી અસ્કારી અને માયાળુ ત્રણ દિવસ અહીં પૂરી મગવડ, શાંતિ ને આનદ અનુભવ્યા ગીલગીલ પણ હાઇલેન્ડપરનુ એક સ્ટેશન છે આ કાઇ મોટુ શહેર નથી સ્ટેશનના ઉપરના ભાગમા કેટલાક હિંદી પ્લોટોની લાઈન છે, તેમા નાના નાના હિંદી વેપારીઓની દુકાનો છે નીચેના ભાગમા થોડે થોડે અનરે બે ત્રણ મોટા સ્ટોરો છે મિ ડી એમ મનજી કરીને એક કેળવાયેલા પટેલ બન્ધુ છે, જે યુરોપાદિની મુસાફરી કરી આવ્યા છે એમનુ બીઝનેસ ઘણુ મોટુ છે ગોના સેમ્લગેને જોઈતા બધો માન તે રાખે છે બીજી એક દુકાન શ્રી નથુભાઇ માધવજી નામના લોહાણા ગૃહસ્થની છે તેઓનું

બીઝનેસ પણ પ્રોવીઝન અને વાઇન વગેરેનુ છે કેળવણીની ઉણપ ને જૂને ચીલે ચાલવાની રીતને લઇને વેપારમા પટેલ ભાઇને મુકાબલે આ શે જોઈએ તેવો પ્રોગ્રેસ કરી શક્યા નથી સ્થળ મારૂ મઝાનુ છે હવાપાણી સારા



જીબ્રાઓનુ જુથ

અહીંથી હવે નઇરોબી જવાનુ હતુ તા ૪—૧૦-૩૨ સવારના ૮ વાગતે ટ્રેનમા નઇરોબી જવા નીકળ્યો અહીંથી લગભગ ૫।। કલાકનો નઇરોબી પહોચવાનો ટ્રેનનો રસ્તો છે મારા મિત્ર શ્રી રામભાઇ સ્ટેશન માસ્તરે ટ્રેનમા અમારે માટે નઇરોબી સુધી ખાસ જગ્યાની સગવડ કરી આપી કુદરતી સૌન્દર્યનુ અવલોકન કરતા રસ્તામા જીબ્રાના જુથેજુથ નિહાળતા બરાબર બપોરના ૨–૩૦ અમે કેનીઆ કોલોનીના પાટનગર નઇરોબી સ્ટેશને પહોચ્યા અહીં ભાઇ સોનપાલ તથા માસ્તર જોબનપુત્રા સ્ટેશને સામા લેવા આવ્યા હતા

# નઈરોબી શહેર

ઈસ્ટ આફ્રિકામા આ એક જ શહેર ઘણુ રળીઆમણુ છે એની રચના દક્ષિણ આફ્રિકાના શહેરોની ઢબે થયેલી છે હવાપાણી ઘણા સારા જો કે દશ વર્ષ પહેલાના જેટલા ઉત્તમ હવાપાણી કેટલા હિંદી ગીચ લતામા રહ્યા નથી તો પણ એકદરે ઘણા સારા કહી શકાય.

આ કોલોનીમા ગોરા અને હિંદીઓ વચ્ચે હાઈલેન્ડઝમા તેમજ સર્વ સ્થળે રહેવાની તેમજ વેપાર કરવાની જગ્યાઓમા ચામડીનો ભેદ નજરે જોઇ શકાય છે અહીં પણ યુરોપિયન બીઝનેસ માટેની મઝાન જોતા આપણને સ્વતંત્ર કોલોનીના ગોરા વેપારીઓની નિયમિતતા, સ્વચ્છતા, કાર્યપદ્ધતિ ઉપરાત વેપારી લાભો જાળવી રાખવાનુ રાજદ્વારી જ્ઞાન અને મગરનાદિ અનેક બાબતો આશ્ચર્ય પમાડે

ગોરાઓની વસ્તી અહીં બધા સ્થળો કરતા વધુ પ્રમાણમા છે. કોલોનીનો ગવર્નર પણ અહીં રહે છે ગવર્નમેન્ટની બધી ઑફિસો, કોર્ટો વગેરે અહીં છે મોટા મોટા ગોરા વેપારીઓની હેડઑફિસો પણ આ શહેરમા છે ગોરાઓને રહેવાની પૂરતી સગવડવાળી જમીનો, તેમના ઉપર બધ્વામા છેલ્લી વૈજ્ઞાનિક ઢબે બધાયલા બગલાઓ, કોલોની ગવર્નમેન્ટની ઑફિસો, સુદર રસ્તાઓ તથા ગોરાઓના વસવાટના લતાની સ્વચ્છતા જોઈ છક થઈ જવાય છે

હિંદીઓ પણ કેનીઆના બીજા કોઈ પણ સ્થળ કરતા અહીં વધુ સખ્યામા વસે છે બધી કોમો ને બધી જાતોના હિંદીઓ અહીં છ યુવાન કેળવાયલા હિંદીજનોના વિચારો અને વાણીમાં અહીં રાષ્ટ્રીય ચેતના જોઇ શકાય છે હિંદીવાનોના લૂટાતા રાજ્યદ્વારી હક્કો ને થતા અન્યાયો માટેની લડત પણ પ્રથમ આ શહેરમાથીજ શરૂ થઈ હતી અગ્રેજી શિક્ષણ પામેલા હિંદી યુવાનોને પોતાની ઑફિસિયલ સરવીસ હોઇને જોઈતો સમય મળી શકે છે, તેમા તેઓ રાજદ્વારી ચર્ચાઓ કરે છે વાતોમા વીર જેવા છે

ઇસ્ટ આફ્રિકાના હિંદીવાનોના હિતાર્થે પોતાનું સમગ્ર જીવન સમર્પણ કરનાર સ્વ. દેશાઇ મેમોરિયલ હોલ હમણાંજ અહીં ખુલ્લો મૂકાયો છે.

હિન્દીવાનો માટેના વેપારી લત્તા અહીં મુખ્યત્વે કરીને 'ઇન્ડિયન બઝાર' અને 'રિવરરોડ' ગણાય છે. આ ગીચ લત્તાઓમાં રહેવાનું, રસ્તાઓનાં ઠેકાણાં નહિ. આરોગ્યતાની દૃષ્ટિએ ગોરાઓની સાથે હિંદીજીવન સરખાવતાં આપણને દયા ઉપજ્યા વગર રહે નહિ. યુરોપિયનો કરતાં હિન્દીઓની વસતી વધુ હોવા છતાં રહેવાની જગ્યાઓ બહુજ ઓછી ને અસુખાકારી સ્થાન ઉપર. કેટલોક સમય થયા ન્ગારા રોડપર ટુંકા લીઝ ઉપર હિન્દીઓને રહેવા માટે જગ્યા અપાઈ . રિવર રોડ અને ઇન્ડિયન બઝાર કરતા આ રહેવાની જગ્યા સારી છે. ત્યાં હિંદીવાનોએ મકાનો બંધાવ્યા છે. મુખ્યત્વે શ્રીમત વર્ગ તેમજ ઑફિસ ક્લાર્કો તરીકે નોકરી કરનાર ભણેલા હિંદી વર્ગ અહીં રહે છે.

હિન્દી કોમોમા કોમવાર યુવક મંડળો છે, હિંદમાં જેમ જોવાય છે તેમ અહીં પણ એવા કોમી મંડળો સમય જતા નિશ્ચેતન દશામાં મૂકાઇ જાય છે. લોહાણા, પટેલ, વાણિયા, કારીગર વર્ગની કોમો તરફથી પુસ્તકાલયો પણ હસ્તિમા આવ્યાં છે; તેમા પટેલ બ્રધરહુડના ભવ્ય મકાનમા સૌથી ઉત્તમ પુસ્તકાલય જોયુ સનાતન ધર્મ સભા, કચ્છી-ગુજરાતી હિંદુયુનીયન ને આર્યસમાજ મંદિર છે. તે ધાર્મિક સંસ્થાઓ તરફથી કન્યા કેળવણીની પ્રવૃત્તિ શરૂ કરવામા આવી છે. 'શહેરની બહાર એક આદર્શ સંસ્થા શ્રી શ્રદ્ધાનંદ બ્રહ્મચર્યાશ્રમ છે.

ઇસ્લામાઇલી ખોજા કોમ તો હવે આ પ્રદેશમા જુદીજ તરી આવે છે. આ કોમમાં કોમીભાવ સૌથી વધુ છે. તેમનું ખાનું, ક્લબ લેડીઝ વોલન્ટીયર કોર વગેરે ધાર્મિક દૃષ્ટિએ રચાયલા છે.

કોમ કોમના વાડાઓનું કોમીતત્વ અહીં વધુ પડતુ દીસી આવે છે. અને તેમાંય ક્યાંક ક્યાક તેજોદ્વેષિતાના દર્શન થાય છે. વેપારીઓમાં થોડા હિન્દી વેપારીઓને બાદ કરીએ તો બાકી બધા હિન્દીઓ નેટીવ-ટ્રેડ કરે છે.

લોહાણા જાતિના શેઠ કાનજીભાઈ નારાયણજી અહીં શ્રીમત ગૃહસ્થ છે. તેઓનુ બીઝનેસ ગોરા લોકો સાથેનુ છે

બીજા **વીસા** ઓસવાળ વણિક જ્ઞાતિની મેસર્સ પ્રેમચદ રાયચદની કુ૫નીની ફર્મનુ બીઝનેસ ઘણાજ મોટા પાયા ઉપર છે, મોમ્બાસા, **થી**કાદિ સ્થળોએ તેમની બ્રેન્ચ ઑફિસો છે નેટીવ પ્રોડ્યુસ ખરીદીનુ કામ આ ફર્મનુ જબ્બર છે એનામલ વાસણોનુ કારખાનુ મોમ્બાસામા છે આ ફર્મના એક ભાગીદાર શ્રીમાન પ્રેમચદભાઇ કચરાભાઇ બાહોશ તેમજ વ્યાપારપ્રવીણ છે તેઓનુ વાચન વિશાળ છે, તેઓના વિચારો પણ નવાયુગના આદેશને અપનાવનારા છે સાહિત્યવિલાસી હોઇ વિદ્વાનોની કદર કરનાર છે જીજ્ઞાસુ વૃત્તિના છે તેઓશ્રી જેમ પૈસાને કમાઈ જાણે છે તેમ તેનો સદુપયોગ પણ કરી જાણે છે

હિંદીઓમા અહીં પણ જુદીજુદી નાતોના વાડાઓ, ધર્મના ભિન્નભિન્ન ફાંટાઓ, મતભેદો ને વ્યાપારી હરિફાઈ એના કેટલાક આવરણો રૂપ અને એકદિલીના માર્ગમા અવરોધકર્તા થઈ પડે છે.

**જાહેર સભા:** તા ૧૨–૧૦–૩૨ ના સાજના અત્રેના શ્રી પટેલ બ્રધરહુડના આશ્રય નીચે નઇરોબી પબ્લીકની જાહેરસભા બોલાવવામા આવી જેમા શ્રીયુત ચુનીભાઇ પટેલના પ્રમુખપણા નીચે ‘ સસ્થાનોમા હિંદી જીવન ’ પર વ્યાખ્યાન આપ્યુ

હિંદથી ગયેલા જાણીતા જર્નાલિસ્ટ ભાઇ ઉછરગરાય ઓઝા પણ આ શહેરમા કેટલોક સમય થયા રહી વિમાની એજન્સીનું કામકાજ કરી રહ્યા છે

**થીકા:** શેઠ કાનજીભાઈ નારાયણજી તેમજ શ્રીયુત પ્રેમચદભાઈ સાથે અમે થીકા ડીસ્ટ્રીક્ટમા ફરી જોવા લાયક રમણિય સ્થળો જોયા આ મહાનુભાવો સાથેની વાતચિતોમા આ કોલોનીને લગતી કેટલીક વ્યાપારવિષયક માહિતી મળી એમનો બહોળો અનુભવ, નિરભિમાનિતા અને માયાળુ સ્વભાવ સૌને આકર્ષે આવા લાગણીભર્યા

સહકારે તેઓશ્રી અત્રેની સારીય હિંદી પ્રજામાં માનવંતો મોભો ધરાવી રહ્યા છે.

'ઇન્ડિયન વૉઇસ' પત્રના તંત્રી શ્રી. અંબાલાલ પટેલ તેમજ સહતંત્રી મી. ધ્રુવે મારા અહીંના આગમન તથા સામાજિક સુધારના વિષયોપર આપેલાં વ્યાખ્યાનોના અહેવાલો તેમજ વારંવાર નોંધો પ્રગટ કરી જે ભલી લાગણી બતાવી તે ભૂલી શકાય તેમ નથી.

તા. ૪ થી તા. ૨૧ ઑક્ટોબર સુધી ૧૮ દિવસ હું આ નાઇરોબી શહેરમાં રહ્યો. તે દરમ્યાનમાં ઘણા ભાઇઓનો હું મેહેમાન બન્યો હતો. હિંદીઓ તરફથી ચાલતી કેટલીક કેળવણીની સંસ્થાઓ જોઇ.

## શ્રીશ્રદ્ધાનંદ બ્રહ્મચર્યાશ્રમ

શરદ પૂર્ણિમાની સોહામણી રાતે ઇસ્ટ આફ્રિકાના સુપ્રસિદ્ધ વેપારી શ્રી. નાનજીભાઇ કાલીદાસની મોટી મદદવડે કરીને હસ્તિમા આવેલ, શહેરથી ૪-૫ માઇલ દૂર, શાંત રમણિય સ્થળે, શ્રી શ્રદ્ધાનંદ બ્રહ્મચર્યાશ્રમમા બ્રહ્મચારીઓની સાથે પૂર્ણિમા ઉત્સવમા ભાગ લઇ કૃતકૃત્ય થયો. આશ્રમના મુખ્યાધિષ્ઠાતા શ્રીમાન છોટુભાઇ પટેલની સુચનાથી 'બ્રહ્મચર્યનું મહત્વ અને બ્રહ્મચારીની જીવન ફરજો' ઉપર થોડુંક બ્રહ્મચારીઓની સમક્ષ વિવેચન કર્યુ. મકાનો, બગીચો, કૃષ્ણકુંજ વગેરે જોયાં.

આજે જો કે શ્રીમંતોનાં બાળકો જ આ સસ્થાનો મુખ્યત્વે કરીને લાભ લઇ શકે છે પરંતુ ઇસ્ટ આફ્રિકાની હિંદી પ્રજા આવા આશ્રમને સંગીન આર્થિક મદદ આપવાનું ચાલુ રાખે તો આ ઉણપ દૂર થઇ શકે તેમ છે.

આ પ્રદેશમા સામાજિક સુધારાને માટે કામ કરવાનું બહોળું ક્ષેત્ર છે. સામાજિક દૃષ્ટિએ અહીંની હિંદી પ્રજાએ પ્રગતિ કરી જણાતી નથી. કારણ કે અહીં સૌ કમાવા આવ્યા છે; એથી તેઓનું લક્ષબિંદુ અર્થ-ઉપાર્જન કરવા તરફ જ રહેલું છે. અહીં કોઇ સમાજ સુધારાના ઉદ્દેશે સ્થપાયલી સાર્વજનિક સંસ્થા નથી અને

ખસ્ટ આફ્રિકાવાસીઓનુ એ દિશા તરફ હજી જોઇએ તેવુ લક્ષ ખેચાયુ જણાતુ નથી

અહીં મારા નિવાસ દરમ્યાન જોયેલા હિંદી સમાર–ચિત્રોમાં એકાદ બે ચિત્રો અહીં રજુ કરૂ છુ ને પરથી વાચનાર સમજી શકશે કે બહારના દેખાવમા કોટ, પાટલૂન, હેટ પહેરીને કોલોનીસ્ટ બનેલા હિંદીના સામાજિક જીવનમા કેટલો સુધારા થયા છે?

## સંસાર–ચિત્રો

### [૧]

અમારા રહેવાના સ્થળ પાસે એક પટેલ રહેતા હતા કોટ, પાટલૂન, નેક–ટાઇ ને શીર પર ' હેટ ' ધારણ કરતા હતા એની ઉમ્મર ૪૫ થી પણ ઉપર હોય એમ જોનારને પ્રથમ દર્શને લાગે. તે જ્યારે ઘર છોડી બહાર નોકરી ધંધે જાય કે તુરતજ એક ૧૧–૧૨ વર્ષની ન્હાનકડી બાળા મારા મિત્રની પત્ની પાસે આવી બેસે ને મટમટ વાતો કરે એ બાળકીની વિચિત્ર લાગતી વાતોથી બે ત્રણ દહાડે મ મ્હારા મિત્રપત્નીને પૂછ્યુ કે આ છોડી કેવી નાતની ને કોનુ છે ' એની મા મરી ગઇ છે?

આ પ્રશ્નો સાભળી મારા મિત્રપત્નીને હસવુ આવ્યુ ને મને કહ્યુ તમે એને પૂછો.

એ બાળકી બેઠી હતી તેણે ચલાવ્યુ 'અરે! આ હમણા ગયા ને? ને માથે સાહેબ લોક જેવા ટોપો પહેરેછ ને ઇ મારા 'વર' થાય '

આ સાભળી મને કમકમા આવ્યા મેં પૂછ્યુ 'તમારા માબાપે આટલી નાની વયમા તમને પરણાવી અહીં કેમ મોકલ્યા?'

તે નિર્દોષ ભાવે બોલી 'મારા માબાપ ગરીબ, . ......પાસે અમારૂં નાનું ગામડું છે મેં તો બહુ કહ્યું કે 'નહિ જાઉં, પણ મારૂં શુ ચાલે? ગયે વરસે મને પરણાવી દીધી. મારો વર નાઇરોબીથી દેશમા

આવેલ હતો તેણે કહ્યું' હુ સાથે તેડી જમરા તેથી મારા માબાપે મને મોકલી દીધી'

'તેથી શુ ખોટુ થયુ? અહીં જેવી મંતાકૂકડીની રમત તુ ત્યાં રમત?' મારા મિત્રપત્નીએ વ્યગમા ટકુકો કર્યો

'એ વળી શુ?' મે પૂછ્યુ

એટલે વળી એ ટપુડી છોકરીએ કહેવા માડ્યુ

'આ જુઓને હુ સાવ નાનકડી' તેથી અભેરાઇ ઉપરથી કાઇ વાટકો કે એવુ કઇ ઉતારવા જાઉ તો પહોચાય નહિ એટલે ખુરશીપર ચડીને હાથ લમાવીને લેવા જાઉ તો કાઇ વાર હાથમાથી વાટકો કે થાળી પડી જાય એટલે મારા વર ચીડાઇને મને મારવા ઉઠે. એના મારથી બચવા, તેના હાથમા ન સપડાવા માટે તે આમ ફરે તો હુ બીજી તરફ ફરૂ એમ કરતા કરતા મારે કાંઇ તરફ જવા રસ્તો ન રહે તો ડામચીયા નીચે સરી જાઉ 'આમ નાસાનાસ થઇ રહે, પછી બહુ વારે તેના હાથમા સપડાઇ જાઉ ત્યારે મને કુટે.'

'તને રસોઈ આવડે છે?' મે પૂછ્યુ

'હા ગધના તો મને જેવુ તેવુ આવડે મારી બાએ મને નાનેથી જ શીખવ્યુ હતુ' તે બોલી

'તારા માબાપને તુ દેશમા કાગળ લખે છે?'

'ના, ને ના, હુ ક્યા ભણેલ છુ?' પછી તો 'વર હોય ને ઘ મારે' ને એવી કેટલીક વિચિત્ર વાતો તે ટપુડી છોકરી–પટેલભાઈની ઢીંગલી–વહુએ કહી નાખી આ સાભળીને હિંદુ નાતોના લગ્નવિષયક રિવાજો અને આ પટેલ દમ્પતીના સમાગપર વિચાર કરતા મારૂ હૃદય કમ્પી ઉઠ્યુ

[ ૨ ]

**તા** ૮–૧૦–૩૨ની રાત્રે નવરાત્રિ ઉત્સવ મડળમા—જૈન આશ્રમમા 'ઘુઘટાની અનિષ્ટ પ્રથા' પર ભાષણ આપીને મારા મિત્રો સાથે હુ પાછો આવતો હતો ત્યારે એક બ્રાહ્મણ જાતિના આધેડ

વયના ગૃહસ્થ પોતાના ત્રેવણુ નાના નાના છોકરાઓની સાથે અમારી લગોલગ ચાલ્યા આવતા હતા અમારી વાતોમા સુર પૂરાવી તે ભાઇ બોલ્યા 'અરે, અહીના ડૉક્ટરો કેવા સ્વાર્થી છે? તેનો અનુભવ તો મારે ત્યા જ્યારે ૭ મી 'ડીલીવરી' આવી ત્યારે મને પૂરેપૂરો થયો'

આ વાર્તાલાપ સાભળી મને હસવુ આવ્યુ અને મેં છોકરાઓ તરફ આગળી ચીંધી પૂછ્યુ 'આ તમારા છો રા છે?'

ભાઇ, હરિઇચ્છાના છે મારે પ છોકરા છે (એક ૧૦—૧૧ વર્ષના છોકરાને બતાવી તેણે કહ્યુ) આ જુઓને! આ છોકરાના લગ્ન કરવા ત્રેવણુ માસ પછી મારે દેશમા જવાનુ છે પાસપોર્ટ તૈયાર થાય છે'

સ્ત્રીને વધુ ડીલીવરી અપાવવામા પોતાની મર્દાનગીનુ પ્રદર્શન કરાવતા સ્વતન્ત્ર કોલોનીમા વસતા, જગતને જ્ઞાનનો વારસો આપનાર પૂર્વજોના નગીરના મુખથી આવુ સાભળતા હૃદયને કઇનુ કઇ થઇ ગયુ આ ઉપરથી વાચનાર સમજી શકશે કે આ દેશમા સામાજિક સુધારાના પ્રચારકાર્ય માટે કેટલી બધી જરૂરીઆત છે?

## પ્રસ્થાન

તમે ઇસ્ટ આફ્રિકામા જાઓ અને નાઈરોબી શહેર ન જોયુ તો કોલોનીનો ખ્યાલ તમને નહિ આવે દરેક ગુજરાતી પ્રવાસીને અહીં નાનુ સરખુ ગુજરાત જોવાનો ૧૮ દિવસ સુધી આ શહેરમા રહી અનેક મિત્રો અને હિંદી યુવાનોના ભાવભીના હૃદયની પ્રેમાળ લાગણીઓ હું વાચી શક્યો

ભાઈ ધરમશી હેમરાજ, ભાઈ મોનપાલ માસ્તર જોમનપુત્રા, માંડવીઆ ભાઈ ઓ શ્રીમાન કાનજીભાઈ નારાયણજી વગેરે જ્ઞાતિબધુઓએ મારા પ્રત્યે મમતા ને માયા દર્શાવી આભારવશ કર્યો

આસો વદ ૭ શુક્રવાર, ઑક્ટોબર તા ૨૧મીના અહીંથી મારે સીધુ મોમ્બાસા જવાનું ઠર્યું મોમ્બાસા અહીંથી ૧૮ કલાકે ટ્રેન પહોંચે છે ટ્રેનમા ગત એક પખાર કરવાની હોવાથી, તેમ રાતની ટ્રેનમા

વધુ ગીરદી થવા સભંવ નહિ તેથી લોભવશ થઈને મોમ્બાસા સુધીની થર્ડ ક્લાસની ટિકીટ મેં ખરીદી. શ્રીમાન શેઠ કાનજીભાઈ નારાયણજી, ભાઈ માંડવીઆ, ભાઈ સોનપાલ, માસ્તર જીવનપુત્રા, શ્રી. છોટુભાઈ પટેલ આદિ સ્નેહી-મિત્રો સ્ટેશને વળાવવા આવ્યા. તેમની વિદાય લઈ મોમ્બાસા જવા ઉપડ્યો.

## ૨૧ મે ૨૧ જયો

નૈરોબીથી બપોરના ૩॥ વાગતે નીકળ્યો. હાઈલેન્ડઝમાં ઠંડી વિશેષના કારણે મને થોડો શ્વાસ ચડતો હતો; માથુ ભારે ભારે રહેતું હતુ અને કોઈવાર ઝીણુંજ્વર પણ રહેતો હતો. થર્ડક્લાસમાં આજે જગ્યાની અનુકુળતા હતી. ઝાડોનાં ઝુંડમાંથી ટ્રેન પોતાનો માર્ગ પૂર્ણ વેગથી કાપતી જતી હતી જાણે સારીય પૃથ્વીની મુસાફરી કરીને હું સ્થાનસર પહોંચતો હોઉં એમ કંઈક મનને થતું. ઠંડા પવનનો સુસવાટ, ક્યાંક ક્યાંક વરસાદના ઝાપટા પણ પડતા, ઉંચા નીચા ઢોળાણુમાં ટ્રેન વાંકી ચુકી પસાર થતી જોતા હૃદયને લાગતું કે પ્રભુએ બધી જ સૃષ્ટિસુંદરતા અહીંજ કેમ વેરી દીધી હશે ?

રાત પડી. ઠંડીથી થર્ડક્લાસના કમ્પાર્ટમેન્ટના દરવાજા બધા બંધ રાખવા પડતા હતા. તે દહાડે ગતના ઉંઘ ન આવવાથી કંઈક ગરમ પાણી પેટમાં નાખવા ઈચ્છા થઈ. ગતના ૩ વાગતે વોઈ સ્ટેશન આવ્યું. . આ સ્ટેશન મોટું ગણાય છે ત્યાં Tea-stall જોયો. હું દરવાજો ખોલી નીચે ઉતર્યો ને ચાહ પીધી ન પીધી કે ટ્રેન ઉપડી ચુકી ને હું શ્વાસભેર દોડ્યો. ચાલતી ટ્રેને એક કમ્પાર્ટમેન્ટની પગથીપર માંડ માંડ ચડી તો ગયો પણ દરવાજો બંધ, અંદરથી કોઈ ઉઘાડે તો જ ઉઘડે. માથું પણ ઉઘાડું. ચાલતી ટ્રેન, અંધારી અષ્ટમીનો ચંદ્ર થોડો ચડેલો પરતુ ધુમમ્મ અને ઝાડીઓમાંથી ટ્રેન પસાર થતી હોવાથી પ્રકાશ જોઈએ તેવો નહિ. ઠંડા પવનના

સુસવાટા એન્જીનના ધુમાડામાંથી ખરતી કોલસાની કણીઓ અને બિહામણી ઝાડીઓમાં વાગ સુકા વગડામાં સુસવાટ ભરી જતી ટ્રેનમાં બહારની પગથીપર દરવાજાના આંકડા પકડી ટીંગાઈ ને બહાર ઉભો આવતા મારી હાલત કેવી થઇ હશે તેની ઝાંખી શબ્દોમાં ઉતારવાથી કદી પણ સાચો ખ્યાલ આપી શકાય તેમ નથી પણ દુઃખમાં ને આફતમાં પરમાત્મા પણ સહન કરવાની શક્તિ ને હિમ્મત આપી દે છે એ ખરૂં છે દરવાજાના આંકડા સાથે નીચે મ સડાગાંઠ વાળી દીધી હોય તેવી સ્વાભાવિક બુદ્ધિ ઉપજી વચમાં એક વખતે એવી સ્થિતિમાં માથું સહેજ બહાર રહેવાથી એક ઝાડની ડાળીના પાંદડાઓ સાથે ઝપાટાબંધ અથડાયું ને પ્રભુએ તેમાંથી બચાવી લીધો આમ એક કલાક આ સ્થિતિમાં ૨૫ માઈલ સુધી બહાર ટીંગાતો આવ્યો ત્યારે એક સ્ટેશન આવ્યું ટ્રેન ઉભી રહી તે જોઇ જાણે નવો જીવ આવ્યો ને બચ્યો હોઉં તેમ પ્રભુનો કોટ કોટી ઉપકાર માની મારો કમ્પાર્ટમેન્ટ મુશ્કેલીએ શોધી ગાર્ડ દરવાજો ખોલાવી ઉપર ચડી ગયો મારી સાથેના એકાદ બે હિંદી ભાઈઓ મારી ચિંતા કરતા હતા તેઓને મારી વિતક કહી આવી ઝાડીઓમાં—આવી ઠંડીમાં—આવી મુશ્કેલીઓમાં જરા પણ ખંડિત થયા સિવાય અણીશુદ્ધ બચી શક્યો તે માટે તેઓ પણ કુદરતનો ચમત્કાર જાણી અજાયબ થયા ને પ્રભુનો પાડ માન્યો પછી તો મને પણ એ જ દશા ને એ જ વિચારોમાં ઉંઘ ન આવી માથું ફાટફાટ થવા લાગ્યું મારી આ હાલત જોઈ પાસે બેઠેલા એક વણિક બંધુએ પોતાની બેગ ખોલી તેમાંથી એક શીશી કાઢી મને દવા આપી તે દવાનો ડોઝ લીધા પછી જરા શરીરમાં ગરમી આવી ને સિગારેટ મગાવી ~ બિછાનાપર પડી રહ્યો ને રાત પસાર કરી

સવારે (તા. ૨૨–૧૦–૩૨) ૮–૨૦ મિનિટે મોમ્બાસા સ્ટેશને પહોંચ્યા સ્ટેશન ઉપર મારા મિત્રો શ્રીયુત ભાઈ બુદ્ધદેવ બેરીસ્ટર ભાઈ હીરાચંદ ભાઈ વગેરે અમને લેવા આવેલા અમારા રહેવા માટે ખાસ અલાહેદી સગવડ કરવામાં આવી હતી ત્યાં સામાન પહોંચાડ્યો

# મોમ્બાસા

ઈસ્ટ આફ્રિકા કિનારાનું ઐતિહાસિક જૂનું શહેર છે. છેલ્લા વીસ વરસમાં એનું સ્વરૂપ પલટાઈ ગયું છે. પૂર્વ આફ્રિકાનું આ પ્રવેશદ્વાર આજે સુન્દર શહેર બની બની ગયું છે. બે દાયકા પહેલાં જેઓએ જોયું હોય તેને આજ જોતાં એની રચના નવેસરથી કરવામાં આવી છે એમ લાગે સ્ના પાકા ડામરના સ્વચ્છ, આલીશાન મકાનો, દરિયા કિનારે યુરોપિયન વસવાટના સુંદર બંગલાઓ, કિલીન્ડીની રોડપરના સુશોભિત મકાનો, બન્ને બાજુ વૃક્ષોની હારોથી શોભીતા રસ્તાઓ, દરિયાઇ મુસાફરોને દૂરથી કિનારાની ચેતવણી આપતી દીવાદાંડી, કિલીન્ડીની કસ્ટમ્સ, ઇલેક્ટ્રીક ક્રેનો, સ્ટીમરોને સોડે લાગવા પાકો બાંધેલો કંઇ દૂર સુધીનો ધક્કો, ગોડાઉનો, રેલ્વે સ્ટેશન, હાઇકોર્ટનાં મકાનો, હાલ જેલ તરીકે વપરાતો પોર્ટુગીઝના વખતનો જૂનો કિલ્લો વગેરે આ શહેરની શોભામા અનુપમ વૃદ્ધિ કરી રહ્યાં છે.

શહેર નજીકની જ ખાડીમા પ્રથમ મુંબઇની સ્ટીમરો આવતી ને કસ્ટમ્સ પણ કિનારા ઉપર જ હતું. પરંતુ છેલ્લી લડાઇ પછી કિલીન્ડીનીનુ બદર બંધાયા બાદ બધી સ્ટીમરો હવે કિલીન્ડીનીજ જાય છે.

કેનીઆ ને યુગાન્ડા માટેનો સર્વ માલ અહીંના બંદરે ઉતરે છે. ને અહીંથી રેલ્વેમાં ટ્રાન્સપોર્ટ થાય છે.

દર ચૌદ દિવસે અહીં મુબઇથી સ્ટીમર આવે છે. રેગ્યુલર મેલ સરવીસ- છે. સિવાય યુરોપ, અમેરિકા જાપાનાદિ દુનિયાના સર્વ ભાગોમાંથી માલ ભરી સ્ટીમરો આવે જાય છે.

સંરક્ષક જકાતને નામે કોલોની સરકારે હિન્દથી આવતા ઘી, ઘઉંનો આટો, અનાજ વગેરે ઉપર ભારે જકાત નાંખેલી હોવાથી દિન પર દિન હિન્દી જીવન વધુને વધુ ખરચાળ બનતું જાય છે.

બીચ ઉપર, મોમ્બાસા નહેરની સામે પાર-ફ્રીસાવની શાખાઓમાં તેમજ મઝેરાસ તરફ, કિલીન્ડીની રોડ, લાઇટ હાઉસ વગેરે ફરવા

ફરવાના સુંદર સ્થળોએ સાંજના સમયે નીકળતાં સર્વ દેશની રંગ બેરંગી પ્રજા અહીં જોઈ શકાય છે

રેલ્વે સ્ટેશન હાલ જે શહેરની નજીકમાં છે તેને દૂર લઈ જવા માટે ગવર્નમેન્ટ વિચાર ચલાવી રહી છે તે સામે હિંદી વેપારીઓએ વિરોધ દર્શાવ્યો છે પણ અંતે હાલનું રેલ્વે સ્ટેશન દૂર લઈ જવામાં આવશે એમ જણાય છે



મોમ્બાસાના એક બજાર

અહીંની નીગ્રો પ્રજા મુખ્યત્વે કરીને શહેરને એક છેડે રહે છે જો કે સાઉથની માફક હજી તેનું લોકેશન નામ નથી અપાયું નીગ્રોમાં પણ બધી જાતો આ શહેરમાં વસે છે સોમાલી કોસ્ટના સોમાલીઓ લામુ તરફના નીગ્રો સ્વાહિલિઓ ચોતારાઓ—Half caste વગેરે બધા વિશેષ ભાગે એક તરફ જ રહે છે લામુ તરફની સ્ત્રીઓ સૌન્દર્યવતી હોય છે

આરબ પ્રજા પણ અહીં થોડી સંખ્યામાં જણાય છે

હિન્દીઓ મોટી સંખ્યામાં અહીં વસે છે મોટે ભાગે કુટુંબ

સાથે રહે છે. ભાટીઆ, લોહાણા, વાણિયા, પટેલ, કડીઆ, સુતાર, સઇ, મોચી, વાળંદ, ખોજા, ખારવા, ધોબી વગેરે સર્વ કોમોના હિન્દીઓ અહીં છે. કોમ કોમવાર મંડળો છે. હવાપાણી સારા.

ઇન્ડિયન સોશિયલ સરવીસ લીગ, તેને અંગે ચાલતુ પુસ્તકાલય, ઇન્ડિયન એસોસીએશન, ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ, ઇત્યાદી સંસ્થાઓ હસ્તિ ધરાવે છે.

પાટીદાર મહીલા સમાજ નામક એક પાટીદાર કોમની સ્ત્રીસંસ્થા છે. હિન્દી મહીલા સમાજ પણ છે.

ગવર્નમેન્ટ સ્કૂલ, કન્યાશાળા, તેમજ એક અલીદીના વીસરામ હાઇસ્કૂલ છે. યુનિવરસિટી નથી પણ લંડન મેટ્રીક થવાય છે

ઇસમાઇલી ખોજા કોમના આ કોલોનીમા જેમ દરેક સ્થળે લાયબ્રેરી, ખાનુ, વોલન્ટીઅર કોર, કલબ, સ્કૂલ વગેરે હોય છે તેમ અહીં પણ અતિ વ્યવસ્થિતપણે છે.

હિન્દુઓનુ મંદિર છે આર્યસમાજ મંદિર પણ છે

'કેનીઆ ડેઇલી મેઇલ' નામક એક દૈનિક તેમજ અઠવાડિક પેપર અંગ્રેજી તેમજ ગુજરાતી ભાષામા અહીંથી પ્રગટ થાય છે. ગોરા લોકોનું પણ એક અંગ્રેજી દૈનિક પત્ર અહીંથી પ્રગટ થાય છે.

આ કોલોનીઓની કોર્ટોમાં બેરીસ્ટરો જ પ્રેકટિસ કરી શકે છે. ગોરા બેરીસ્ટરો તેમજ સોલિસીટરોની ફર્મો છે. હિન્દી બેરીસ્ટરો પણ છે ભાઈ બુદ્ધદેવ બેરીસ્ટર પણ અહીં રહે છે

મોમ્બાસાની ખાડીની સામે પાર—કીમાવનીમા તેમજ રેલ્વે રસ્તે મઝેરામ સુધી હિન્દીઓની માલિકીના શામ્બાઓ છે. એ શામ્બાઓમા કેટલાક સાધનસંપન્ન હિન્દીઓએ ગરમીની સીઝનમાં રહેવા માટે મકાનો બંધાવ્યાં છે

## સમાજસેવક દંપતી

અહીં એક સમાજસેવક પટેલ દંપતીનો પરિચય થયો. એમનુ નામ શ્રીમતી સૌ. ઈન્દુમતી બ્હેન તથા શ્રીયુત મગનભાઇ

મડળ તરફથી 'ટીવોલી' સિનેમા હોલમાં વાર્ષિક મેળાવડો કરવામાં આવ્યો હતો. યુવકમડળ તરફથી ચાલતી વ્યાયામશાળાના સભ્યોએ કેટલાક પ્રયોગો કરી બતાવ્યા. સગીતની ધુન લાગ્યા પછી 'નાતો અને તેની ઉપયોગિતા' પર વિવેચન કર્યું

## લોહાણા ભાઇઓ

જૂના મોટા વેપારીઓ શેઠ કેશવજી આણદજી, કાનજી ભાણજી, વલ્લભદાસ મૂલાણી આજે નથી પરતુ પ્રારભમા બહુ સાધારણ સ્થિતિમાથી કાળબળે શેઠ કાળીદાસ કાનજી, ભગવાનજી સુંદરજી, શ્યામજીભાઇ કાળા હંસરાજ દુલ્લભજી, રામજીભાઇ વીરજી, પોપટલાલ માધવજી વગેરે આજે મોટા બનેલા છે

યુવાનોમા ભાઇ બુદ્ધદેવ, ભાઇ સેજપાલ, જે. ટી મોદી, ધારશી આંબાભાઇ, માણેકલાલ પોપટ, ગોકળદાસ શામજી, નરશીભાઈ, લીલાધર માખેચા ઠાકરશી જાદવજી, ડાયાલાલ ચકુભાઇ, હીરાચદ પોપટ, ભાઇ ઓધવજી વગેરે ઉત્સાહી યુવકો છે એ ભાઇઓની મારા પ્રત્યેની ભાવભીની લાગણી તેમજ બીજા યુવક ભાઇઓની મમતા અને માયા પણ વીસરાય તેમ નથી આ સર્વ યુવક બધુઓને ત્યા મીઠી મ્હેમાનીઓ માણી, એમની સાથે ફર્યો, હર્યો, ઘણુ જાણ્યુ ને જોયુ

કગાન્ગાથી મારા મન્મિત્ર ભાઇ હુરજીભાઇ કલ્યાણજી પણ અહીં દાતના દુ ખને લઇને ડૉક્ટરનુ શરણ લેવા આવ્યા હતા. તેની ફરીવાર આ શહેરમા મુલાકાત થતા અત્યાનદ થયો પછી તો ભાઇ લીલાધર માખેચા ને ડી સી. ના શામ્બાઓમા જઈ જગલોની મઝા માણી. મોંગો મેકી આફ્રિકન મિષ્ટમેવાનો સ્વાદ લીધો મડાફના મિષ્ટ જળ પીધા ને ઉપરથી કાળીદાસ શેઠની કોરી ધાકોર કથનીઓ સાભળી કાળજા ઉથલાઇ પડયા એ દિવસો ન ભૂલાય !

અહીં લોહાણા જાતિ કેનીઆના અન્ય સ્થળો કરતા સુખી હાલતમા જોવાય છે

**મહાજન સભા:** બેસતા વર્ષને દહાડે શેઠ કાળીદાસ કાનજીના શબ્દોમાં કહીએ તો 'હોરીની જાર' બેસી જતાં મહાજનની સભા ન થઈ, પણ તે પછી તા. ૩–૧૧–૩૨ના રોજ મહાજનવાડીના શામ્બામાં સભા યોજવામાં આવી અને હેતુપુરઃસરનું પ્રસંગોચિત વિવેચન કરવામાં આવ્યું.

## સ્ટીમર 'કૂમરા'માં

તા. ૮ મી નવેમ્બરના શ્રીમાન ભાઇ રામજીભાઈ **વીરજી**ને ત્યાં સ્થાનિક અને બહારના મિત્રો સાથે મિજબાની ઉડાવી સૌને હળી મળી હું સ્ટીમર કૂમરામાં અહીંથી જંગબાર જવા રવાના થયો. ઇમીગ્રેશન ઑફિસમાં જઇ મોમ્બાસા છોડી જવાની ખબર આપી આવ્યો. જરૂર પૂરતો સામાન સાથે લીધો. ભાઈ **ડી. સી.** પોતાની કારથી મને કિલીન્ડીની બદરે સાંજના ૪ વાગને સ્ટીમરપર મૂકી ગયા. ૬ વાગતે સ્ટીમર ઉપડી.

સ્ટીમર ' કૂમરા ' આ કિનારાના બદરોમાં ફરતી બી. આઇ. કું. ની નાની સ્ટીમર છે. તે **અહીંથી ટાંગા** થઇ જંગબાર **જવાની હતી.**

સ્ટીમરે સવારના વહેલા ઉષ:કાળે ટાંગા બદરે લંગર કર્યું. ત્યાંથી ૧૦ વાગતે (તા. ૯–૧૧–૩૨) ઉપડી સાંજના ૪ વાગતે બરાબર જંગબારના કસ્ટમ્સને બાંધેલ ધક્કે લાગી. મુસાફરી ઘણી સુખાકારી ભરી હતી. કિનારે ઉતરી ૫ વાગતે શહેરમાં પહોચ્યો.

# ઝાંઝીબાર પ્રોટેક્ટરેટ

## જાણવા જોગ

ક્ષેત્રફળ: જંગબાર અને પેમ્બાનો ટાપુ 'ઝાંઝીબાર પ્રોટેક્ટરેટ' કહેવાય છે. તેનું ક્ષેત્રફળ જંગબારનું ૬૪૦ ચોરસ માઇલ તથા પેમ્બાનું ૩૮૦ ચોરસ માઇલ મળી ૧૦૨૦ માઇલ છે.

વસ્તી: અને ૧૯૩૧ની વસ્તી ગણતરી પ્રમાણે ૨૩૫૪૨૮ છે. તેમાં ૧૮૬૪૭૧ આફ્રિકનો, ૩૩૩૯૬ આરબ, ૧૪૨૪૨ બ્રિટિશ હિન્દીઓ, ૨૭૮ યુરોપિયનો છે.

શાસન: જંગબાર સુલતાનના પ્રમુખપદે એક કાઉન્સિલ છે. તેમાં બ્રિટિશ રેસીડન્ટને બાદ ૬ અમલદારો છે. ૧૫ સભ્યો, ૨ હિંદી સભ્યો અને એક બીનસરકારી યુરોપિયન સભ્ય છે.

મુખ્ય પેદાશ: આ ટાપુમાં નાળિયેર અને લવીંગની છે. દુનિયાને જોઇએ તેના ૮૦ ટકા લવીંગ આ ટાપુ એકલો પૂરા પાડે છે.

## જંગબાર

ઐતિહાસિક અગત્યતા ધરાવતું પુરાણું શહેર છે. અહીંના આરબ સુલતાનની કને ખાસ કંઈ સત્તા જેવું રહ્યું નથી. સુલતાનનો મહેલ 'બેત-અલ-અજાયબ'માં સરકારી ઑફિસો લાવવામાં આવી છે. સુલતાન પોતાના જૂના મકાનમાં રહે છે.

૪૦ શેરના મણને બદલે અહીં ૩૫ શેરના 'ફ્રાસલા' હિસાબે તોલ ચાલે છે. બજાર ઘણું મઝાનું છે. જનરલ પોસ્ટ ઑફિસ છે. પોસ્ટમેનો આખા શહેરમાં ઘરે ડિલીવરી અપાય છે.

એક સમયે વેપારમાં આ શહેરની જાહોજલાલી અપૂર્વ હતી. વેપાર બધો હિંદીઓના હાથમાં હતો. આજે સ્થિતિ પલટાય છે.

કેન્યાથી નવા આવનારાને રૂ. ૧૦૦) ઇમીગ્રેશન ખાતામાં અહીં ડીપોઝીટ મૂકવા પડે છે.

જંગબાર ને પેમ્બા વચ્ચે જંગબાર ગવર્નમેન્ટની નાની સ્ટીમરો દોડે છે. વહાણો પણ ચાલે છે.

## હિંદીઓ

અહીં કચ્છી [illegible]–વાણિયા, ભાટીઆ બહોળી સંખ્યામાં વસે છે. મસ્કતથી રાજધાની બદલી આરબ સુલતાન જંગબાર આવ્યા ત્યારે તેની સાથે હિંદીઓ પણ અહીં આવી વસ્યા હતા. જેમની કેટલીક વેપારી પેઢીઓ આજેય છે. ત્યારપછી અહીં બ્રિટિશ એજન્સી ખાતું સ્થપાયું હતું.

એક જમાનો હતો કે જે વખતે હિંદીઓ જંગબારના સુલતાનના જમણા હાથ જેવા હતા અને તે વખત જો હિંદીઓએ ધાર્યું હોત તો હિંદી કોલોની વસાવી શક્યા હોત. પરંતુ એ દીર્ઘદૃષ્ટિ એ સમયે નહોતી. કાઠિયાવાડી હિંદીઓ પણ સર્વ કોમોના અહીં આવી વસ્યા છે. મોટો ભાગ અહીંનો કાયમી વસાહતી જેવો બની ગયો છે.

આર્યસમાજ છે. કન્યા પાઠશાળા ચાલે છે. પોતાનું મકાન છે. લાયબ્રેરી છે. હિન્દુ યુનીયન છે. રાષ્ટ્રીય કન્યાશાળા છે. હિંદુ દવાખાના છે. હિન્દુ નિરાશ્રિત ફંડ તેમજ ફ્રી ડીસ્પેન્સરી છે. ફ્રી [illegible] નાના ડૉકટર ઘણા જ દયાળુ ને સેવાભાવી સજ્જન છે. વહોરા, ખોજાની પણ કોમવાર લાયબ્રેરીઓ છે.

લોહાણા ભાઈઓની બે દાયકા પહેલાંની જાહોજલાલી આજે નથી. જૂનામાં માત્ર શેઠ રતનશી જેઠાભાઈ લાધા છે. એની જમીનદારી છે, ઉપરાંત લાકડાંનું બીઝનેસ કરે છે. સેવાભાવી ગૃહસ્થ છે. બીજા મૂળજીભાઈ વાલજી કરીને ગૃહસ્થ છે. બાકીના મોટે ભાગે ગ્રોસરી વગેરેનો વેપાર કરે છે. ભાઈ ચતવાણી, ઠક્કર, લક્ષ્મીદાસ ખીમજી વગેરે યુવકો ઉત્સાહી છે. મહાજન સંસ્થા છે. શહેર બહાર રૂ. ૧૩ હજારની કિમ્મતની મહાજનની વાડી છે.

ઇસમાઇલી તેમજ કુન્નાઅસરી ખોજાઓ, વહોરાઓની વસતી અહીં શરૂઆતથી જ વધુ સંખ્યામાં છે.

હિંદુમાં અહીં એક ગોલારાણાની કોમ છે. તે કોમની સ્ત્રીઓ -આફ્રિકનોના લવીંગના શાખાઓમાં જાય અને બીજાં કેટલાંક કામો હિંદુ જાતિને હીણપ લાગે તેવાં પણ કરી રહેલી કહેવાય છે. એ વસ્તુ સુધારો માગે છે.

ઇન્ડિયન એસોસીએશન છેઃ યુવાનોમાં રાષ્ટ્રીય ચેતના જોવાય છે. એકંદર રીતે અહીંનું હિન્દી જીવન અળખામણું નથી.

હિન્દીઓનું 'ઝાંઝીબાર વૉઇસ' નામક એક દૈનિક ને અઠવાડિક પત્ર બહાર પડે છે. તેના અધિપતિ મિ. અનતાણી કરીને કચ્છનિવાસી કેળવાયલા નાગર યુવક છે

સરકારી નોકરીમાં હવે નવા હિન્દીઓ ભાગ્યેજ દાખલ થઇ શકે છે. ઇન્ડિયન પબ્લીક સ્કૂલ ઉપરાંત ખાનગી શિક્ષણ સંસ્થાઓ પણ છે.

## સ્વાહિલી—નેટીવો

જંગબાર કિનારાપર રહેનારા નેટીવો સ્વાહિલી કહેવાય છે ઘણાં વર્ષોથી પરદેશીઓના સહવાસમાં આવતા હોવાના કારણે ઇસ્ટ આફ્રિકાની સૌથી ચપળ પ્રજામાં તેની ગણના થાય છે. આ દેશપર આરબ સત્તા થયા પછી આરબો સ્વાહિલીઓની છોકરીઓ સાથે આંતર લગ્નમાં જોડાતા હોઇ, દેશીની ગણનામાં આવી જાય છે. આરબ

એક વખત આ દેશના ધણી હતા. ગુલામોનો વેપાર ખેડવામાં તેઓનો મોટો હાથ હતો. અહીંના મૂળ વતનીઓ ઉપર હજી તેઓ કાબુ જાળવી રાખે છે. તેઓ મોટાં ખેતરો-શામ્બાઓના માલિકો છે, જીવનમાં રંગીલા ને વિષયમાં ગરકનારા છે. ગઈ કાલની તેમની પ્રભુતાની યાદથી રાચતા, ભૂતકાળની તેઓની જાહોજલાલીની પરદેશીઓ પાસે ગર્વથી કથા કહેતા, લવીંગના શામ્બાઓમાં નજરે પડે છે.



જાપાનીસ રમકડાં વેચતો સ્વાહિલી બુઢ્ઢાના વેશમાં. (જંગબાર)

દિવસે દિવસે હવે તેઓ ઘસાતા જાય છે. સ્વાહિલીઓ ત્રેવડ વગરના ને આળસુ કહેવાય છે. કેનીઆના બધા નેટીવો કરતાં આનંદી અને હસમુખા છે. થોડો વખત કામ કરી મેળવેલા પૈસા તેઓ વધુ દિવસ આરામ કરી ઉડાવે છે. પૂર્વ આફ્રિકાના ઘડતરમાં સ્વાહિલીઓનો મોટો ફાળો છે. તેમની ભાષા પણ 'સ્વાહિલી' કહેવાય છે. એ ભાષા ઇસ્ટ આફ્રિકામાં રાષ્ટ્રભાષા જેવી થઈ પડી છે. ઘણા હિંદીઓ પણ એ ભાષાનો ઉપયોગ પોતાના ઘરમાં કરી રહ્યા છે.

સ્વાહિલીઓ આજે ઘણા ચાલાક થઈ ગયા છે. તેઓની સ્ત્રીઓ એના ઘરનું બારણું અરધું ઉઘાડું રાખે છે. ઘરમાં સ્વચ્છતા રાખનારી છે.

આગબો ને નેરીવી, ફેશનનાં ફમના જવાથી ને પ્રોડ્યુસની કિમ્મત ઘટી જવાથી આર્થિક દૃષ્ટિએ બેહાલ થના જાય છે. વિલાસી વાતાવરણ નૈતિકબંધનોની જડ ઢીલી કરી નાખે છે.

## પગની પનોતી

સ્ટીમર 'ક્રુમર' પરથી ઉતરી હું મીત્રા શેઠ મૂળજીભાઈ વાલજીને ત્યાં ગયો મારા આગમનની જાણ થતા મારા નજદીકના સબંધી ડા. હીરજી કાગભાઈ આગ્રહપૂર્વક પોતાને ત્યાં લઈ ગયા

પછી તુરતજ મારા જૂના મિત્ર ભાઈ પુરુષોત્તમ મોમચંદ શાહને મળવા હોશભેર જતો હતો. એવો દુકાન નજદીક રસ્તામાં કોઈએ નાખેલી કેળાની છાલ ઉપરથી મારા પગ લપસતા જોરસથી પડી જવાયું વળી એ જ કમના ગોઠણની ઢાંકણી ખસી જતા અગણી કલાક સુધી બેહોશ જેવી હાલતમાં પડી રહ્યો ભાઈ પુરુષોત્તમે તુરતજ આ બાબતના જાણકાર કેશવજી મારગને સારવારી આપતા બચાવી લીધા. આ પગની પનોતી મને આફ્રિકા આવ્યા પછી દુખ જ દેતી આવે છે. અતિ હર્ષ કે હારા પણ વધીને વિઘ્નકર્તા થઈ પડે છે. આ હાલતમાં ૨ મહીના તો તદ્દન નિઃસહાય જેવા અહીં આવી પડી રહ્યો.

## સ્નેહી મંડળ

જંગબાર મારૂ જૂનુ વતન જેવું ઘણાય જૂના પરિચિતો હજીય અહીં મળી આવે છે.

તા. ૧૩ મી નવેમ્બરના શ્રી. રતનશીભાઈના શામ્બા તરફ શેઠ મૂળજીભાઈ વાલજીની કારમાં અમે બધા ફરવા ગયા. શ્રી. રતનશીભાઈને ખેતીવાડીનો અજબ શોખ. જંગબારથી ૪-૫ માઈલપર આ સુદર શામ્બો આવેલો છે, બાજુની એક નદીના વહેતા ઝરણુમાંથી પાણીનો પ્રવાહ વાળી એક ટૅન્ક બધાવ્યું અને તેમાં પાઈપ મૂકી સારાય શામ્બાને પાણી પૂરૂં પાડવામાં આવે છે. ખેતીવાડીના વિકાસ માટે ભારે કાળજીપૂર્વક જુદા જુદા અખતરા કરવામાં આવે

છે. તે જોયા પછી ત્યાથી કેટલેક દૂર સુધી સુંદર સીનસીનેરી નિહાળતા મહાજનશ્રીના શામ્બા તરફ થઈ માજના પાછા આવ્યા શ્રીમાન મૂળજીભાઈની માયા ને મુરબ્બી રતનશીભાઈ જેઠા લાધાનો વાત્સલ્ય ભાવ અપૂર્વ!

ભાઈ હીરાલાલ જોશી, મોહનલાલ ઠાકર જે સી જાદવ, માસ્તર વગેરે સ્નેહીજનો સાથે માજના હિન્દુ જીમખાનામા જઈ બેસતો અને નિવૃત્તિને સમયે હુ રહ્યો ત્યા સુધી એ ભાઈઓની કંપનીમાં આનંદ અનુભવતો

તા ૧૪ મી નવેમ્બરે દેશથી આવેલ સ્ટીમરમા પત્ર મળ્યો બ્હેનની માદગીથી દીલ ઉચક થઈ ગયુ ને કોઈ પણ ભોગે તા ૨૧ મીએ અહીંથી ઉપડતી સ્ટીમર ‘ટેઈરીઆ’ જે સીધી પોરબદર જાય છે તેમા દેશ પહોચી જવુ એવો નિશ્ચય કર્યો તેથી ટાન્ગાનિકાના અદરના ભાગમા જવાનો પ્રોગ્રામ કેન્સલ કરી તે સમય દરમ્યાન ધારસલામ જઇ આવવાનુ નક્કી કર્યું

આજે બ્રિટિશ ઇન્ડિયા કુ ની સ્ટીમર ‘કુરાન્જા’મા ધારસલામ જવા રાતના રવાના થયો

## ધા ર સ લા મ

ઝંગબારથી ધારસલામ સુધીનો બેઉ સ્ટીમરનો માત્ર ત્રણ ચાર કલાકનો રસ્તો છે સ્ટીમર કરાન્જા રાતના ૨–૨ાા વાગતે ધારસલામ જવા ઉપડી સવારના ૬–૩૦ વાગતે ધારસલામના બારામા લગર કર્યું

ધારસલામનુ બારૂ જોવા જેવુ છે સ્ટીમરને પાયલેટ લેવો પડે છે બહુ જ સાકડી નહેરમાથી સ્ટીમર પસાર થઇ અદરના ભાગમા જાય છે લડાઇના વખતમા દુશ્મનોથી બચવા એ સાકડી નહેરના મુખદ્વારે એક મોટી સ્ટીમર આડી ડુબાવી જર્મનોએ બારૂ બંધ કર્યું હતુ, પણ લડાઇનો મામલો ખતમ થયા પછી બહુ ખરચે એ

સ્ટીમરના ઠેઠાંને સ્ટીમરોની આવજાવ થઇ શકે તે રીતે ભાંગી તોડીને એક બાજુ ખસેડી નાંખ્યું જોવાય છે. સ્ટીમર ધારસલામની તે નહેરમાં પ્રવેશે છે ત્યારે બન્ને બાજુ કિનારાની વૃક્ષરાજીથી શોભતી હરિયાળી ભૂમિનું ભવ્યદર્શન આંખને અતિ આનંદ આપે છે. કિનારાથી બહુ થોડે દૂર સ્ટીમરો ઊભી રહે છે.

લડાઇ પહેલા આ **જરમન ઇસ્ટ આફ્રિકા** કહેવાતો હતો. લડાઇ પછી આ પ્રદેશ બ્રિટિશ મેન્ડેટ નીચે મૂકાયો છે. ત્યારપછી આ શહેરમાં બહુ સુધારા વધારા થયા છે. યુરોપિયન રેસિડન્સી સી પોઇન્ટપર સુંદર ઉપવન જેવી જગ્યાએ વસાવી છે. ટાન્ગાનિકાનું આ પાટનગર રળિયામણું છે. હિંદુ સ્મશાનભૂમિની ઉત્તમ ગોઠવણ છે.

અમારી સ્ટીમર કરાન્જાએ લગર કર્યા પછી ઇમીગ્રેશન ઑફિસરે આવી તેમની ફરજ બજાવ્યા પછી યુવકમંડળના સભ્ય ભાઈ ત્રિભુવનદાસ તેમજ મારા સ્નેહી સ્વ. ભાઇ **ઓધવજી વિશ્રામના** નાના ભાઇ **માધવજી વિશ્રામની** ફર્મના એક ભાઇ **ચત્રભુજ** મને સ્ટીમરપર લેવા આવ્યા. તેમની સાથે કિનારે ઉતર્યો. શહેરથી ૧૦ મિનિટને રસ્તે માગ માટે નિયત કરેલા **લોહાણા** પથિકાશ્રમના ભવ્ય મકાને ભાઇ **માધવજીભાઇની** મોટરકારમા તે યુવકો મૂકી ગયા.

સ્વ. **ઓધવજીભાઇ** સાચા **આર્ય** અને સસ્કારી પુરૂષ હતા. અમે જંગબારમા એક સાથે રહેલ ત્યારથી જ આ કુટુબ સાથે મારો ઘરોબો હતો. એમનુ આખુ કુટુબ જ સંસ્કારી ને વૈદિક ધર્માનુયાયી છે. સ્વ. **ઓધવજીભાઇના** પત્નીશ્રી બ્હેન લાડકીબાઇ પોતાના સ્વર્ગસ્થ પતિના પવિત્ર આદેશને અનુસરી સ્ત્રીજાતિની પ્રગતિ અને સસાર સુધારાના કાર્યમાં તન, મન અને ધનનો ભોગ આપી વૈધવ્યને વિમળ બનાવી રહ્યાં છે. એ બ્હેન ધારસલામ હિંદુ સમાજનુ અણમોલુ ધન છે.

ભાઇ રામજી કુબેર ગણાત્રા, ભાઇ સોમાણી, શ્રી. ગોવિંદભાઇ નાનજી પટેલ, શ્રી. અર્જુનભાઈ, હિંદુ મંડળના સેક્રેટરી ભાઇ **સી. સી.** જમીનદાર, ભાઇ દુર્ગાશંકર ભગવાનજી મહારાજ, ભાઇ કાનજી

જયરામ, ભાઇ માધવજી વગેરે મિત્રોની મંડળીમાં ત્રણ દિવસ અહીં આનંદમાં પસાર કર્યા. મધુરી મ્હેમાનીઓ આરોગી.

**આર્યસમાજ મંદિરમાં સભા:** તા. ૧૭ ની નવેમ્બરના આર્યસમાજના આશ્રય નીચે એક જાહેર સભા શ્રીમાન અર્જુનભાઈના પ્રેસિડન્ટપણા નીચે મળી હતી, જેમાં આપણું 'સામાજિક જીવન' પર મેં વ્યાખ્યાન આપ્યું.



**ટાન્ગાનિકા-નેટીવની સ્ત્રી.** (પ.રેનગામ)

**લોહાણા યુવક મંડળની સ્વાગત સભા:** તેજ સાંજના લોહાણા પથિકાશ્રમના ભવ્ય ચોગાનમા લો. યુવકમંડળની સ્વાગતાર્થે સભા મળી હતી જેમાં 'લોહાણા જ્ઞાતિ અને યુવકોની ફરજો' પર વ્યાખ્યાન આપ્યુ.

**ભારત યુવક વ્યાયામ મંડળ** તરફથી તા. ૧૮ મીના સાંજના સભા મળી તેમા વ્યાયામપર વિવેચન કર્યુ

અહીંથી વિક્ટોરિયા ન્યેગવના છેડાપર આવેલા મ્વાંઝા સુધી ટાન્ગાનિકા રેલ્વે છે. રેલ્વે સ્ટેશન મઝાનુ છે અહીંના નેટીવો પણ ચાલાક છે.

તા ૨૧ મી નવેમ્બરના માર્ગે હવે આફ્રિકાનો કિનારો છોડી જંગબારથી સ્વદેશ તરફ ઉપડી જવાનુ હોવાથી સ્નેહીઓનો અતિ આગ્રહ છતા પણ માગથી અહીં વધુ રોકાવાય તેમ નહોતુ તેથી તા. ૧૯મીના જંગબાર ગવર્નમેન્ટની સ્ટીમર Cupid–ક્યુપીડમા પાછો જંગબાર આવવા રવાના થયો. ભાઈ ગોવિંદભાઇ નાનજી પટેલ તથા માધવજીભાઇ વિશ્રામ સ્ટીમરપર મૂકવા આવ્યા સ્ટીમર ક્યુપીડ' ૧૨ વાગતે ધારસલામથી ઉપડી સાંજના ૪॥ વાગતે જંગબાર પહોચી આવી

## સ્વ દે શ ભ ણી

**બે** દિવસ અહીં દેશ જવાની તૈયારી કરવામા, મિત્રોને મળવા હળવામા, જોવા લાયક સ્થળો તરફ હરવા ફરવામા વિતાવી તા. ૨૨મી નવેમ્બરની સાંજના સ્ટીમર 'ટેઈરીઆ'મા આફ્રિકા છોડી સ્વદેશ તરફ આવવા રવાના થઇ ગયો.

૫-૪૫ મિનિટે સ્નેહીઓના સાથમા હુ સ્ટીમરપર જવા માટે કસ્ટમ્સમાં આવ્યો. સામાન અગાઉથી જ સ્ટીમરપર મોકલાઈ ગયો હતો. શ્રી. રતનશી જેઠાભાઇ લાધાના હૃદયના વાત્સલ્યભાવ વર્ષાવતી પુષ્પમાળ પહેરી, અન્ય સ્નેહીઓના સ્નેહભાવને ઝીલી

જંગબારની ભૂમિને વંદન કરી મોટર બોટમાં રવાના થયા. ક. ૬-૧૫ મિનિટે સ્ટીમરપર પહોંચ્યા. રાતના ૯ વાગતે સ્ટીમરે જંગબાર છોડયું.

સવારના ૬ વાગતે ઉઠી સ્ટીમરના ઉપરના ભાગતરફ જઇ જોયું તો હજી મોમ્બાસા આવવાને ૨ કલાક જેટલો વખત હતો.

શૌચ સ્નાનાદિથી પરવારી તૈયાર થયો. ૮ વાગતે મોમ્બાસાના કિલી-ડીની બંદરે સ્ટીમર ધક્કે લાગી. ( ૨૩-૧૧-૩૨)

## મિત્રોનું મીલન

સવારના ૯ વાગતે સ્ટીમરમાંથી ઉતરી હું મોમ્બાસા શહેરમાં ગયો. શ્રી. ભાઇ બુદ્ધદેવ, બ્હેન ઇન્દુમતી, મગનભાઇ પટેલ, ધારશી આંબાભાઈ, માણેકલાલ પોપટભાઇ, ભાઇ હીરાચંદ વગેરે ઇષ્ટમિત્રોને મળી અહીં પડેલા મારા સામાનના સાત દાગીના સાથે લઇ ભાઇ ડાહ્યાલાલ ચકુભાઇની મોટરકારમાં સાંજના ૪ વાગતે પાછા કિલિ-ડીની બંદરે સ્ટીમરપર આવી પહોંચ્યા. સ્ટીમર ૬ વાગતે ઉપડી ચુકી. ( તા. ૨૩-૧૧-૩૨ ).

## મહાસાગરની મુસાફરી

સ્ટીમર 'ટેઈરીઆ' હવે અહીંથી સીધી પોરબંદર જવાની હતી. સીધી પોરબંદર જનારી સ્ટીમરમાં હમેશાં આફ્રિકાથી પેસેન્જરો વધુ હોય છે.

આ સ્ટીમરમાં ટેલાગોઆબેથી ડા. ગોવિંદજી દવન, ડા નંદલાલ મેઘજી વગેરે ભાઇઓ સ્વદેશ આવવા ચડયા હતા. સ્ટીમર ટેઈરીઆ નાનું સરખુ ગામ બની ગયું હતું. જાન્યુઆરીમાં મુંબઈથી સાઉથ જતાં સ્ટીમર 'કારાગોલા' [illegible] વીસીના મેનેજર દયારામ મહારાજ હતા તે જ મહારાજ આ [illegible] હતા. તેથી જમવા વગેરેનો પ્રબંધ સારો હતો. સ્ટીમરે [illegible] મીઓ નાતજાત તોડક મંડળની પ્રવૃત્તિને પણ અનાયાસે આ [illegible] માં સારો ભાગ ભજવે છે

એક હારે જમવા બેસવામાં ત્યાં ભાગ્યેજ કોઇ પૂછે છે કે તમે કઇ નાતના છો? એ તો બધું સ્ટીમરમાથી હિંદના કિનારે ઉતર્યા પછીજ.

સમુદ્ર શાંત હતો, મહાસાગરની મુસાફરી અતિ સુખભરી થઇ પડી હતી. બબ્બે ત્રણ ત્રણ વખત ગરમાગરમ જમવાનું મળતું. ખાધેલુ બરાબર પચી જાય, ભૂખ કકડીને લાગે ને ઉંઘ બરાબર આવે. ગંજીપા–ચોપાટની રમતો જમાવાય. કયાંય ભજનીયાં ગવાય. કયાંય સંગીતની છોળો ઉડે. સાંજના આરામ ખુરશી નાખી સ્ટીમરના આગલા ભાગ ઉપરથી મહાસાગરની મહાન ગંભીરતા ને શાંતિ અવલોકતાં, શીતળ સમીરની મોજ માણતા ઘડીભર અધમ સંસારની વાસનામય સૃષ્ટિનુ વિસ્મરણ થઇ જાય.

જંગબારથી ભાઇ જયરામ પ્રેમજી, પોતાની યુવાન પુત્રી સાથે દેશ આવવા મારી સાથે જ ચડયા હતા. ભાઇ જયરામ પ્રેમજી મારા જૂના મિત્ર. એનુ હૃદય વાચવાનો સ્ટીમરમા એક સમયે યોગ મળ્યો. હૃદયમાં નિખાલસતા ઝરતી હતી આખમાં આનદ ને ઉદાસીનતા પણ સાથે જ હતા. એની વાતોમા શબ્દે શબ્દે સમાજના ત્રાસનું જાણે દરદ ઝરતુ હતુ.

આમ નવ દહાડા વિતી ગયા. હવે આવતી કાલે જનની જન્મભૂમિ સુદામાપૂરી–પોરબંદર સ્ટીમર પહોંચવાની છે. તેથી સર્વનાં હૈયાં આનંદે નાચી રહ્યાં હોય તેવાં ઉલ્લાસમય બની ગયાં. વેરવિખર પડેલી વસ્તુઓને એકઠી કરી વ્યવસ્થિત કરવાના વ્યવસાયમાં સૌ પડયા. ને કાલ સવારના 'પોરબંદર આવશે' એજ ભણકાર સભળાવા લાગ્યા.

તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૨ રાતના ૪ વાગતે ઉંઘમાંથી ઊઠી બહાર ડોકિયું કરતાં કિનારાની તેમજ પ્રતાપી રાજાના રાજમહેલની ભવ્ય રોશનીનો પ્રકાશ ઝળહળી ઊઠેલો જોવામાં આવ્યો. હૃદય પુલકિત બન્યું. જોતજોતામાં સામાન સંભાળી પેક કરવામાં એકાદ બે કલાક નીકળી ગયા. તેટલામાં બાલ રવિએ પોતાની સુવર્ણ રશ્મિઓ

વડે સુદામાપૂરીને જાણે દેદીપ્યમાન બનાવી નાખી. સ્ટીમરે કિનારાથી ચાર માઇલ દૂર લંગર કર્યું શાંત સાગરમાંથી ઉછળતી ધીમી જળહેલીઓ સાથે એ રશ્મિઓ ગેલ કરવા લાગી.

અગીઆર અગીઆર મહિના આફ્રિકાના અરણ્યોમા ભટકી અનેકવારના અકસ્માતો ને આપત્તિઓમાંથી ઉગરી સહીસલામતપણે પુન સ્વર્ગથી પણ અધિક સુંદર જનની જન્મભૂમિને આંગણે પહોચતા હૃદયે જે આનંદ અનુભવ્યો તે ભાવ આબેહુબ કાગળપર આલેખવા અશક્ય!

જોતજોતામા મન્છવાઓ તેમજ મહાવીર શ્રી હનુમાનજીનો વિજયધ્વજ ફરકાવતી સ્ટીમલૉન્ચ સ્ટીમરની સોડયે આવી લાગી સામાનના દાગીનાઓ સ્ટીમરની ક્રેનથી ઉતારે છતા લોકોને ધીરજ નહિ તેથી મન્છવાવાળાઓને પૈસા ઠરાવી ઉપડાવવા મડયા મેં તો મારા સામાનના દાગીના ક્રેન પાસે મૂકાવ્યા ને ક્રેનથી મછવામાં ઉતરાવ્યા. પછી સ્ટીમલૉન્ચમા જગ્યા લીધી દશ દશ દહાડા જેના ખોળે જીવન દોરી મૂકી અવનવા અનુભવો સાથે આનંદપૂર્વક વિતાડયા હતા; તે સ્ટીમર રેઈરીઆથી પણ છૂટા પડતા થોડી ગ્લાની અનુભવાઇ

## પોરબંદરના કસ્ટમ્સમાં

સમુદ્રકિનારા સાથે અથડાઇને પાછા ધકેલાતા મોજાઓના માર્ગથી સ્ટીમલૉન્ચ ઉંચી નીચી થતા અંદરની ખાડીમાં પ્રવેશી કસ્ટમ્સને કાંઠે પહોચી પરતુ કન્ડકટરોએ સ્ટીમલૉન્ચની ટિકીટોની તપાસમાં એક કલાક સુધી પેસેન્જરોને સૂર્યના તાપમાં રોકયા, ત્યારપછી કિનારે પગ મૂકવાનો આરો આવ્યો. પછી એક બાજુ સર્વને કસ્ટમ્સના છાપરામાં ઉભા રાખ્યા. ડૉકટર સાહેબ આવ્યા પોલિસ દાદાઓનો રોફ પણ જોવા જેવો! 'મોજાં ઉતારો, બૂટ ઉતારી પગ ઉઘાડા રાખો' આમ બધી એકરિંગ કરાવ્યા પછી ડૉકટર સાહેબ લાઇનમા

ચક્કર લગાવી પગ સામે નજર ફરી ગયા શા માટે? કંઈ આફ્રિકાના જતુ-'ફૂદૂ' તો નથી લાવ્યા ને? તેની તપાસ કરવા માટે!

## વેલુ ખારવીની મોનોપોલી

પછી સામાનના દાગીના ઉપાડવાની મોનોપોલી વેલુ ખારવીની! વેનુ આ ન 'ટી' એટલે નજરમાન બાઇ! એની આ સ્થળે આણ વરતોય! પૂરી અવેરી જેમ નાના કે મોટા દાગીનાની મજુરીનો એક જ ચાર્જ! કિનારેથી એક ફર્લાંગ જેટલે દૂર કસ્ટમ્સ બહાર મૂકી દેવાના એક દાગીનાના ખાસ્સા અઢી આના! બીજી ખારવીઓને તે દાગીને બે પૈ! આપે કે બને ગમે તે આપે પણ ખારવીઓની એ Chief સર્વસત્તાધારી વેનુબાઇ દરે ની પાસથી દર દાગીને પૈસા દશ દશ ખેરવે! એની અપીલ જ નહિ!!

મન્છવા ભાડુ દર દાગીના દીઠ ત્રણ આના અને સ્ટીમલૉન્ચ ભાડુ મુંબઈથી સ્ટીમર આવ તના પેસેન્જરને માટે બાર આના પણ આફ્રિકાથી આવનાર પાસેથી પ્રત્યેક માથા દીઠ દાદ રૂપિયો લીધો કારણકે આફ્રિકાથી આવ્યા હતા!

માતૃભૂમિને કિનારે ઉતરતા પણ આટલો ત્રાસ પોતાના જ દેશબધુઓથી અનુભવાય છે તો પછી પરાયા દેશનો તો ઓરતો જ શો કરવો?

ઘણે દહાડે માતૃભૂમિનો કિનારો જોયા પછી આ છેલ્લી હાડમારી કસ્ટમ્સથી બહાર નીકળતા માનની તુરત વિસરી જાય છે

બીજે દહાડે કસ્ટમ્સમા પડેલો સામાન પાસ કરાવી લાવવા ગયો હું ધારત તો એકાદ માણસ સમજીને કે જેનુ કસ્ટમ્સ સાથે હમેશા કામ હોય તેને સાથે લઇ જઇ શકત, પરતુ તેમ કરતા છેલ્લો અનુભવ મને કરાય ન મળે, તેમ મારી પાસે જકાત જેવો સામાન કશોય હતો નહિ છાપેલા પુસ્તકોપર જકાત નહોતી, તો પણ મજબુત પેકીંગ કરેલી પુસ્તકોની બે પેટીઓ ખોલાવી અસ્ત વ્યસ્ત દશામા

# આફ્રિકા ખંડ

રાજકીય–સામાજિક–ઔદ્યોગિક
અવલોકનઃ



શ્રીમાન શેઠ પુરૂષોત્તમ દેવશી ઠકરાર (ખાંભોદર)
લેખકને સાઉથ આફ્રિકા જવાન[illegible] તેમજ પ્રોત્સાહન આપનાર મહાનુભાવ.

# બ્રિટિશ સત્તા અને હિંદીઓ

## ટુંક અવલોકન

**પ**શ્ચિમની ગોરી ચામડીની પ્રજાએ પૂર્વમા ધમારો કર્યો તેમાં અંગ્રેજ પ્રજા છેલ્લી હતી, પણ અંગ્રેજ પ્રજાની મક્કમતા ને કાર્યદક્ષતા ને લડાયક કાફલાનુ જોર તેમ જ વહાણવટાના ધંધામા વધારે ઝડપ લાવવાથી એ પ્રજાએ આફ્રિકા અને એશીઆમા વધારે સર્વોપરિતા મેળવી છે.

પશ્ચિમમાંથી પૂર્વમાં આવવા માટે સુએઝ કેનાલનો માર્ગ સન ૧૮૬૨માં ઉઘડ્યો. તે પહેલા આફ્રિકાની દક્ષિણે થઈને જ પૂર્વમા આવવાનો માર્ગ પ્રથમ પોર્તુગીઝ વહાણવટીઓએ શોધી કાઢ્યો હતો. એથી જ આફ્રિકાના પશ્ચિમ અને પૂર્વ કિનારા તરફ પોર્તુગીઝનાં સંસ્થાનો છે. પોર્તુગીઝ પછી વલંદા અથવા ડચ લોકો આવ્યા. તેમણે દક્ષિણ આફ્રિકામાં થાણું નાખ્યું. સુએઝ કેનાલ ઉઘડી એટલે તે કેનાલનો કાબુ લેવાને ઈંગ્લાંડના દીર્ઘદર્શી જ્યુ પ્રાઈમ મિનિસ્ટરે ઇજિપ્ત પાસેથી લેણા પેટે સુએઝ કેનાલના શેરો ખરીદી ઈંગ્લાંડના પાયા મજબૂતપણે નાંખ્યા.

આફ્રિકામાં ઈંગ્લાંડે જુદી જુદી પ્રજાઓ પાસેથી બહુ યુક્તિપૂર્વક સત્તા સરકાવી લઈને સલ્તનત જમાવી છે. સૌ પહેલાં ઇજિપ્તમાં

ખેદીવો પાસેથી ગવ્ર્નમના સીધી અને નામની સત્તા તો હજુ ખેદીવને આપી રાખી છે કે જેથી બીજા દખલગીરી કરી શકે નહિ પણ સુદાન તો ઇજિપ્તને નજ અપાય એ નક્કી છે ઇજિપ્તની આબાદીની મુખ્ય ચાવી તે નાઇલ નદી છે અને તે નાઇલનો પૂરેપૂરો કબજો ઇંગ્લાંડના હાથમા જ રહેવો જોઈએ એ તેમની ગવ્ર્નનીતિ કહો કે દીર્ઘદર્શિતા કહો કે જે કહો તે હતુ આ સમયે જર્મન પ્રજા ને અગ્રેજ પ્રજાએ મધ્ય આફ્રિકાના ભાગ પાડી લેવાનુ નક્કી કર્યું બીજી બાજુ જંગબારના સુલતાનને રક્ષણ આપવાનુ અગ્રેજોએ કહ્યુ અને યુગાન્ડા સુધી જંગબારના સુલતાનની સત્તા છે એ વાત ઉપલક રીતે કબુલ રાખી જર્મન અને અગ્રેજ શહેનશાહતોએ ઇ સ ૧૮૯૦મા મધ્ય આફ્રિકાની વહેંચણી કરી યુગાન્ડા અને કેનીઆ અગ્રેજોએ રાખ્યુ ને ટાંગાનિકા જર્મનીને મળ્યુ નાઇલનુ મુખદ્વાર વિકટોરિયા ન્યાઝામાથી છે એટલે યુગાન્ડા ને કેનીઆ પરની સત્તા હાથમાં આવતા નાઇલ નદીનો પૂરો કબજો અગ્રેજોને મળી ગયો

આ રીતે આ પ્રદેશનો કબજો તો મેળવ્યો પણ તે હજી ઉગતો અણવિકસીત પ્રદેશ હોવાથી તેમા જોઇએ તેટલુ ધન નહોતુ ને દક્ષિણ આફ્રિકામા તો હીરા તેમજ સોનાની ખાણો હતી, એટલે અગ્રેજોની લોભી નજર તે તરફ ગઈ ત્યા રહેતી ડચ પ્રજાને યુરોપમાથી મદદ મળે તેમ નહોતી ત્યા વસતી શહેનશાહતની પ્રજા—હિંદીઓને અન્યાય થાય છે એ બ્હાનુ કાઢી અંગ્રેજોએ બોઅર-વૉર કરી ડચોને હરાવ્યા હીરા ને સોનાની ખાણો ઉપર કબજો મેળવ્યો

આ પ્રમાણે બીજી પ્રજા પાસેથી સત્તા લઈ લઇ, મુસ્લીમ પ્રજા પાસેથી ઇજિપ્ત, સુદાન અને પૂર્વ આફ્રિકા લીધુ હતું વચમા જર્મનો રહ્યા છેલ્લા યુરોપી યુદ્ધમા એ આશા પણ ફળીભુત થઇ જર્મનીની

દાર થઈ અને અંગ્રેજોએ ટાન્ગાનિકા અને જર્મન વેસ્ટ આફ્રિકાપગનો 'મેન્ડેટ' મેળવી પોતાની સલ્તનત જમાવી. આ રીતે મુસ્લીમ, ડચ અને જર્મન પ્રજાઓ પાસેથી સત્તા લઈ અંગ્રેજોએ આફ્રિકામાં સામ્રાજ્ય સ્થાપ્યું છે.

આ પ્રમાણે આફ્રિકામાં સત્તા જમાવવાના કાર્યમાં અંગ્રેજોએ હિન્દનો પણ પૂરેપૂરો ઉપયોગ કર્યો હતો.

મધ્ય આફ્રિકામાં ગોરા મજુરો કામ કરી શકે તેમ ન હતા. એ દેશના નેટીવોથી પણ કામ થઇ શકે તેમ નહોતું. તેમ આરબો પણ કામ કરવા તૈયાર નહોતા એટલે અંગ્રેજોએ પૂર્વ આફ્રિકાની રેલ્વે બાંધવા હિંદીઓને આણ્યા. જંગબારમાં સેંકડો વર્ષોથી હિંદીઓ વેપાર કરતા હતા પણ રેલ્વે ઉઘડયા પછી મોટા જથ્થામા ઇસ્ટ આફ્રિકામા પણ હિંદીઓ દાખલ થયા.

દક્ષિણ આફ્રિકામાં કમનસીબે હિંદીવાનો ગીરમિટિયા તરીકે પ્રથમ ગયા. તેની પાછળ વેપારીઓ ગયા; પરતુ ગીરમિટીઆના દેશના હોવાથી એ સર્વનું સ્વમાન હણાયુ. કલક ચ્ડી ગયુ.

મ. ગાંધીજીના પ્રયત્ને અને સ્વ. ગોખલેની કાઉન્સિલની લડતને પરિણામે ગીરમિટ બધ થઇ પણ બદનામી રહી ગઇ.

ઇજિપ્તમાં ઇસ્લામી વસ્તી હતી એટલે હિંદીઓ ત્યાં દાખલ થઇ શકયા નથી. ફક્ત એકજ જગ્યાએ હિંદીઓનો હાલ વધુ વસવાટ છે અને તે મોરિશીઅસમાં છે. આ પ્રમાણે હિંદીઓ આફ્રિકાના જુદા જુદા ભાગમાં પ્રસર્યા.

ઇજિપ્ત અને સુદાન બાદ કરતાં આફ્રિકાના જુદા જુદા ૨૦ દેશોમાં અગ્રેજ સલ્તનત છે. નીચે આપેલ કોઠામાં દરેક દેશનું ક્ષેત્રફળ ગોરી, હિંદી, આરબ ને કાળાઓની વસ્તી સખ્યા દર્શાવેલ છેઃ તે ઉપરથી કંઈક ખ્યાલ આવી શકશે.

| [illegible] | [illegible] ચો. માઇલ | ગોરા | હિન્દી | આરબ | નેટીવ |
|---|---|---|---|---|---|
| ૧ મોરિશીઅસ | ૭૨૦ | | ૧૭૫૦૬ | | |
| ૨ જગબાર | ૧૦૨૦ | ૨૭૨ | ૧૩૮૬૦ | ૧૮૮૮૪ | ૧૮૩૭૮૧ |
| ૩ બાસુટો લેન્ડ | ૧૧૭૧૬ | ૧૬૦૩ | ૧૭૨ | | ૪૯૯૦૦૬ |
| ૪ સીએરા લેઓન | ૨૭૨૫૦ | ૧૧૬૧ | ૫૯૯ | | ૧૫૩૯૫૫૧ |
| ૫ ન્યાસા લેન્ડ | ૪૦૯૮૦ | ૧૯૩૬ | ૧૧૧૭ | | ૧૩૪૫૯૪૫ |
| ૬ યુગાન્ડા પ્રોટેક્ટરેટ | ૯૪૨૦૪ | ૧૯૭૩ | ૧૪૦૦૨ | | ૩૪૯૭૬૫૦ |
| ૭ સધર્ન રહોડેશીઆ | ૧૪૯૦૦૦ | ૩૯૧૭૪ | ૧૪૫૪ | | ૯૩૮૪૭૮ |
| ૮ કેનીઆ કોલોની | ૨૨૪૯૬૦ | ૧૬૮૮૨ | ૮૩૫૫૩ | ૧૨૧૬૨ | ૨૯૫૧૦૨૩ |
| ૯ બેચુઆના લેન્ડ પ્રોટેક્ટરેટ | ૨૭૫૦૦૦ | ૧૭૪૩ | ૫૨ | | ૧૫૬૩૫૭ |
| ૧૦ ટાન્ગાનિકા ટેરીટરી | ૩૭૪૦૮૫ | ૮૨૨૮ | ૨૫૮૪૦ | ૭૦૫૯ | ૪૮૫૨૨૪૪ |
| ૧૧ યુનીયન ઓફ સા. આફ્રિકા | ૪૭૨૩૪૭ | ૧૭૯૮૬૪૭ આશરે | | બીજી પ્રજા | ૬૨૧૫૦૫૦ |
| ૧૨ સ્વાઝી લેન્ડ | ૬૭૦૪ | ૨૨૦૩ | | | ૧૧૧૫૬૯ |
| ૧૩ નોર્ધર્ન રહોડેશીઆ | ૨૮૭૯૫૦ | ૧૩૬૮૬ | | | ૧૩૩૧૨૩૧ |
| ૧૪ નાઇજીરીઆ | ૩૬૩૬૨૫ | ૫૨૦૦ | | | |
| ૧૫ સાઉથ વેસ્ટ આફ્રિકા | ૩૨૨૩૯૩ | ૩૦૪૦૪ | | | આશરે ૨૧૦૦૦૦ |
| ૧૬ સેન્ટ હેલીના | ૮૧ | (કુલ વસ્તી | ૪૧૨૫) | | |
| ૧૭ સીશીલ્સ | ૧૫૬॥ | ( ,, | ૨૪૫૨૩) | | |
| ૧૮ ગેમ્બીઆ | ૪૦૬૯ | ( ,, | ૨૧૧૨૨૩) | | |
| ૧૯ સોમાલી લેન્ડ | ૬૮૦૦૦ | આશરે વસ્તી | ૩૪૪૭૦૦૦ | | |
| ૨૦ ગોલ્ડ કોસ્ટ | ૯૧૬૯૦ | ,, | ૨૯૯૯૬૧ | | |

આ ઉપરથી કેટલીક હકીકતો તરી આવે છે.

જંગબાર અને મોરિશીઅસમાં ગોરાઓ ફક્ત રાજ્ય કરવા જ રહ્યા છે. આ બન્ને દેશોનુ ક્ષેત્રફળ નાનામા નાનુ છે ને હિંદીઓની વસ્તી ભરચક છે ત્યાંનો વેપાર હિંદીઓના હાથમા છે× છતાં કુલ મીલકતના પ્રમાણમા વસતી વધુ હોવાથી હિંદીઓની આર્થિક હાલત સારી ન રહી શકે બહારથી ભરતી બંધ થાય તોપણ એ બન્ને ટાપુમા નવી જે પ્રજા જન્મ પામે તેનુ શુ થશે એ પ્રશ્ન વિચારણીય છે.

આ બન્ને ટાપુઓ જમીનની પેદાશ ઉપર છવે છે મોરિશીઅસમા શેરડી થાય છે તો જંગબારમા કોપરા ને લવીંગ થાય છે. આ બન્ને ટાપુઓને એક બાજુ રાખીએ તો પછી પશ્ચિમ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા અને પૂર્વ આફ્રિકા એમ આફ્રિકાના મુખ્ય ભાગો ઉપર નજર પડે છે પશ્ચિમ આફ્રિકા સાથે હિંદનો વેપાર સંબંધ ન થઇ શકે એ સ્વાભાવિક છે વળી ત્યાના આબોહવા એટલા ખરાબ છે કે હિન્દીઓ ત્યા ન રહી શકે. થોડા વર્ષ પહેલા આ જગ્યાએ સંસ્થાન કરવા અથવા વધુ હિન્દીઓને ત્યા વસતા કરવા એ વાત ચર્ચાઇ હતી રેવરંડ એન્ડ્રુઝ એ મતના હતા પણ મહાત્મા ગાંધીજીનો એ મત નહોતો કેટલીક તરફથી એમ કહેવામા આવે છે કે ત્યાં રંગભેદ નથી પણ ખરી વાત તો એ છે કે ત્યા રંગભેદ થઇ શકે તેમ નથી ત્યા મેલેરિયા અને બ્લેક વૉટર ફિવરને લીધે ગોરા તો શું પણ હિન્દીઓ પણ ટકી શકે નહિ અને નિર્માલ્ય થઇ જાય. ત્યાં કાળી વસ્તી પુષ્કળ છે ખાડ અને કોકો મોટા જથ્થામા થાય છે. ખાડના કારખાના અંગ્રેજોના છે, ઉપરાંત ગોલ્ડ કોસ્ટની સોનાની ખાણોનો કબજો પણ અંગ્રેજોના હાથમા છે આફ્રિકાના કોઇ પણ ભાગમાં

× આ છપાતી વખતે ખબર મળે છે કે જંગબાર પ્રોટેક્ટરેટમા વસતા હિન્દીઓના હાથમાથી વેપાર ખુચવી લેવા તેમજ જમીનો લેવાના હક્કો છીનવી લેવા માટેના કાયદાઓ પસાર કરવામા આવ્યા છે. જેની વધુ વિગત માટે જુઓ 'જંગબાર પ્રોટેક્ટરેટ' શિર્ષક પ્રકરણ

હિન્દીઓને ખનીજ ખોદવાનો હક્ક નથી આ પ્રમાણે પશ્ચિમ આફ્રિકા. હિન્દીઓના વસવાટને માટે બંધ છે માત્ર દક્ષિણ આફ્રિકા ને પૂર્વ આફ્રિકા એ જ દેશો છે કે જ્યાં હિન્દીઓ વસી શકે આ બન્ને જગ્યાએ હિંદી પ્રશ્ન ઉભો છે જે લોકો સામ્રાજ્યના સમાન હક્કની-સ્વરાજ્યની વાતો કરે છે તેમણે બ્રિટિશ કોલોનીઓમા હિન્દીઓની સ્થિતિનુ નિરીક્ષણ અવશ્ય કરવુ જોઇએ

દક્ષિણ આફ્રિકાના ત્રણ મોટા ભાગો કરી શકાય ૧ જર્મન વેસ્ટ આફ્રિકા ૨ યુનીઅન ઓફ સાઉથ આફ્રિકા ૩ બાસુટો વે વગેરે છુટા છવાયા દેશો આ બધા પ્રદેશોની હવા ઠંડી અને પુષ્ટી કર છે પ્રજા ચેતનવતી ઉત્પન્ન થાય છે આ પ્રદેશોમા ગોરી તેમજ એશિયાટીક પ્રજા સારી રીતે રહી શકે તેમ છે અઢળક જમીનો પડી છે અને સૌથી શ્રેષ્ઠ ખનીજો પણ પુષ્કળ છે પરંતુ હિન્દીઓને માટે આ દેશના દરવાજા બંધ થયા છે જે છે તેને પણ કોઇ રીતે ઓછા કરવાના થઇ શકતા બધા પ્રયાસો થઇ ગયા છે જમીન ખરીદવાનો હિંદીઓને હક્ક નથી તો ખનીજ ખોદવાની તો વાત જ શી કરવી? આ દેશની સમૃદ્ધિ અઢળક છે

આ સાઉથ આફ્રિકાનો વિસ્તાર ગ્રેટબ્રિટનથી ૪ ગણો અને જર્મનીથી બેવડો છે ત્યારે ત્યાની ગોરી પ્રજા ૧૭ લાખ છે

હિંદીઓ અહીં પહેલા મજુર તરીકે આવ્યા ગીરમિટીઆના નામથી ગુલામો તરીકે આણવામા આવ્યા એ કલંક રહી ગયુ એનો ખ્યાલ એટલાથી આવશે કે એમનુ વસ્તીપત્રક પણ થતુ નહિ જે છે તે હિન્દીઓને પણ હવે કોઇપણ પ્રકારે એ દેશમાથી કાઢવાના ઇલાજો લેવાય છે એમને ખ્રિસ્તી બનાવવામાં આવતું હતું પણ ઝુલુલેન્ડના પ્રદેશો નથી દેખાડવામા આવતા માગ્યું કે ગોરાઓને ત્યા હિંદી સંસ્થાન નથી જોઇતું બ્રિટીશ ગવર્નમેન્ટે સાફ ના સુણાવી દીધી છે કે એક પણ uneducated હિન્દી અમને જોઇતો નથી.

દક્ષિણ આફ્રિકામાં ગોરાઓનું સ્વતંત્ર સામ્રાજ્ય જેવું છે એ હિન્દ અને હિન્દીઓને ભયમાં નાખે છે.

હવે લ્યો પૂર્વ આફ્રિકા. આ ઉગતા પ્રદેશને પ્રથમ વસવાટ કરવા જેવો બનાવવામાં હિન્દીઓએ મોટા ભોગો આપ્યા છે, છતાં ત્યાં પણ હિન્દીઓ વિરૂદ્ધની ચળવળ જોરશોરથી ચાલુ છે. ખનીજ ખોદવાના હક્કો હિન્દીઓને નથી. મૂળ આધાર હિન્દીઓનો વેપાર ઉપર જ છે. ફક્ત ટાન્ગાનિકામાં હિન્દીને જમીન મળે છે આશરે ૧૯૦૮માં તે વખતના ઇસ્ટ આફ્રિકાના ગવર્નરે હિન્દી સંસ્થાન કરવાની માગણી કરેલી પણ હિંદની ગવર્નમેન્ટને તેની કાંઇ પડી નહોતી ને દેશી રાજ્યોની તો હજુ નજર પહોંચતી નથી અને પ્રજા પણ નિર્માલ્ય હોવાથી કાંઇ થઇ શક્યુ નહિ.

'કેપથી કેરો' નામક પોતાના પ્રવાસ વર્ણનના પુસ્તકમાં કોટન ગ્રોગન લખે છે કે બેલ્જીયન અને બ્રિટનોના આફ્રિકા વસવાટના ઉદ્દેશમાં ફેર છે બ્રિટનો પોતાની ભવિષ્યની પ્રજાના વિસ્તાર અને વસવાટ માટે પ્રદેશો કબજે કરે છે. ભવિષ્યનો વિચાર એમને પહેલો છે જ્યારે બેલ્જીયનોને તરત નફાની વાત આગળ આવે છે એ પ્રદેશ પાછળ વધારે શા માટે આપણે માથાકુટ કરવી? આથી જ તેમણે નાઇલ ઉપરના થાણા ઉઠાવ્યા.

ઉપર મુજબ અંગ્રેજોએ આફ્રિકામાં બહુ સીફતથી યુક્તિપુરઃસર સલ્તનત જમાવી તેની આ ટૂંકી રૂપરેખા છે



## દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના દાદા



સ્વ. શેઠ રૂસ્તમજી જીવણજી ઘોરખોદુ (ડરબન)

પારસી કોમના એક દાનેશ્વરી મહાપુરુષ મહાત્મા ગાંધીજીના પરમ મિત્ર. જેણે પોતાની જીંદગીનો મોટો ભાગ હિન્દ અને હિન્દીઓના ભલા માટે અર્પણ કર્યો છે

# યુનીયન ઑફ સાઉથ આફ્રિકા

## રાજકીય

નાટાલ ટ્રાન્સવાલ, કેપ કૉલોની અને ઑરેન્જ ફ્રી સ્ટેટ એ ચાર દેશોનું ૯ મે ૧૯૧૦ માં જોડાણ થયું ત્યારપછીથી તે આખો દેશ યુનીયન ઑફ સાઉથ આફ્રિકાને નામે ઓળખાવા લાગ્યો એમ તો વર્ષ ૫૯નાનો એનો ખાસ જાણવા જેવો ઇતિહાસ નથી સન ૧૮૫૨ માં ટ્રાન્સવાલમાં બોઅર-ડચ લોકોએ રાજ્ય સ્થાપ્યું જોહાનિસબર્ગથી ૧૫ માઇલ દૂર ક્રૂગર્સડૉર્પમાં ડચ પ્રજાએ ત્યાંના નેટીવ ચિફને મારી નાખ્યો તેનું સ્મરણ તે ગામમાં છે અને હજુ દર વરસે તે દિવસ રાષ્ટ્રીય તહેવાર તરીકે બોઅર પ્રજા ઉજવે છે વાલ નામક મોટી નદી છે તે નદી ઉપરથી આ પ્રાન્તનું નામ ટ્રાન્સવાલ પડ્યું છે ટ્રાન્સનો અર્થ ઉપરનો ભાગ થાય છે

નાટાલ પ્રાન્ત કરતાં ટ્રાન્સવાલની સ્થિતિ જુદી છે નાટાલમાં જેમ અંગ્રેજોની સંખ્યા વધુ છે તેમ ટ્રાન્સવાલમાં મુખ્યત્વે કરીને બોઅર-ડચ લોકોની સંખ્યા વધુમાં વધુ છે બોઅર પ્રજાએ રીપબ્લીક સ્થાપ્યું હતું

સન ૧૮૮૯ માં અંગ્રેજ અને બોઅર-ડચ લોકો વચ્ચે લડાઈ શરૂ થઈ બોઅર લોકોએ ત્રણ વર્ષ સુધી સરણીઓ જંગ ખેલ્યો હતો અટકાતી થાણુઓના નામ નીચે ડચ પ્રજાને ભૂખમરાનો પરિચય

ડગાવીને અંગ્રેજો પોતાની નેમમા ફાવ્યા ત્રણ વષ લડાઇ ચાલ્યા બાદ સન ૧૯૦૨ મા અંગ્રેજોએ આ પ્રદેશ જીતી લીધો તે વખતે બોઅર રીપબ્લીકનો પ્રેસિડન્ટ ક્રૂગર હતો, તે ચાલતી લડાઈ દરમ્યાન લૉરેન્ઝો માર્કવીઝને રસ્તે હોલાંડ ચાલ્યો ગયો હતો બોઅર-ડચ પ્રજા મૂળ હોલાંડની વતની છે સન ૧૯૦૨ મા બોઅર-અંગ્રેજ વચ્ચે સલાહ થઇ છતાય બોઅર લોકોએ અંગ્રેજોને ઠરી ઠામ શાતિથી બેસવા દીધા નહોતા આથી પછી સન ૧૯૦૬ મા આ પ્રાતને જવાબદાર રાજતંત્ર આપી દેવુ પડ્યુ સન ૧૯૧૦ મા આ ચારેય પ્રાન્તોનુ યુનીયન થયુ રાજશાસન માટે જે બંધારણ ઘડવામા આવ્યુ તે 'સાઉથ આફ્રિકા ઍક્ટ' નામે પ્રસિદ્ધ છે યુનીયન થયુ ત્યારે નાટાલ અને કેપ કાલોનીમા બ્રિટિશ પદ્ધતિ પ્રમાણે અને ટ્રાન્સવાલ અને ઓરેન્જ ફ્રી સ્ટેટમા ડચ પ્રણાલી પ્રમાણે રાજકારભાર ચાલતો હતો ચારેય પ્રાન્તોમા પરિસ્થિતિને અનુકૂળ કાયદાઓ ઘડાયા હતા, તે જૂની પ્રણાલી ટકી રહે એ શરતે ચારેય પ્રાન્તો એકત્ર થયા એ પછી બોઅરોએ રાજ્યદ્વારી પ્રગતિની કમાન હાથમા માંડી ડચ લોકોની રાજ્યદક્ષતાને અંગે દક્ષિણ આફ્રિકાનો વડો પ્રધાન અંગ્રેજ નથયો ન થાય બ્રિટિશ વર્ચસ્વતા જતી રહી

જનરલ બોથા, સ્મટસ જેવા કુનેહબાજ સરદારોની દોરવણી નીચે બ્રિટિશ સંઘના સભ્ય તરીકે નામ માત્રના રહે પણ એ સામ્રાજ્યમાથી મરજી પડે ત્યારે છૂટા થવાનો અધિકાર પણ તેઓ ભોગવે છે દેશનો આતરિક કારભાર પણ બ્રિટિશ સામ્રાજ્યની હસ્તિ જ ન હોય એવી રીતે માત્ર દક્ષિણ આફ્રિકાના હિતનો જ વિચાર કરીને ચલાવાય છે

બોઅર પ્રજામા બે પક્ષ હતા એક પક્ષ બ્રિટિશ સામ્રાજ્યથી અલગ થવુ એમ માનતો હતો, જ્યારે બીજો પક્ષ બ્રિટિશોથી સહકાર રાખી ધ્યેય સાધવુ એવા મતનો હતો પહેલા પક્ષનો આગેવાન તે આજનો વડો પ્રધાન જનરલ હર્ટઝોગ ને બીજા

# યુનીયન ઑફ સાઉથ આફ્રિકા

## ગ જ ડી ય

**ના**તાલ ટ્રાન્સવાલ કેપ કૉલોની અને ઓરેન્જ ફ્રી સ્ટેટ એ ચાર દેશોનુ ૯ સ ૧૯૧૦ મા જોડાણ થયુ ત્યારપછીથી તે આખો દેશ યુનીયન ઑફ સાઉથ આફ્રિકાને નામે ઓળખાવા લાગ્યો એ મા વર્ષ પહેલાનો એનો ખાસ જાણવા જેવો ઇતિહાસ નથી સ ૧૮૫૨ મા ટ્રાન્સવાલમા બોઅર-ડચ લોકોએ રાજ્ય સ્થા જોહાનિસબર્ગથી ૧૫ માઇલ દૂર ક્રૂગર્સડોર્પમા ડચ પ્રજાએ નેગ્રોના ચિફને મારી નાખ્યો તેનુ સ્મરણ તે ગામમા છે અને દર વર્ષે તે દિવસ રાષ્ટ્રીય તહેવાર તરીકે બોઅર પ્રજા ઉજવે નામક મોટી નદી છે તે નદી ઉપરથી આ પ્રાંતનુ નામ પડ્યુ છે ટ્રાન્સનો અર્થ ઉપરનો ભાગ થાય છે

નાતાલ પ્રાન્ત કરતા ટ્રાન્સવાલની સ્થિતિ [illegible] જેમ અંગ્રેજોની સંખ્યા વધુ છે તેમ ટ્રાન્સવાલ બોઅર-ડચ લોકોની સંખ્યા વધુમા વધુ રીપબ્લીક સ્થાપ્યુ હતુ

સન ૧૮૯૯ મા અંગ્રેજ અને બો શરૂ થઈ બોઅર લોકોએ ત્રણ વર્ષ સુધી અટકાયતી ચાણુઓના નામ નીચે

એકત્ર થયેલા છે. અને તેઓ બ્રિટિશ પ્રજા-સંઘના સભ્યો તરીકે સ્વતંત્ર રીતે જોડાયેલા છે '

જનરલ હર્ટઝોગે અને રાષ્ટ્રવાદીઓએ આ નિર્ણયનો અર્થ દક્ષિણ આફ્રિકાની પ્રજાને સમજાવતા ખુલાસો કર્યો કે દક્ષિણ આફ્રિકા હવે સંપૂર્ણ સ્વતંત્ર દેશ છે. તે ઇચ્છે તો પ્રજાસત્તાક જાહેર કરી શકે. ગ્રેટબ્રિટન યુદ્ધમાં ઉતરે છતાં તેને તટસ્થ રહેવાનો હક્ક છે. તેને પરદેશો સાથે સ્વતંત્ર કોલકરાર કરવાનો હક્ક છે તે પ્રિવી કાઉન્સિલની અપીલ પણ રદ કરી શકે છે, વગેરે.

હર્ટઝોગવાદીઓએ આ નિર્ણયને અમલમાં મૂકવામાં જરાય વિલબ ન કર્યો દક્ષિણ આફ્રિકામાં સાધનસંપન્ન અંગ્રેજ પક્ષની મદદ વગર પ્રજાસત્તાક સ્થાપવું તદ્દન અશક્ય જણાયાથી પ્રજાસત્તાકની વાત પડતી મુકાઈ. પણ હર્ટઝોગની સરકારે અંગ્રેજોનો સખ્ત વિરોધ છતાં વાવટાનો ખરડો તો પસાર કરી દીધો અને દક્ષિણ આફ્રિકાનો રાષ્ટ્રધ્વજ રોપ્યો. જર્મની ઇટાલી વગેરે દેશો સાથે સ્વતંત્ર કોલકરાર કર્યા અને જુદા જુદા દેશોમાં પોતાના કોન્સલો મૂક્યા.

સન ૧૯૩૩ માં નવો રાજ્યદ્વારી ચમત્કાર થયો પ્રજાહૃદયમાં ભારે પલટો થયો. જનરલ હર્ટઝોગ તથા જનરલ સ્મટ્સે જૂનાભાળને ભૂલી જઈ ઐક્ય કરવાની મંત્રણા આરંભી જનરલ હર્ટઝોગે સિદ્ધાંત તરીકે કેટલાક મુદ્દાઓ ઘડ્યા તે સાઉથ આફ્રિકન તેમજ રાષ્ટ્રવાદી બન્ને પક્ષોએ સ્વીકાર્યા આ ડચ વિજયરૂપી શરતો અંગ્રેજોનેય સ્વીકારવી પડી. બાળશત્રુઓ મિત્રો થયા અને અંગ્રેજ-ડચ સંયુક્ત પ્રધાનમંડળ જનરલ હર્ટઝોગની સરદારી નીચે હસ્તિમાં આવ્યું.

પણ આ પરિસ્થિતિ કેપના રાષ્ટ્રવાદી નેતા ડૉ. મલાન અને પ્રજાસત્તાકવાદી પક્ષને ન રુચી. તેણે ડચ-અંગ્રેજ ઐક્ય સામે બંડ ઉઠાવ્યું અને જનરલ હર્ટઝોગ સામે યુદ્ધના મોરચા માંડ્યા. ડૉ. મલાન બ્રિટિશ સામ્રાજ્યવાદનો કટ્ટો વિરોધી છે તે એવા વિચારો ધરાવે છે કે દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ સ્વતંત્ર પ્રજાસત્તાક બનાવવાની

જાહેરાત માત્ર નોટિસ આપીને જ કરી દેવી પોતાની આ ઇચ્છા પૂરી થાય તે દરમ્યાન રાજા જ્યોર્જ પાંચમાને દ. આફ્રિકાના રાજા જ્યોર્જ પહેલા તરીકે ઓળખાવે; ગ્રેટબ્રિટન યુદ્ધમાં ઉતર્યું હોય ત્યારે દ. આફ્રિકા તટસ્થ રહી શકે તેવો હક્ક કબુલ રાખવો અને પ્રિવી કાઉન્સિલની અપીલો રદ કરવી.

આ ઠરાવ જનરલ હર્ટઝોગને રુચ્યો. ડૉ. મલાન સાથે મંત્રણા કરી. તેને સંતોષ આપે તેવા બંધારણના ખરડા ઘડયા. તેના તરફથી ફેજુ થયેલ બાબત માન્ય રાખી જનરલ સ્મટ્સ આથી ભળી ગયો. તેને પણ જનરલ હર્ટઝોગે મનાવી લીધો ને દેશનું વાતાવરણ પલટાવી દીધું. દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ સ્વતંત્ર બનાવ્યું. યુનીયનમાં 'વેસ્ટ મિનિસ્ટર એક્ટ' દાખલ કરી રાજા જ્યોર્જને રાજા તરીકે નમન કરવું અને રાજતંત્ર દક્ષિણ આફ્રિકાના પોતાના પ્રધાનોની સલાહ પ્રમાણે ચાલવું એમ ઠરાવ્યું.

દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ સ્વતંત્રતાને પંથે દોરનાર જનરલ હર્ટઝોગ ને જનરલ સ્મટ્સની રાજનીતિનિપુણતા ઇતિહાસમાં અમર રહેશે. હિંદના અધિકારીઓએ એ રાજદક્ષતાનો અવશ્ય અભ્યાસ કરવો જોઇએ.

## હુન્નર ઉદ્યોગ

**આ** ભૂમિ કિંમતી ખનીજોથી ભરપુર છે. સોનું, રૂપું, હીરા, ને તાંબા વગેરે ધાતુની ખાણો છે. નોરધર્ન ટ્રાન્સવાલ ને રહોડેશિયાની સરહદ પર આવેલ મેસીના ગામ નજીક તાંબાની મોટી ખાણો છે. તાંબું ઓગાળવાનું એક મોટું કારખાનું ઉભું કર્યું છે, જે ૮ માઇલના વિસ્તારમાં છે. જોહાનિસબર્ગની ચોતરફ સ્પ્રીન્ગસથી રેન્ડફોન્ટેન સુધી ફરતી ૧૦૦-૧૨૫ માઇલના વિસ્તારવાળી જગ્યામાં સોનાની ખાણો આવેલી છે. તેને 'Golden Area' સોનેરી પટો કહેવામાં આવે છે.

કોલસાની ખાણો, ઇલેક્ટ્રિક સપ્લાઇ કંપનીઓ, ગરમ સુટ બનાવવાનાં કારખાનાંઓ, સુગર ફૅક્ટરીઓ વગેરે બધું સંયુક્ત મુડીથી Limited Concern થી ચાલે છે. મુંબઇ ઇલાકાની મીલોના શેરોના જેમ ભાવો ચડ ઉતર થાય છે, તેમ અહીં પણ આ બધી મોટી મોટી ખાણો ને ફેક્ટરીઓના શેરોના ભાવો ચડ ઉતર થાય છે. માત્ર સિગારેટની જ આ યુનીયનમાં ૬૨ જાતો છે અને રોજ રોજ નવી નવી નીકળતી જાય છે. આટલા ઉપરથી સમજી શકાશે કે હુન્નર ઉદ્યોગમાં આ પ્રદેશ કેટલો આગળ વધતો જાય છે. અહીં જમીનોમાં મકાઇ અને બાજરાની ઉપજ જબરી થાય છે. આ સિવાય ઓરેન્જીસ આદિ ફ્રૂટના મોટા મોટા ફાર્મો છે. ઘેટાંની ઊન સારામાં સારી બને તે માટે અનેક પ્રયોગો સુચવાય છે. સાઉથ આફ્રિકાની ઊન સૌથી પ્રથમ વખણાય છે

ખાસ કરીને બીઝનેસમાં પણ ગોરી પ્રજા સૌથી મોખરે છે. એ પ્રજાએ 'ગુડ મોર્નિંગ' અને 'થેન્ક યુ' એ બે શબ્દો કોઇ અજબ રીતે ગોખી કાઢ્યા છે. ખાસ કરીને ગ્રાહકોની સગવડતા વધુમાં વધુ કેમ જળવાય, તે ખુશી કેમ થાય અને ગ્રાહકોને રાજી કરી આનંદ આપીને પણ વધુમાં વધુ પૈસા કેમ મેળવી શકાય એ કળા ગોરા વેપારીઓ પાસે જ છે. બાલાડબઝારમાં ને વાણીની મીઠાશમાં તમને ગોરા વેપારી સમાન બીજા કોઇ ઉસ્તાદ નહિ જોવામાં આવે. દરેક ગોરા વેપારીઓને ત્યાં સેલ્સમેન તરીકે મુખ્યત્વે યૌવન છોકરીઓ કામ કરે છે, તેમને ખાસ મોઢું હસતું રાખવાનું ને આ વિષયનું એવું જ બીજું જરૂરી શિક્ષણ આપવામાં આવે છે. આજે આ યુનીયનમાં તમે દરેક ઑફિસોમાં ટાઇપીસ્ટ તરીકે, સુટ બનાવવાની ફેક્ટરીઓમાં વગેરે જ્યાં જુઓ ત્યાં તમને ગોરી લલનાઓ જોવામાં આવશે. આ રીતે પુરૂષોનું સ્થાન અત્યારે ગોરી સ્ત્રીઓ લેતી જતી હોવાથી આ દેશ હુન્નર ઉદ્યોગમાં આટલો અગ્રસ્થાને હોવા છતાં બેકાર પુરૂષોની સંખ્યામાં વધારો થતો જાય છે.

નાટાલ, ટ્રાન્સવાલ તેમજ કેપ વગેરેમાં અનેક દૈનિક વર્તમાનપત્રો પ્રગટ થાય છે. 'રાઉન્ડ ડેઇલી મેઇલ' અને 'સ્ટાર' નામે પત્રો જોહાનિસ્બર્ગમાંથી પ્રગટ થાય છે. તે બને પત્રોનો બહોળો ફેલાવો છે. આફ્રિકાના કોઇપણ પ્રદેશ કરતાં ઉંચામા ઉંચુ જર્નાલીઝમ અહીં છે.

આ સિવાય સેકન્ડ માઇન્ડમના, ફાર્મરોનાં તેમ જ એવા જ બીજા અનેક અઠવાડિકો અને માસિક પત્રો પ્રગટ થાય છે.

આ સ્વતંત્ર દેશમા વર્તમાનપત્રો સૌથી વધુ સ્વતંત્રતા ભોગવે છે. એક પત્રકાર છૂટથી પોતાના વિચારો દર્શાવી શકે છે પ્રાઇમ મિનિસ્ટરની કડકમા કડક ટીકા તે કરી શકે છે, લોકોની વાણી અને લેખનશક્તિપર જરાય ગેરવ્યાજબી અંકુશો અહીં નથી. બીજી બાજુ આ સુધરેલી પ્રજા તરફથી વર્તમાનપત્રોને જોઇએ તેથી અધિક ઉત્તેજન મળે છે આ સાથે સરખાવતા હિન્દુસ્થાનના ગરીબ જર્નાલીઝમનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણી શરમાવનારી પરાધીનતાનું આપણને સાચુ ભાન થાય છે

## સામાજિક જીવન

ગોરી લલનાઓ ભારે વિલાસી, મોકળી ને શારીરિક ટાપટીપમા લખલૂટ ખરચ કરનારી હોય છે. પાવડર, સેન્ટ ને જુદા જુદા ડ્રેસોની, જુદી જુદી ફેશનની તે ગુલામ છે શરીરને સુંદર દેખાડવા તે ખરચ કરવામા પાછુ વાળીને જોતી નથી. વર્તમાનપત્રો આ દિશામાં સારૂ કામ કરી રહ્યા છે

આ લલનાઓની વાણીની મીઠાશ ને બહારનો આડંબર અતિ અજબ છે. હમણા હમણા પરણીને પરાધીન નહિ થવાનો અહીંની ગોરી છોકરીઓમા વા વાયો છે તેઓના જીવનનો એક માત્ર ઉદ્દેશ શરીરને સુંદર દેખાડવાનો, જુદી જુદી ફેશનના ડ્રેસો પહેરવાનો, નાટક-સિનેમામાં જવાનો ને જીવનની સર્વ પ્રકારની મઝા માણવાનો હોય છે. તેમનું સામાજિક બંધારણ જ એવુ છે કે એમની વ્યક્તિ સ્વતંત્રતાની વચ્ચે કોઇ આવી શકે નહિ. તે પ્રથમ પ્રેમ કરીને પછી લગ્ન

વરે છે અને તે પણ મોજશોખ માણવાના જ પ્રધાન ઉદ્દેશે તેઓનુ પરણેતર જીવન બહારથી જેટલુ સુદર દેખાય છે તેટલુ અદરથી સુખી નથી હોતુ જોહાનીસબર્ગમા પરણેલા યુગલના છૂટા છેડાઓની સખ્યા જોતા એ વાત સિદ્ધ થઈ જાય તેમ છે સનતિનિયમન Birth Controlની દવાઓનો કેમીસ્ટોને ત્યાથી જબરો ઉપાડ થાય છે જીવનના વિલાસ નિરકુશપણે માણે છે ઘરભાડા બહુ મોઘા અને જીવન બહુ ખરચાળ છે ટુકમા સાઉથ આફ્રિકા યુનીયનનો પ્રદેશ તે પશ્ચિમના કોઇપણ આગળ વધેલા દેશના જેવો છે આખોય પ્રદેશ રમણિય અને રળિયામણુ છે રાજ્ય વિભાગમા ડચ અને અંગ્રેજી બન્ને ભાષાઓ ફરજિયાત છે

આ પ્રદેશમા માનવ જાતિને માટે તો ઠીક પણ પશુવર્ગના સુધાર માટે પણ ભારેમા ભારે કાળજી રાખવામા આવે છે તેને માટે ખાસ સરકારી ખાતાઓ હસ્તિ ધરાવે છે અહિની ગાયો હિંદુસ્થાનની ભેસો કરતા વધુ સુદૃઢ અને વધુ દૂધ આપનારી છે તેને માટે કેન્સ ફાર્મો છે કૂતરાઓમા બુલડૉગ શિકારી ને એક ત્રીજી જાત ખાસ છે તેને એવુ શિક્ષણ આપવામા આવે છે કે તે સાચા નિમકહલાલ રક્ષકર્તાનું કામ કરે પ્રત્યેક ફાર્મર અને લગભગ પ્રત્યેક લોકના ઘરમા કૂતરો સાચો ચોકીદાર બન્યો છે તેની કિંમત પણ ૫ થી ૧૫ પાઉંડ જેટલી હોય છે અહીં કૂતરાની જાતિસુધાર પ્રત્યે જેટલી કાળજી રાખવામાં આવે છે તેટલી કાળજી પરાધીન હિન્દમા માનવજાતિ પ્રત્યે પણ રાખવામા નથી આવતી એ કહેતા શોક થાય છે હિન્દમાથી અહીં કૂતરા લાવવાની મનાઈ છે, કારણ કે એ અનટ્રેઇન્ડ-નમાલા-ઝેરીના કૂતરા આવવાથી જાતિ બીગાડ થાય એમ તેઓ માને છે

અહીંના બિલાડા પણ તેટલા જ સુદર, કેળવાયલા છે એક જ લોકના ઘરમા કૂતરા અને બિલાડાના જન્મ ને ખાનપાનના સરકાર પ્રેમભાવ જોવાય છે બેઉ સાથે રમે છે, ખેલે છે ને મઝા કરે છે

બાળકોની કેળવણી માટે પણ આ ગવર્નમેન્ટ યુરોપની કોઇપણ સુધરેલી ગણાતી ગવર્નમેન્ટ જેટલી જ કાળજી ધરાવે છે. ડચ અને અંગ્રેજી ભાષા સ્કૂલોમાં ચાલે છે.

આ પ્રદેશને માત્ર ગોરાઓનો જ દેશ બનાવવાની અહીંની સરકાર ઇચ્છા રાખે છે.

## યુનીયનમાં હિન્દીઓ

એ તો સર્વ કોઇને વિદિત છે કે હિંદીઓ ઉદ્યમી, કરકસરિયા, મહેનતુ ને કાયદાને માન આપનાર શાન્તિપ્રિય પ્રજા છે. તેથી જ તેના હરિફો એ પ્રજાને પરદેશમા મુશ્કેલીઓમા મૂકી રહી છે.

સાઉથ આફ્રિકા યુનીયન આખાયમા હિન્દીઓ સામાજિક મેળાવડામા ભાગ લઇ શકતા નથી. મ્યુનિસિપાલ કોરપોરેશનની મોટરબસોમાં ઇન્ડિયનોને બેસવાનો અધિકાર નથી. ટ્રામકારમા પણ ઉપરના ભાગમાં છેલ્લા ૩ બેન્ચો ઉપર જ હિન્દીઓ બેસી શકે, નીચેના ભાગમા નહિ. આ સિવાય રેલ્વેમા, પોસ્ટ ઑફિસોમા, બીચ ઉપર, કેટલેક સ્થળે સરકારી ઑફિસોમા પણ યુરોપીયન અને નોનયુરોપિયનના ભેદ ખુલ્લી આંખે જોવાય છે.

નાટાલ, ટ્રાન્સવાલ, કેપ કોલોની, ઓરેન્જ ફ્રી સ્ટેટ. એ ચારેય જુદા જુદા પ્રાન્તમા હિન્દીઓના સબંધમા જુદા જુદા કાયદાઓનો અમલ ચાલે છે. કેપ કોલોનીમા પ્રથમ રંગભેદને સ્થાન નહોતું. નાટાલમાં ઓછા પ્રમાણમા હતુ. ટ્રાન્સવાલ તેમજ ફ્રી સ્ટેટમા પહેલાથી જ વધુ પ્રમાણમા હતુ.

દુનિયાના કોઇ પણ દેશમાં ચામડીનો રંગભેદ અહીંના જેટલો નહિ હશે. ટ્રાન્સવાલમાં તો સૌથી વધારે છે. આ દેશમાં હિન્દીઓ લગભગ ૫૦ વર્ષ પહેલાં આવ્યા. તેઓના ઉપર વધુમાં વધુ અંકુશો ને ભેદનીતિનો ઝેરી પ્રચાર તો બોઅર-અંગ્રેજ લડાઇ પછી જ થયો છે. આજેય સાચું બીઝનેસ તો હિન્દીઓના હાથમાં નથી. તે છતાં

ય તેની નજીકમા વધુ અંખાઇ અહીં જોવાય છે એમા મુખ્યત્વે કરી જર્મ લોકો વધુ ભાગ ભજવે છે

આ પ્રાંતમા સન ૧૮૮૫ મા બોઅર રીપબ્લીકના વખતમાં હિન્દીઓને જમીન–મીલકત ખરીદવાનો હક્ક નહિ ને તેમને શહેર બહાર લોકેશનોમા રહેવાનુ એવો એક કાયદો હતો ખરો પણ તેનો અમલ માત્ર નામનો જ થતો સન ૧૯૦૮ મા સોનાની ખાણોવાળા લતામા– નહેર કરેલી જગ્યામા હિન્દીઓને રહેવાણનો કબજા વહીવટનો હક્ક નહિ તેવો કાયદો થયો સન ૧૯૧૯ મા કાયદા મુજબ લિમીટેડ કંપનીદ્વારા પણ જમીન ખરીદવામા હિન્દીઓને મુશ્કેલીઓ ઉભી થઇ

સન ૧૯૧૩ મા ઇમીગ્રેશન કાયદાનો સખ્ત અમલ શરૂ થયો આ પ્રાંતમા રહેવાણુ અને કબજા વહીવટ સંબંધીના કાયદાનો સખ્ત અમલ રીતે હિન્દીઓના વેપારના હક્ક ઉપર પણ જોખમ આવ્યુ છે અથવા ખરૂ કહીએ તો તેઓનુ અસ્તિત્વ આજે ભયમા આવી પડ્યુ છે

સન ૧૮૮૧ ના લંડન કન્વેન્શનમા હિન્દીઓને આ પ્રાંતમા વસવાની વેપાર કરવાની ને ખાસ તેઓના ઉપર કંઇ બોજા કરો ન નાખી શકાય તેવુ નક્કી થયુ હતુ સન ૧૮૮૫ મા ટ્રાન્સવાલની રીપબ્લીક સરકારે એક કાયદો બનાવવા ધાર્યુ કે જે હિન્દીઓ અહીં આવે તેણે ૨૫ પાઉન્ડ આપવાથી તેમને વસવાનો હક્ક મળશે આ વાત આવી ત્યારે હિન્દીઓએ બ્રિટિશ સરકારને ફરિયાદ કરી જેને પરિણામે ૧૮૮૬ થી પાઉન્ડ ૨૫ ને બદલે ૩ પાઉન્ડ સરકારે આપ એટલે તેને વસવાનુ રજીસ્ટર મળે તેવુ થયુ અંગ્રેજ–બોઅર લડાઇ ૧૮૯૯ મા થવાના કારણોમા પણ એક એ કારણ બ્રિટિશ સરકાર આપેલુ કે, હિન્દી પ્રશ્ન ઉપર ટ્રાન્સવાલની સરકાર અન્યાયી વર્તન ચલાવે છે પણ ૧૯૦૦મા સુલેહ થઇ ત્યાર પછી હિન્દીઓની દાદ સાંભળવા કોઇ નવુ નહિ

સન ૧૯૦૩ની સાલમા હિન્દીઓને રીપબ્લીક સરકારે જે

પરમીટો આપી હતી તે બદલીને ૩ પાઉન્ડનાં રજીસ્ટરોથી અહીં વસવાનો ને કોઇ પણ વેળા જવા આવવાનો અધિકાર રહેશે તેવુ તે વખતે ના. લૉર્ડ મીલ્નરે સમજાવ્યું હતુ. ત્યારબાદ પણ આ પ્રાંતના ગોરાઓએ ભયકર ચળવળ ચાલુ રાખી કે ટ્રાંસવાલમાં મોટા પ્રમાણમાં હિન્દીઓ ઘુસતા જાય છે. તેના પરિણામે સન ૧૯૦૬માં હિંદીઓને ફરીથી રજીસ્ટર કરાવવા માટે ધારાસભામાં કાયદો લાવવામાં આવ્યો. જે ટ્રાંસવાલમા **કાળા કાયદા** તરીકે પ્રખ્યાત થયો હતો. આની વિરૂદ્ધ મ. ગાંધીજીની સરદારી હેઠળ એક ડેપ્યુટેશન વિલાયત ગયું ને તે કાયદો તે વખતે તો અટકયો પણ સન ૧૯૦૭માં ટ્રાંસવાલને જવાબદાર રાજતંત્ર આપવામાં આવ્યુ કે તુરત તે જ કાયદો પાછો પસાર કરવામા આવ્યો. આની સામે મહાત્મા ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઉપાડી ને આખરે **ગાંધી–સ્મટસ** કરાર થયા. તેમાં આગળના રજીસ્ટર ધરાવનાર હિન્દીઓના વસવાના અધિકારો કબુલ રહ્યા અને ૬ હિંદીઓ આ દેશમાં દર વરસે નવા આવી શકે તેવો પણ કરાર થયો. સન ૧૯૧૦ માં સત્યાગ્રહ બંધ થયો. સન ૧૯૧૩ ની સાલમા વળી નવો ઇમીગ્રેશન કાયદો પસાર કરવામાં આવ્યો હતો.

સન ૧૯૨૩ મા સ્મટસ ગવર્નમેન્ટ વખતે વળી 'કલાસ એરિયા' બીલ આવ્યુ. જેમાં લેજિસ્લેશનમાં ઇન્ડિયનોને જુદા કાઢવા, ઇમીગ્રેશન ખાતુ સખ્ત કરવુ, ટાઉનમા વેપાર ન કરી શકે; નવા લાઇસન્સ ઉપર અંકુશ. આવાં બધને મુકયા. સન ૧૯૨૪માં જનરલ સ્મટસની સરકાર ગઈ ને તે બીલ મુલતવી રહ્યુ. સન ૧૯૨૫ માં નેશનાલીસ્ટ સરકાર અધિકારપર આવી ને સન ૧૯૨૬માં ફરી પાછું તે બીલ આવ્યું ને વળી પાછો હિન્દીઓ તરફથી ખૂબ વિરોધ થયો. પછી હિન્દ અને યુનીયનની બન્ને ગવર્નમેન્ટોએ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભરી નિર્ણય કરવાનું ઠરાવ્યું. તે ઉપરથી હબીબુલા ડેપ્યુટેશન હિન્દથી આવ્યું.

એમાં છેવટનો નિર્ણય થયો કે ગ્રૂંમવાનું રજીસ્ટર જે હમેશને માટે હતું તે ત્રણ વર્ષ હિંદમાં રહે તો અહીં વસવાનો હક્ક જાય તેવું થયું, એટલે મુગ કાયમી રજીસ્ટરની કિમ્મત કંઇ રહી નહિ. જે લોકો દાખલ થયા હોય તેઓને કોન્ડોનેશન—માફીની શરતે લઇ લેવા. કોન્ડોનેશન લેનારના બાળબચ્ચા આ પ્રાન્તમાં આવી શકે નહિ ને રહેવા વસવાના હક્કો તેમના બાળકોને મળે નહિ. આ કોન્ડોનેશન લઇ લેવા શ્રી શાસ્ત્રીજીએ હિંદીઓને ખાસ સમજાવ્યા હતા. સન ૧૯૨૭ થી તો શાસ્ત્રીજી અહીં ઇન્ડિયા ગવર્નમેન્ટના એજન્ટ નીમાઇ આવ્યા. કોઇ પણ હિન્દી ફોજદારી ગુન્હો કરે ને તે દોષિત ઠરે તો અહીંની સરકાર તેને દેશપાર કરી શકે ને તેના અહીં વસવાના હક્ક જુટવાઇ જાય. કોન્ડોનેશન લેનારાઓ તો માત્ર અહીંની સરકારની દયા ઉપર જ રહ્યા. તેને કાઢવા ધારે તો સરકાર કાઢી મૂકી શકે. કાયદાપૂર્વક તેઓને સ્વીકાર્યા જ નથી એમ કહીએ તોય ચાલે.

આ ૧૯૨૬ ના એગ્રીમેન્ટને 'કેપટાઉન એગ્રીમેન્ટ' કહે છે. તેમાં હિંદીઓને ઓછા કરવાની પણ એક સ્કીમ છે.

સન ૧૯૩૧ માં સરકારે હિન્દના એજન્ટ તેમજ હિંદી કોમના વિરોધ છતાં એક સુધારો કમીશન કાયદો પસાર કર્યો જેમાં રેજીસ્ટ્રેશન સર્ટિફિકેટના અંગે રહેવા હક્કો છીનવી લેવામાં આવ્યા.

ટ્રાન્સવાલમાં લગભગ ત્રેવીસ હજાર હિંદીઓની વસ્તી જ. આટલા આટલા કાયદા ને બંધનો જાણે ઓછા હોય તેમ સન ૧૯૩૦માં 'ટ્રાન્સવાલ એશિયાટિક લેન્ડ ટેન્યોર બીલ' પાર્લામેન્ટ સમક્ષ આવ્યું. તેનાથી વળી હિંદીઓનું અસ્તિત્વ જ જોખમમાં આવી પડે તેમ છે. આ માટે પણ વિરોધ ઉઠ્યો ને ને ઉપરથી સન ૧૯૩૨માં ઇન્ડિયા ગવર્નમેન્ટ તરફથી એક ડેપ્યુટેશન સાઉથ આફ્રિકા આવ્યું. જેમાં મિસિસ સરોજિની નાયડુ પણ એક સભ્ય હતા. જેનું કંઇ પરિણામ આવ્યું નહિ ને બીલ પસાર થયું. હમણાં વળી ફીથામ કમીશન પણ તેનાપર નીમાયું છે. જે કંઇ પણ હીન આ દેશમાં

હિંદીઓ ઉપર અનેક પ્રકારના કાયદાનાં બંધનો ને મુશ્કેલીઓ ઊભી કરી હવે નવા તો ન જ આવી શકે પણ જે છે તે પણ આ દેશમાથી એની મેળે ચાલ્યા જાય તેવાં પગલા લેવાઈ રહ્યાં છે.

અહી ઇસ્લામી ભાઇઓ મોટી મીલ્કતોવાળા છે. એશિયાટિક લેન્ડ ટેન્યોર બીલ અમલમાં મૂકાના આ ભાઈ ઓને સૌથી જબરો ફટકો પડશે એમાં શક નથી.

આ યુનીયનમાં સાઉથ આફ્રિકો ઇન્ડિયન કોંગ્રેસ નામક હિંદીઓની મુખ્ય સંસ્થા છે પરંતુ તે માત્ર પિટીશન કરવા સિવાય બીજું શું કરી શકે ? સન ૧૯૨૭ની રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમા પણ આ કોન્ગ્રેસના પ્રતિનિધિઓનો સહકાર અહીંની સરકારે ઇચ્છયો નહોતો.

હિંદી બાળકોને ગુજરાતી માતૃભાષાનુ શિક્ષણ આપવા માટે સરકાર તરફથી કંઈ ગોઠવણ નથી અહીની ઇન્ડિયન સ્કૂલોમા માત્ર ડચ અને અંગ્રેજી ભાષાનુ શિક્ષણ અપાય છે જેથી હિંદી બાળકો પોતાની વશપરંપરાગત સસ્કૃતિ ભૂલી જાય છે. ન તો તે અંગ્રેજ બની શકે છે કે ન સાચા હિંદી બને છે આમ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી ભાવિ પ્રજાની સ્થિતિ બની જાય છે. નાટાલમા હિંદી બાળકો પાસેથી ફી લેવાય છે, ત્યારે કેપ અને ટ્રાન્સવાલમા ફ્રી કેળવણી અપાય છે. યુરોપિયનોને આખા યુનીયનમા મફત કેળવણી અપાય છે. હિંદી બાળકોના શિક્ષણ માટ યુનીયનમા પ્રથમ બહુ જ ઓછી રકમ ખરચાતી હતી પણ હવે ૬૨૦૦૦ પાઉન્ડ વાર્ષિક ગ્રાન્ટ અપાય છે.

---

# પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકા

પોર્ટુગીઝ પ્રવાસીઓમા વાસ્કો ડી ગામાનું નામ જાણીતુ છે આફ્રિકામા પણ વાસ્કો ડી ગામા જ કેટલાક વહાણો સાથે ઈન્ડિયા જવા માટે મુસાફરીએ નીકળ્યો હતો ઇતિહાસના અભ્યાસીઓ એ જાણે છે. તેનો જ શોધેલો આ દેશ છે ઘણો વિશાળ પ્રદેશ છે બેગ, મોઝામ્બીક કીરમાણી એ બધા પોર્ટુગીઝ તાબાના બંદરો છે રહોડેશિયા તેમજ ન્યાસા લેન્ડ જવા માટે પેસેન્જરોને બેગથી જવુ સરળ પડે છે

સન ૧૮૯૫મા લોરેન્ઝો માર્કવીઝથી ટ્રાન્સવાલ જવાની રેલ્વે ખુલ્લી મૂકાઈ ત્યારપછી અરસપરસના વ્યાપારી લાભો સાચવવા માટે ટ્રાન્સવાલની સરકાર સાથે કોલકરારો થયા ને સન ૧૯૨૮મા પાછા ૧૦ વર્ષ માટે યુનીયન ગવર્નમેન્ટે થોડા ફેરફાર સાથે ફરીવાર નવેસરથી તે ચાલુ રાખ્યા છે તેથી ટ્રાન્સવાલ જનારાં પેસેન્જરોને અહીંથી જવુ સગવડભર્યું થઇ પડે છે ટ્રાન્સવાલનો એક્સપોર્ટ ને ઇમ્પોર્ટ માલ પણ અહીંથી જ ટ્રાન્શીપ થાય છે યુનીયન ગવર્નમેન્ટનું કસ્ટમ્સ પણ જુદું છે

ટ્રાન્સવાલની સોનાની ખાણો માટે મજુરો પોર્ટુગીઝ સરકાર પૂરા પાડે છે

સન ૧૮૯૫મા પોર્ટુગીઝોને અહીંના નેટીવ રાજા સાથે લડાઈ કરવી પડી હતી બીજી ગોરી પ્રજા જેમ કાવાદાવાથી પરદેશમા પોતાની

મત્તા જમાને કે તેજ પ્રમાણે આ પોર્ટુગીઝ પ્રજાએ પણ અહીં મત્તા જમાવી હતી અહીંના નેગીર રાજાને 'રેગલો' કહે છે લડાઈમાં પરાજિત થયેલા રેગનાને પ ડી લીમન મોરની આગે ગે હતો

નેગીર રેગના માથેની લડાઈમાં તે વખતના હિંદીઓએ પોર્ટુગીઝ સરકારને પૈસા ઉપરાંત બીજી પણ ઘણી મદદ કરી હતી

અહીંના નેગીર-રેગના માથે પોર્ટુગીઝોની લડાઈમાં દીવના મનજી ખાણિયા નામના એક હિન્દુ ભાઈએ ખરેખર અણીના સમયે અપૂર્વ સમયસૂચકતાના વાપરી જીવના જોખમે પોર્ટુગીઝોને વિજય અપાવ્યો હતો આ પ્રસંગમાં તે સમયે એક પ્રચલિત વાત કહેવાય છે કે

સન ૧૮૯૫ માં એક દિવસ અહીંના નેગીર રાજા—રેગલાએ ભાલા તીરકામઠા વગેરેથી સજ્જ થયેલા નવ હજાર માણસો સાથે ચડી આવી કેલાગોઆસેના કિલ્લા ઉપર ઓચિંતો હુમલો કર્યાથી પોર્ટુગીઝો નાસી છૂટયા રેગનાએ કિલ્લો સર કર્યો બધી તોપો ને મદુકો રેગનાના કબજામાં આવી ગઈ પણ તેનો ઉપયોગ કરતા એ નેગીઓને આવડે નહિ મનજી ખાણિયો ત્યાની નેગીર ભાષામાં પારંગત આ તકે બુદ્ધિચાતુર્યના વાપરી સાહસ કરી તે નેગીઓમાં ઘુસી ગયો ને કહ્યું "આ તોપો વાપરતા આવડતું તમો બધા કિલ્લાની બહાર ઉભા રહો ને મને હુકમ કરો પછી જુઓ કે આ કેનાગોઆસે શહેરને ઝપાટામાં કેવો ઉડાડી મૂકું છું" વગેરે મીઠા વચનોથી રેગનાને વિશ્વાસમાં લીધો ભોળા નેગીઓ મનજી ખાણિયાના વચનોપર વિશ્વાસ રાખી કિલ્લાની બહાર આવી ઉભા રહ્યા કે તુરત જ મનજી ખાણિયાએ કિલ્લા ઉપરથી તોપોનો મારો તે નેગીઓ ઉપર જ ચલાવ્યો ને તેઓનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો પછી પોર્ટુગીઝો પણ આવ્યા અને રેગનાને જીવતો પકડયો મનજીને મોટુ માન દીધું સારો હોદ્દો આપ્યો અને હજીય એક પોર્ટુગીઝ મનવારનો કેપ્ટન મનજી ખાણિયાના વશમાંનો છે એમ જણાય છે

આ સિવાય તેઓના 'બળવામ' પણ હિન્દીઓએ પોર્ટુગીઝોને ભારે મદદ કરી હતી એમ કહેવાય છે.



શ્રીયુત ભાઇ ભગવાનજી કાકુભાઇ (ભાયુવડ)
પો. ઇ. આફ્રિકામા પહેલા 'હેટ' ધરણ કરનાર હિન્દી યુવાનઃ

સન ૧૯૨૦થી આ પ્રદેશમાં પોર્ટુગીઝ લોકોની સંખ્યામાં દરવરસે

બહુ વધારો થતો રહ્યો છે. તેઓ અંગ્રેજ કે જર્મન પ્રજા જેવા ઉદ્યોગી નથી. સ્વભાવે તેઓ ભોળા કહેવાય છે પરંતુ રાજ્યકર્તા તરીકનું અભિમાન એનામાં વિશેષ જોવાય છે. તેઓ બહુ વાતોડીઆ છે. પોર્ટુગીઝ સ્ત્રીઓ અંગ્રેજ કે ડચ રમણીઓ કરતાં વધુ રૂપાળી હોય છે. કસ્ટમ્સની નજીક રેલ્વે સ્ટેશન છે. અઠવાડિયામાં ત્રણ દિવસ લૉરેન્ઝો મારકવીઝથી ટ્રાન્સવાલ જવા માટેની ટ્રેન ઉપડે છે. અહીં નવા આવનાર હિંદીને પહેલાં ૩૦ પાઉંડ મોનું ડીપોઝીટ મૂકવું પડતુ હતુ; પણ હવે ૪૫૦ પાઉંડ ડીપોઝીટ રાખવાનો કાયદો કરવામાં આવ્યો છે.

આ પોર્ટુગીઝ સંસ્થાનના રાજ્યાધિકારીઓનો મોટો ભાગ લાંચીઓ હોવાનું જણાવાય છે. જુગારની બદી પણ તેઓમાં થોડે ઘણે અંશે પ્રવર્તે છે પોર્ટુગીઝ લોકો નીતિરીતિમાં બહુ ચઢીયાતા ન કહેવાય. કેટલાક ઑફિસરો પોર્ટુગીઝ રમણી સાથે લગ્ન કરી અમાર વ્યવહાર અતિ ખરચાળ બને, તે ન નિભાવી શકાય તેવા કઇક કારણે અહીંની નેટીવ કે 'મુલાત' Half caste સ્ત્રી સાથે લગ્ન કરી સંસાર માંડે છે.

નેટીવોની વસતી આ સંસ્થાનમાં માડાચાર લાખની ગણાય છે. દક્ષિણ આફ્રિકાની માફક અહીં પણ નેટીવ રીઝર્વનો કાયદો છે. દરેક ઇન્ડિયન કે યુરોપિયનની સંસ્થાને અહીં રજીસ્ટર્ડ કરાવવાનો પણ કાયદો છે. આફ્રિકાની બીજી બધી કોલોનીઓ કરતાં આ પોર્ટુગીઝ સંસ્થાનમાં સાથી વધુમાં વધુ જકાત રાખેલી છે. ખોરાકીમાં ઉપયોગી ધાણા જીરૂં વગેરે હિન્દીઓને જરૂરની ચીજો ઉપર દર રતલે બે ત્રણ શિલિંગ-જેટલી જકાત ઠોકેલી છે.

હિન્દથી પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રિકાનાં કોઇ પણ સ્થળના કાગળ ઉપર ત્રણ આનાની પોસ્ટની ટિકીટ લગાડવી પડે છે. બ્રિટિશ-તાબાના મુલકના કાગળો ઉપર અઢી આના છે.

સંન ૧૯૧૧માં પોર્ટુગીઝ રીપબ્લીક થયા પછી હિન્દીઓ પ્રત્યેનાં માન ઘટતાં ગયાં છે. પાર્ટુગીઝ લોકો ચેપી રોગથી અતિ ડરનારા છે.

તેથી કેટલીકવાર તેઓ હિન્દી નજરે હમવા સરખા પ્રયોગો કરે છે. તેઓ માને છે કે હિન્દીઓ અમારા દેશમાંથી પૈસા લઇ જાય છે તેથી પાડોશી યુનીયનનું જોઇ તેઓ પણ દિનપરદિન હિન્દી આગમનપર અંકુશો મૂકે છે. સન ૧૯૩૨ ની સાલમાં તો પોર્ટુગીઝ કોલોનીયલ ગવર્નમેન્ટે હિન્દીઓને માટે પોતાના દેશના દરવાજા સદંતર બંધ કર્યા છે. ઇમીગ્રેશન અને બેકારીને લગતા કાયદાઓ પસાર કર્યા છે. એટલુંજ નહિ પણ પ્રત્યેક પરદેશીઓએ પોર્ટુગીઝોને પોતાની ફર્મમાં ફરજિયાત નોકરી આપવી જોઇએ; એવું પણ તે કાયદામાં ઠરાવેલ છે. હિંદીઓ થોડા સમય સુધી આ કાયદાઓને અંગે હોહા કરી હમેશની માફક બેસી રહ્યા. બીજો ઇલાજ પણ શું? આજે બ્રિટિશ કોલોનીઓમા હિંદીઓનું કોઇ સાંભળતું નથી તો પછી આ પરરાજ્યની કોલોનીમા તો કોણ જ સાભળે?

પાટનગર લૉરેન્ઝો મારક્વીઝમાં બ્રિટિશ કોન્સલ રહે છે. ઇન્ડિયા એજન્ટની અહીં ખાસ જરૂર છે. એ ઉપરાંત ઇન્ડિયન એસોસીએશન તરફથી એક પબ્લીસિટી ઑફિસ પણ સ્થાપવાની જરૂર છે કે જે આ પ્રદેશમાં વસતી હિંદી પ્રજાને રાજકીય કે બીજી થતી કનડગતોની અન્ય પ્રદેશોમાં ને હિન્દમાં જાહેરાત કરે.

મોઝામ્બીક અને બેરા બંદરે કિનારાથી થોડે દૂર સ્ટીમરો ઉભી રહે છે. મોઝામ્બીકના દરિયાની માછલીઓ ઘણી વખણાય છે. સ્ટીમર લંગર કરતા જ સ્ટીમરના ઑફિસરો ને બીજા પેસેન્જરો પણ માછલીઓ પકડવાનો વ્યવસાય આરંભી દે છે.

આ કોલોનીમાં હિન્દીઓનું કોઈ વર્તમાનપત્ર નથી. સન ૧૯૧૭ માં એક સારસ્વત યુવક શ્રી. અંબાશંકર મોરારજી બળભદ્રે 'હિન્દી સ્વમાન' નામક અઠવાડિક પત્ર ડેલાગોઆબેમાં શરૂ કર્યું હતું પરંતુ તે પત્ર હિન્દીઓનાં સ્વમાન રક્ષવાની ચર્ચા સાથે હિન્દીઓની કેટલીક નહિ ઇચ્છવા જોગ બદીઓ સામે પણ ઝુંબેશ ઉઠાવતું રહેવાથી ઉત્તેજનના અભાવે [illegible] બંધ પડયું હતું એમ કહેવાય છે.

આ કોલોનીમાં સિનેમા કે હોટલોમાં ચામડીનો રંગભેદ નથી. ન્દીઓને નાટક સિનેમા કે હોટલોમાં જવા મનાઈ નથી. ફક્ત માજિક મેળાવડામાં સ્થાન નથી પરંતુ હમણાં છેલ્લા કેટલાક સમયથી ર્ટુગીઝોની નજર હિંદીઓ પ્રત્યે વક્ર થતી જતી જોવાય છે.

હિંદીઓમાં 'હૅટ' પહેરવાની શરૂઆત સન ૧૯૩૨માં બે યુવાનોએ ી પછી હવે 'હૅટ'નો પ્રચાર વધતો જાય છે.

સન ૧૯૩૨માં ઇમીગ્રેશન તેમજ બેકારીને લગતા નવા કાયદાઓ ીની સરકારે પસાર કર્યા છે તેનો સારાંશ આ પ્રમાણેઃ

આ કોલોનીમા વસતો કોઈપણ ઇસમ કામ ધધા કે નોકરી રહિત—બેકાર હોય તેણે બેકાર રજીસ્ટર ખાતાની ઑફિસે ખબર આપવી. ડેલાગોઆબે બહાર રહેનારા બેકારે તે તે સ્થળની ઑફિસને ખબર આપવી.

૨ બેકાર રજીસ્ટરમા નામવાળા ઈસમને ૬ મહિના સુધીમા કોઇ કામ ધધો કે નોકરી નહિ મળે તો આ દેશમાથી ફરજિયાત તેના પોતાના દેશમા મોકલી આપવામા આવશે.

૩ દરેક પરદેશી વેપારી ફર્મો તેમજ દુકાનદારોએ પોતાના નોકરોમાં ૭૦ ટકા પોર્ટુગીઝ રૈયતને નોકરીમા રાખવી. (નેગીવની ગણના પોર્ટુગીઝ રૈયતમા થતી નથી) આ ૭૦ ટકાનો કાયદો ગ્રાહ્ય ચિઠ્ઠીવાળા નોકરો હોય તે ફર્મોને લાગુ પડે છે.

૪ જે ફર્મો કે દુકાનોના નોકરો પરમીટ ધરાવતા હોય અગર પાચથી વધુ વર્ષ આ કોલોનીમા રહ્યા હોય તેવી ફર્મો યા દુકાનદારોએ ૫૦ ટકા પોર્ટુગીઝ રૈયતને નોકરી આપવી પડશે

૫ નવા આવનાર પરદેશી માણસે પાઉન્ડ ૪૫૦ ડીપોઝીટ રાખવા પડશે અને તે પણ પહેલાથી રજા મેળવી હોય તેને જ ઉપરની રકમ ડીપોઝીટ લઇ ઉતરવા દેવામા આવશે અગર તો માસિક આવક ૧૩॥ પાઉન્ડની છે તેવી ખાત્રી ગવર્નમેન્ટને કરી આપે અથવા આ કોલોનીમા જે પોતાની માલિકીની પ્રોપર્ટી ધરાવતો હોય તેને ઉતરવા દેવામા આવશે.

૬ પરમીટવાળા નોકરો પણ કોઇ વેપારીમા નોકરી બધાઇને આવે તો અગર ૧૩॥ પાઉન્ડની માસિક આવક હોય, તેવાઓને પણ ૪૫૦ પાઉન્ડ ડીપોઝીટ રાખવા પડશે.

૭ જે માણસ જે ધંધામાં બેકાર થયો હોય તેને તે જ ધંધામાં ફરીને દાખલ થવા દેવામાં આવશે નહિ

૮ દરેકના બૈરી છોકરાને આવવાની છૂટ આપવામાં આવશે ૫૯ ઉમ્મર લાયક છોકરો થયા બાદ પરવાનો મેળવવો પડશે.

૯ જો કોઈ સ્ટીમરનો કેપ્ટન ગમે પણ ઈસમને ચોરીછુપીથી ઉતારી મૂકશે તો તેના ઉપરીને જણાવી તે કેપ્ટનનો કાયદા મુજબ દંડ વામાં આવશે પછી ૬૦ દિવસની અંદર નોકરોનું લીસ્ટ આપવા, ૬૦ દિવસની અંદર નોકરોની ગોઠવણ કરવા ને તેમ ન કરે તો તેનો ૯૦ પાઉન્ડ દંડ કરવાનું જણાવવામાં આવ્યું છે તે પછી પણ દંડ ને સજાની વિગતો જણાવી છે ને છેવટ રાજ્યના ધંધામાં અગર વેપારમાં અગર બીજા ધંધામાં મદદ કરી તેના લાઈસન્સો આપવામાં આવશે નહિ એમ જણાવ્યું છે

આ કાયદાઓની ઉંડી સમજણ આપવાની જરૂર રહેતી નથી એ એની મેળે કહી આપે છે કે હિન્દીઓએ ફરજિયાત ૫૦ ટકા પોર્તુગીઝોને નોકરીમાં રાખવા એટલે કે કાઢી મૂકવા, વેપારના નવા લાઇસન્સ હિન્દીઓને ગવર્નમેન્ટની દયા ઉપર જ મેળવવા રહ્યા. ડીપોઝીટ ૪૫૦ પાઉન્ડ વગર વ્યાજે રાખી ભાગ્યે જ કોઇ હિન્દી આ દેશમાં આવે એટલે આ કાયદાઓથી હવે હિન્દીઓ માટે પોર્તુગીઝોએ પણ પોતાના મુલ્કના સર્વ દરવાજા બંધ કરવા જેવું કર્યું છે



# બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા

## પૂર્વ ઇતિહાસ

એવું કહેવાય છે કે પાંચ હજાર વર્ષ પહેલાં મહાભારતના બાણાવલી અર્જુને ઇસ્ટ આફ્રિકામાં જઇ ત્યાંની નેટીવ સ્ત્રીને પરણી થોડો સમય રાજ્ય જમાવ્યુ હતુ. અને તે જ અરસામાં અર્જુનના પરમમિત્ર શ્રીકૃષ્ણ મહારાજે પોતાના મિત્ર સુદામાને આ દેશના કિનારાના પ્રદેશોની મુલાકાત લેવા મોકલ્યો હતો. આજે પણ ઇસ્ટ આફ્રિકામાં હિન્દી પ્રજામાનો મોટો ભાગ તો પોરબંદર સ્ટેટ અને મધ્ય કાઠિયાવાડમાંથી આવી વસેલો જોવાય છે.

લંડન રોયલ જીઓગ્રાફીકલ સોસાયટીને પણ નાઇલના કિનારાના પ્રદેશોની શોધ માટે મુખ્યત્વે કરીને હિન્દુઓનાં પવિત્ર પુસ્તકો પુરાણો માર્ગદર્શક થયાં હતાં અને તેમાં એ પ્રદેશને અંગેની જે માહિતીઓ આપવામાં આવી હતી તે લગભગ સાચી નીવડી હતી.

ઇસ્ટ આફ્રિકા સાથે હિન્દી પ્રજાનો સંબંધ કઇ સૈકાઓ થયા અસ્તિત્વમાં છે એ વાત ઇતિહાસસિદ્ધ છે. તે સિવાય એ કથનને બીજી રીતે પણ ટેકો મળે છે.

હિંદુસ્થાનના સર્વ ભાગોમાં જેમ હિંદી ભાષા પ્રચલિત છે, તેમ ઇસ્ટ આફ્રિકા, સેન્ટ્રલ આફ્રિકામાં સ્વાહિલી ભાષા રાષ્ટ્રભાષા જેવી

૭. સ ૭૪૦ માં ઇસ્લામી આરબો આફ્રિકાના કિનારે ઉતર્યા હતા. મુખ્યત્વે કરીને તેઓ કિનારા ઉપરના બેટોમાં રહેતા. તે જ્યાં રહેતા ત્યાં સ'તનત જમાવતા; ફક્ત વેપાર સાથે જ તેને કામ હતુ. ત્યાના નેટીવો માટે તેઓને બહુ દરકાર નહોતી. નેટીવોની સાથે લડાઇઓ થતી ને દંડના બદલા તરીકે વિજેતાઓ હારેલા પાસેથી ગુલામો લેતા ને તે ગુલામોને અરબસ્તાન તેમજ એશિયામાં મોકલી વેચવામાં આવતા. આ પ્રદેશના અંદરના ભાગમાં પણ ગુલામોનો વેપાર બહુ જબ્બર હતો. (સન ૧૮૨૪ માં બ્રિટિશ વાવટો મોમ્બાસાના કિનારે ઉડયા પછી સદરહુ ગુલામોનો વેપાર કાયદાથી બધ કરવામા આવ્યો હતો તેમાં પણ હિન્દીઓએ નાણાંની મોટી મદદ કરી હતી)

## મ ધ્ય યુ ગ

ત્યારપછી સન ૧૪૯૭ મા પોર્ટુગીઝ મુસાફર વાસ્કો ડી ગામા પોતાની સાથે ૧૫૦ માણસો તથા એક પત્રકારને લઇ, ત્રણ વર્ષ ચાલે તેટલો ખોરાક ૪ વહાણોમા ભરી, કેપ ઑફ ગુડ હોપના રસ્તે હિન્દુસ્થાન આવવા નીકળ્યો હતો. દક્ષિણ આફ્રિકામા થઇને પૂર્વમાં આવવાનો માર્ગ પ્રથમ આ પોર્ટુગીઝોએ શોધી કાઢયો હતો

આ વખતે ઇસ્ટ આફ્રિકામા કીલવામા આરબોની રાજ્યસત્તા હતી વાસ્કો ડી ગામાએ મોઝામ્બીક વિષે લખતાં જણાવ્યુ છે કે ત્યા હિંદુ અને મુસ્લીમ વેપારીઓ હતા અને સુદર પોશાક પહેરેલા હતા. વાસ્કો ડી ગામાએ આ બદરો લઇ લીધા હતા

તા. ૭મી એપ્રિલ સન ૧૪૯૮ ને દિને વાસ્કો ડી ગામાનાં વહાણો મોમ્બાસા પહોચ્યાં. મોમ્બાસાના તે વખતના આરબ રાજાએ તેનું એક વહાણ ડૂબાવી દીધુ તેથી પોર્ટુગીઝ ને આરબો વચ્ચે વેરનાં બીજ રોપાયાં. તેણે પોતાનાં ૨ માણસો મોમ્બાસાના આરબ રાજા પાસે મોકલ્યા હતા. તે વખતે મોમ્બાસામાં હિંદુઓ

હતા એમ કહેવાય છે મોમ્બાસાની બાજુના સ્થળે મલીન્ડી બદરે ખંભાતથી આવેલ કાના માલમનુ વહાણ પડયુ હતું વાસ્કો ડી ગામાએ હિન્દુસ્થાનને કિનારે પહોચાડવા તે કાના માલમને સાથે લીધો વાસ્કો ડી ગામાને સલામતપણે હિંદને કિનારે કાના માલમે પહોચાડયો હતો ત્યારપછી પોર્ટુગીઝોએ પદરમા સોળમા સૈકા સુધી આરબો સાથે લડાઈઓ કરી આફ્રિકાના કેટલાક ભાગો ઉપરાત મસ્કત સુધીનો પ્રદેશ લઇ લીધો હતો આરબો સાથે હમેશા લડાઇઓ ચાલુ રહેતી કહેવાય છે કે પોર્ટુગીઝ લોકો નેટીવો સાથે બહુજ ઘાતકીપણે વર્તતા, તેમ તેઓની કેટલીક અયોગ્ય રાજપદ્ધતિથી પૂર્વમા તેઓ કાયમી સત્તા ટકાવી શકયા નહિ આરબો વારવાર લડાઇઓ કરતા, છેવટે મસ્કતના આરબ ઈમામે ઈ સ ૧૬૯૮મા ફરી મોમ્બાસા હાથ કરી લીધુ ને જંગબાર સુધી પોતાની સત્તા જમાવી

મસ્કતના રાજ્યકર્તા–ઇમામ તરફથી આ પ્રદેશમા 'લીવાલી' યા ગવર્નર નીમવામા આવતા

મોમ્બાસા ફરી હાથ કરવા માટે લીસ્બન અને ગોવા તરફથી ઇ સ ૧૬૯૯, ૧૭૦૩ ને ૧૭૧૦ મા પ્રયાસો કરવામા આવ્યા હતા પણ તે નિષ્ફળ નિવડયા હતા

ઈ સ ૧૭૨૭મા મોમ્બાસા અને જંગબારના 'લીવાલી'–ગવર્નરો વચ્ચે તકરાર થતા વળી મોમ્બાસાના લીવાલીએ પોર્ટુગીઝોની મદદ માગી ને ફરી પાછુ મોમ્બાસા પોર્ટુગીઝના તાબામા આવ્યુ ત્યાના પોર્ટુગીઝ ગવર્નરે નેટીવોપર અનહદ જુલમો કરવાથી ઇ સ ૧૭૭૯ મા પોર્ટુગીઝોને એ પ્રદેશ છોડી દેવો પડયો ત્યારપછી પણ પોર્ટુગીઝ ગવર્નરે ગોવાથી ૫ વહાણોમા ૧૨૫૦ ઉપર માણસો રવાના કર્યા હતા પણ તે વહાણો હિંદી મહાસાગરમા ડુબી ગયા અને પછીથી રેવુમા નદીથી સોમાલીલેન્ડ સુધીના સારાય પૂર્વકિનારાના પ્રદેશો ઉપર જંગબારના રાજ્યકર્તા–મસ્કતના આરબ ઇમામોની સત્તા જામી.

# બ્રિટિશ વાવટો

**આર**બો હિન્દુઓને 'બનિયાની' કહેતા. આજે પણ જંગબાર મોમ્બાસાના નેટીવો ધોતીયું પહેરનારાને 'બનિયાની' તરીકે ઓળખે છે. 'બનિયાની' એટલે વાણીઆ અથવા તો વેપાર કરનારા. હિંદી પ્રજાએ ઇસ્ટ આફ્રિકા સાથેનો વ્યાપારી સંબંધ જાળવી રાખ્યો હતો. વહાણોમાં માલ ભરીને હિંદથી આવનારા કચ્છના હિંદુઓ મોમ્બાસાના શેખને મળે અને પોતાના દેશની વાતો કરે. હિંદુસ્થાનમાં બ્રિટિશ ગવર્નમેન્ટે હિન્દના દેશી રાજાઓ સાથે કેવા કોલકરાર કર્યા છે અને હિંદમાં તેઓનુ કેવું રક્ષણ કરે છે. અંગ્રેજો હિંદમાં કેવાં કામ કરી રહ્યા છે વગેરે વાતો વહાણોમાં માલ ભરી વેપાર કરવા આવનારા હિંદુઓ પાસેથી જાણી લઈને મોમ્બાસાના આરબોએ પણ બ્રિટિશોનુ રક્ષણ મેળવવાનો નિશ્ચય કર્યો. ત્યાંના આરબ શેખે મોમ્બાસા બ્રિટિશ રક્ષણ નીચે મૂકવાની તે વખતે ત્યા આવેલા H. M. S. 'બારાકુટા'ના કેપ્ટન વીડાલને ઑફર કરી કેપ્ટન વીડાલે H. M. S. 'લીવન'ના કેપ્ટન ઓવન પાસે જઈ મોમ્બાસાના શેખનો એ ઇરાદો જણાવ્યો. કેટલીક વાટાઘાટ પછી કેપ્ટન ઓવને મોમ્બાસા પોર્ટ ઉપર બ્રિટિશ વાવટો ફરકાવ્યો. (સન ૧૮૨૪) અને એ રીતે મોમ્બાસાના આરબ શેખને બ્રિટિશ ગવર્નમેન્ટનું સમય પૂરતું રક્ષણ મળ્યું.

મોમ્બાસાના આરબો માટે એવુ કહેવાય છે કે: તેઓમાં એક ભારે ખરાબ ટેવ એ હતી કે લેવું તેનુ દેવાની દાનત નહિ. ગોરા વેપારીઓ પાસેથી મોટી રકમનો માલ આરબો મુદ્દાથી ખરીદતા પણ જ્યાંસુધી તેઓ લડાયક વહાણો લાવી બોમ્બાર્ડમેન્ટ કરવાની હદ સુધી ન આવે ત્યાં સુધી તે નાણાં ભરપાઈ કરતા નહિ. આટલી હદે વાત પહોંચે ત્યારે પછી ખરચ સહિત તેઓને ભરપાઈ કરી આપવાં પડતાં ગોરા વેપારીઓના હાથમાં તો રાજ્યસત્તાની મદદ

હની પણ મોમ્બાસામાં વસતા હિંદી વેપારીઓને ભારે મુશ્કેલીઓ અનુભવવી પડતી.

'બારાકોટા' ને 'લીવન' એ બે બ્રિટિશ વહાણો અરબસ્તાન અને આફ્રિકામાં શોધખોળ માટે મુસાફરીએ મોકલવામાં આવ્યાં હતાં. તે સન ૧૮૨૨ થી ૧૮૨૬ સુધી આ કિનારા ઉપર રહ્યાં હતાં. મોમ્બાસાના આરબોની રીતભાત ને વર્તન વિષે એ ચાર વર્ષના અરસામાં જાણેલું તે સંબંધે કેપ્ટન થોમસ બૅાટલરે પોતાના મુસાફરીના પુસ્તકમાં જણાવ્યું છે કે.

'આ વખતે મોમ્બાસામાં વધુ વખત રહેવાથી અમને ત્યાંના આરબોની રીતભાત, તેની કેટલીક અંદરની રહેણી કરણી તેમજ વર્તન સંબંધે કેટલુંક વધુ જાણવાનું મળ્યું હતું. સત્તા હમેશાં હકદારના હક્કો લૂંટી લે છે, અથવા સત્તા આગળ શાણપણ નકામું નીવડે છે ખાસ કરીને બનિયાની-હિંદુ વેપારીઓના સબંધમાં તો અહીંના શેખનું વર્તન ઉપરોક્ત કથનને સાચું ઠરાવે છે તે ઉપરાંત એક વિચિત્ર ને અજબની ભરી હકીકત તો એ છે કે ભવિષ્યમાં કોઇ પણ વખતે નાણાં પાછા ભરપાઇ કરી દેવાની શક્યતા વગર નાણાં ઉધાર લેવાનો મોમ્બાસાના લોકોમાં એક ભારેમાં ભારે દુર્ગુણ જોવામાં આવે છે

મોમ્બાસાના શેખને ઘણી જાતની આવકો હોવા ઉપરાંત કેટલાક ખાસ હક્કો તે ધરાવતો હતો. જેમાં મોટામાં મોટી આવક તો હાથીદાંતની હતી. પોતાનું આ સ્થાન અને મોભો ટકાવી રાખવા-શોભાવવા તેને આ પ્રદેશમાં વસતી બાર જુદી જુદી જાતોમાં દર વરસે બાર હજાર ડૉલર સરખે ભાગે વહેંચી આપવા પડતા હતા. તે ઉપરાંત દરેક બાળક જન્મે તેને એ શેખ તરફથી પ્રથમ પ્રથમ ટોપી ભેટ મોકલવામાં આવતી' દરેક કન્યાના લગ્ન વખતે પોતાના ખરચે કન્યાને પહેરવા માટે 'ગવન'નું કાપડ શેખ તરફથી મોકલવાનો રિવાજ હતો. અને મરી ગયેલા આરબના દરેક મિત્રોને મરનારના શબપર ઓઢાડવા ૨૪ ફૂટ કાપડ શેખ તરફથી આપવાની પ્રથા હતી આવા પ્રકારની જરૂરીઆતોને પહોંચી વળવા માટે હિંદુ વેપારીઓ તેમજ ગરીબોને દબાવવામાં આવતા હતા.'

મોમ્બાસામાં પોતાની શાંતિપ્રિય પ્રજા પ્રત્યેની ત્યાંના શેખની આવી ગેરવર્તણુકની હકીકત કચ્છના મહારાવશ્રીએ જાણ્યા પછી એ સંબંધે હિંદી સરકારને ફરિયાદ કરી. મસ્કતનો સુલ્તાન–ઇમામ હિંદના અંગ્રેજો સાથે મૈત્રિભાવ ધરાવતો હતો. કચ્છના મહારાવશ્રીની ફરિયાદપરથી ઇન્ડિયા ગવર્નમેન્ટે મસ્કતના સૈયદ સઇદને મોમ્બાસા ઉપર ચડાઇ લઈ જઈ તે ટાપુઓ ઉપર વધુ મજબુત રીતે તેની રાજ્યસત્તા જમાવવાની રજા આપી.

## વિચિત્ર રાજનીતિ

ત્યાર પછી જ્યારે જ્યારે આફ્રિકા ખંડમાં બ્રિટિશ સામ્રાજ્યનો રાજ્યદ્વારી હેતુ સાધવાનો પ્રસંગ આવતો ત્યારે એ રાજ્યદ્વારી શેત્રંજની રમતમાં વિશ્વાસુ હિન્દીઓનો પ્યાદાં તરીકે ઉપયોગ કરવાની ઇંગ્લાન્ડના બાહોશ રાજ્યદ્વારી ભેજાંઓએ પોલિસી રાખી હતી. એમ આફ્રિકાના ઇતિહાસના નિષ્પક્ષપાતી અભ્યાસ કરનારાને લાગે તો તેમાં નવાઇ નથી.

દક્ષિણ આફ્રિકામાં બોઅરો સાથે લડાઇ કરવાના કારણમાં પણ મુખ્ય સામ્રાજ્યની હિન્દી પ્રજા સાથે સારી રીતે વર્તન નથી કરવામાં આવતું, એ આગળ ધરવામાં આવ્યું હતું. તે છેવટ જંગબારના સુલતાનને જીતી જંગબાર ટાપુને પણ સામ્રાજ્યમાં સમાવી દેવા સુધી હિન્દી સરકાર અને હિન્દી પ્રજાના લાભો રક્ષવાનાં બ્હાનાં આગળ ધરવામાં આવ્યાં હતાં.

# ઝાંઝીબાર પ્રોટેક્ટરેટ.

## હિન્દી લાગવગ

ઈ. સ. ૧૮૩૨ મા મસ્કતના ઇમામ–સઈદ, મસ્કતથી તેની રાજધાની ખસેડી ને ઝંગબાર લાવ્યા. આ વખતે તેની સાથે અનેક આરબો ને હિંદીઓ ઝંગબારમા આવ્યા કે જે હિંદીઓના આગમને યુરોપિયન શોધકોનો રસ્તો ખુલ્લો કરી આપ્યો. રાજ્ય ચલાવવુ, લડાઈઓ કરવી, રક્ષણ કરવુ ને મોજમઝા કરવી એ આરબોનુ કામ હતુ અને આર્થિક વ્યવસ્થા ને મુખ્ય વેપારનુ કામ હિંદીઓના હાથમા હતુ. જેરામ શીવજી, જેઠા લધા, ઇસ્માઇલજી જીવણજી વગેરે ઝંગબારની સુપ્રસિદ્ધ વેપારી પેઢીઓ આ સમયથી જ સ્થપાઈ હતી. ઝંગબાર સુલતાનના રાજ્યકારભારના ઇતિહાસ સાથે આ વેપારી પેઢીઓનો ઇતિહાસ પણ જોડાયલો છે. પછી તો ઝંગબારના આરબ રાજ્યકર્તાઓપર હિંદીઓની લાગવગ એટલી બધી વધી પડી હતી કે જ્યારે ઇ. સ. ૧૮૫૬ મા સૈયદ સઈદના મૃત્યુ પછી તેના વારસો વચ્ચે [illegible] હક્ક માટે વાંધો ઊઠ્યો ત્યારે હિંદીઓની મધ્યસ્થીથી તે વાંધો પાર પાડ[illegible]લા કે લવાદ તરીકે ઇન્ડિયા ગવર્નમેન્ટને નીમવામા આવેલ. સૈયદ મ[illegible]તને ઝંગબારની ગાદી આપી અને બદલા તરીકે મસ્કતને વાર્ષિક પાઉન્ડ ૬૦૦૦ આપવા એ શરતે તે વખતથી મસ્કતથી ઝંગબારને છૂટુ પાડ્યુ. આ પ્રમાણે જે હિંદીઓના

બુદ્ધિચાતુર્યે બ્રિટિશ સામ્રાજ્યના પાયા ઇસ્ટ આફ્રિકામા નંખાયા, તે જ હિંદીઓને આજે ઇસ્ટિ આફ્રિકાના રાજદ્વારી ને વ્યાપારી ક્ષેત્રોમાંથી બાતલ રાખી, તેઓને હાંકી કાઢવાના પ્રયાસો થઇ રહ્યા છે.

## નવા કાયદાઓની ભેટ

**આ** પ્રમાણે ઇસ્ટ આફ્રિકા આખોય જંગબાર સુલતાનની સતા નીચેનો પ્રથમ જણાવી 'ઇસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટ' બનાવ્યો અને જંગબાર ને પેમ્બાના ટાપુઓ ઉપર જંગબાર સુલતાનની નામ પૂરતી સત્તા રાખી. વિશ્વવ્યાપી યુદ્ધ ખતમ થયા પછી બ્રિટિશ ઇસ્ટ આફ્રિકાના કેનીઆ કોલોની ને યુગાન્ડા પ્રોટેક્ટરેટ—એમ બે વિભાગ પાડયા. જંગબાર ને પેમ્બાના ટાપુઓનું પણ 'ઝાંઝીબાર પ્રોટેક્ટરેટ' નામ આપ્યું. સુલતાનનુ માત્ર નામ રાખ્યુ

ગોરાઓ પરાયા મુલકમા તે પ્રદેશના અમલ વતનીઓના ભલા માટે જ જાય છે અને પરોપકાર કરવા માટે જ તેઓ સંસ્થાનો સરજાવે છે. જંગબારના આરબો ને નેટીવોનુ ભલુ કરવાનુ બાકી રહી ગયું હતું તે પણ સન ૧૯૩૪ માં કાયદાના એક જ સપાટે કરી નાખ્યુ!

અગાઉ કહેવાઇ ગયુ છે કે આ પ્રોટેક્ટરેટમા મુખ્ય પેદાશ લવીંગ ને કોપરાંની છે. અને તેનો બધો વેપાર મોટે ભાગે હજી સુધી ત્યાંના હિંદી વેપારીઓના હાથમા રહ્યો છે દિનપરદિન હિંદી વસતી સખ્યામાં વધારો થતો જાય છે. તે વસતીના વધારાના પ્રમાણમાં તેને વસવા માટે આ ઉપરાત બીજા સંસ્થાનની સવડતા કરવાને બદલે ખુદ આ પ્રોટેક્ટરેટમાથી ય તેમને હમેશ માટે હાંકી કાઢવા સન ૧૯૩૪માં નવા કાયદાઓ પસાર કરી તેનો અમલ પણ કરી દેવામાં આવ્યોછે.

હિંદીઓના સ્થાપિત હકકો અને વેપારનો નાશ કરવા જેવા કલ્પનામાંય નહોતા એવા નીચે મુજબના કાયદાઓ સન ૧૯૩૪ ના જૂન માસમાં ત્યાંની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં પસાર કરવામાં આવ્યા છે.

૧ જમીનની ફેરબદલીનો કાયદો
૨ નાણા ધીરનારાઓનો કાયદો.
૩ લવીંગ ઉગાડનાર મંડળને લગતો કાયદો
૪ લવીંગની નિકાસ કરનારાઓને લગતો કાયદો
૫ માલમા સેળભેળ કરવાને લગતો કાયદો.
૬ ખેતીવાડીની પેદાશની નિકાશનો કાયદો

જંગબાર સરકારના આવા કાયદાઓ સામે જંગબારના તેમજ હિન્દના વેપારી મંડળોમા ભારે વિરોધ પ્રગટી નિકળવાથી હિંદી સરકારે એને અંગે તપાસ કરી હેવાલ રજુ કરવા એક મનદી અમલદાર મિ કે પી એસ મેનન I C S ને ગયા ઑગસ્ટ માસમા (૧૯૩૪) જંગબાર મોકલાવ્યા હતા બહુ ઉહાપોહ થયા પછી મિ મેનનના હેવાલનો સાર પ્રગટ કરવામા આવેલ છે

મિ મેનન પોતાના રિપોર્ટમાં જણાવે છે કે જૂન (૧૯૩૪) ની તા ૧૬ મીએ સામાન્ય માહિતી માટે આ કાયદાના ખરડાઓ પ્રસિદ્ધ થયા ને હિંદીઓનો પ્રબળ વિરોધ છતા ૧૫ દહાડામા એને કાયદાનુ સ્વરૂપ અપાયુ આ કાયદાઓ ઓચિંતા અમલમા મૂકયા છે એવી હિંદીઓની ફરિયાદ વાજબી છે

લવીંગ ઉગાડનારાઓ તેમજ લવીંગની નિકાશ કરનારાઓને લગતા ૧૯૩૪ના કાયદા હિન્દી વેપારીહિતોને અસીમ નુકસાનકર્તા છે તેથી તે કાયદાઓ ધારાપોથીમાથી નાબુદ કરવાની જરૂરીઆત દર્શાવે છે

જમીનની ફેરબદલીના કાયદા વિષે મિ મેનન જણાવે છે કે તેમા ખેતી કરનારાઓ ને ખેતી ન કરનારાઓ એવો ભેદ પાડવામાં આવે તો વાધાભર્યો નથી

નાણા ધીરનારાઓને લગતા કાયદામા ભૂતકાળમા થયેલા માટાને આ કાયદાની અસર ન થવી જોઇએ

જો લવીંગ ઉગાડનારાઓના મંડળના દબાણ ને લાગવગની

નીચે તેનો અમલ ન થાય તો માલની ભેળસેળ કરવાના ને ખેતીવાડીની પેદામની નિકાશ કરવાને લગતા કાયદાઓનો વિરોધ કરી શકાય નહિ.

આ કાયદાઓ જંગબારના હિન્દીઓના હક્કોને મર્યાદિત કરે છે. તેમની વર્તમાન પ્રવૃત્તિ સંકુચિત બનાવે છે અને એમના ભાવી લાભ તેથી રૂંધાઇ જાય છે.

**મિ. મેનનના** રિપોર્ટ સામે જંગબારની સરકાર આ કાયદાઓ વાજબી ઠરાવે છે જંગબારની સરકાર કહે છે કે:

'કોઇ હિન્દી ખેતીવાડી કરતો નથી. હિન્દીઓ પાસે જમીનો છે પણ ખેતીવાડી તો આરબ તેમજ આફ્રિકનો જ કરે છે.

આરબો ને નેટીવો નાણાંની બાબતમા બીલકુલ બેજવાબદાર હોવાથી તેમના લાભોનું રક્ષણ કરવા તેમની પોતાની સામે તેમને રક્ષણ આપવાની સરકારને જરૂર પડી છે. આ કાયદાઓથી હિન્દી હિતને કંઈ નુકસાન થાય એવું સરકાર માનતી નથી. વગેરે'

ત્યાંના એક એડવોકેટ મિ. ગુલામઅલી કાદરભાઇ કહે છે કે: 'અહીં ખેતી જેવું કાંઇ જ નથી.'

જંગબારના હિન્દી વેપારીઓ આ કાયદાઓનો સખ્ત વિરોધ કરતાં જણાવે છે કે: ૮૦ ટકા હિન્દીઓ કાયમના અહીંના વસાહતી છે. માટે અહીંના આરબ અને નેટીવો જેટલો જ જમીન મેળવવાનો તેમનો પણ હક્ક છે. આ કાયદાથી આરબો ને હિન્દીઓ વચ્ચે જાતિય ઝેર રેડાશે.

આ કાયદાઓનો અમલ ભૂતકાળમાં થયેલાં જમીનોનાં વેચાણોને પણ લાગુ પડશે એટલે સ્થાપિત લાભોને ગભીર જોખમમાં મુકશે. વળી હિન્દીઓને ત્યાં ગીરવી પડેલી જમીનો આ કાયદા મુજબ હિન્દીઓ ખરીદી નહિ શકશે તો જમીનોની કિમ્મત કંઇ ઉપજશે નહિ તેથી હિન્દીઓની મોટી મૂડી ડૂબી જશે. હિન્દીઓના ૮૦ લાખ રૂપિયાનું જમીનોમાં રોકાણ છે.

જંગબારની સરકારે ખેડુતોની દેવાદારી તપાસવા તથા રાહતની

ભનામણ કરવા ત્યાના મુખ્ય ન્યાયમૂર્તિના પ્રમુખપદે કમીશન નીમ્યુ છે તેમા હિન્દીઓના તરફથી મિ તૈયબઅલી બેરીસ્ટર છે

લવીંગ ઉગાડનારાઓનુ મ ડળ બ્રિટિશ રેસીડન્ટે નીમ્યુ છે તેમા લવીંગ ઉગાડનારાઓ મેમ્બર નથી પણ મોટે ભાગે સરકારી અમલદારો છે, છતા તે બહારના દેખાવમા પર કારી ખાતુ નથી તેની બધી વ્યાપારી પ્રવૃત્તિઓ એક મિ બાર્ટેન નામના મેનેજર કરે છે કહે છે કે હિન્દી વેપારીની અવનતિ માટે કાયદાઓ ઘડાવનાર પણ વેપારની શુદ્ધ હરિફાઇમા નિષ્ફળ જનાર એ મિ બાર્ટેન છે આ કાયદાઓથી તે હિન્દી વેપારીઓનો નાશ થઇ બેસે છે આ મ ડળને લવીંગના વેપાર માટેની વિશાળ સત્તા આપવામા આવી છે

ખરી રીતે જોઇએ તો લવીંગ ઉગાડનારાઓનુ મ ડળ એ સઘ મ ડળ નથી એ એક સરકારી ખાતુ છે તેની વ્યવસ્થાપક સમિતિ સરકાર નીમે છે આ મડળને માત્ર લવીંગનો જ વેપાર કરવાની નહિ પણ જમીન મકાનો તમજ અનાજ ખરીદવા વેચવાની પણ સત્તા આપી છે એટલે ખરી રીતે તો આ મડળને રાજ્ય તરફથી વેપાર કરનારી કોર્પોરેશન જ કહી શકાય એની હરિફાઇ કોઇથી પણ થઇ શકે નહિ તેવા ખાસ હક્કો ને વિશાળ સત્તા તેમને આપવામા આવી છે લવીંગની નિકાસ કરવા માટે પરવાના આપવાની સત્તા સરકારે પોતાના હસ્તક રાખી છે ન્યા વેપારીને પરવાનો આપવા ને કોને આપવો ને કેટલાને આપવો તે સરકાર નક્કી કરશે આંકડાઓ ઉપરથી જણાય છે કે જગબારમા માલિકી અગર ગીરવીથી ૨૦ ટકા જમીન હિંદીઓના કબજામા છે ૩૦ લાખ લવીંગના ઝાડોમાથી ૧૧ા લાખ ઝાડો હિન્દીઓ હસ્તક છે

હિન્દીઓની એટલી આર્થિક બરબાદી કરવા જ નહિ પણ એના હાથમાથી વેપારને ઝુટવી લેવા અને અગ્રેજ વેપારના શુ અને વિકાસ અર્થે જ કાયદાઓની આવી કિલ્લેબદી રચાઇ રહી છે આ રીતે કનમને એકજ ઝટકે હિન્દીઓને આ ટાપુમાથી હાંકી કાઢવાની અપ્રમાણિક યુક્તિઓ રચાઇ રહી છે

મિ. મેનને પણ પાતાના હવા
મને એવી ટીકા કરવાની ફરજ પ
અસર હરેક પ્રકારના જાહેર વિશ્વાસની
જ્યાં વસી રહ્યો છે તે પ્રદેશોમાથી તેને

આ રીતે જંગબારના હિંદીએ
ટોપરાંનો વેપાર છીનવી લેવા તેમ
ખરીદવાના હક્કને ઝુંટવી લેવા સાથે
પણ ભયમાં આવી પડે, એ રીતના
ફેરફાર વગર અમલ કરવામાં આવે તો હિન્દીઓને જંગબારમાંથી ગાંસડાંપોટલાં ઉઠાવી ચાલી નીકળવાનો એક સમય નજદીકમાં આવશે એમ જણાય છે.

## ઇમ્પીરીઅલ બ્રિટિશ ઈ. આ. કંપની

**આ**ફ્રિકાના પૂર્વ કિનારા સાથે બ્રિટિશ હિન્દની પ્રજાનો વેપાર અહર્નિશ વધતો જતો હતો. અને તે એટલે સુધી વધ્યો જતો હતો કે સન ૧૮૭૨માં બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કુએ પોતાની સ્ટીમરો મુબઈને જંગબાર વચ્ચે દોડાવવી શરૂ કરી. ઈ. સ. ૧૮૮૬ સુધીમાં જંગબાર સુલતાન સાથે બ્રિટિશોનો પણ એટલી હદ સુધી ગાઢો સંબંધ બંધાયો હતો કે તે વખતના સુલતાન સૈયદ બરગસે સન ૧૮૮૭માં બ્રિટિશ ઇસ્ટ આફ્રિકન એસોસીએશનને કન્સેશન આપ્યું. તેજ વર્ષમાં ઇમ્પીરીઅલ બ્રિટિશ ઇસ્ટ આફ્રિકન કંપની સ્થાપવામાં આવી અને મહારાણી વિક્ટોરીઆ પાસેથી - આફ્રિકામાં વેપાર કરવાનો પરવાનો-ચાર્ટર મેળવ્યો.

હિન્દી મહાસાગરમાં મહારાણી વિક્ટોરિયાની - ના વ્યાપારી તથા બીજા લાભો રક્ષવા માટે કિનારાપરના પ્રદેશોનો કાણુ લાભકારક થઇ પડે એ માન્યતાએ ઇમ્પીરિયલ બ્રિ. ઈસ્ટ આફ્રિકા કંપનીને ચાર્ટર આપવામાં આવ્યો હતો અને નહિ તો બીજાં રાજ્યોનાં રક્ષણ અથવા તાબા નીચે વેપાર કરવાની ને રહેવાની ફરજ પડત. આ સમયમાં

ભલામણ કરવા—બ્રિ... .ર્નમેન્ટ, ઈસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટની બહોળા છે. તેમાં જ જમીનો હિંદી ખેડુતોને આપી હિંદીઓને વસાવવાની લવીશ હતી. સન ૧૯૦૨માં એ કંપનીના એક ડાયરેક્ટરે ઉગાર્યું છે કેઃ—

'ઇસ્ટ આફ્રિકાની જમીન અને આબોહવા હિન્દી ખેડુત માટે પૂરેપૂરી અનુકૂળ છે. કિનારાપરનો બધો વેપાર લગભગ પહેલેથી જ હિન્દીઓના હાથમાં છે. તેઓ આ તકનો પૂરેપૂરો લાભ લઇ આ યોજનાને સહર્ષ વધાવી લેશે.'

આ અરસામાં હિન્દી સરકાર તરફથી પણ જાહેર કરવામાં આવ્યું હતુ કે: ઇસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટમાં હિન્દીઓને જમીનો મળી શકશે. પણ હિંદી ખેડુતોને ત્યાં જવા લલચાવનારી બીજી ખાસ કંઇ હીલચાલ તેને અંગે કરવામાં આવી નહોતી; છતાંય ઇમ્પીરીઅલ બ્રિટિશ ઇ. આફ્રિકન કંપનીની ડહાપણભરી અને દીર્ઘદર્શી પોલિસીનો લાભ લેવાની જે તક હિન્દીઓને આપવામાં આવી હતી તેમાં તેઓ પછાત પડયા નહોતા.

આ પ્રદેશના અંદરના ભાગના પ્રશ્નનો નિર્ણય થઈ ગયો કે તુરત જ સાહસિક હિન્દી વેપારીઓ અંદરના ભાગમાં દાખલ થવા મડયા હતા. પણ કમનસીબે બ્રિટિશ ગવર્નમેન્ટની મદદના અભાવે ધી ઇમ્પીરીયલ બ્રિ. ઈ. આ. કંપની નાણા સંબંધી ભારે મુશ્કેલીઓમાં આવી પડવાથી તેને ઉપરોક્ત પોલિસીનો અમલ કરવાનો વખત મળી શક્યો નહિ.

ઇ. સ. ૧૮૯૩ માં ઇંગ્લાંડની ગવર્નમેન્ટે ચોક્કસ નક્કી કર્યું કે ઇસ્ટ આફ્રિકામાં બ્રિટિશ લાભોનો કબજો કંપની પાસેથી લઈ લેવો. કંપનીને અઢીલાખ પાઉન્ડ આપી વેપારનો આપેલો પરવાનો પાછો લઈ લીધો. ઈ. સ. ૧૮૯૫ના જુલાઇ માસમાં ઇમ્પીરીઅલ બ્રિ. ઇ. આ. કંપનીએ પોતાનું કામકાજ બંધ કર્યું. અને તે જ મહિનામાં ઈંગ્લાંડની પાર્લામેન્ટે યુગાન્ડા રેલ્વે બાંધવાનું કામ શરૂ કરવાની મંજુરી આપી.

## યુ ગા ન્ડા રે લ્વે

સન ૧૮૯૧-૯૨ માં ધી ઇ. બ્રિ. ઇ આ. કંપનીના વતી આ કામની પ્રાથમિક સરવઇ મેસર્સ મેકડોનલ્ડ અને પ્રિન્ગલે કરી હતી. સરવઇ પાર્ટી ૭, યુરોપિયન અને ૪૧, હિન્દીઓની બનેલી હતી. સરવઇ રિપોર્ટમાં હિન્દી મજુરોની મદદ લઇ રેલ્વે બાંધવી. એવી ભલામણ કરવામાં આવી હતી.

આ માટે હિંદી સરકાર સાથે મંદેશા ચલાવવા તેમજ રેલ્વે બાંધકામપર દેખરેખ રાખવા એક કમિટિ નીમવામાં આવી અને સન ૧૮૯૬ થી તે રેલ્વે બાંધવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું.

આ રેલ્વેના બાંધકામ માટે જોઇતા મજુરો તેમજ કારીગરોને હિન્દુસ્થાનમાંથી બોલાવવામાં આવ્યા હતા.

હિન્દી મજુરોનો પ્રત્યેક માથાદીઠ, તેને લાવવા, પાછા લઇ જવા, મજુરી, ખાધાખોરાકી ને ડોકટરી સારવાર સહિત દરમાસે સરેરાશ રૂ. ૩૦) ખરચ આવતો હતો.

આ હિન્દી મજુરોને ઇસ્ટ આફ્રિકામાં રેલ્વે બાંધવાના કામ માટે મોકલવા સંબંધમાં હિંદી સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું હતું કે:

'ઇસ્ટ આફ્રિકામાં જનારા દરેકને ત્રણ વર્ષની એગ્રીમેન્ટ પૂરી થયે પાછા સરકારી ખરચે અહીં પહોંચાડવામા આવશે અને એ જ પ્રમાણે ત્યાં જનારાઓની ઇચ્છા તે પ્રદેશમાં કાયમ રહેવાની હશે તો પણ તે રહી શકશે.'

રેલ્વે બાંધવાનું કામ પૂરૂં થયા પછી ત્રણ વર્ષની ગિરમીટપર કામ કરવા આવેલા મજુરોમાંથી લગભગ ઘણા ખરા પાછા હિન્દુસ્થાનમાં ચાલ્યા ગયા હતા. કેનીઆ કોલોનીનો પૃથ્વીપરના સ્વર્ગ જેવો. હાઇલેન્ડનો પ્રદેશ તથા વિકટોરીઆ ન્યાંઝાના ફળદ્રુપ કિનારા સાથે 'દરિયા કિનારાનું જોડાણ કરનારી યાદગાર રેલ્વે હિન્દુસ્થાને બાંધી આપી હતી. એ ભૂલવું જોઇતું નથી.

ખુબી તો એ છે કે આ યાદગાર રેલ્વેના બાધકામ મા હિન્દથી આવેલા પંજાબી ને ગુજરાતી મજુરોને મોતના મ્હોમ રહીને કામ કરવુ પડતુ જગલી હિંસક પશુઓથી પોતાનુ રક્ષણ કરવા માટે એમને હથિયાર પણ રાખવાની મનાઇ હતી. મગરૂર બ્રિટિશ ઑફિસરો પણ હિંદી મજુરો તરફ સારી નજરે જોતા નહિ છતા જગનમા અજાણ્યા રોગો, જગલી નીગ્રો તરફથી મારી નાખવાના ભય વચ્ચે મોતના ડાચામા પડીને અને એવા અનેક દુખો વચ્ચે રહીને પણ હિન્દી મજુરો તથા કારીગર વર્ગે પોતાનુ કામ પૂરૂ કર્યું હતુ

દુખની વાત તો એ છે કે હિંદી મજુરોની હાલત તેઓની અડચણો દુખો ને અપમાનિત દશાનુ આલેખન કરવા માટે કોઇ એકાદ હિંદી પત્રકાર પણ તેઓની સાથે આફ્રિકા મોકલવામા નહોતો આવ્યો આજે જે કઇ હકીકત થોડીઘણી પણ મળી આવે છે તે બ્રિટિશોએ પોતે કરેલી નોંધો ઉપરથી તારવી શકાય છે

એકજ તબુમા કેટલાક મજુરોને એક સાથે રાખવામા આવતા આફ્રિકાના આ જગલોમા પણ હિંદીઓ ઉપર હિંદનો હથિયારબધીનો કાયદા લાગુ હતો અને તેથી જગલી પશુઓની સામે તેઓને રક્ષણ કરવાનુ પણ કઇ સાધન નહોતુ છતા બ્રિટિશ ઑફિસરો હિન્દી મજુરો ઉપર શકાની દૃષ્ટિએ જોતા ખોરાક, વગેરેમા પણ તેઓની જોઇતી સગવડો સચવાતી નહિ

અહીં યાદ રાખવુ જોઇએ કે આ સમયે (૧૯૦૨-૦૩) આ દેશમા ગોરા સેટલરોની સખ્યા માત્ર ૧૦૦ ની હતી જ્યારે હિન્દી વસ્તીની સખ્યા ૬૦૦૦ થી ૭૦૦૦ ની હતી. ખરેખર, હિન્દી પ્રજાએ જો તે વખતે એમ જાણ્યુ હોત કે કેનીઆના ગોરા સેટલરોને લૂંટ ચલાવવા–એ દેશનો કબજો અપાવવા માટે સિંહોના મોઢાના શિકાર બનવા અમારા દેશબધુઓને મોકલવામા આવે છે તો તે કદી પણ પોતાના દેશબધુઓને પૂર્વ આફ્રિકાની રેલ્વે બાધવા મોકલત નહિ

જો હિંદી મજુરો ને કારીગરો ન આવ્યા હોત તો રેલ્વેનું આવું મોટું કામ ધારેલા સમયમાં ભાગ્યે જ પૂરૂં થઇ શક્યું હોત.

**મિ. વિન્સટન ચર્ચીલ લખે છે**

સને ૧૯૦૮ માં ઈંગ્લંડના જાણીતા રાજ્યદ્વારી મિ. વિન્સ્ટન ચર્ચીલ સાહેબ ઇસ્ટ આફ્રિકાની વિઝીટે ગયા હતા. એ મુસાફરીના લખેલ પુસ્તક "My African Journey'માં તેમણે જણાવ્યું છે કે:—

"It was the Sikh soldier who bore an honourable part in the conquest and pacification of those East African Countries. It is the Indian trader who penetrating and maintaining himself in all sorts of places in which no white man could go or in which no white man could earn a living, has more than any one else developed the early beginnings of trade and opened up the first slender means of communication. It was by Indian labour that the one vital Railway on which everything else depends was constructed. It is the Indian banker who supplies perhaps the larger part of capital yet available for business and enterprise, and to whom the white settlers have not hasitated to resort for financial aid. The Indian was here long before the first British Officer. He may point to as many generations of useful industry on the coast and inland, as the white settlers, especially the most recently arrived contingents from South Africa

can count years of residance. It is possible for any Government with a scrap of respect for honest dealing between man and man, to embark on a policy of deliberately squeezing out that native of India from regions in which he has established himself under every security of public faith."

ચર્ચીલ સાહેબનું આ કથન જ બ્રિટિશ મહારાજ્યની હિન્દી પ્રજાએ, આ ઇસ્ટ આફ્રિકામાં બ્રિટિશ સામ્રાજ્યના પાયા નાખી, તેને મજબુત કરવામાં કેવો અગત્યનો ભાગ ભજવ્યો છે અને સૌથી વધારે ભોગ આપ્યો છે તેની સાક્ષી પૂરે છે.

# કેનીઆ કોલોની

ક્ષેત્રફળ: ૨૨૪૯૬૦ ચોરસ માઈલ

પેદાશ: ઘઉં, મકાઇ, કોફી ને ભોયસિંગની મુખ્ય છે

વસતી ૧૬૮૮૫, ગોરાઓ, ૩૯૬૦૦ હિંદીઓ, ૨૦૦૦ આરબો ૪૦૦૦, ગોવાનિસ, ને ૩૦૩૩૦૦૦ નેગ્રીવો છે. (સન ૧૮૩૧)

લેજીસ્લેટીવ કાઉન્સિલ હાલની લેજીસ્લેટીવ કાઉન્સિલ, ૨૦ નોમીનેટેડ ઓફિસરો, ૧૧ ચુંટાયલા યુરોપિયનો ૫, ચુંટાયેલા યા નોમીનેટેડ હિંદીઓ, ૧ ચુંટાયનો આરબ, ૧ નેટીવોના હિત સંરક્ષણ માટે નોમીનેટેડ ક્રિશ્ચિયન મીશનરી મલી ૩૮ સભ્યોની છેલ્લા બંધારણ મુજબની બનેલી છે.

## જાતિય ઝેર

ઈસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટ, જે આજે 'કેનીઆ કોલોની' કહેવાય છે તેમા હિન્દીઓ અને યુરોપિયનો બન્ને બહારથી આવેલી કોમો છે એટલે ખરી રીતે બ્રિટિશ મહારાજ્યની એ બન્ને બહારથી આવેલી કોમોના વસવાટના હક્કો આ દેશમા સમાન હોવા જોઇએ એ જ ન્યાય ગણાય પરંતુ ઘણી જ દુઃખની વાત છે કે કેનીઆના ગોરા સેટલરોની આંખમા પહેલેથી જ હિન્દીઓ કણાની માફક ખુંચે છે, તેથી તેઓની સામે જબરજસ્ત વિરોધનું વાતાવરણ ઉત્પન્ન કરી, વ્યવસ્થિત કાર્યદક્ષતા ને કોલોનીની ગવર્નમેન્ટમા જબરી લાગવગના પ્રભાવે આજે હિંદીઓની હાલત ત્યા નિરાધાર જેવી થઇ પડી છે

'હિંદી પ્રજા ગોરી પ્રજા કરતાં ઉતરતા વર્ગની છે, પશ્ચિમની સંસ્કૃતિ જ સર્વોત્કૃષ્ટ છે.' એવો પ્રચાર કરનારા, ચામડીના રંગભેદની સજ્જતું ઝેર અહીં પ્રસારી હિન્દીઓ વિરૂદ્ધ લાગણી ઉશ્કેરનારાઓમાં સૌથી મોખરે લૉર્ડ ડેલામિયર નામના એક આગેવાન સેટલરનું નામ હિન્દી પ્રજાના વિરોધી તરીકે ચિરકાળ રહેશે.

કેનીઆના ગોરાઓને, સમુદ્રની સપાટીથી ૫૦૦૦ થી ૯૦૦૦ ફૂટ ઊંચી, ઇચ્છીત પાક ઉત્પન્ન કરનારી, મોં માગ્યા વરસાદ જ્યાં વરસે છે એવી, નદીઓ, ઝરાઓ, પર્વતો ને બીજી જોઇએ તેવી કુદરતી રમણિયતાથી ભરપુર ફળદ્રુપ જમીનવાળો, કિમ્મતી ખનીજથી ભરેલો, પૃથ્વીપરના સ્વર્ગ સમાન દેશ અનાયાસે પ્રાપ્ત થઈ જવાથી એમાં કોઈ પણ પ્રકારે હિન્દીઓને હિસ્સો ન આપવો એ કારણે હિન્દીઓ તેઓને આંખના કણા માફક ખુંચે છે. તેથી લાગવગથી, કાયદાઓથી, ધમકીથી એમ અનેક પ્રકારે જુદાં જુદાં બ્હાનાં નીચે તેઓને આ દેશમાંથી કાઢી મૂકવાની ચળવળો ચલાવી રહ્યા છે.

## જુઠાં વચનો

હિન્દી મજુરીએ રેલ્વે બંધાઇ અને હાઈલેન્ડઝવાળો પ્રદેશ ખુલ્લો થતાં, એ વસવા લાયક સુંદર પ્રદેશની જમીનો ગોરાઓને આપવામાં આવી. ભોળી હિન્દી પ્રજા જોસભેર ચળવળ ચલાવે નહિ તે માટે જુદે જુદે વખતે ત્યાંની ગવર્નમેન્ટ તરફથી વચનો આપવામાં આવ્યાં અને સમય આવ્યો ત્યારે તે વચનોને કચરાની ટોપલીને સ્વાધીન કરી, હાઈલેન્ડઝનો પ્રદેશ માત્ર ગોરાઓને માટે જ રીઝર્વ રાખવાનો કાયદો પસાર કરવામાં આવ્યો. એટલું જ નહિ પણ ગોરા સેટલરો જમીન વેચવા ઇચ્છે તો પણ તે હિંદીઓને વેચી શકે નહિ. હિંદીને નામે ટ્રાન્સફર કરી શકે નહિ. વગેરે.

આ દેશમાં જમીન વેચાણ લેવાના હક્કથી હિન્દીઓને બાતલ રાખવા ગોરા સેટલરોએ કેવી કૂટનીતિ અખત્યાર કરી હતી તે જરા જોઇએ.

, સન ૧૯૦૨ની ૨૮ મી ફેબ્રુઆરીએ ત્યાંની ગવર્નમેન્ટે હિન્દીઓને એક પત્ર લખી ખાત્રી આપી હતી. જેમાં જણાવવામાં આવ્યું હતું કેઃ–

'You are in the error supposing that the Government has any intention of drawing a distinction between Europeans and Indians as far as rights of mining, settling and acquring land are concerned.'

આમ એક બાજુથી 'યુરેપિયન અને હિંદી બન્ને કોમો વચ્ચે ભેદભાવ રાખવાનો સરકારનો ઇરાદો નથી' એમ ખુલ્લી રીતે હિંદીઓને જણાવી ઠંડું પાણી રેડાય છે અને બીજી બાજુથી હાઇલેન્ડઝના પ્રદેશની જમીનો ગોરાઓને આપે જાય છે.

સન ૧૯૦૮ માં એક બાજુ કયુ અને ફોર્ટ ટરનન વચ્ચેની જમીન યુરેપીયન સેટલરોને જ આપવા માટે વડી સરકારને ડીસ્પેચ મોકલે છે તેજ લૉર્ડ એલ્જીન બીજી તરફ આમ કહે છે કેઃ

'It was not consonant with the views of His Majesty's Government to impose any legal restrictions on any particular section of the Community in regard to the aquisition of Land.'

સન ૧૯૦૭ માં કોલોની ઑફિસના તે વખતના અન્ડર સેક્રેટરી મિ. વીન્સ્ટન ચર્ચીલે પાર્લામેન્ટમાં પૂછાયલા એક પ્રશ્નનો જવાબ આપતાં જણાવ્યું હતું કેઃ

'I am not by any means in a position to say that the British Indian subjects will be altogether excluded from these districts.'

આમ જુદે જુદે વખતે હિંદીઓને, હિંદી અને ગોરા વચ્ચે કાયદાથી ભેદભાવ નહિ રાખવા માટે વચનો આપવામાં આવ્યાં હતાં

છતા તે બધા વચનોને નેવે મૂકી અને ૧૯૧૫ મા 'ક્રાઉન લેન્ડ ઑરડીનાન્સ' પાસ કરવામા આવ્યો

## ક્રા ઉ ન લે ન્ડ ઓ ર ડી ના ન્સ

ગોરા સેટલરો કોલોનીના ગવર્નરો ઉપર લાગવગ ને દબાણ લાવી પહેલેથી જ પોતાનુ ધાર્યું કરાવતા રહ્યા હતા ઇમ્પીરીઅલ ગવર્નમેન્ટ ઘણે દૂર હોવાથી સ્થાનપરનો ગવર્નર શુ કરે છે તેની ભાગ્યેજ તપાસ રાખી શકે એને તો એના ગોઠવેના તંત્ર મુજબ ગવર્નરના ડીસ્પેચો ઉપર જ માત્ર જોવાનુ હોય

એ સમયના ગવર્નરો ઉપર અને ઑફિસરો ઉપર લૉર્ડ ડેલામિયરની લાગવગ અંતિમ હદ સુધી વધી ગઇ હતી જ્યારે જ્યારે હિંદીઓના હક્ક પ્રશ્ન ઉપર વિચાર કરવાનો હોય ત્યારે ગોરા સેટલરો તરફથી જબરો વિરોધ જાગશે ને જબરી ચળવળ ઉપડશે એવી બીક બતાવાનારાઓને લાગતી આવી ધાસ્તીભરી સ્થિતિ ઉભી થવાનો સભવ જણાતો ત્યારે અગત્યના કમીશનોના પ્રમુખસ્થાને હિંદીઓના કટ્ટર વિરોધી લૉર્ડ ડેલામિયરને નીમવામા આવતો

સન ૧૯૦૬ મા ગોરા કોલોનીસ્ટોની એસોસીએશન તરફથી યુરોપિયનોની જનરલ મિટિંગ ભરવામા આવી એમા હિ દીઓ વિરૂદ્ધનો એક સુધારો પસાર કરવામા આવ્યો જો કે તે પછી બીજી મિટિંગમા તે સુધારો રદ કરવામા હતો ગોરાઓની આવી હીલચાલનો જબરજસ્ત સામનો કરવા માટે હિ દી કોમની પણ જનરલ મિટિંગ મેળવવામા આવી તેમા રૂ ૨૦૦૦૦) એકઠા કર્યા અને હિન્દીઓના અભિપ્રાયો જણાવવા તે જ વરસના અંતે (સન ૧૯૦૬) હિન્દીઓનું એક ડેપ્યુટેશન ઇંગ્લાન્ડ મોકલવામા આવ્યુ હતુ

આ રીતે ગોરા સેટલરોએ હિંદીઓ વિરૂદ્ધની ચળવળ જારી રાખી ગવર્નમેન્ટમા પણ લાગવગ અને દબાણથી પોતાનું મન ધાર્યું કરાવવામા ફતેહ મેળવ્યે જતા આ વખતના હિંદીઓમા માત્ર એ

એમ. જીવણજી જેવા ગણ્યાગાંઠ્યા વેપારીઓ સિવાય મોટો ભાગ સાધારણ ભણેલ પરચુરણિયો વેપારીવર્ગ, અભણ કારીગરવર્ગ ને નોકરીઆતોનો હતો. જે રાજ્યદ્વારી આંટીઘુંટીઓ ભાગ્યેજ સમજી શકે. આવા બીન કેળવાયલા હિન્દીઓ વ્યવસ્થિત કાર્યદક્ષતાના અભાવે ગોરાઓની યુક્તિપુરઃસરની જબરજસ્ત વિરોધી ચળવળોનો સામનો કયાંથી કરી શકે ? જ્યારે ગોરાઓએ હાઇલેન્ડઝની બધીય જમીનો પચાવી પાડી ને કાયદાપૂર્વક લૂંટ કરી લીધી ત્યારપછી જ કેળવાયલા હિન્દીઓ આ પ્રદેશમાં આવવા લાગ્યા.

સન ૧૯૦૬ માં લૉર્ડ એલ્જીન પાસેથી અહીંના ગોરાઓએ હાઇલેન્ડઝવાળા પ્રદેશની જમીનો મેળવી અને ઇમ્પીરીઅલ ગવર્નમેન્ટને એ હક્કો મેગ્નાચાર્ટારૂપે સ્વીકારવાની ફરજ પાડી.

સન ૧૯૦૮–૧૦ માં કીબોસ અને મોરોની નજીક નીચા પ્રદેશની થોડી જમીનો કેટલાક હિંદીઓને આપવામાં આવી.

સન ૧૯૦૮થી ૧૯૧૩ સુધીમાં ૧૭૪૨૫૩૨ એકરના વિસ્તારની જમીન અપાઇ ગઇ હતી અને સન ૧૯૧૩ ની આખરે કુલ ૩૯૧૯૯૨૩ એકર જમીન આપી દેવામાં આવી હતી. જે બધી જમીનો ગોરાઓને જ આપવામાં આવી હતી. જેમાં હિંદીઓને તો માત્ર ૮૫૨ જણાવ્યું તે નીચાણવાળી Law Lands જમીન ફેક્ત ૩૦૦૦ એકર જેટલી જ મળી હતી. એટલે કે સન ૧૯૦૮–૧૦માં જે ૩૦૦૦ એકર જમીન કીબોસ ને મોરોની વચ્ચેની હિંદીઓને અપાઇ ત્યારપછી બધી જમીનો ગોરાઓને જ આપવામાં આવી. અને કોઇ પણ રીતે હવેથી જમીનનો એક ટુકડો પણ હિંદીઓને ન અપાય તે માટે ગોરાઓએ સીધી ને આડકતરી રીતે સાવચેતીથી લડત ચાલુ રાખી.

## લેન્ડઝ બૉર્ડ

સન ૧૯૦૮ માં 'લેન્ડઝ બોર્ડ' સ્થાપવામાં આવી હતી. તેમાં બધા મેમ્બરો ગોરાઓ જ હતા. હિંદીમાંથી એક પણ સભ્ય નીમવામાં નહોતો આવ્યો. બોર્ડે તુરત જ પોતાનું કામ શરૂ કર્યું. આ લેન્ડઝ–

-બોર્ડના મેમ્બરોએ હાઇલેન્ડઝમાં હિંદીઓને જમીન ન આપવી અને સેટલમેન્ટ નક્કી કરવા માટે બની શકે ત્યાંસુધી હિંદીઓના આ પ્રદેશના આગમનપર અંકુશ મૂકવાની ભલામણો કરી; અને બીજી ભલામણ એ કરી કે ભવિષ્યમાં જમીનોનાં લીઝ ગોરાઓએ રોકી લેવાં. તે ભલામણો ઉપર એક ઑફિશિયલ સુધારાનો ધડાકો કરવામાં આવ્યો કે હાઇલેન્ડઝનો વિસ્તાર વધારવો અને હિન્દીઓને નીચાણવાળી જમીન અમુક નક્કી કરેલી હદમાં આપવી પણ તેને સરકાર તરફથી કશુંય ઉત્તેજન આપવું નહિ.

સન ૧૯૦૯માં આ કૉલોનીના ગવર્નર તરીકે સર પરસી જીરાર્ડ આવ્યા અને તેમણે પણ લૉર્ડ ડેલામિયર અને બીજા ત્રણ ચાર આગેવાન સેટલરોની ગેહમાં દબાઇ અગાઉના પહેલાંના ગવર્નર સર ચાર્લ્સ ઇલીયટની પક્ષપાતી નીતિ ગ્રહણ કરી. તેણે મજબુત રીતે માન્યુ કે: યુરોપિયનોને જમીનો લેવા પૈસાની મદદ આપવી અને યુરોપિયન માલિકીના એસ્ટેટોમાં આફ્રિકન-નેટીવો મજુરી કરે; એના ઉપર જ આ કૉલોનીની આબાદીનો આધાર છે. સર પરસી જેવા ગવર્નરને અણુખપતીના હિન્દીઓ સંબંધી કશોય વિચાર થયો નહિ.

આ ગવર્નર સાહેબની નીતિ સામે ઇમ્પીરીઅલ ગવર્નમેન્ટ તથા ઇંગ્લાન્ડના લોકો પાસે ફરિયાદ કરી દાદ માગવા ત્યાંના આગેવાન હિન્દી મિ. એ. એમ. જીવણજી ઇંગ્લાન્ડ ગયા.

મિ. જીવણજી ગજદારી પુરૂષ નહોતા પણ એક ભારે વફાદાર અને વગદાર વેપારી કે જેણે આ દેશના વેપાર વણજના વિકાસમાં મોટો ફાળો આપ્યો છે અને જેણે પોતાની આખી જીંદગી આ દેશમાં વિતાવી છે. તેવા પુરૂષે ઇંગ્લાન્ડ જઇ કેનીઆના ગોરા સેટલરોની હિન્દી વિરોધી હીલચાલ ને કૉલોની સરકારની પક્ષપાતી નીતિથી કેનીઆના હિન્દીઓની કેવી કફોડી હાલત થઇ પડી છે? તે બધી હકીકતો ત્યાંના લોકો સમક્ષ જાહેર કરી. એથી વધુ બીજું થાય પણ શું!

સર પરસીની ગવર્નરશીપની સુયોગ્ય તકનો લાભ ગોરાઓએ

બરાબર લીધો. કેનીઆ, ગોરાઓ માટે જ સલામત રાખવા અને એશિયાટિકોને જમીન લેવાના હક્કો કાયદાથી અટકાવવા ગવર્નમેન્ટ ઉપર ભારે દબાણ કરવામાં આવ્યું. તેના પરિણામે લેન્ડઝ બૉર્ડે તૈયાર કરેલું બીલ લેજીસ્લેટીવ કાઉન્સિલની જનરલ કમિટિ સમક્ષ રજુ કરવામાં આવ્યું. આ જનરલ કમિટિએ તપાસ શરૂ કરી તેમાં કોઇ હિન્દીને સાક્ષી તરીકે તપાસવામાં આવ્યો નહિ. ગોરાઓની એસોસીએશને હાઇલેન્ડઝમાં હિન્દીઓને જમીન લેવાનો કાયદાથી પ્રતિબંધ મૂકવા ભારપૂર્વક ભલામણો કરી. તે પ્રમાણે સન ૧૯૧૫ની તા. ૧૦મી એ ઈ. આ. પ્રોટેકટરેટની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં તે બીલ પાસ થયું. અને કોલોનીયલ ઑફિસે તે મજુર કર્યું. જે અત્યારે 'ક્રાઉન લૅન્ડ ઓરડીનાન્સ' (૧૯૧૫) તરીકે ઓળખાય છે.

## કોલોનીના ભાગલા

લડાઈનો અંત આવ્યા પછી કેનીઆ કોલોનીના ૧ હાઇલેન્ડઝ, ૨ નેટીવ રીઝર્વસ, ૩ લો લેન્ડઝઃ એમ ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. હાઈ લેન્ડઝ ખાસ કરીને યુરોપિયનો માટે જ રાખવામાં આવી. 'નેટીવ રીઝર્વ' કોલોનીના નેટીવોને માટે-લોકેશન માટે. તે પણ યુરોપીયનો માટે તો ખુલ્લો રાખવામાં આવેલ છે અને તેને ગોરાઓના બનેલા એક ટ્રસ્ટ નીચે મૂકવામાં આવ્યો છે. 'લૉ લેન્ડઝ' કોઈ કોમ માટે રીઝર્વ કરવામાં આવી નથી. હાઇલેન્ડઝ તો ખાસ યુરોપીયનો માટેજ રીઝર્વ રાખી પણ લો લેન્ડઝમાં પણ સારી ફળદ્રુપ જમીનો યુરોપીયનોને આપવામાં આવી છે. બાકીની જમીન પાણી વગેરેની સગવડતા વગરની, રણ જેવી, જંગલોથી ભરપુર નકામા જેવી છે,

## હિન્દીઓની સેવાનો બદલો

ઉપર મુજબ યુરોપીયન અને હિન્દીઓ વચ્ચે ભેદભાવ નહિ રાખવા, કાયદાથી પ્રતિબંધ નહિ મૂકવાનાં વચનો વારંવાર હિંદીઓને

અપાયા છતા તે વચનો ઉપર પાણી ફેરવી કેનીઆ કૉલોનીમા બ્રિટિશ મહારાજ્યની હિન્દી પ્રજાના જમીન લેવાના હક્ક કાયદાથી ખુચવી લેવામા આવ્યા છે એટલુંજ નહિ પણ ગોરાઓ પોતાના એસ્ટેટમા ગવર્નર-ઇન-કાઉન્સિલની સંમતિ લીધા વગર ગોરા સિવાય અન્ય કોમનો મેનેજર પણ રાખી શકે નહિ, પણ ગોરાઓ આપસ આપસમા જમીનો Free Transfer કરી શકે

સન ૧૯૧૪ મા સળગેલા મહાયુદ્ધમા સાઉથ આફ્રિકાનું લશ્કર ઈસ્ટમા આવ્યુ તે પહેલા જ કેનીઆનુ રક્ષણ કરવા માટે હિન્દી સરકારે હિન્દી લશ્કરની બ્રીગેડ મોકલી આપી હતી બહાદુર હિન્દી સોલ્જરોની અહીં કુલ સંખ્યા ૪૭૭૦૪ જેટલી હતી જેમાથી હિન્દના એ ૫૦૧૮ બહાદુર પુત્રોની કિમ્મતી જીંદગીઓનો ભોગ, ઇસ્ટ આફ્રિકામા બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ યેં આ કેનીઆની ભૂમિપર અપાયો હતો લડાઇના અત સુધી આ હિન્દી લશ્કર કેનીઆમા રહ્યુ હતું

હજી કેનીઆની સરહદનું રક્ષણ કરવા વડી સરકારની મદદે આવેલુ આ હિન્દી લશ્કર અહીં પડ્યુ છે—(૧૯૧૫) લડાઈ શરૂ થયાને નવ મહિના થતા તેજ કોલોનીના ગોરાઓએ હિન્દીઓના જમીન ખરીદીના હક્કો કાયદાથી છીનવી લઈ અન્યાયની પરંપરા આદરી! બ્રિટિશ સરકારના આ ખરે સમયે હિંદમા જ્યારે હિન્દના રાજા મહારાજાઓ પૈસાથી અને જાતથી મદદ કરતા તથા મહાત્મા ગાંધીજી ખેડા જીલ્લામા રીક્રૂટરો મેળવવા પાછળ મડયા હતા, તેજ અરસામા કેનીઆના ગોરા લોકો ખુલ્લી રીતે હિન્દીઓને વિશ્વાસઘાત કરી 'લૂટ'નો ધંધો ચલાવી રહ્યા હતા

આરબ રાજ્ય સાથે બ્રિટિશોની ઓળખાણ કરાવી અને ઝંઝીબાર સુલતાનના ગાદીવારસોના ઝગડામા હિંદીઓની સૂચનાથી બ્રિટિશોને લવાદ તરીકે બોલાવવા અને જેના લીધે જ બ્રિટિશોને ઇસ્ટ આફ્રિકામા સામ્રાજ્ય જમાવવાનું સરળ થયુ, તેજ

હિન્દીઓની વફાદારી, બ્રિટિશ મહારાજ્ય તરફની પ્રીતિ ને સેવાના બદલા તરીકે ઈસ્ટ આફ્રિકાના હિન્દીઓના જમીન મેળવવાના હક્કો કાયદાથી છીનવી લેવામાં આવ્યા।

## ઈકોનોમિક કમીશન

ઉપર જણાવ્યા મુજબ હાઇલેન્ડઝમાથી હિંદીઓને કાયદાપૂર્વકના બાતલ કરવામાં આવ્યા પછી ને પોતાને મનફાવતું મળી ગયા પછી પણ કેનીઆના ગોરા સેટલરો કંઈ બેસી ન રહ્યા પણ તેમની એસોસીએશને હિન્દીઓને સદાબરા આ દેશમાંથી કાઢી મૂકવા માટે સખ્ત લડત શરૂ કરી. લડાઇનો અંત આવ્યા પછી તો કેનીઆના ગોરાઓને કેફ ચડયો. હિન્દમાં 'રોલેટ એક્ટ' હિન્દીઓના માથામાં જડાયો ત્યારે ઈસ્ટ આફ્રિકાના હિંદીઓની તો વધુ ને વધુ ખરાબ હાલત થાય તેમાં નવાઇ નહિ. ગોરા સેટલરોએ આ તકનો લાભ લઇ હિન્દીઓ વિરુદ્ધ જબરી ચળવળ ઉપાડી. તેને પરિણામે સન ૧૯૧૭ના માર્ચ અને મે માસમાં યુગાન્ડા અને કેનીઆ ગવર્નમેન્ટ તરફથી ઇકોનોમિક કમીશનો નીમવામાં આવ્યાં.

યુગાન્ડાની સરકારે આ કમીશનમાં હિન્દીની નીમણુક કરી પણ કેનીઆના કમીશનમાં કોઇ હિન્દીને મેમ્બર ન નીમ્યો. તેમ હિન્દી એસોસીએશન તરફથી કોઈ હિન્દીની જુબાની પણ લેવાની જરૂર જોઇ નહિ. આ કમીશનમાં હિન્દીઓના કટ્ટા વિરોધી નામચીન લૉર્ડ ડેલામિયર અને બીજા ૫ એનાજ વિચારોને અનુસરતા મેમ્બરો હતા. તે સિવાય ૨ ઑફિસિયલ મેમ્બરો હતા. જેમાંના એક ઑફિસિયલ મેમ્બરે રિપોર્ટ ઉપર સહી કરવા ના પાડી અને બીજા મેમ્બરે કમીશન જે પદ્ધતિએ કામ કરતું હતુ તે પદ્ધતિથી કટાળી તેમાંથી નીકળી જવા પ્રયાસ કર્યા હતા. બાકી નોન-ઑફિસિયલ મેમ્બરો ૬ તો કેનીઆમાં હિંદીઓની હસ્તિને જ ધિઃકારનારા તરીકે જાણીતા હતા

લાગલાગટ ૨૨ મહિના સુધી આ કમીશનનુ કામકાજ ચાલ્યુ અને સન ૧૯૧૯મા એ કમિશનનો રિપોર્ટ બહાર પડયો

તે કમીશનમા Terms of referenceની બહાર જઈને હિંદીઓને લગતો પ્રશ્ન લાવવામા આવ્યો હતો ગોરા સેટ્લરોની ઇચ્છા હિંદીઓ વિરૂદ્ધનું ડૉક્યુમેન્ટ ઑફિશિયલ રેકર્ડમા રાખવાની હતી તે પાર પડી

આ કમીશનનો રિપોર્ટ તદન એકતરફી હતો તે વડી સરકારે તે વખતે કબુલ ન રાખ્યો પરતુ હિન્દીઓ વિરૂદ્ધના બધા આક્ષેપો ઑફિસિયલ રેકર્ડમા રહ્યા તે પછી પ્રત્યેક વખતે તક મળતા તેનો ઉપયોગ ગોરા સેટલરો કરતા રહ્યા છે

મજકુર ઇકોનોમિક કમીશનના રિપોર્ટમા આફ્રિકન-નેગ્રોના ભલા માટે હિંદીઓને આ મુલકમાથી કાઢી મુકવાની ભાર મુકીને ભલામણો કરવામા આવી છે અને એમ કરતા હિંદીઓ ઉપર કેટલાક અણછાજતા આક્ષેપો કરવામા આવ્યા છે હિંદીની દૃષ્ટિએ એ રિપોર્ટ કેનીઆના યુરોપીયનોએ હિંદીઓ ઉપર ઘડેલુ તહોમતનામું ગણાય છે, જેનો ગુજરાતી અનુવાદ નીચે મુજબ

## 'તહોમતનામુ'

'આ પ્રદેશના મૂળ વતનીઓ-નેગ્રોના કલ્યાણમાર્ગમા એશિયાટિકોની થતી સીધી અસર કે જે દરજ્જે વિઘાતક થઈ પડી છે, તે મુખ્ય અને અતિ અગત્યનો પ્રશ્ન અહીં ચર્ચીએ છીએ

આ ચર્ચાથી સત્ય હકીકતો નિવેદન કરવા સિવાય કોઇને ખોટુ લગાડવાનો અમારો ઉદ્દેશ નથી વળી એ પણ સમજી લેવુ જોઇએ કે અહીં જે કઇ જરૂર પૂરતી ટીકા કરવામા આવી છે તે આ પ્રોટેક્ટરેટમા વસનારા હલકા વર્ગના કારીગર, મજુર ને પરચુરણિયા દુકાનદાર વગેરેને જ અનુલક્ષીને કરેલી છે, કે જેમાનો ભાગ્યેજ કોઇ હિંદની વગતીના સારા કુટુમ્બમનો

હશે. આવી ટીકાઓ હંમેશાં અપવાદરહિત હોતી નથી. આ દેશમાં પણ હિંદીઓમાં કેટલીક પ્રતિષ્ઠિત વ્યક્તિઓ છે, પણ એવા અપવાદથી મુખ્ય દલીલ યા સિદ્ધાન્ત ખોટો ઠરતો નથી.

ઇમ્પીરીઅલ બ્રિ. ઇ. આ. કંપનીના આગમન પહેલાં આ કિનારાના પ્રદેશોમાં હિંદીઓ વસતા હતા. તેઓનું મુખ્ય સેન્ટર જંગબાર હતું. આરબ વેપાર, ઇસ્લામી સંસ્કૃતિ, તેમજ ગુલામી વેપારની પ્રથા નાબુદ કરવામાં નાણાં ધીરવા વગેરેની મળેલી તકોનો લાભ લઇ કિનારાના પ્રદેશોમાં તેઓએ પગપેસારો કર્યો હતો; પણ બ્રિટિશ સત્તા નીચે આવ્યા પહેલાં ઇસ્ટ આફ્રિકાના અંદરના ભાગમાં કોઇ હિંદીએ પ્રવેશ કર્યો નહોતો.

યુગાન્ડા રેલ્વે બાંધવાના કામમા ઇન્ડિયાથી આવેલ હિંદી મજુરો જ અંદરના ભાગમાં પહેલા પ્રવેશ્યા હતા. આ કામ માટે હિન્દી મજુરોને લાવવાનું મુખ્ય કારણ અનુકુળતાનું મનાય છે. અહીં એ નોંધ કરવાની આવશ્યકતા છે કે અહીંના નેટીવ મજુરોથી આ કામ પૂરૂં કરી આપવા માટે એક પ્રતિષ્ઠિત બ્રિટિશ કૅાન્ટ્રાક્ટરની ફર્મે જે ઑફર કરી હતી તેના કરતાં હિંદી મજુરોથી આ રેલ્વે બાંધવામાં ડબલ ખરચ થયું છે. વળી યુગાન્ડા રેલ્વે બાંધવાનું દર માઇલે સરેરાશ જે ખરચ થયું તે સાઉથ આફ્રિકન યુનીયનની રેલ્વેના કરતાં પણ વધારે છે. વગેરેઃ'

ત્યારપછી સદરહુ રિપોર્ટમાં જણાવે છે કે :

'કોઇ પ્રશ્ન કરે કે, ત્યારે યુગાન્ડા રેલ્વે બાંધવા માટે હિન્દી મજુરોને લાવવાથી હિન્દીઓની હલકી કેળવણીની અહીંના નેટીવોપર ખરાબ અસર થશે, એ વિચાર તે વખતના સત્તાવાળાઓને કેમ નહિ આવ્યો હોય ?'

આનો લુલોપાંગળો બચાવ એવો કર્યો છે કેઃ

'હિન્દીઓ વારવાર નેટીવોના અંગત પરિચયમાં આવતા રહેતા હોવાથી તે વખતે તેમ કરવું અનુકુળ જણાયું હશે.'

વગેરે કહી આગળ ચાલતાં જણાવે છે કે:—

'આ બાબતમાં આફ્રિકાના બીજા ભાગો કરતાં ઇસ્ટ આફ્રિકાની સ્થિતિ કંઇક જુદી છે.

સાઉથ આફ્રિકા યુનીયન અને ર્‌હોડેશિયાની સરકારે હિન્દીઓને આવવા દેવાનું બંધ કર્યું છે. નાટાલમાં એક વખત હિન્દી મજુરોને બોલાવવામાં આવ્યા હતા પણ ત્યારપછીથી એમ કરવામાં એની ભૂલ એને સમજાઇ છે. એ ભૂલ સુધારવા હવે ત્યાં સખ્ત પગલાં લેવાઇ રહ્યાં છે.

કોલોનીયલ ઑફિસ નીચેના આફ્રિકન પ્રોટેક્ટરેટોમાં હિન્દીઓનું આગમન એવા કારણે બંધ નથી કરવામાં આવ્યું કે ઇસ્ટ આફ્રિકામાં હિંદી વેપારીવર્ગ આવતો નથી પણ મજુરો, કલાર્કો, કારીગરો ને યંત્રવાદીઓ આવે છે. હિંદીઓના હલ્લાથી ઘણાં વખત સુધી જરમન ઇસ્ટ આફ્રિકાનેય બચાવવામાં આવ્યો હતો, પણ હમણાં કેટલાક રાજદ્વારી હેતુઓસર ત્યાં હિંદીઓને કેટલેક અંશે ઉત્તેજન અપાય છે.

આજે જે હિન્દીઓ અહીં કારકુનોનું, સુતારનું, મિકેનીક વગેરેનું કામ કરી રહ્યા છે, તે જ કામ જો નેટીવોને શીખાડવામાં આવે તો ઘણું સંતોષકારક રીતે કરી શકે તેમ છે એ એમાં ખાસ ખૂબી રહેલી છે. પણ હિન્દીઓ જ્યાંસુધી પોતાનો દેશવાસી મળે ત્યાં સુધી એવાં કામોમાં નેટીવોને દાખલ કરતા નથી. આ દેશના નેટીવોની આબાદી ને પ્રગતિ અવરોધનારૂં મોટામાં મોટું કારણ એ છે.'

એ ખરૂં છે કે હિન્દીઓએ વેપારને વિકસાવવામાં, નેટીવોની જરૂરીઆતો વધારવામાં, તેમજ એમની પેદાશનો માલ બહારના દેશાવરે મોકલવા લલચાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે ને ભજવે છે, અને આ સેવા માટે તેઓ યશપાત્ર છે; પણ મુખ્ય વિચારવાનો પ્રશ્ન એ છે કે જો યોગ્ય ઉત્તેજન આપવામાં આવે તો એ જ કાર્યો અહીંના નેટીવ લોકો પણ બજાવી શકે તેમ છે.

હિન્દી પ્રજા આ દેશમાં યુરોપિયન અને નેટીવો જોડે સહકારી થવાને બદલે દરેક દિશાએ હરિફ થઈ પડી છે જો હિન્દીઓ યુરોપીયન રહેણી કરણી અને સભ્યતાને અનુસરી રહે તો નાની નાની બાબતોમાં યુરોપિયનોને તો તેની કઇ બીક નથી પણ નેટીવોની બાબતમાં વસ્તુસ્થિતિ તેથી ઉલટી જ છે આવી યુક્તિબાજ ને પ્રપચી કોમ સાથેની હરિફાઇમા અહીંનો નેટીવ કદી પણ ટકી શકે તેમ નથી જ્યા સુધી હિન્દીઓ તેને સારી નોકરીઓમાથી (આવા કામોથી) દૂર રાખી અધમ ગુલામગીરીમાં સબડતા રાખશે ત્યા સુધી નેટીવોના નસીબમાં પાણી ખેંચવાનુ ને લાકડા કાપવાનુ જ લખાયલુ રહેશે તેથી આ દેશમા ચોકસ વર્ગોના હિન્દીઓને આવવા દેવાની વિરૂદ્ધમાં ઘણા મજબુત આર્થિક કારણો છે. અને ખરેખર ઈ આફ્રિકાના કોઈ પણ ભાગમા બધા ઇન્ડિયનોને છૂટથી આવવા દેવાની વિરૂદ્ધમા આ કરતાય વધુ વજનદાર બીજા એવા કેટલાક કમનસીબ કારણો રહેલા છે.

હિંદીઓ શરીરસ્વાસ્થ્ય અને આરોગ્યતાના નિયમો તરફ બીલકુલ બેદરકાર રહેનારા હોવાથી શારીરિક બાબતમા તો તે બીજા ઉપર સારી અસર ઉપજાવી શકે એમ નથી. કારણ કે આ બાબતમાં તો આફ્રિકન-નેટીવો કુદરતી રીતે ચોખ્ખાઇમા રહેવા ટેવાયલા હોવાથી હિંદીઓ કરતા વધુ કેળવાયલા છે, પણ એ લોકોને પોતાની આસપાસ વસનારાઓનું અનુકરણ કરવાની ટેવ પડી છે.

પ્લેગ કે જે ચેપીરોગ કહેવાય છે, તે પણ હમણાં હમણાં મુંબઈથી જ આ દેશમાં હિન્દીઓદ્વારા દાખલ થયો છે. હિંદીઓનાં રહેવાનાં ઘરો મોટેભાગે બીલકુલ ગદા હોવાથી, ગદકીમાંથી જન્મતા બીજા એવા અનેક રોગો ત્યાંથી જ ફાટી નીકળે છે. હિંદીઓ દરેક જગ્યાએ ગદા રહે છે. આ શરીરસ્વાસ્થ્ય અને આરોગ્યતાની દૃષ્ટિએ પણ હિન્દીઓનો વસવાટ તેમને એકલાને જ નહિ પણ ખાસ

કરીને આ દેશના નેટીવોને પણ ભારે ભયકારક છે.

એજ પ્રમાણે હિંદીઓનું નૈતિક અધ:પતન આફ્રિકનો, કે જે સ્વાભાવિક રીતે પૂર્વના એવા ભયંકર દુર્ગુણોથી અનભિજ્ઞ રહેલા છે તેને ખરાબ કરે છે. તે ઉપરાંત હિંદીઓ નેટીવોને ચોરીના ગુન્હા તેમજ હલકાં કૃત્યો કરતાં પણ શીખાડે છે. ચોરીનો માલ રાખી તેને ચોરીઓ કરવામાં ઉત્તેજન આપે છે. એટલે જો તેઓને આ દેશમાંથી કાઢી મૂકવામાં આવે તો આવા ચોરી વગેરેના ગુન્હાઓની સંખ્યા કે જે આજે વધી પડી છે તે પણ સરેરાશ ઓછી થઈ જશે.

૧, નેટીવોના લાભો રક્ષવા ૨, હિન્દી મહત્વાકાંક્ષાને સંતોષવી. એ બે મહાન્ પ્રશ્નોનો નિર્ણય કરવાનું શહેનશાહતની સામે અત્યારે ધર્મસંકટ આવી ઉભું છે. તેમાંથી એકની પસંદગી કરી લેવાની છે. આ દેશમાં હિંદીઓની હસ્તિ દેખીતી રીતે નેટીવોની શારિરિક, નૈતિક ને આર્થિક પ્રગતિમાં અંતરાય રૂપ થઇ પડી છે. રાજકીય દષ્ટિએ આ સવાલ ઘણો અગત્યનો છે. તેથી આ અગત્યની બાબતનો જેમ બને તેમ વગર વિલંબે ચોક્કસ નિર્ણય કરી નાંખવો જોઇએ. કાં તો આફ્રિકન-નેટીવોના પોતાના દેશમાં તેમના ભલા તરફ દુર્લક્ષ કરી હલકા વર્ગના હિંદીઓના ઢોંગી હક્કોનો દાવો સ્વીકારવો. આ પ્રશ્નના આખરી નિર્ણયપર મુખ્યત્વે કરીને આખાય દેશના ભાવિનો આધાર રહેલો છે. જો હજી હિંદીઓને નિરંકુશપણે આ દેશમાં આવવા દેવામાં આવશે તો પછી તેને ચોકસ હદમાં સમાવવાય અશક્ય થઇ પડશે.

આ બાબતમાં અમે પોતે એવા મતના છીએ કે આફ્રિકન-નેટીવોના હિત તરફ દુર્લક્ષ કરવું; એ તેને મહાન-અક્ષમ્ય અન્યાય કરવા જેવું છે. હિન્દુસ્થાનમાં હિન્દીઓ પ્રત્યે એવું વર્તન કરવામાં આવે તો હિંદીઓ તે કદી સાંખી શકે નહિં.

આર્થિક દષ્ટિએ અવલોકતાં અમને લાગે છે કે હિંદીઓને આ દેશમાં લાવવાની પોલિસી ભયંકર ભૂલભરી હતી.

પ્રસગોપાત અમુક સમય ને સજોગો પૂરતા અપાયેલા વચનોને વળગી રહેવાથી લગભગ આખાય આફ્રિકામા નેગ્રોવોની પ્રગતિ અટકી પડે છે તેથી અમારા મત પ્રમાણે એકવાર થયેલી ભૂલ જે રીતે નાટાલ સુધારી રહ્યુ છે તે જ પ્રમાણે અહીં પણ સુધારી લેવી જોઈએ

રેલ્વે અને બીજા સરકારી ખાતાઓમા ઊંચી જગાએ યુરોપિયનોને અને નાની જગાઓએ નેગ્રોવોને ગોઠવી હિન્દીઓને કમી કરવા જોઇએ તે પછી બાકી જે હિંદીઓ આ દેશમા રહે તેમને યુરોપિયન રહેણીકરણી પ્રમાણે રહેવાની ફરજ પાડવી જોઇએ તેમ કરવાથી તેઓની સખ્યા ઘણી ઓછી થઈ જશે '

પછી સન ૧૯૧૮ ના જુનાઇ તા ૨૦મીએ મળેલી ઇમ્પીરીઅન કોન્ફરન્સમા પસાર કરેલા એક ઠરાવનો હવાલો આપી કમીશને સુચના કરી છે કે

'આ ઠરાવની પોલિસીનો ઇસ્ટ આફ્રિકામા પહેલી તકે અમલ કરવો જોઈએ અને તે નિર્ણય અહીંના મૂળ વતનીઓ– નેગ્રોવો ને આરબ પ્રજા તથા તે સર્વની જેના ઉપર જવાબદારી રહેલી છે તે ગોરી પ્રજાના હિતનો જ વિચાર કરી આત્મનિર્ણયના સિદ્ધાન્તપર લાવવો હોવો જોઈએ

અમે ખાસ એવા વિચાર ધરાવીએ છીએ કે અહીંના નેગ્રોવોને આપણી સભ્યતા નીચે લાવીએ તો જ આ દેશમા આપણુ આવવાનુ ને રહેવાનુ સાર્થક ગણાશે અને જો યુરોપિયન ફીલોસોફીથી તદ્દન વિરૂદ્ધ એશિયાટિકોની અસર નીચે હજુ પણ વધુ વખત સુધી અહીંના નેગ્રોવોને રહેવા દેવામા આવશે તો આપણે તેઓના વિશ્વાસનો ઘાત કરવા માટે ગુન્હેગાર ગણાઇશુ '

## હાથીના દાંત

કેનીઆના ઈકોનોમિક કમીશનના રિપોર્ટમા હિન્દીઓ—એશિયાટિકો વિષેનું ઉપરોક્ત પ્રકરણ લક્ષપૂર્વક વાચતા તમને જણાશે કે, કેનીઆને White Colony બનાવવા અને કેનીઆના મૂળ વતનીઓના વગરમાગ્યા ટ્રસ્ટી બની, તેમને પશ્ચિમી સભ્યતા નીચે આણી, એમનુ ભલુ કરવાના ઓઠા નીચે હિન્દીઓને આ દેશમાથી હાકી કાઢવા ઈરાદાપૂર્વક આ પ્રકરણ દાખલ કરવામા આવ્યુ છે

આ વીસમી સદીના જમાનામા પણ આફ્રિકાના અસભ્ય માનવોને સભ્ય બનાવવાનુ નિષ્કામ કર્મ કરવાના ઇજારદારો કેટલી હદ સુધી જગતને મૂર્ખ સમજી રહ્યા છે ?

એ તો હવે સભ્ય જગત્ સન્મુખ ખુલ્લુ થઇ ગયુ છે કે યુરોપી પ્રજા પોતાના આર્થિક લાભો માટે જ બીજા દેશોમા સત્તા જમાવે છે અને બીજાઓને કહે છે કે અમે તો સભ્યતા પ્રચારવા ઇચ્છીએ છીએ

ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે, યુરોપિયન લોકો દેશ વિજયનુ પહેલુ પગથીઉં ઇસુ ખ્રિસ્તના નામે ચઢે છે આખાય પ્રદેશને યુરોપના પ્રભુત્વમા લાવી, જગતના અનેક ભાગોમા યુરોપીયન સભ્યતાનો સીક્કો એટલી હદ સુધી જમાવે છે કે ત્યાના મૂળ નિવાસીઓ પાસેથી તે લોકો ઇચ્છા મુજબ લાભ મેળવી શકે અને પછી સભ્યતાના-સંસ્કારિતાના એ ઇજારદારો એ દેશોની વ્હેંચણી કરી લે

ઇતિહાસ એ બતાવે છે કે, ગોરી પ્રજાએ વેપારના નામે ને ધર્મ પ્રચારના નામે બીજા પ્રદેશોમા પગપેસારો કર્યો હતો ને કરે છે

ઇસ્ટ આફ્રિકામા પણ પ્રથમ મીશનરીઓ-પાદરીઓએ અંદરના પ્રદેશમા થાણા નાખ્યા ત્યાના જગલી લોકોની રૂચિ અને વૃત્તિમા સસ્કૃતિના આક્રમણદ્વારા પરિવર્તન કરવાનુ કામ આરભ્યુ આજે યુગાન્ડા ને કેનીઆમા મોટે ભાગે ત્યાના મૂળ વતનીઓને ક્રિશ્ચિયન બનાવી દીધા છે અને તેનાથી તેઓ કેટલીક વાર રાજકીય, સામાજિક બાબતોમા ધાર્યું કરાવી શકે છે

પશ્ચિમવાસીઓ જીવનનુ મૂલ્ય પાઉન્ડ શિલિંગોમા આંકે છે,' અને જ્યા વ્યક્તિઇચ્છાઓની પૂર્તિ જ જીવનના પ્રધાન સૂરસમી છે, તેઓ બીજાઓને સભ્ય બનાવવાની બાગ પુકારે છે યુરોપી સસ્કૃતિના પ્રવર્તકોએ નીતિ કે દયાની ભાવનાને જરા પણ સ્પર્શ ર્ક્યાં વગર સર્વ સ્થળે સામ્રાજ્યોની સ્થાપના કરી છે આર્થિક ઉન્નતિ કરવાને નામે બીજાઓને લૂટવા, ચૂસવા ને ભિખારી બનાવવાનો પોતાનો અધિકાર સમજે છે, એ કહેવા કે સમજાવવાની હવે જરૂર રહેતી નથી

મતલબ કે યુરોપી સભ્નતા તાબાની પ્રજાને ગુલામ બનાવે છે અને તેનાથી પોતાના લાભ સાધે છે એ હવે કોઇથી અજાણ્યુ રહ્યુ નથી

જેના ભૂગર્ભમા કિમ્મતી ખનીજો ભરેલા છે, જેની ઉંચી ભૂમિ સ્વર્ગસમાન છે, એવો સોના જેવો–ઈસ્ટ આફ્રિકા–ઉગતો પ્રદેશ અનાયાસે હાથમા આવી જવાથી તેમા હિન્દીઓને એક અશ સરખો પણ ભાગ ન આપવાના ઇરાદે નેગ્રીવોના હિતસરક્ષણ ને પશ્ચિમી સભ્યતાને રક્ષવાના બહાના નીચે, હિન્દીઓ ઉપર અણઘટતા આક્ષેપો મૂકી, તેમને સદાબરા આ પ્રદેશમાથી કાઢી મૂકવા માટે જ આ બધી કૂટનીતિ ત્યાના ગોરાઓ તરફથી ગ્રહણ કરવામા આવી છે આ રિપોર્ટમા જે અણઘટતા આક્ષેપો ઇ આ ના હિન્દીઓ ઉપર કરવામા આવ્યા છે તે પાયા વગરના છે હિન્દીઓના મુદ્દાઓનો બડી સીફતથી રદીઓ આપવા સાથે તેના તરફ કેવી તિરસ્કાર અને ધણામય દૃષ્ટિએ જોવાયુ છે, અને આ દેશમાથી તેમની હસ્તિને નાબુદ કરવા કેવા ઉપાયો સુચવાયા છે ? તે વાચનાર આથી સમજી શકશે

ગોરા સેટલરો તરફથી આ સમય દરમ્યાન પડદા પછવાડે પોતાની વિરૂદ્ધમા કેવી રમત રમાઇ રહી છે તે વિષે ખબર કહીએ તો હિન્દીઓ મોટે ભાગે અધારામા રહ્યા હતા

અગ્રગણ્ય કેળવાયલા અનુભવી હિન્દી વેપારીઓ સભાએ

ભરીને ઠરાવો કરીને કે ડેપ્યુટેશન મોકલીને પોતાના દુઃખોનો પોકાર કરે પણ એ પરાધીન પ્રજાનો અવાજ સાભળેય કોણ? અને હિન્દીઓના આવેશનો ઉભરો સમાવી દેવા માટે બે સહાનુભૂતિદર્શક મીઠા વચનો કે ટાઢુ પાણી રેડનારી વાક્પટુતાનો ઉપયોગ કરવાની નીતિ ગોરા સત્તાધિકારીઓને હવે કયા શીખવવી પડે તેમ છે?

આ ઉપરાત સદરહુ કમીશનના રિપોર્ટમાં છેવટે The political future of East Africa 'ઇસ્ટ આફ્રિકાનુ ભાવિ રાજ્યબધારણ વિષયક એક પ્રકરણમા રહોડેશીઆ, કેનીઆ ટાગાનિકા, યુગાન્ડા ને જગબાગાદિ પ્રદેશોનું ફેડરેશન–યુનીયન બનાવવાની પણ સુચના કરવામા આવી છે

સદરહુ કમીશનનો રિપોર્ટ એક ઑફિસિયલ ડૉકયુમેન્ટ બન્યો અને ત્યારપછીથી કેનીઆના ગોરાઓને જ્યારે જ્યારે તક મળી ત્યારે સ્વહેતુ સાધના પ્રમાણ તરીકે આ રિપોર્ટનો ઉપયોગ તેઓ કરતા રહ્યા છે

## કન્વેન્શનના ઠરાવો

માત્ર આ ઇકોનોમિક કમીશનનો રિપોર્ટજ નહિ પણ તે ઉપરાત કેનીઆમા વસતી સર્વ ગોરી કોમનો એ અભિપ્રાય છે એવી છાપ બેસાડવા માટે આ સમયમા એક બીજી પણ ભારે હીલચાલ કરવામા આવી હતી તે એ કે એક બાજુ કમીશનનું કામ ચાલતુ હતું અને બીજી તરફથી કેનીઆના ગોરાઓના કન્વેન્શનના પ્રતિનિધિઓએ કેટલાક ઠરાવો કરીને કન્વેન્શન ઓફ એસોસીએશનની બ્રેન્ચોપર અભિપ્રાયો માટે મોકલી આપ્યા અહીં એટલું યાદ રાખવુ જોઇએ કે આ કન્વેન્શનના ૫ પ્રતિનિધિઓ એ ઈકોનોમિક કમીશનના મેમ્બરો હતા, તે કમીશનના તૈયાર થતા રિપોર્ટમાથી આ ઠરાવો લઇ લેવામા આવ્યા હોય એમ જણાયા સિવાય રહેશે નહિ

આ ઠરાવો ઉપર અભિપ્રાયો મેળવવામા કેટલાક **મીશનરીઓએ** પણ મદદ કરી હતી અને સન ૧૯૧[illegible] જાન્યુઆરી માસમા મળેલી કન્વેન્શનની મિટિંગમાં હિન્દીઓ અને તેની સંસ્કૃતિ વિરૂદ્ધના તે

ઠરાવો પાસ કરી કોલોનીના ગવર્નરને મોકલવામાં આવ્યા; જે લગભગ કમીશનની ભલામણોને જ મળતા છે.

તે ઉપરાંત આ ઠરાવોમાં હિન્દીઓને લેજીસ્લેટીવ કાઉન્સિલમાં ચુંટણીના હક્કો નહિ આપવા, સરકારી નોકરીમા નહિ રાખવા, ટાઉનશીપમાં ટુંકા લીઝ સિવાય બીજે કયાંય જમીનો નહિ આપવા અને બીજી કોલોનીઓની માફક આ કોલોનીમાં પણ તેઓનુ આગમન બંધ કરવાની ભાર મૂકીને ભલામણો કરવામાં આવી છે. તે સાથે કેનીઆને બ્રિટિશ પ્રજાના ટ્રસ્ટશીપ નીચે મૂકી આત્મનિર્ણયનો અધિકાર આપવાની માગણી પણ કરવામાં આવી છે. છેલ્લે જરમન ઈસ્ટ આફ્રિકામાં પણ હિંદીઓને નહિ વસવા દેવાની ખાસ ભલામણો કરવામાં આવી છે.

આ પ્રમાણે ઇસ્ટ આફ્રિકાના ગોરાઓનો એક સામટો અભિપ્રાય ઈકોનોમિક કમીશનના રિપોર્ટને મળતો છે, તેવો પ્રભાવ સ્થાનિક તેમજ વડી સરકારમાં પાડવાના હેતુએ આ હીલચાલ વેગવતી બનાવવામાં આવી હતી.

## મંથન કાળ

કેનીઆમાં વસતા ગોરાઓની એસોસીએશનોના કન્વેન્શનના ઠરાવો તેમજ ઈકોનોમિક કમીશનનો રિપોર્ટ બહાર પડયા પછી સન ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીના સમયને મથનકાળ કહી શકાય. સન ૧૯૨૦ માં ઈસ્ટ આફ્રિકા પ્રોટેકટરેટમાથી ‘ કેનીઆ કોલોની ’ બનાવવામાં આવી. આ સમયમા કેનીઆની હિંદી કોમ અને ગોરાઓ વચ્ચે અરસ્પરસ તિરસ્કાર, ધૃણા ને અવિશ્વાસના વાતાવરણે ઉગ્ર સ્વરૂપ પકડયુ પ્રત્યેક હિન્દી ગોરાને હિન્દનો દુશ્મન ગણવા લાગ્યો અને પ્રત્યેક ગોરો હિન્દીઓને હલકા માનવા લાગ્યો. કેનીઆના સત્તાધિકારીઓ પણ ગોરા સેટલરોની શેહમાં અંજાઈ જવાથી હિન્દીઓને છડેચોક અન્યાયો થવા લાગ્યા.

ઈકોનોમિક કમીશનનો રિપોર્ટ ભલે વડી સરકારે દેખીતી રીતે મજુર રાખ્યો ન હોય પરંતુ તે પછીથી આજ સુધીમા હિન્દીઓને કેનીઆમાથી હાકી કાઢવા માટે તેમા કરાયલી સુચનાઓ મુજબ અમલ થતો રહ્યો છે સન ૧૯૧૯ થી ૧૯૨૩ સુધીનો સમય રાજકીય દૃષ્ટિએ ખુદ હિન્દમા પણ હિન્દીઓ માટે શાંતિભર્યો નહોતો ને તકનો લાભ કેનીઆના ગોરા સેટલરોએ પણ હિન્દીઓને ધિક્કારવામા, હલકા ઠગાવવામા ને અનેક રીતે હિન્દી સભ્યતાને ઉતારી પાડવાનો પ્રચાર કરવામા લીધો આ ઝગડામા ઇસ્ટ આફ્રિકાના યુરોપીયન વર્તમાનપત્રોએ પણ હિન્દીઓને ઉતારી પાડવામા પૂરતો પાર ભજવ્યો એ પ્રમાણે ધર્મ, સંસ્કૃતિ ને ચામડીના રંગ બે કેનીઆમા બહારથી આવી વસેલી બન્ને કોમો વચ્ચેનો સબધ વધુને વધુ કડવાશભર્યો બન્યો હિન્દીઓ વિરૂદ્ધ ગોરા સેટલરોએ જોરશોરથી વ્યવસ્થાપૂર્વકની ચળવળ ચાલુ રાખી એ મથનને પરિણામે સન ૧૯૨૩ મા કેનીઆ કોલોનીના રાજ્યધારણ વિષયક શ્વેત પત્ર બહાર પડયો તેમા પણ ગોરાઓ પ્રત્યેના પક્ષપાતે ઇસ્ટ આફ્રિકાની હિન્દી કોમને અન્યાય કરવામા આવ્યો છે

## નેટીવોના વણમાગ્યા ટ્રસ્ટીઓ

આફ્રિકન—નેટીવોને તેઓની સ્વર્ગ જેવી ભૂમિમાથી કહાડી મૂકી, તે જમીનોના માલિક એનુ ભલુ કરવા આવનારા ગોરાઓ થઈ બેઠા અને તેઓને માટે કેનીઆમા રીઝર્વ યા લોકેશનના નામે જુદા વિભાગો કાઢયા જેમા તેઓ સર્વનુ પોષણ થઈ શકે તેટલી જગા નથી આથી તેઓને કામ કરવા માટે ઘર છોડી બહાર જવુ પડે છે બીજુ તેમના ઉપરના સરકારી ટેકસો, તેઓ બહાર જઇ કામ કરી કમાયા સિવાય ભરી શકતા નથી કારણ કે જમીન વાવવા વગેરેમા સરકાર તરફથી તેઓને કદીપણ સગવડ કે ઉત્તેજન આપવામા આવતું નથી.

આથી તેઓને યુરોપીયન સેટલરોના એસ્ટેટોમાં કામ કરવું પડે છે. નેટીવ મજુરો માટે ૭ માસની ગિરમીટની પદ્ધતિ છે. એ કોન્ટ્રાક્ટનો ભંગ કોઇ નેટીવ મજુર કરે તો તે ફોજદારી ગુન્હો ગણાય છે. વળી યુરોપિયન સેટલરોના એસ્ટેટોમાં કામ કરવા નેટીવ મજુરો પૂરા પાડવા માટે ગવર્નમેન્ટ ઑફિસરોદ્વારા નેટીવોના Chiefs–વડાઓને દબાણ કરવામાં આવે છે.

આફ્રિકન—નેટીવોના લાભ કેનીઆના ગોરાઓ–એના વણમાગ્યા ટ્રસ્ટીઓ આ રીતે જાળવે છે !!

## સંસ્કૃતિનો દંભ

કેનીઆના ગોરા સેટલરોને ખરી રીતે તો પશ્ચિમની સંસ્કૃતિ કે પૂર્વની સંસ્કૃતિ સાથે કશુંય લાગતું વળગતું નથી. એ તો માત્ર હિંદીઓની સામે સંસ્કૃતિ ભેદનું એક બ્હાનું જ ઉભુ કરવામાં આવ્યું છે. બાકી સૌ જાણે છે કે આજની યુરોપી સસ્કૃતિ મહાત્મા ક્રાઇસ્ટના જીવન સાથે જરાય બંધ બેસતી નથી.

### સહવાસ

એમ કહેવામાં આવે છે કે હિંદીઓનો સહવાસ આફ્રિકન–નેટીવોને નુકશાનકારક છે. ખરી બીના તેથી ઉલટી જ છે. હિંદીના સહવાસથી જ નેટીવો ધંધા હુન્નરો શીખ્યા છે; એટલુ જ નહિ પણ હિંદીઓ નેટીવોને રાજકીય હક્કોનું ભાન કરાવવા પણ પ્રયાસો કરે છે. જ્યારે તેથી ઉલટું ગોરાઓનો નીકટ સહવાસ નેટીવોને માટે ભયંકર નીવડયો છે. ગોરાઓના સહવાસે એ નેટીવ હલકામાં હલકી સિગારેટ ને દારૂ પીતાં શીખે છે. ને એકાદ સેકન્ડહેન્ડ કોટ પહેરી ' ઓ...નો ' જેવું ઈંગ્લીશ બોલતાં શીખ્યો કે પોતે ' બાના કુબા ' થઈ ગયો માની તે પોતાના જાતભાઈઓને ધિક્કારતાં શીખે છે. આ વાનર નકલે તે પોતે આફ્રિકન મટી જાય છે અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ જાય છે.

## અનીતિનો પ્રચાર

નેગ્રોવોમા વ્યભિચાર દાખલ કરવાનું દોષારોપણ હિંદીઓ ઉપર કરવામા આવે છે તે પણ હડહડતુ જૂઠાણુ છે લડાઇનો અત આવ્યા પછી અનીતિનો પ્રચાર યુરોપમા વધી ગયો એ તો સૌ જાણે છે, ત્યારે આ તો સ્વતત્ર કોલોની ! એમા યુરોપિયનોની સાસારિક સ્થિતિ કેવી હોય તેની કલ્પના કરી શકાય એમ છે આફ્રિકન-નેગ્રોવોની સ્ત્રીઓ પ્રત્યે ગોરાઓની નજર કેવી રહે છે તે તો ત્યાના સત્તાધિકારીઓ તરફથી સ્થાનિક અધિકારીઓને નેગ્રો સ્ત્રીઓનો સસગ નહિ કરવાની ખાસ સુચનાઓ આપવામા આવી છે તેથી દીવા જેવુ સાબીત થાય છે એટના માટે જ યુરોપિયન સ્ત્રીઓ ઘર કામમા નેગ્રો સ્ત્રીઓને નોકરી રાખતી નથી પણ પુરૂષ નોકર રાખવાનુ જોખમ ખેડે છે

અનીતિનો પ્રચાર ઇસ્ટ આફ્રિકામા જો થયો હોય તો તે ગોરા સ્ત્રી પુરૂષોમાથી થયેલો છે કે જેણે હિન્દી તેમજ આફ્રિકનોને Wife and Wine ના કેફમા નાખી નાશને પથે નોતર્યા છે કહેવાનુ તાત્પર્ય એ છે કે ઇસ્ટ આફ્રિકાની કોલોનીમા વસતા ગોરાઓના કરતા હિંદી જીવન વધુ પવિત્ર છે એમા કઇ શક નથી

## ગોરાઓની મનોદશા

કેનીઆના હિન્દીઓની દુ ખો ખમવાની શક્તિ કરકસરિયાવૃત્તિ નેગ્રોવોની સાથે હળી જવાની સલુકાઇ વગેરે મીલનસારપણાના ગુણોની સામે ગુમાની ગોરાઓ કદી પણ ફાવી શકે નહિ એ તો દેખીતું છે અને તો ઇસ્ટ આફ્રિકાના નેગ્રોવો પાસે ગુલામી કરાવી, તેના બદલામા અપાતી મજુરીનુ દ્રવ્ય પણ તેઓને પશ્ચિમી સભ્યતાના મોહમા નાખી ચૂસી લેવાની ધારણા છે તે પાર પાડવાના માર્ગમા હિન્દીઓ આડખીલીરૂપ થઈ પડયા છે તેટલા માટે જ કોઇને કોઇ પ્રકારે પણ કેનીઆના શાતિપ્રિય હિંદીઓને હલકા દેખાવી કોલાનીના

સામાજિક, આર્થિક અને રાજદ્વારી ક્ષેત્રમાંથી એને દૂર રાખવા છે. તે માટે તેઓ પહેલેથી જ ધમપછાડા કરી રહ્યા છે. અને ૧૯૧૯ સુધી કેનીઆના હિન્દીઓએ, રાજકીય, સામાજિક ને આર્થિક બાબતમાં બ્રિટિશ મહારાજ્યની પ્રજા તરીકેના પોતાના સમાન હક્કો સમજવાની દરકાર કરી નહિ, ત્યાંના ગોરાઓની મનોદશા અને પડદા પાછળ રમાતી રમત તેઓ સમજી શક્યા નહિ. તેનો લાભ લઈ હાઇલેન્ડઝની જમીનો, તેમજ બીજા કેટલાક ખાસ હક્કોનો અમરપટ્ટો ગોરાઓએ કાયદાપૂર્વક મેળવી લીધો. ત્યારપછી કેનીઆ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં ચુટણીના સમાન હક્ક Common roll–ફ્રેન્ચાઇઝના હક્કો હિન્દીઓને નહિ આપવા દેવા માટે ત્યાંના ગોરાઓએ કેવી ખટપટો આદરી તે ઇતિહાસ પણ જાણવા જેવો છે. એ માટે લેજીસ્લેટીવ કાઉન્સિલને લગતા શરૂઆતના ઇતિહાસ તરફ જરા આપણે નજર કરીએ

## ધારાસભા–ચુંટણીના સમાનહક્કની લડત

ઈસ્ટ આફ્રિકા પ્રોટેક્ટરેટને લેજીસ્લેટીવ કાઉન્સિલ સન ૧૯૦૬ના તા. ૨૭ મી ઑક્ટોબરના ઓર્ડર–ઇન–કાઉન્સિલથી આપવામાં આવી હતી. તે સમયથી ઇ. આ ના 'કમીશનર' નો ટાઇટલ 'ગવર્નર'માં બદલાયો. શરૂઆતમાં તેનું બંધારણ માત્ર ગવર્નર તે પ્રેસિડન્ટ અને બીજા બે ઑફિસરોની નીમણુક સેક્રેટરી ઑફ સ્ટેટ જાહેર કરેઃ એમ ત્રણ મેમ્બરોનુ આપવામાં આવ્યું હતું અને તેની બેઠક પણ વડી સરકારની ઇચ્છા મુજબ થાય એવુ હતું. સન ૧૯૦૭ માં તેમાં અન–ઑફિશિયલ મેમ્બરોને બેસવાની પરવાનગી મળી પણ તેની સંખ્યાનું ચોક્કસ કરવામાં આવ્યું નહોતું.

સન ૧૯૦૯માં ઇ. આ. પ્રોટેક્ટરેટના પહેલા ગવર્નર સર જેમ્સ સેડલરે જતાં પહેલાં લેજીસ્લેટીવ કાઉન્સિલમાં એક હિંદી સભ્યની નીમણુક કરવાની ભલામણ કરી, તે કોલોનિયલ ઑફિસે

મંજુર રાખી અને તેના આધારે સદરહુ કાઉન્સિલમાં પહેલા હિન્દી મેમ્બર તરીકે ત્યાંના પ્રતિષ્ઠિત આગેવાન શેઠ એ. એમ. જીવણજીની નીમણુક કરવામાં આવી. પણ થોડા જ સમયમાં શેઠ જીવણજીને યુરોપિયન બહુમતીની વચ્ચે કામ કરવામાં મૂશ્કેલીઓ જણાઈ. આવાં સંજોગોમાં શેઠ જીવણજીને લાગ્યું કે ગોરાઓની બહુમતી વચ્ચે માત્ર એક જ હિંદી લેજીસ્લેટીવ કાઉન્સિલમાં કશા ઉપયોગનો નથી, તેથી તેણે પોતાની બેઠક પાછી ખેંચી લીધી. ત્યારપછી સન ૧૯૨૦ સુધી તેની જગ્યાએ બીજા કોઇ હિન્દીની નીમણુક કરવામાં આવી નહોતી.

## ગોરાઓની લડત

કેનીઆના ગોરા સેટલરો સન ૧૯૦૯ થી જ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં ચુંટણીના ધોરણપર પ્રતિનિધિત્વના હક્ક માટે માગણી કરતા રહ્યા હતા. સન ૧૯૧૪માં લડાઇ ફાટી નીકળી અને તે પછી તો આ હક્કો મેળવવા માટે તેઓએ ભારે જોરશોરથી ચળવળ ઊઠાવી, પરંતુ સન ૧૯૧૮ સુધી તે બાબતમાં વડી સરકાર તરફથી કશોય નિર્ણય કરવામાં આવ્યો નહોતો.

જ્યારે સર જનરલ નોરથી કેનીઆના ગવર્નર તરીકે આવ્યા ત્યારે લેજીસ્લેટીવ કાઉન્સિલ ૧૨, ઓફિશિયલ તથા ૮, નોમીનેટેડ નોન-ઑફિશિયલ મળી ૨૦, મેમ્બરોની બનેલી હતી. લડાઈ દરમ્યાન ફ્રેન્ચાઇઝના હક્કો મેળવવા માટે ખૂબ જોરશોરથી લડત ચલાવાતી હતી. તેના પરિણામે તા. ૨૪ મી ફેબ્રુઆરી સન ૧૯૧૯ના રોજ, ગોરાઓને ફ્રેન્ચાઇઝના હક્કો આપવાનું બીલ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં પહેલી વારના વાંચન માટે રંજુ થયું. બીજી વારના વાંચન વખતે મોમ્બાસાના એક મી. મોરીસને ચોક્કસ લાયકાતના ધોરણે ફ્રેન્ચાઇઝના હક્કો દરેક બ્રિટિશ પ્રજાને આપવાનો સુધારો મૂક્યો પરંતુ તેને ટેકો આપનાર માત્ર એ જ યુરોપિયનો નીકળ્યા. લૉર્ડ ડેલામિયર તેમજ બીજા બધાએ એ સુધારાનો વિરોધ કર્યો તેથી સુધારો ઉડી ગયો.

## હિંદીઓની માગણી

આથી નઇરાબીનિવાસી હિન્દીઓ કે જેમાં કેળવાયલા હિંદીઓની સંખ્યા વધારે હતી, તેઓમાં ખળભળાટ શરૂ થયો. તા. ૨૪મી માર્ચ ૧૯૧૯ના રોજ ઇન્ડિયન એસોસીએશનના પ્રતિનિધિઓએ આ સબધમા ગવર્નરની મુલાકાત લીધી. આ પ્રતિનિધિઓને ગવર્નર તરફથી એવો જવાબ આપવામા આવ્યો કે:

'આ દેશ ખાસ કરીને યુરોપિયનોના લાભો માટે જ હોવાનો નિર્ણય વડી સરકાર તરફથી જાહેર કરવામા આવ્યો છે. અને તેથી પ્રત્યેક બાબતમા ગોરાઓની વર્ચસ્વતા તો કાયમ રહેશે છતા પણ હિંદીવાનોના લાભો તરફ દુર્લક્ષ રાખવામા આવશે નહિ.'

આ ઉપરથી તા. ૩૦મી જુલાઈના નઇરોબીના હિંદીઓની એક જંગી મિટિંગ મળી અને તેમાં કેટલાક ઠરાવો કરી ગવર્નરને મોકલવામાં આવ્યા. તેમાં લેજીસ્લેટીવ કાઉન્સિલમાં હિંદી સભ્યો મોકલવા સબધે ફ્રેન્ચાઈઝના હક્કોની માગણી કરનારો ઠરાવ એવા પ્રકારનો હતો કે હિન્દીઓનો ઉદ્દેશ આથી આ દેશમાં વસતા ગોરાઓ ઉપર સત્તા ચલાવવાનો નથી પરતુ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં હિન્દી કોમના હક્ક સરક્ષણ, તેમજ હિત જાળવવાનો જ છે. આવો ખુલ્લો એકરાર કરવામાં આવ્યો હતો.

લાયકાતોના, અંકુશો સાથે મતદારીના ધોરણે લેજીસ્લેટીવ કાઉન્સિલમાં ચુટણીના સમાન હક્કો માટે તેમજ બીજા દાવાઓપર વિચાર કરવાને ગવર્નર સાહેબને વિનતિ કરવામાં આવી. ગવર્નર સાહેબ તરફથી એવો નિરાશાજનક જવાબ મળ્યો કે: એ માગણીઓ વિષે પોતે કઈપણ અભિપ્રાય વ્યક્ત કરી શકે તેમ નથી.

## ટુકડો ફેંક્યો

આ પછી ગવર્નરે ૨ હિન્દીઓને લેજીસ્લેટીવ કાઉન્સિલના મેમ્બરો નીમવાનો પોતાનો ઇરાદો જણાવ્યો. જનરલ નોરથીએ મિ. અબ્દુરસૂલ અલીદીના, મીશરામ, અને મિ. વી. વી, ફડકેના

નામોની ભલામણ કરી: આ પ્રમાણે હિંદીઓને ટુંકડો ફેંકવામાં આવ્યો હિંદી કોમને આથી સંતોષ ન થાય એ દેખીતું છે. હજી તો આ પ્રકારે શરૂઆત થઈ તે દરમ્યાન ગોરાઓએ એની વિરૂદ્ધમાં ઠરાવ કરી ગવર્નરને મોકલી આપ્યા. તે સંબધમાં ગવર્નરે પોતાના વિચારો ગોરાઓની સન્મુખ જણાવ્યા કે: ગોરાઓની સરખામણીએ એશિયાટિકોને સમાન હકકોનો પ્રશ્ન આ પ્રદેશ માટે નકામો છે પરંતુ કોઈને કોઈ સ્વરૂપે હિન્દીઓને ભવિષ્યમાં લેજીસ્લેટીવ કાઉન્સિલમાં તેઓની કોમના લાભો જાળવવા માટે, ચોકસ બેઠકો, લાયકાતોના અંકુશ સાથે, કોમી મતદારીના ધોરણે પણ આપવી તો જોઈશે જ.

હિન્દીઓ માટે કોમી મતાધિકારરૂપ ભેદભાવ ભરી નીતિ લાદવાની આ ભાવી ભયભરી ગર્ભીત રાજદ્વારી ચેતવણી હતી.

## ઇન્ડિયન કોન્ગ્રેસનો ઠરાવ

આમ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં જવા સમાન મતાધિકાર ને કોમી મતાધિકારનો પ્રશ્ન હવે ચર્ચાનો વિષય બન્યો. ઇસ્ટ આફ્રિકા ઈન્ડિયન કોન્ગ્રેસ મળી. (૧૯૨૦) અને તેમાં ⅓ ભાગની બેઠકો લેજીસ્લેટીવ તેમજ એકઝીકયુટીવ કાઉન્સિલોમાં ચુંટણીના હકથી હિન્દીઓને મળવી જોઈએ તેવો ઠરાવ કરવામાં આવ્યો. જે નીચે મુજબ.

'That this Congress is of opinion that at least one-third of the seats on the Legislature and the Executive Councils of B. E. A Protectorate be allowed to the Indian Community by election.

## લૉર્ડ મીલ્નર ડીસ્પેચ

ગવર્નર જનરલ નોરથી ઈંગ્લાંડ ગયા (૧૯૨૦). ત્યાં લોર્ડ મીલ્નર સાથે આ પ્રોટેકટરેટને લગતા કેટલાક પ્રશ્નોની ચર્ચા કરી

પ્રોટેકટરેટને ક્રાઉન કોલોની બનાવવામાં આવી. જે આજની 'કેનીઆ કોલોની'! મદરહુ ઓર્ડર 'લોર્ડ મીલ્નર ડીસ્પેચ' કહેવાય છે. મદરહુ ડીસ્પેચમાં કેનીઆના હિન્દીવાનોને લેજીસ્લેટીવ કાઉન્સિલમાં માત્ર ૨, સભ્યો જુદી ચુંટણી કરીને મોકલવા ઑફર કરવામા આવી આ સકુચિત ઑફરનો હિન્દીઓએ અસ્વીકાર કર્યો. આમ આ પ્રશ્ન વધુને વધુ મહત્વનો બનતો ગયો. બીજી તરફથી કેનીઆના ગોરાઓએ પણ આની સામે ભારે ઝુંબેશ ઉઠાવી. હિન્દીઓ તરફની સુગથી સન ૧૯૨૧માં સેગ્રેગેશન બીલ લાવી ધારાસભામા બહુમતીથી મંજુર કરવામા આવ્યુ. તેને પરિણામે હિન્દી સભ્ય મી ફુકેને રાજીનામુ આપવાની ફરજ પડી આમ દિનપરદિન હિન્દી અને ગોરાઓ વચ્ચે કડવાશ વધતી ચાલી આથી હિન્દી સરકારે પોતાના એક મોટામાં મોટા અમલદાર સર બેન્ઝામીન રોબર્ટસનને આ સંબધે કેનીઆ કોલોનીમાં તપાસ કરવા મોકલ્યા હતા.

## રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ

લોર્ડ મીલ્નરનો ડીસ્પેચ હિન્દીઓને રાજ્યદ્વારી ચક્કરમા નાખી ગુગળાવી દેવા જેવો અન્યાયી લાગવાથી સમાન મતાધિકાર મેળવવાની હિંદીઓની વલણ વધુ મજબુત બનતી ગઇ. ગોરાઓ તેટલાજ જોરથી તેમની સામે વિરૂદ્ધ પડયા આમ બને કોમો વચ્ચે વૈમનસ્ય વધતુ ગયુ શાતિચાહક હિંદી કોમે છેવટ સુધી શાતિ અને ભલી લાગણી જાળવવા પ્રયાસો કર્યા હિંદી એસોસીએશને બન્ને કોમોના પ્રતિનિધિઓની એક રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ મેળવી સમાધાનપર આવવા કન્વેન્શન ઓફ એસોસીએશનને સુચના કરી. જે સ્વીકારવામાં આવી. તા. ૨૧ મે ૧૯૨૧ના રોજે જનરલ નોરથીના પ્રમુખસ્થાને એ કોન્ફરન્સ ગવર્નમેન્ટ હાઉસમાં મળી જેમા હિંદી આગેવાન શેઠ એ એમ જીવણજીએ કહ્યુ કે ધારાકાઉન્સિલમા જેટલા યુરોપિયન ચુંટાયલા મેમ્બરો રહે તેટલા જ હિંદી મેમ્બરો હોવા જોઇએ તે પણ સમાન મતાધિકાર Common

Roll ની પદ્ધતિએ. જો કે ૬૦ ટકા હિંદીઓ મત આપવાથી વંચિત રહેતા હતા છતાં પણ અંગ્રેજી ભાષા જાણે તે જ મત આપી શકે એ લાયકાતનું ધોરણ હિંદીઓએ કબુલ રાખ્યું.

જનરલ નોરધીએ લેજીસ્લેટીવ કાઉન્સિલ માટે ૫, હિંદી સભ્યોની સુચના કરી. ગોરાઓએ માત્ર ૩, હિંદી મેમ્બરો ને જો સમાન મતાધિકાર માટે દબાણ કરવામાં આવે તો તે માત્ર મોમ્બાસા તેમજ નયરોબીના વેપારીવર્ગને જ કબુલ કરશે, એવું જણાવ્યું.

આ રીતે ગોરાઓની જીદ્દી અને અસમાધાન ભરી વલણથી કોન્ફરન્સ ભાંગી પડી. આ મંત્રણામાં ખુદ ગવર્નર સર જનરલ નોરધીએ પણ હિંદીઓ તરફ સારૂ વલણ બતાવ્યું નહોતુ.

## ખુલ્લી દુશ્મનાઈ

આમ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભાંગી પડયા પછી નામચીન લોર્ડ ડેલામિયરે હિંદીઓ વિરૂદ્ધની લડત પોતાના હાથમાં લીધી. હિંદી કોમ અને હિંદી સભ્યતા વિરૂદ્ધ પ્રચારકાર્ય કરવા ગોરાઓની એક પાર્ટી ઊભી થઈ. ગોરાં વર્તમાનપત્રો પણ હિંદીઓને ઉતારી પાડનારાં કડક લખાણો પ્રગટ કરવા લાગ્યાં.

બીજી તરફ સન ૧૯૨૧ના જુલાઇ માસમાં ગવર્નર સર જનરલ નોરધી ફરીવાર ઇંગ્લાંડ ગયા. ગોરાઓની એસોસીએશનને હિંદીઓને માત્ર નોમીનેટેડ સીસ્ટમે બે જ મેમ્બરો લેજીસ્લેટીવ કાઉન્સિલમાં મોકલવાનો હક્ક આપવો એવી શરતે ઈંગ્લાંડમાં લડત કરવા એમને સત્તા આપી.

ગવર્નરની ગેરહાજરીમાં કેનીઆના ગોરાઓએ હિંદીવાનો સામે ખુલ્લી દુશ્મનાઈ શરૂ કરી. સભ્યજનોને ન શોભે તેવી રીતે હિંદીઓને ગાળો દેવા, નિંદા કરવાની હલકટ પ્રવૃત્તિ આદરી ને છેવટ બળવો કરવાની પણ ધમકી આપવા લાગ્યા. સામેથી હિન્દીઓ પણ પોતાની ન્યાયી માગણી ન કબુલવામાં આવે તો પોલ-ટેક્સ ન ભરવાની-ના-કરની લડત ઊપાડવાની વાતો કરવા લાગ્યા.

એ રીતે કોલોનીના એક છેડાથી બીજા છેડા સુધી ગોરા અને હિંદીઓ વચ્ચે ઇર્ષા-દ્વેષ ને અસંતોષનો અગ્નિ ભળગી ઉઠયો.

ત્રીજી તરફ કેનીઆના ગોરાઓ વતી કેટલાક માણસો ઇંગ્લાંડમાં પણ કેનીઆના હિંદીઓ વિરૂદ્ધ ઝેરી પ્રચારકાર્ય કરવા મંડી પડયા હતા. આખરે પાર્લામેન્ટની સ્ટેન્ડીંગ કમિટીએ પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે

'This Committee is of opinion that there is no justification for assigning to Indians in Kenya a status in any way inferior to any other class of His Majesty's subjects.'

'આ કમિટિ એવો અભિપ્રાય ધરાવે છે કે કેનીઆના હિંદીઓને શહેનશાહતની બીજી કોઇ પ્રજાઓના કરતા ઉતરતા દરજ્જાના માનવા તે કોઈ રીતે વ્યાજબી નથી.'

## ગવર્નરની મંત્રણા

ગવર્નર સર જનરલ નોરધી ઇંગ્લાડથી પાછા આવ્યા. તેણે કેટલાક હિંદીઓને તથા યુરોપિયનોને મળવા માટે ગવર્નમેન્ટ હાઉસમાં બોલાવ્યા. તેમણે એકઝીકયુટિવ કાઉન્સિલમા ૧, અને લેજીસ્લેટીવ કાઉન્સિલમા ૪ હિંદી મેમ્બરોને મોકલવાનો મત દર્શાવ્યો અને Common Roll કે Communal Roll સમાન મતાધિકાર કે કોમી મતાધિકારના મુખ્ય સવાલનો ફડચો કરવાનું વડી સરકારના હાથમાં સોંપવા જણાવ્યુ.

એ ઉપરથી ઈ. આ. ઇન્ડિયન કોન્ગ્રેસ મળી. ખૂબ વાટાઘાટને અંતે જનરલ નોરધીનો મત અથવા મોન્ટેગ્યુ-ચર્ચીલ એગ્રીમેન્ટ માન્ય રાખવાનું કબુલ કર્યું.

## બળવાની ધમકી

ગવર્નમેન્ટના આ પગલા સાથે કેનીઆના ગોરાઓની એસોસીએશન એકમત થઈ શકી નહિ એમણે તો વિરોધ જારી રાખ્યો.

ત્યારામા ગોરાઓ તરફથી કેનીઆમા સ્થળે સ્થળે ભ્રમણ કરી હિંદી કોમને ઉતારી પાડવા, તેમની રહેણી કરણીપર, એમની સસ્કૃતિપર હુમલાઓ કરવાનુ ને ફાવે તે રીતે નિંદા કરવાનું પ્રચાર કાર્ય આરભાયુ એટલુ જ નહિ પણ જો હિંદીઓને કંઇ પણ હક્ક આપવામા આવશે તો અમે મારી નાખશુ અને સરકાર સામે પણ બળવો કરીશુ તેની ખુલ્લી ધમકીઓ આપવા લાગ્યા

## 'વુડ–વિન્ટરટન' એગ્રીમેન્ટ

આવા ડામડોળ અને ઉશ્કેરાયના વાતાવરણમા હિન્દી સરકાર અને કોનોનિયન ઑફિસ વચ્ચે આ બાબતપર પત્રવ્યવહાર ચાલતા હતા જેના પરિણામે થયેલો નિર્ણય 'વુડ–વિન્ટરટન એગ્રીમેન્ટ' કહેવાય છે

કેનીઆમા વસતી બધી બ્રિટિશ પ્રજાને ચુટણીના સમાન મતાધિકાર Common Roll આપવાનુ અને ૨૧ વર્ષની ઉમ્મરના સવને હવે પછી લાયકાતનુ ધોરણ નક્કી થાય તે રીતે મતદારીના હક્કો આપવાનુ એમા દર્શાવવામા આવ્યુ હતું લાયકાતનું ધોરણ એવા પ્રકારનું થવાનું હતુ કે એનાથી માત્ર ૧૦ ટકા હિંદીઓ જ મત આપવાના અધિકારી બની શકે વળી ધારાસભામા ૧૧ ગોરા ને ૭ હિન્દીઓની સખ્યા નક્કી થવાથી ગોરાઓની બહુમતી પણ કાયમ રહેતી હતી

આ એગ્રીમેન્ટ કેનીઆમા પહોચે તે પહેલા ગવર્નર જનરલ નોરથીને પાછા ઇંગ્લાડ બોલાવવામા આવ્યો તે રવાના થયો ને એક અઠવાડીઆમા આ એગ્રીમેન્ટ કેનીઆ ગવર્નમેન્ટમાં પહોંચ્યુ ખાનગી રીતે એ એગ્રીમેન્ટની કલમો ગોરાઓના જાણવામા આવતા જ ગોરાઓના કન્વેન્શન ઓફ એસોસીએશન તરફથી તે તદનગેરવ્યાજબી છે તેમા હિન્દીઓને વધારે છૂટછાટ અપાયલી છે તેવો વાંધો ઉઠાવવામા આવ્યો અને ફરી પાછું વાતાવરણ વિષમય બની ગયુ

આ સ્થિતિ નિહાળીને ગવર્નર ગેબર્ટ કોરીન્ડો પોતાના જાત ભાઇઓને તા ૨૭–૧–૨૩ના રોજ આ ગુચવાયના કોકડાનો ઉકેલ

લાવવા મંત્રણા કરવા બોલાવ્યા. પણ ગોરા સેટલરોએ એ મંત્રણા અશક્ય બનાવી દીધી. છેવટે એવું ઠરાવવામાં આવ્યું કે, આ ગુંચવણભર્યા પ્રશ્નનો ઉકેલ કરવા થોડાક હિન્દી તેમજ યુરોપિયનોએ એક મીશનરીને સાથે લઇ ઈંગ્લાંડ જવું.

કેનીઆમાંથી હિન્દીઓમાં શેઠ જીવણજી, મિ. એ. એ દેસાઇ, મિ. બી. એસ. વર્મા અને હુસનભાઇ વીરજી અને તેઓને મદદ કરવા માટે હિન્દુસ્થાનમાંથી શ્રીનિવાસ શાસ્ત્રી, શેઠ જમનાદાસ દ્વારકાદાસ, મિ. બી. એસ. કામત અને સી. એફ. એન્ડ્રુઝ વગેરે આગેવાનોને લંડન મોકલવામાં આવ્યા.

ઇંગ્લાંડ પહોંચ્યા પછી ગોરા મીશનરીઓ, કામદારો, રાજદ્વારીઓ તેમજ પ્રચાર કાર્યકર્તાઓ બધાએ લૉર્ડ ડેલામિયરના મતને સબળતા થઇને એક ખોજે છુટો ઉડાવ્યો કે, કેનીઆમાં યુરોપિયન સભ્યતાને હિન્દીઓના હાથે સખ્ત ફટકો લાગ્યો છે અને તે પૂરા ભયમાં છે. આ સંબધે મોટાં મોટાં બણુગાં ફુંકવા લાગ્યા કે: ડૂબી જતી યુરોપી સસ્કૃતિને જો આ બીકણ ગવર્નમેન્ટ નહિ બચાવી શકે તો અમે અમારા પ્રાણોના ભોગે પણ તેનો નાશ થવા દઇશું નહિ. પશ્ચિમી સભ્યતાને અમારી કોલોનીમાં રક્ષવા અમે બધા મરી ફીટવા તૈયાર છીએ. છેવટ ગોરા સેટલરોએ બળવો કરવાની પણ ધમકીઓ આપી.

આવી વિષમ પરિસ્થિતિ ઉભી થવાથી લંડનમાં જે હેતુસર હિન્દી તેમજ ગોરા આગેવાનો ગયા હતા તે સંબધે કશી મંત્રણા થઇ શકી નહિ. તેમજ હિન્દીઓની મનોવ્યથા સમજવાનો પ્રયત્ન સરખો પણ કરવામાં આવ્યો નહિ.

આવા સંજોગોમાં પોતાના બ્જનભાઇઓ સામે એક કોલોનીમાં નકામો વિખવાદ ઉભો ન કરવો, તેવા નબળા વિચારે વડી સરકારે સન ૧૯૨૩માં કોલોનીના બધારણનો એક શ્વેતપત્ર બહાર પાડયો. તેમાં ધારા કાઉન્સિલની ચુંટણીના સમાન મતાધિકારની

હિંદીઓની માગણી નકારવામાં આવી ને હાઇલેન્ડઝના પ્રદેશની જમીનો પણ એકલા ગોરાઓને જ અપાય: તેવો પક્ષપાતી ફેંસલો આપવામાં આવ્યો.

ધારાસભામાં ૫, હિન્દી મેમ્બરો તથા એક્ઝીક્યુટીવ કાઉન્સિલમાં ૧, હિન્દી મેમ્બરને કોમી મતાધિકારથી Communal Roll ચુંટી મોકલવાનું તેમાં જણાવવામાં આવ્યું હતું.

## સન ૧૯૨૩નો શ્વેતપત્ર

'વુડ-વિન્ટરટન એગ્રિમેન્ટ'ને નાકબુલ કરી બ્રિટિશ ગવરમેન્ટે સન ૧૯૨૩ના જુલાઇ માસમા આ ઝગડાનો છેવટનો ફેંસલો આપ્યો તેનું નામ '**શ્વેતપત્ર**'. આથી લેજીસ્લેટીવ કાઉન્સિલની ચુંટણીમાં સમાન મતાધિકાર મેળવવાની લડતમાં હિંદીઓ હારી ગયા. જે બાબતે શ્વેતપત્રમા એવું જણાવવામા આવ્યું હતું કેઃ—

'The Government of Kenya rejected the (Wood-Winterton) Scheme mainly on the ground that it gave no sufficient safeguard to the European Community against Indian predominance in the future. The desirability of arriving at an agreed settlement was impressed upon the Governer but his discussion with the leaders of the European Community led to nothing.'

## હિન્દી કોમની જાગૃતિ

દુઃખો ને અન્યાયોનો અનુભવ થયા વિના કોઇને ખરી સ્થિતિનું ભાન નથી થતુ. તેમ કેનીઆના હિન્દીઓને પણ આ શ્વેતપત્રમાંના પક્ષપાતી ફેંસલાથી પોતાની નિરાધાર હાલતનું ભાન થયું અને કોઇ પણ ભોગે આવો સ્વમાન ભંગ કરનારો નિર્ણય નહિ કબુલવાનો ... ય કર્યો. તે માટે પોલ-ટેક્સ નહિ ભરવાની લડત ઉપાડી પરંતુ ... ૬ થઇ શકી નહિ આ રીતે ફરી આ ઝગડો ચાલુ થયો-

વળી હિન્દી સરકાર વચમા પડી અને કેનીઆની હિન્દી કોન્ગ્રેસને કામચલાઉ સમાધાન કરવાની સલાહ આપી બન્ને સરકારો ને કેનીઆની હિન્દી કોમ વચ્ચે આ ઝગડાનું કામચલાઉ સમાધાન એવી રીતનુ થયુ કે ચુટણીના સમાન મતાધિકારનો સવાલ યોગ્ય તકે ફરી પાછો હાથ ધરવામા ત્યાસુધી ન આવે ને બન્ને કોમો વચ્ચે સતોષ થાય તેવુ સમાધાન ન થાય ત્યાસુધી કામચલાઉ સમાધાન રૂપે લેજીસ્લેટીવ કાઉન્સિલમા હિન્દી મેમ્બરોને નોમીનેશન પદ્ધતિથી મોકલવા

## ગોરાઓનો હેતુ

સન ૧૯૧૯ થી ૧૯૨૩ ના અરસામા કેનીઆના ગોરાઓની ધારણા એવા પ્રકારની હતી કે હિન્દીઓને સર્વ ક્ષેત્રોમાથી હાકી કાઢી પોતાને માટે રીસ્પોન્સીબલ સેલ્ફ ગવર્નમેન્ટ મેળવી લેવુ તે માટે તેઓએ પશ્ચિમી સભ્યતાની રક્ષા તેમજ નેટીવોના લાભો સભાળના વગેરે અનેક પ્રકારના પ્રપચી મુદ્દાઓ ઉઠાવ્યા હતા ટ્રસ્ટશીપના સનાનપર લૉર્ડ ડેલામિયર અને તેના જાતભાઇઓ સફળ થયા નહિ એ સમયે શ્વેતપત્રમા બહાર પડયુ હતુ કે —

'His Majesty's Government can not but regard the grant of responsible self-Government as out of the question within any period of time which need now be taken into consideration . '

'Primarily, Kenya is an African territory, and His Majesty's Government think it necessary definitely to record that considered opinion that the interests of the African native must be paramount, and that if and when, those interests and the interests of the immigrant races should conflict, the former should prevail '

હિંદીઓની માગણી નકારવામા આવી ને હાઇલેન્ડઝના પ્રદેશની જમીનો પણ એકલા ગોરાઓને જ અપાય તેવો પક્ષપાતી ફેસલો આપવામા આવ્યો

ધારાસભામા ૫, હિન્દી મેમ્બરો તથા એકઝીક્યુટીવ કાઉન્સિલમાં ૧, હિન્દી મેમ્બરને કોમી મતાધિકારથી Communal Roll ચુટી મોકલવાનું તેમા જણાવવામા આવ્યુ હતુ

## સન ૧૯૨૩નો શ્વેતપત્ર

'વુડ-વિન્ટરટન એગ્રિમેન્ટ'ને નાકબુલ કરી બ્રિટિશ ગવરમેન્ટે સન ૧૯૨૩ના જુલાઇ માસમા આ ઝગડાનો છેવટનો ફેસલો આપ્યો તેનું નામ 'શ્વેતપત્ર' આથી લેજીસ્લેટીવ કાઉન્સિલની ચુટણીમા સમાન મતાધિકાર મેળવવાની લડતમા હિંદીઓ હારી ગયા જે સબધે શ્વેતપત્રમા એવુ જણાવવામા આવ્યુ હતુ કે —

'The Government of Kenya rejected the (Wood Winterton) Scheme mainly on the ground that it gave no sufficient safeguard to the European Community against Indian predominance in the future The desirability of arriving at an agreed settlement was impressed upon the Governer but his discussion with the leaders of the European Community led to nothing'

## હિન્દી કોમની જાગૃતિ

દુખો ને અન્યાયોનો અનુભવ થયા વિના કોઇને ખરી સ્થિતિનું ભાન નથી થતુ તેમ કેનીઆના હિન્દીઓને પણ આ શ્વેતપત્રમાના પક્ષપાતી ફેસલાથી પોતાની નિરાધાર હાલતનુ ભાન થયુ અને કોઇ પણ ભોગે આવો સ્વમાન ભગ કરનારો નિર્ણય નહિ કબુલવાનો નિશ્ચય કર્યો તે સામે પોલ-ટેક્સ નહિ ભરવાની લડત ઉપાડી પરંતુ તે ફનેહમદ થઇ શકી નહિ આ રીતે ફરી આ ઝગડો ચાલુ થયો.

વળી હિન્દી સરકાર વચમાં પડી અને કેનીઆની હિન્દી કોમને કામચલાઉ સમાધાન કરવાની સલાહ આપી. બન્ને સરકારો ને કેનીઆની હિન્દી કોમ વચ્ચે આ ઝગડાનું કામચલાઉ સમાધાન એવી રીતનું થયું કેઃ ચુંટણીના સમાન મતાધિકારનો સ્વાલ યોગ્ય તકે ફરી પાછો હાથ ધરવામાં જ્યાંસુધી ન આવે ને બન્ને કોમો વચ્ચે સતોષ થાય તેવું સમાધાન ન થાય ત્યાંસુધી કામચલાઉ સમાધાન રૂપે લેજીસ્લેટીવ કાઉન્સિલમાં હિન્દી મેમ્બરોને નોમીનેશન પદ્ધતિથી મોકલવા.

## ગોરાઓનો હેતુ

સન ૧૯૧૯ થી ૧૯૨૩ ના અરસામાં કેનીઆના ગોરાઓની ધારણા એવા પ્રકારની હતી કે હિન્દીઓને સર્વ ક્ષેત્રોમાથી હાંકી કાઢી પોતાને માટે રીસ્પોન્સીબલ સેલ્ફ ગવર્નમેન્ટ મેળવી લેવુ. તે માટે તેઓએ પશ્ચિમી સભ્યતાની રક્ષા તેમજ નેટીવોના લાભો સંભાળવા વગેરે અનેક પ્રકારના પ્રપચી મુદ્દાઓ ઉઠાવ્યા હતા. ટ્રસ્ટશીપના સવાલપર લૉર્ડ ડેલામિયર અને તેના જાતભાઇઓ સફળ થયા નહિ. એ સબધે શ્વેતપત્રમાં બહાર પડયું હતુ કેઃ—

'His Majesty's Government can not but regard the grant of responsible self-Government as out of the question within any period of time which need now be taken into consideration......'

'Primarily, Kenya is an African territory, and His Majesty's Government think it necessary definitely to record that considered opinion that the interests of the African native must be paramount, and that if and when; those interests and the interests of the immigrant races should conflict, the former should prevail.'

આમાં નેટીવોના લાભ સંભાળવાની મોટી ને મઝાની વાતો ઉપરથી દેખાય છે પણ ખરી રીતે કોલોનીના રાજ્ય વ્યવહારમાં તેનો કશો પણ અમલ થતો જોવામાં આવ્યો નથી. પણ આથી એટલું ખરૂં કે જ્યાં સુધી કેનીઆની ગોરી અને હિન્દી–બન્ને કોમો વચ્ચે આ ઝગડો ચાલુ રહે ને કોઇને કોઇ રીતે હિન્દીઓનું સમાધાન ન થાય ત્યાં સુધી ગોરાઓની રીસ્પોન્સીબલ સેલ્ફ ગવર્નમેન્ટ મેળવવાની ધારણા તુરતમાં બર આવે એવું જણાતું નથી.

## વિચિત્ર અલ્ટીમેટમ

સન ૧૯૨૩ ના શ્વેતપત્ર મુજબ બનેલી નવી લેજીસ્લેટીવ કાઉન્સિલે સન ૧૯૨૩ થી કામ શરૂ કર્યું. તેને ૩ વર્ષ પૂરાં થતાં ફરી પાછો નવી કાઉન્સિલમાં કોમી મતાધિકાર ને સમાન મતાધિકારનો સવાલ હિન્દી કોમ સામે આવી ઉભો રહ્યો. આ ત્રણ વર્ષના અરસામાં કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગે જાણી લીધું હતું કે: હિંદીઓનો જુસ્સો નરમ પડી ગયો છે અને સંગઠન પણ જોઇએ તેવું રહ્યું નથી. આ તકનો લાભ લઇ તેણે એક છટકાબારી ગોઠવી. એ કહેવાની જરૂર નથી કે સર એડવર્ડ ગ્રીગ–કેનીઆ કોલોનીનો ગવર્નર ગોરા સેટલરોનો જાની મિત્ર બની હિંદીઓ તરફ ખુલ્લું અન્યાયી વલણ બતાવતો હતો.

સન ૧૯૨૭માં લેજીસ્લેટીવ કાઉન્સિલની ફરી ચુંટણી કરવાનો સમય આવ્યો ત્યારે ગવર્નર સર એડવર્ડ ગ્રીગે હિન્દી આગેવાનોને જણાવ્યું કે, નવી લેજીસ્લેટીવ કાઉન્સિલની પ્રથમ બેઠક ૧૯૨૭ ના માર્ચ માસમાં થશે તેમાં હિન્દી મેમ્બરોને પોતે નોમીનેશન કરી મોકલશે નહિ. વળી તેણે એક ડગલું આગળ વધી જણાવ્યું કે: જો હિંદીઓ સન ૧૯૨૮ માં કોમીમતાધિકાર કબુલ રાખી પોતાના તરફથી મેમ્બરો ચુંટી મોકલે તો સન ૧૯૨૭ માટે પોતે નીમણુક કરે અને મતદારોનું લીસ્ટ વગેરે તૈયાર કરવાની સવડતા માટે એક વરસનો સમય હિન્દીઓને આપે. તે સાથે એ પણ ખુલ્લું

જણાવી દીધુ કે, હવે પછીથી ભવિષ્યની લેજીસ્લેટીવ કાઉન્સિલમા નોમીનેશન પદ્ધતિએ તે હિન્દીઓને મોકલી શકશે નહિ

## હિન્દી કોન્ગ્રેસની પીછેહઠ

હિન્દી કોમ સામે વળી આ મહત્વના પ્રશ્નનો ફડચો કરવાનો સમય આવી ઉભો સન ૧૯૨૬ ના ડીસેમ્બર માસમા ઇ આ. ઇ. કોન્ગ્રેસ મળી આ સમયે હિંદી કોમની આતરિક સ્થિતિ તરફ નજર કરતા ગવર્નરના અલ્ટીમેટમનો નિર્ણય ન થાય તો આવેલી તક ગુમાવી દેવા જેવુ કેટલાક નેતાઓને લાગ્યુ અને તુરતમા હિંદીઓ માટે કઈ ઉજળા ભાવીની આશા જણાઈ નહિ હિન્દુસ્થાનમા સત્યાગ્રહની લડત ચાલતી હતી બીજી તરફ હિન્દી સરકાર પાસે દક્ષિણ આફ્રિકાના હિન્દીઓનો પ્રશ્ન ખડો હતો આ સન્જોગોમાં હિન્દના આગેવાનો અગર તો હિન્દી સરકાર કેનીઆના હિન્દીઓને કશી મદદ કરી શકે તેવી સ્થિતિ હતી નહિ ઈન્ગ્લાડમા કોન્ઝરવેટીવ પાર્ટી સત્તા ઉપર હતી. ત્યા કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગની ભારે લાગવગ હતી

કેનીઆના હિંદીઓનુ ધ્યેય સમાન મતાધિકાર મેળવવાનુ હતું આ વખતની કોન્ગ્રેસમા આ પ્રશ્ન પરત્વે ભારે રસાકસી થઇ અને અતે under protest કામચલાઉ ગોઠવણ તરીકે કોમી મતદારીના ધોરણે મેમ્બરો ચુટી કેનીઆની ધારાસભામા મોકલવાનો ઠરાવ કરવામા આવ્યો ઉગ્ર વિચારના હિંદીઓ કોન્ગ્રેસના આ પાછળ હઠાવનારા ઠરાવથી ઘણા નારાજ થયા તેઓની દષ્ટિએ ગોરાઓ કરતા હિંદીઓ ઉતરતા દરજ્જાના હોવાનો સ્વીકાર આ ઠરાવમાં દેખાયો.

## ગવર્નરે બાજી બદલી

ઈ. આ ઇ કોન્ગ્રેસનો આ ઠરાવ જાણ્યો કે ગવર્નરે બાજી બદલી પોતાના વચનપર પાણી ફેરવ્યુ અને કોન્ગ્રેસના મેન્ડેટની વિરુદ્ધ હતા એવા હિન્દીઓનું નોમીનેશન કરી નવી લે કાઉન્સિલમા મોકલ્યા.

પછી પોતે તુરતજ ઈંગ્લાન્ડ જઇ વડી સરકારને સમજાવ્યુ કે કેનીઆમા હિંદી પ્રશ્નનો નિવેડો હવે આવી ગયો છે

## સન ૧૯૨૭ નો શ્વેતપત્ર

કેનીઆના ગવર્નરની આ યુક્તિપુરસરની રમત અને ગોરા સેટલરોની મહત્વાકાંક્ષાને પોષવા પડદા પછવાડે ચતી હીલચાલો જેનો રાજદ્વારી ક્ષેત્રમા ક્યાય અવાજ નથી એવા હિન્દીઓ ક્યાથી સમજી શકે ? વડી સરકાર તો હિન્દી અને ગોરા વચ્ચેના સમાન મતાધિકારના ઝગડાના સમાધાનની જાણે રાહ જ જોતી હોય તેમ ગવર્નરના કહેવા ઉપર વિશ્વાસ રાખી સન ૧૯૨૭ મા બીજો શ્વેતપત્ર બહાર પાડયો તેમા ઇસ્ટ આફ્રિકાના જુદા જુદા બ્રિટિશ પ્રદેશોનું એક યુનીયન-ફેડરેશન બનાવવા અંગે તપાસ કરવા એક કમીશન નીમવાનુ ઠરાવવામા આવ્યુ સન ૧૯૨૩ ના શ્વેતપત્રમા આફ્રિકન નેગ્રોના લાભો હમેશને માટે સંરક્ષવાની દર્શાવેલી વાતો હવામા ઉડી ગઇ અને ધારાસભામા કેનીઆના ગોરાઓની બહુમતી રાખવાનુ જાહેર થયુ હિન્દીઓની સ્થિતિ સન ૧૯૨૩ ના શ્વેતપત્ર મુજબ રહેશે તેવુ જણાવવામા આવ્યુ

## લૉર્ડ ડેલામિયરની ફતેહ

હિન્દીઓના કટ્ટા વિરોધી-સેટલરોના આગેવાન લૉર્ડ ડેલામિયરની ફતેહ થઇ સન ૧૯૨૩મા હિન્દીઓને રાજદ્વારી ક્ષેત્રમાથી બહાર રાખવામા તે ફાવ્યો હતો પછી હિન્દી કોન્ગ્રેસના દરવાજા ગોરાઓ કરતા પોતે ઉતરતા દરજ્જાના છે એવી કબુલાત આપ્યા જેવુ લાગ્યુ કે તુરતજ ગવર્નર સર એડવર્ડ ગ્રીગની સહાય અને સહાનુભુતિથી સન ૧૯૨૩ ના શ્વેતપત્રના બીજા ભાગમા નેગ્રોના ભલાની જે વાતો હતી તે ઉડાવી દીધી ને યુરોપીયન અન-ઑફિશિયલ ગોરાઓની બહુમતીવાળી ધારાસભા બનાવવા એક કમીશન નીમાયુ લૉર્ડ ડેલામિયર અને તેના સાથીઓ આ કાર્ય ફતેહમંદ રીતે પાર ઉતારવા ગવર્નર સર એડવર્ડ ગ્રીગને ખુશ ખુશ રાખવા લાગ્યા

## હિન્દી કોમ ભયમાં

સન ૧૯૨૭ માં નવો શ્વેતપત્ર બહાર પડયો. તેમાં બ્રિટિશ પ્રદેશોનું ફેડરેશન કયી રીતે થઇ શકે તે સંબંધે તપાસ કરવા કમીશનની નિમણુક થયાનું જાહેર થયું ને હિન્દી કોમ ભયમાં આવી પડી.

સન ૧૯૨૬ માં કોમી મતાધિકાર કબુલ રાખવાના ઠરાવ કરનારા હિન્દી નેતાઓ સામે ઉગ્ર વિચારના હિન્દીઓ 'કોમીદ્રોહી' ને 'વિશ્વાસઘાતી'ના આક્ષેપો કરવા લાગ્યા.સંજોગોનો વિચાર કરી કોન્ગ્રેસના એ કોમી મતાધિકાર સ્વીકારવાના ઠરાવને સુધારવા ઇસ્ટ આફ્રિકાની ઇન્ડિયન એસોસીએશનોની અન–ઑફિશિયલ કોન્ફરન્સ સન ૧૯૨૭ ના નવેમ્બરમાં બોલાવવામાં આવી. તેમાં હિન્દી સરકાર તરફથી ૨, પ્રતિનિધિઓ 'ક્લોઝર યુનીયન કમીશન' સમક્ષ હિન્દીઓનો કેસ રજુ કરવાના કામમાં કોન્ગ્રેસને મદદ કરવા માટે મોકલવામાં આવ્યા હતા તે પણ હાજર હતા. હિન્દીઓએ કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગ–ગોરા સેટલરોના જાની મિત્રને આ કન્વેન્શન ખુલ્લુ મૂકવા બોલાવ્યા.

## ગવર્નરનું ગુમાની ભાષણ

હિન્દીઓના નિમંત્રણને માન્ય કરી ગવર્નર આવ્યા, પણ એ ભૂલી ગયા કે પોતે અહીં મ્હેમાન છે. તેણે તો ઉલટુ હિન્દી કોમને માઠું લાગે તેવું મગરૂરીભર્યું ભાષણ આપ્યુ તેણે કહ્યુ કે

'હિંદીઓ અહીં વિવિધ જાતોમા વ્હેચાયલા છે. રહેણીકરણી તેમજ કેળવણીનું તત્વ પણ એક સરખુ નથી. તે જ પ્રમાણે જે દેશમા તે રહે છે તેનો વિકાસ કરવામા ભોગ આપવાની પણ તેઓની એક સરખી શક્તિ નથી. આ સ્થિતિ ને સંજોગોપર વિચાર કરતાં હિન્દીને માટે રાજકીય ક્ષેત્રમાં કોમી મતાધિકારની જ પદ્ધતિ બંધબેસતી છે. સન ૧૯૨૩ ના શ્વેતપત્ર મુજબ જ હિન્દીઓની પરિસ્થિતિ કાયમ રાખી જે કમીશન નીમવાનું આ શ્વેતપત્રમા બહાર પડયું છે, તેમ કરવામા વડી સરકારે ભારે ડહાપણ વાપર્યું છે એમ હું માનું છુ.'

આ ભાષણને યુરોપીયન પત્રોએ સંતોષકારક કહી વખાણ્યું.

## ધારાસભાનો બહિષ્કાર

ગવર્નરના આ ભાષણથી હિંદીઓમાં ભારે ખળભળાટ મચ્યો. ફ્લોઝર યુનીયન કમીશનનો બહિષ્કાર કરવાની ચર્ચા ચવા લાગી. એને પરિણામે તા. ૨૫મી ડીસેમ્બરે સન ૧૯૨૭માં ઇ. આ. ઇ. કોન્ગ્રેસ, આગલા વર્ષે મોમ્બાસામાં કરેલા ઠરાવને રદ કરી, સામે આવી પડેલા સંજોગોપર વિચાર કરવા ને સમાન મતાધિકારના ધ્યેયને વળગી રહેવાનો નિર્ણય કરવા માટે મળી. તેમાં લેજીસ્લેટીવ અને એક્ઝીક્યુટીવ કાઉન્સિલોનો બહિષ્કાર કરવાના ઠરાવો થયા. તે ઉપરાંત સદરહુ કોન્ગ્રેસમાં ગવર્નર સર એડવર્ડ ગ્રીગ માટે પણ અવિશ્વાસનો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આથી વળી ગવર્નરે પીઠ ફેરવી અને લેજીસ્લેટીવ કાઉન્સિલની બેઠક માર્ચને બદલે મે ૧૯૨૮ની ઠરાવી. હિન્દી કોન્ગ્રેસના આગેવાનોને ગવર્નમેન્ટ હાઉસમા મળવા બોલાવ્યા અને જણાવ્યું કે: 'લેજીસ્લેટીવ કાઉન્સિલમાં જૂની નોમીનેશનની પદ્ધતિએ તમે હિંદી પ્રતિનિધિઓને હાલ મોકલો. આમ કરવાથી તમારી સમાન મતાધિકારની માગણી કે જે તમને પ્રાણ સમાન પ્રિય છે તેને તમે છોડી દો છો એમ સમજવાનું નથી. આ મતાધિકાર બાબતનો નિર્ણય વડી સરકાર તરફથી થાય ત્યાંસુધી આ પ્રમાણે તમે નોમીનેશન પદ્ધતિએ તમારા પ્રતિનિધિઓ લેજીસ્લેટીવ કાઉન્સિલમાં મોકલો એવી મારી સલાહ છે.'

ગવર્નરની આ સલાહપર વિચાર કરવા હિન્દી નેતાઓએ વચન આપ્યું. તા. ૧ લી મે ૧૯૨૮ ના હિન્દીઓનું કન્વેન્શન મળ્યું અને એકમતે ઠરાવ કર્યો કે: ભૂતકાળના મળેલા અનુભવો અને ભવિષ્યની જવાબદારીઓપર વિચાર કરતાં સર એડવર્ડ ગ્રીગની સુચનાઓનો ઉપકાર સાથે અસ્વીકાર કરવામાં આવે છે.

આ પછી કોન્ગ્રેસના ઠરાવને માન આપી કેનીઆની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં હિન્દી કોમનો એક્ય પ્રતિનિધિ ગયો નહિ.

## હતા ત્યાં ને ત્યાં

ત્યારપછીના પાંચ ૭ વર્ષના સમયમાં કેનીઆના હિંદીઓની હાલત સુધરવાને બદલે વધુ ને વધુ કફોડી બનતી ગઇ ને જાય છે. એ સન્જોગોપર વિચાર કરી વળી સન ૧૯૩૩ના એપ્રિલમાં મોમ્બાસા ખાતે મળેલી ઇ. આ. ઇ. કોન્ગ્રેસે under protest કોમી મતદારીના ધોરણે ચુંટણી કરી, હવે પછીની નવી લે. કાઉન્સિલમાં હિન્દી પ્રતિનિધિઓ મોકલવા અને તે માટે મતદારોનું લીસ્ટ તૈયાર કરવા નીચે મુજબ ઠરાવો કર્યા છે.

'That this Congress is of opinion that the ban on the participation in the Legislative and Executive Councils should be removed and that the Indian Community should now participate on the Legislative and Executive Councils under protest, but the efforts for the attainment of Common Roll be vigorously carried on.'

'That this Congress recommends all Indian adults of the Colony nad Protectorate of Kenya to register themselves as voters on the voters Roll for the Legislative Council.'

(E. A. I. Congress: April 1933)

આ પ્રમાણે ચુટણીના સમાન મતાધિકાર મેળવવા માટે લડત ચાલુ રાખવાની શરતે વાંધા તળે પણ હવેની લે. કાઉન્સિલમાં કોમીમતદારીના ધોરણે મેમ્બરો ચુટી મોકલવાનો ઠરાવ ઇ. આ. ઇ. કોન્ગ્રેસને આખરે પસાર કરવો પડ્યો. એટલે કે સન ૧૯૨૬ માં હતા ત્યાં ને ત્યાં આવી ઉભા!

## ભેદી હીલચાલ

સન ૧૯૨૩ નો શ્વેતપત્ર બહાર પડ્યા પછી ઇસ્ટ આફ્રિકામાં આવેલા બ્રિટિશ મુલકોનું ફેડરેશન થઇ શકે કે કેમ ? એ બાબત તપાસ કરવા એક કમીશન નીમવામાં આવ્યું હતું. જે કમીશનનો રિપોર્ટ સન ૧૯૨૫માં બહાર પડ્યો હતો. જેમાં ફેડરેશનની સામે હિન્દી કોમે તથા યુગાન્ડાની તેમજ જુદા જુદા દેશોની સરકારે વિરોધતા બતાવ્યા ઉપરાંત ભૌગોલિક સ્થિતિ અને અવરજવરનાં સાધનોની અગવડતા વગેરે મુશ્કેલીઓ તરફ ધ્યાન દઇ તેવી કોઈ યોજના તુરતમાં સફળ થઇ શકે તેમ નથી તેવો અભિપ્રાય દર્શાવ્યો હતો; છતાં સન ૧૯૨૭માં ફરી પાછું હીલ્ટન યંગ કમીશન–કલોઝર યુનીયન કમીશન નીમવામાં આવ્યું. આટલા ટુંક વખતમાં આવું કમીશન નીમવાનું ખાસ કંઈ કારણ ઉભુ થયું નહોતું. પરતુ આ બધુંય કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગની અકલ્પ્ય મહત્વાકાંક્ષા સંતોષવા તેમજ ફેડરેશન સ્ટેટની ધારાસભામાં કેનીઆના ગોરાની બહુમતી મેળવવાની મનોવાચ્છના તૃપ્ત કરવાની ભેદી હીલચાલનું પરિણામ હતું.

આ ભેદ સન ૧૯૨૭મા મળેલી ઇ. આ. ઇન્ડિયન કોન્ગ્રેસના પ્રમુખસ્થાનેથી મિ. તૈયબઅલી બેરીસ્ટરે ખુલ્લો કરી નાખી, સર એડવર્ડ ગ્રીગની તેમજ સેટલરોની મનોહરા ઉપાડી પાડી નાખી હતી. તેમણે વિવિધ પ્રમાણોથી સાબીત કરી બતાવ્યું હતું કે—

'આ ઇસ્ટ આફ્રિકાની કોલોનીઓનું યુનીયન બનાવવાના પ્રશ્નનો સન ૧૯૨૬ મા ગવર્નરોની કોન્ફરન્સ નઈરોબીમાં મળેલી ત્યારે જન્મ થયો હતો. ત્યારપછી એક વર્ષે એ ત્રણ ગવર્નરોમાંના એક એક સ્ટીમ પર મળેલી હતી. તે પછી કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગ ઉત્સાહ ગયા અને કોલોનીયલ સેક્રેટરીએ સાથે મંત્રણા કરી. તેના પરિણામે ઇસ્ટ આફ્રિકાના લોકો સાથે પૂરી મંત્રણા કરી, તેઓના વિચારો જાણ્યા પછી આ યોજના કઇ રીતે અમલી બની શકે તે બાબતેપર તપાસ કરી રિપોર્ટ તૈયાર કરવા એક કમીશન નીમવાનો નિશ્ચય કરવામાં આવ્યો. ને કમીશન તે જ આ હીલ્ટન યંગ કમીશન.'

## હીલ્ટન યંગ કમીશન

આ કમીશનને 'કલોઝર યુનીયન કમીશન' પણ કહે છે. તેમાં કોઇ હિન્દી મેમ્બર નહોતો. હિંદમાં કરન્સી કમીશન નિમાયું હતુ અને જેણે બહાદુરીથી હિંદના વેપારનું સત્યાનાશ કાઢ્યુ હતુ તેની જ આગેવાની નીચે આ કમીશન નીમવામા આવ્યુ હતું. આ હી'ટન યંગ કમીશનનો બહિષ્કાર કરવાની કેનીઆના હિંદીઓમા ચર્ચા ઉપડી હતી. હિંદી સરકારે આ કમીશન સમક્ષ કેનીઆની હિંદી કોમનો કેમ બરાબર રજુ કરવાના કામમાં કોન્ગ્રેસને મદદ કરવા બે પ્રતિનિધિઓ પોતાના તરફથી મોકલ્યા હતા.

લેજીસ્લેટીવ કાઉન્સિલમા ચુટાયલા અન-ઑફિસિયલ ગોરાઓની બહુમતીની વિરૂદ્ધમાં હિંદીઓએ આ કમીશન સમક્ષ એક મેમોરેન્ડમ તૈયાર કરી મોકલ્યુ; તે ઉપરાંત આ પ્રદેશમાં હિંદીઓની નાની નાની હાડમારીઓ ને તેમને થતા અન્યાયો વિષે એક વધારાનુ મેમોરેન્ડમ પણ રજુ કર્યું હતુ.

મજકુર કમીશનના રિપોર્ટમા હિંદીઓની સમાન મતાધિકાર Common Rollની માગણીનો સ્વીકાર કરવામા આવ્યો છે પણ તેમાં કેનીઆના ગોરાઓની સંમતિ લેવાની શરત રાખવામા આવી છે. એટલે એ ઉદારપણાનો કશોય અર્થ નથી. કારણ કે ગોરી અને હિંદી કોમ વચ્ચે આ સમાન મતાધિકાર સંબધે તો મોટો ઝગડો છે. તેનો છેવટનો નિર્ણય અદ્યાપિ પર્યન્ત થયો નથી. તેથી સંજોગોને લક્ષમાં લઇ ઉપર જણાવ્યુ તેમ સન ૧૯૩૩મા મળેલી ઇસ્ટ આફ્રિકાની હિંદી કોન્ગ્રેસને કોમીમતદારીના ધોરણે હિંદી મેમ્બરો ચુટી લેજીસ્લેટીવ કાઉન્સિલમાં મોકલવાનો ઠરાવ કરવો પડયો છે. આમ દોઢ દાયકા સુધી હિંદીઓની ધારાસભાચુટણીના સમાનહક્ક મેળવવા માટેની લડત ફળદાયી નીવડી નથી. એ બતાવવાને પૂરતું છે કે મજકુર કોલોનીમાં હિંદીવાનોની હાલત કેવી અસહાય અને નધણીઆતી થઇ પડી છે'!

## સ્થા નિ ક  સ્વ રા જ્ય

જેવી રીતે કેનીઆની ધારાસભામાંથી હિન્દીઓને સમાનહકથી બાતલ રાખવામાં આવ્યા તેજ પ્રમાણે નઇરોબી મ્યુનિસિપાલ કોરપોરેશનમાંથી પણ હિન્દીઓને ચુંટણીના હક્કોથી વંચિત રાખવામાં આવ્યા હતા. આમાં પણ કેનીઆના ગવર્નર મિ. એડવર્ડ ગ્રીગે હિન્દીઓને ચક્કરમાં નાખી થાપ ખવરાવી હતી.

'હિન્દીઓ અણઘડ ને પછાત છે—ગોરાઓના સમાન દરજ્જાના અધિકાર હિન્દીઓને હોઇ શકે નહિ—બધી કોમોનું હિત ને પ્રતિનિધિત્વ તો ગોરાઓજ સાચવી શકે. હિન્દમાં કોમીમતાધિકાર છે તેથી અહીં પણ કોમીમતાધિકાર હોવો જોઇએ.' આવી વાતો અહીંના ગોરાઓ પહેલેથી જ છડેચોક કરી રહ્યા હતા.

મ્યુનિસિપાલ કોરપોરેશનમાં પણ બહુમતી મેળવી અનેક રીતે હિન્દી કોમને કનડગત કરવામાં આવે છે. જેમ આપણે કેનીઆ લેજીસ્લેટીવ કાઉન્સિલનો આછો પાતળો ઇતિહાસ જોઇ ગયા તેમ હવે લોકલ ગવર્નમેન્ટ સંબંધે પણ થોડી ભૂતકાળ તરફ નજર કરીએ.

### શરૂઆત

મ્યુનિસિપાલિટીની શરૂઆત સૌથી પહેલા નઇરોબીમાં થઇ હતી. શરૂઆતમાં એક ઑફિસિઅલ ને ૪, વેપારીઓ મળી ૫, સભ્યોની કમિટિ હતી. સન ૧૯૦૧માં તે કમિટિ ઑફિસિયલ અને નોન–ઑફિસિયલ બન્ને સરખી સંખ્યાના મેમ્બરોની બની. સન ૧૯૧૬ સુધી તે કમિટીમાં ૧, હિન્દી ને ૧, ગોવાનીસ મેમ્બર હતા. પછી ૯, ઑફિસિયલ, ૬, નોન–ઑફિસિયલ, ૨ હિન્દી ને ૧, ગોવાનીસ મળી ૧૮ ની કમિટિ બની હતી.

સન ૧૯૦૮માં 'મ્યુનિસિપાલ કોરપોરેશન ઓરડીનાન્સ' પાસ કરવામાં આવ્યો હતો. પણ લડાઇના તેમજ બીજા કારણોએ

સન ૧૯૧૯ સુધી તે અમલમાં આવ્યો નહોતો. ત્યાંસુધી મ્યુનિસિપાલ કાઉન્સિલ ફક્ત સલાહકારક તરીકે હતી. સન ૧૯૧૯માં એક વિચિત્ર બનાવ બન્યો.

નોન-ઑફિસિયલ મેમ્બરોની ચુંટણી માટે મતદારોના મત મેળવી, વધારે મત મળે તેનાં નામો જાહેર કરવામાં આવે; તે મેમ્બરોનું નોમીનેશન ગવર્નર તે જ સ્થળે પોલ ઉપરથી કરે એવી સુચના થઈ.

ગોરાઓની ચુંટણી એ પદ્ધતિએ થઇ. પણ હિન્દીઓએ તે પ્રમાણે ચુંટણી કરી નામો જાહેર કર્યાં તે ગવર્નરે સ્વીકાર્યાં નહિ. હિન્દીઓને ગોરાઓના સમાન હક્ક અપાય નહિ, એ ઘમંડી માન્યતાએ પોતાની મરજી મુજબના ૨, હિન્દીઓની ગવર્નરે નીમણુક કરી. ત્યારપછી નઇરોબી મ્યુનિસિપાલ કાઉન્સિલ ૧૬, ચુંટાયલા ગોરાઓ, ૨, હિન્દીઓ, ૧, ગોવાનીઝ ને ૧, ઑફિસિયલ પ્રમુખ મળી ૨૦, સભ્યોની બની.

## મ્યુ. કાઉન્સિલનો બહિષ્કાર

ઉપર જણાવ્યું તેમ યુરોપિયનોની ચુંટણી કરવામાં આવતી ને હિન્દી તથા ગોવાનીસની ગવર્નર પોતે નીમણુક કરતો. આ નવી પદ્ધતિ સ્વમાન હણનારી લાગવાથી નઇરોબીના હિન્દીઓએ તે સ્વીકારવાની ના પાડી. તેનાં બીજાં પણ સબળ કારણો હિંદીઓની તરફેણમાં હતાં. એક તો એ કે ૬૬, ટકા જેટલો ટેક્સ તો એકલા હિન્દીઓ જ ભરતા હતા. છતાં માત્ર ૨, હિન્દી મેમ્બરો જ મ્યુનિસિપાલ કાઉન્સિલમાં અને ચુંટણીના હક્ક નહિ. આથી હવે મ્યુનિસિપાલ કાઉન્સિલમાં હિંદી પ્રતિનિધિત્વનો પ્રશ્ન સ્થાનિક મટી રાજકીય બન્યો. મ્યુનિસિપાલ કાઉન્સિલનો પણ હિન્દીઓએ બહિષ્કાર કર્યો. એટલે સન ૧૯૧૯ થી ૧૯૨૫ સુધી નઇરોબી મ્યુનિસિપાલ કાઉન્સિલમાં કોઇ હિન્દી મેમ્બર હતો નહિ.

## ડેન્હામ કમીશન

સન ૧૯૨૩મા શ્વેતપત્ર બહાર પડયો ગવર્નમેન્ટ તેમજ ગોરા સેટલરોએ તે મજુર રાખ્યા પછી વળી હિન્દી પ્રતિનિધિત્વને પ્રશ્ન તાજો થયો નઇરાબી મ્યુનિસિપાલમા કોમી પ્રતિનિધિત્વના પ્રશ્નને નિર્ણય કરવા સર એડવર્ડ ડેન્હામના પ્રમુખપદે એક કમીશન નીમવામા આવ્યુ હિન્દીઓને ૪, પ્રતિનિધિઓ પોતાના તરફથી ચુટણી કરી નઇરોબી મ્યુનિસિપાલ કોરપોરેશનમા મોકલવાની ઑફર કરવામા આવી. ચુટણીનું ધોરણ ગોરાઓના માટે જે અખત્યાર કરવામા આવેલુ છે તે મુજબ સ્વીકારવામા આવ્યુ તેના આધારે ૪, હિન્દીઓ ૫, યુરોપિયનો, એક ગોવાનીસ ને એક ઑફ્રિકિયન મળી ૧૧ સભ્યો બીજા એક ગોરાની ચુટણી કરે તે મળી ૧૨ સભ્યોની મ્યુનિસિપાલ કાઉન્સિલ બની

એ ઑફર નઇરોબીના હિન્દીઓએ કબુલ રાખી, તે પછીથી ૪ હિન્દી મેમ્બરોએ નઇરોબી મ્યુનિસિપાલ કાઉન્સિલમા બેઠક લીધી (૧૯૨૫)

## ફીધામ કમીશન

સન ૧૯૨૬માં ફરી મ્યુનિસિપાલ ગવર્નમેન્ટને પ્રશ્ન વિચારણા માટે આવ્યો મોમ્બાસા નઇરોબી તેમજ તેમની આજુબાજુના પ્રદેશ ઉપરાત વસવાટવાળા ભાગોમા જ્યા જરૂર જણાય ત્યા લોકલ ગવર્નમેન્ટ સ્થાપવા કેનીઆના ગવર્નર સર એડવર્ડ ગ્રીગે જુલાઇ માસમા એક કમીશનની નીમણૂક કરી આ કમીશનના પ્રમુખ જસ્ટીસ ફીધામને ખાસ દક્ષિણ આફ્રિકામાથી બોલાવવામા આવ્યો હતો એ તો સૌ જાણે છે કે દક્ષિણ આફ્રિકામા પહેલેથી જ હિન્દીઓ પ્રત્યે ચામડીના રગભેદની સુગ છે કમીશનનો પ્રમુખ જસ્ટીસ ફીધામ રિપોર્ટ તૈયાર કરવાના કામમા મદદ કરવા એક એકસ્પર્ટને પોતાની સાથે લાવ્યો હતો તેણે કર ભરનારાઓની

સંખ્યાપરે કશું લક્ષ આપ્યું નહિ અને હિન્દીઓ જે હકકો ને બેઠકો લોકલ ગવર્નમેન્ટ બોડીમાં ભોગવતા હતા તે હકકો પણ લગભગ ખુંચવી લેવા જેવી સ્થિતિ ઉભી થઇ.

આ ઉપરથી ઈસ્ટ આફ્રિકા ઇન્ડિયન કોન્ગ્રેસે ઠરાવ કર્યો કે, જો જસ્ટીસ ફીધામ કમીશનના રિપોર્ટ અનુસાર અમલ થશે તો સર્વ સ્થાનિક મ્યુનિસિપાલિટીઓમાંથી હિન્દી મેમ્બરોને પાછા ખેંચી લેવામાં આવશે. વડી સરકારે તુરતમાં જસ્ટીસ ફીધામ કમીશનના રિપોર્ટને મજુરી ન આપી. આ અરસામાં કલોઝર યુનીયન કમીશન પણ ઈસ્ટ આફ્રિકામાં આવ્યું હતું. તેની તપાસ પણ શરૂ હતી.

આ સંબધે હિંદીઓનું એક ડેપ્યુટેશન સન ૧૯૨૮ના ફેબ્રુઆરી માસમાં કોલોનીઅલ સેક્રેટરીને મળ્યુ. પરંતુ તેઓને કહેવામા આવ્યું કે, રિપોર્ટમાં થયેલી ભલામણો મુજબ ગવર્નમેન્ટે અમલ કરવાનો નિશ્ચય કર્યો છે, તેથી લેજીસ્લેટીવ કાઉન્સિલની પહેલી બેઠકે મ્યુનિસિપાલ બીલ રજુ કરવા દેવામાં આવશે. આથી નઇરોબી તેમજ મોમ્બાસાના હિંદીઓમાં પાછો ખળભળાટ થયો. વિરોધદર્શક ઠરાવો કર્યા કેઃ હીલ્ટન યંગ કમીશનનો રિપોર્ટ બહાર ન પડે ત્યાંસુધી આ ફીધામ કમીશનના રિપોર્ટમાંની ભલામણોને કાયદાનુ સ્વરૂપ આપવાનું મુલતવી રાખવું. કેટલોક ભાગ છડેચોક કહેવા લાગ્યો કે ડીસ્ટ્રીકટ તેમજ સ્થાનિક મ્યુ. કાઉન્સિલોમાંથી હિંદી મેમ્બરોને પાછા ખેંચી લેવા. કર ન આપવા. અસહકાર શરૂ કરવો. ગવર્નમેન્ટને ચેતવણી આપવામાં આવી કે જો ધારાસભામાં સરકાર મ્યુનિસિપાલ બીલ લાવશે તો સ્થિતિ ગંભીર થશે ને તેની સર્વ જોખમદારી તેઓના ઉપર રહેશે. સત્તાવાળાઓએ આ સંજોગો ધ્યાનમાં લઇ મે માસે મળનારી ધારાસભાની બેઠકમાં આ બીલ લાવવાનું મુલતવી રાખ્યું.

પછી ગવર્નરે મ્યુનિસિપાલ બીલ સંબંધે ઉભા થયેલા મતભેદોની બાબતમાં સમાધાની પર આવવા બન્ને કોમની સ્વતંત્ર કમિટી નીમવાની સુચના કરી. તે અનુસાર બન્ને કોમોનાં પ્રતિનિધિઓની રાઉન્ડ

ટેબલ કોન્ફરન્સ મળી. વાટાઘાટને અંતે સમાધાનપર આવ્યા. સુધારેલુ બીલ પેપરમાં પ્રગટ થયું. ત્યારે જાણવામાં આવ્યું કે સુધારેલા બીલમાં ગોવાનીસ મેમ્બરને કમી કરવામાં આવ્યો હતો અને હિન્દીઓને ઉતારી પાડવા જેવી બીજી પણ કેટલીક ઘાલમેલ કરવામાં આવી હતી. તે સામે હિન્દી કોમે વિરોધ ઉઠાવ્યો.

હીલ્ટન યંગ કમીશનની ભલામણો સંબંધે ચર્ચા કરવા ગવર્નર સર એડવર્ડ ગ્રીગ ઈંગ્લાંડ જતા હતા ત્યારે હિંદી કોમ તરફથી સર એડવર્ડ ગ્રીગની બેદરકારી રાજનીતિપર પ્રકાશ પાડતો એક મેનીફેસ્ટો તૈયાર કરી ગ્રેટબ્રિટનની પ્રજાને મોકલવામાં આવ્યો. અસહાય હિંદી કોમ આ સિવાય બીજું શું કરી શકે ?

હિન્દીઓએ મ્યુનિસિપાલ કાઉન્સિલનો બોયકોટ કર્યો.

## સેગ્રેગેશનના વાડા

હિન્દીઓને સામાજિક તેમજ સાંસારિક ક્ષેત્રમાં પણ ગોરાઓ કરતાં હલકા દરજ્જાના માની લાજ સેગ્રેગેશનના વાડા ઉભા કરવામાં આવ્યા.

આ પ્રમાણે લેજીસ્લેટીવ કાઉન્સિલ ને લોકલ ગવર્નમેન્ટમાં હિન્દીઓના સમાન અધિકારનો અસ્વીકાર કરી, માનભરી રીતે રહેવાના તેમના હક્ક પુંચવી લેવામા કેનીઆના ગોરાઓએ ફ્લેગ મેળવી હિન્દીઓની હાર થઇ.

કેનીઆના ગોરાઓ અને હિન્દીઓ વચ્ચે હવે દક્ષિણ આફ્રિકાની માફક સેગ્રેગેશનના વાડા ઉભા કરવામાં આવ્યા છે. યુરોપિયનો ને રહેવાને માટે ટેકરીઓ ઉપર સુંદર જગ્યાઓ અને હિન્દીઓના કરતા સારી જગ્યાઓ ઉપર રહેવાના અધિકાર છીનવી લેવાયા છે. યુરોપિયનો પોતાના પ્લોટો હિન્દીઓને વેચી શકે નહિ. ખુદ સન ૧૯૨૩ના શ્વેતપત્ર અનુસાર ટાઉનશીપોમાં ગોરાઓ ને હિન્દીઓ વચ્ચે સેગ્રેગેશનની પે...

નહિ રાખવાનું વડી સરકારનું ફરમાન હોવા છતાં પણ કેનીઆ ગવર્નમેન્ટ તે પ્રમાણે વરતતી નથી. હિન્દીઓને માટે રહેઠાણની જગ્યા તેમજ વેપારની જગ્યા પણ ગોરાઓના લતાથી અલગ જ આપવામાં આવી છે. નઇરાબીમાં 'ઇન્ડિયન બઝાર' ને 'રિવર રોડ' હિંદીઓ માટે છે.

આ પ્રમાણે સારાય કેનીઆમાં હિન્દીઓ કરતાં ગોરાઓ કાયદા મુજબ સરસાઇ ભોગવતા થયા છે. ગોરાઓના રહેઠાણવાળી જગ્યાઓના કરતાં હિંદી લોકેશનોમાં પાંચ ટકા પણ સફાઇ કે લાઇટો કે પાણીની સગવડ આપવામાં આવતી નથી. હિન્દીઓનાં સ્વમાન ડગલે ને પગલે હણાઇ રહ્યાં છે. આ સ્થિતિ આજ કેનીઆના હિન્દીઓની છે.

## નેટીવ માર કેટિંગ કાઉન્સિલ

કેટલોક સમય થયા ગોરાઓ તરફથી નાના હિંદી વેપારીઓ વિરૂદ્ધ એવું પ્રચારકાર્ય કરવામાં આવતું હતું કે, નેટીવો જે મકાઇ, કોશી, આદિ પાક ઉત્પન્ન કરે છે તે હિંદી વેપારીઓ ઓછા ભાવે પડાવી લે છે. માલના બદલામાં સામો માલ આપે છે, પૈસા રોકડા આપતા નથી. નેટીવોને ઠગી લે છે. નેટીવોનું ભલુ કરવાના પરોપકારી દેખાવ કરી નેટીવ રીઝર્વમાં વેપાર કરતા નાના હિંદી દુકાનદારોને હલકા પાડી, તેઓના હાથમાંથી નેટીવ પ્રોડ્યુસ ખરીદનો ધંધો છીનવી લેવાની કપટકળા આદરવામાં આવી. નાઇરાબી ગોરાઓની ચેમ્બર ઓફ કોમર્સે એક મેમોરેન્ડમ તૈયાર કર્યું. જેન્જા એસોસીએટેડ ચેમ્બર ઓફ કોમર્સે પણ બહારથી નિર્લેપ જણાતો ઠરાવ પસાર કરી કેનીઆ ગવર્નમેન્ટને મોકલાવ્યો. કરકસર અને ટેકસેશનની તપાસ માટે લોર્ડ મોયનેને નિયત કરવામાં આવ્યા. સન ૧૯૩૨માં ઇ. આ. હિન્દી કોન્ગ્રેસે હિંદીઓને થતા અન્યાયો પરત્વે ખરી સ્થિતિપર પ્રકાશ પાડતો મેમોરેન્ડમ તૈયાર કરી લોર્ડ મોયનેને મોકલ્યો. જેના

ઉપર કશુય લક્ષ આપવામા આવ્યુ નહિ નાના હિંદી દુકાનદારો જે અત્યારે નેટીવ રીઝર્વવાળા સ્થળોમા વેપાર કરે છે, તેઓના હાથમાથી નેટીવ પ્રોડ્યુસ ખરીદનો ધધો કાયદાથી ઝુટવાઈ જાય એવી લોર્ડ મોયનેના રિપોર્ટના ૮૭ મા પેજમા નીચે પ્રમાણે ભલામણ કરવામા આવી છે –

' With the object of assuring of growers a more ready share and a large share of the proceeds a native marketing advisary council shall be set up by the Governer consisting of the Chief Native Commissioner, two or three experienced members of the business Community Some questions that might be usefully considered by this advisary body would be co-operative production and marketing bulking and grading establishment of marketing centres where large scale buyers might be induced to handle native produce licensing of traders and the prohibition or restriction of the system of barter which as practised in some of the Asiatic stores is alleged to operate generally to the disadvantage of the native producer

આમ નેટીવોનું ભલું અને વેપારી કરવા ના ઓઠા નીચે હિંદીઓ ? વાળી કાઢવા માટે આ એક નવી યુક્તિ રચવામાં આવી એ રિપોર્ટ મુજબ નેટીવ માર્કેટિંગ એડવાઇઝરી કાઉન્સિલ અમલમા આવી તેમા કોઈ હિંદી મેમ્બર નથી સદરહુ રિપોર્ટ મુજબ નેટીવ રીઝર્વમાં માર્કેટિંગ સેન્ટરો નક્કી કરવામાં આવ્યાં છે તે સેન્ટરોમાં નેટીવ પ્રોડ્યુસની ખરીદી માટે ગોરાઓને મોનોપોલી આપવામા આવે

છે આ જ ઓરડીનાન્સ યુગાન્ડાને પણ લાગુ કરવામા આવ્યો છે તે અમલમા મૂકાતા જે નાના હિંદી દુકાનદારો નેટીવ પ્રોડયુસ ખરીદ કરતા હતા તે આ કાયદા પ્રમાણે ખરીદ કરી શકશે નહિ આ રીતે નાના હિંદી દુકાનદારોના હાથમાથી પ્રોડયુસ ખરીદનો વેપાર પણ આમ કાયદાથી છીનવી લેવાય છે આવા કારણોથી હિંદી વેપારીઓની દશા કગાળ થતી જાય છે

## આગમનપર અ કુશ

જગતમા વ્યાપી રહેલ આર્થિક મ દી તેમજ આરોગ્ય અને ચેપી રોગો ઘુસી જવાના બ્હાના નીચે હિન્દીઓ માટે આ કોલોનીનું ઇમીગ્રેશન ખાતુ સખ્ત બનતુ જાય છે કામ ધધો ચાલુ ન હોય અગર તો કાયમી નોકરી ન હોય તેવાઓને ભાગ્યેજ જવા દેવામા આવે છે સ્ત્રીઓ પાસેથી પણ ૨૦૦ શિલિંગ ડીપોઝીટ લેવામા આવે છે

## ઉઘા ડા અ ન્યા યો

### ગવર્નમેન્ટ સરવીસ બ ધ

**આ** પ્રદેશમા ગવર્નમેન્ટ નોકરીઓમા ઉચી જગા ઉપરથી હિન્દીઓને બાતલ રાખવામા આવે છે કરકસરને નામે અને ગમે તેવા બ્હાના તળે, જે હિન્દીઓ આજે નોકરી ઉપર છે તેમાથી પણ કમી કરવામા આવે છે નવી જગ્યાઓ તો હિન્દીઓને હવે મળતી જ નથી ખરી રીતે હિન્દીઓને ગવર્નમેન્ટ સરવીસમાથી કાઢી મૂકી, તે જગ્યાએ મોટા પગારની યુરોપિયન અને નાના પગારની જગ્યાએ નેગીવોને ગોઠવવામા આવે છે

રેલ્વે ડીપાર્ટમેન્ટમાથી પણ હિન્દીઓને નોટિસ આપી રજા આપવામા આવે છે પ્રથમથી જ રેલ્વેની નોકરી હિન્દીઓ માટે પેન્શનેબલ નહોતી તેથી ગમે તેટલા લાબા સમયથી નોકરી કરનારને પણ ગ્રેચ્યુઇટી આપી આજકાલ કમી કરવામા આવે છે

યુરોપિયન ફર્મોમા પણ ન ચાલતે જ કોઈ હિન્દીને રાખવામા આવે છે, આજે જે છે તેમાથી પણ હવે કોઇને કોઈ બ્હાને નોટિસો આપી રજા આપવામા આવે છે

## કેળવણી

મોમ્બાસા હાઇસ્કૂલ સિવાય સારાય ઇસ્ટ આફ્રિકામા હિંદી બાળકો માટે કોઈ હાઇસ્કૂલ કે હોસ્ટેલ નથી તેમ હિન્દી પ્રજાનો મોટો ભાગ થોડા અપવાદ બાદ કરતા હજી કેળવણીનુ રહસ્ય સમજવાની દરકાર કરતો જણાતો નથી કેનીઆની ગવર્નમેન્ટ યુરોપીઅન કરતા હિન્દી બાળકોને કેળવણી આપવામા બહુ જ ઓછો ફાળો આપે છે પ્રાથમિક શિક્ષણ ઉપરાંત વધુ કંઈ પણ સાધન નથી

દર વર્ષે કેળવણીનો ૩૦ શિલિંગ કર ૧૮ વર્ષની ઉપરની વયના દરેક પુરૂષ પાસેથી વસુલ કરવામા આવે છે હિંદીઓની સખ્યા યુરોપિયનોથી લગભગ ડબલ હોવાથી એજ્યુકેશનલ ટેક્સની મોટી રકમ હિંદીઓ પાસેથી જ વસુલ થાય છે છતાં ગોરાઓના બાળકોને કેળવવામા સરકાર જે ખરચ કરે છે તેના કરતા હિંદી બાળકોને કેળવણી આપવામા ચોથો ભાગ પણ સરકાર માડ ખરચે છે સરકારની આ દેખીતી પક્ષપાતી નીતિ હોવા છતા તે બધુ ન્યાયસર ગણાય છે

## ન્યાયમાં રંગભેદ

આ કોલોનીઓની કોર્ટમા યુરોપીઅનોના કેસ યુરોપીઅન જ્યુરી સમક્ષ ચલાય છે ત્યારે હિંદીઓનો તે પ્રાથમિક હક્ક પણ ઉડાવી દેવામા આવ્યો છે

## ડોકટરી મદદની ખામી

સારાય ઇસ્ટ આફ્રિકામાં એક જ હોસ્પીટાલ છે કે જ્યાં ફી લઇને હિન્દી દરદીઓની સારવાર કરવામા આવે છે કમ્પાલામાં

એક મીશન હોસ્પીટાલ નેટીવો માટે છે, જેમાં અપવાદ તરીકે જગ્યા હોય તો 'ઇન–ડોર' દરદી તરીકે હિન્દીઓને દાખલ કરવામા આવે છે.

ઘણા ગભીર દરદમા ઘેરાયલા હિન્દીઓને સારવાર માટે ઘણી વાર હિન્દુસ્થાનમાં આવવું પડે છે. જ્યારે યુરોપિયનો માટે દરેક અગત્યના સેન્ટરોમાં સુંદર મકાનો ધરાવતી હોસ્પીટાલો છે, જેમાં યુરોપિયન ડૉકટરો તથા નર્સોનો સ્ટાફ ગવર્નમેન્ટ મોટા ખરચે નીભાવે છે. હિન્દીઓ માટે એવી કઇ સગવડ નથી

## હથિયારબંધીનો કાયદો

સન ૧૯૨૬–૨૭માં 'આર્મસ ઓરડીનાન્સ' પાસ કરવામાં આવ્યો જેમાં પોલિસ તેમજ સરકારી અમલદારોને સત્તા આપવામા આવી કે, કંઈ પણ કારણ જણાવ્યા સિવાય તે કોઈ ઇસમને હથિયાર રાખવાનું લાયસન્સ આપવાનું ના પાડી શકે.

વ્યવહારમા આનો ઉપયોગ માત્ર હિન્દીઓને હથિયાર રાખવાના લાયસન્સો નહિ આપવામા થાય છે. યુરોપિયનોને ફાવે તેટલાં હથિયારો ધરાવવાના લાયસન્સો છૂટથી મળી શકે છે, પણ હિન્દીઓને નહિ. આના પરિણામે કેટલીય વાર હથિયાર ધરાવનારા ચોર–બદમાશોના હાથે હિન્દીઓનાં ખૂનો થઈ જાય છે આ એક ભારે અન્યાય પ્રવર્તી રહ્યો છે. હિન્દી વેપારીઓ જગલમાં રહે તેને બચાવના સાધનની જરૂર હોવા છતાં પણ હથિયાર રાખવાના લાયસન્સો ન મળવાથી લુચ્ચા લોકો તેઓને અસહાય જાણી લૂંટી લે છે ને ઉપરથી મારી નાખવાની ધમકી આપે છે. આ વસ્તુસ્થિતિ એકલા કેનીઆમાં જ નહિ પણ યુગાન્ડા, જંગબાર, ટાંગાનિકા વિ. સર્વ પ્રદેશમાં છે. આ પ્રમાણે હિન્દીઓ આ કોલોનીઓમાં સંરક્ષણ વગરના થઈ રહ્યા છે. જે વિચારતાં હરકોઈ ઇસમને સરકારની આ પક્ષપાતી નીતિ માટે દુઃખ થયા વગર રહે નહિ.

## નાની નાની હાડમારીઓ

ઈસ્ટ આફ્રિકામાં તેમાંય ખાસ કરીને કેનીઆ કોલોનીના હિંદીઓની સ્થિતિ આજકાલ ઘણીજ કફોડી બનતી જાય છે. સન ૧૯૧૯થી સાઉથ આફ્રિકાની માફક યુરોપિયન કોલોની બનાવવા મજબ્રા પ્રયત્નો થઇ રહ્યા છે ધારાસભા, એકઝીક્યુટીવ કમિટિ, મ્યુનિસિપાલ કાઉન્સિલોમા ન ચાલતે કોમી મતાધિકારની સીસ્ટમે માત્ર નામનુ પ્રતિનિધિત્વ હિંદીઓને આપવામા આવ્યુ છે એ સિવાય બીજાં કોઇ પણ વહીવટી ખાતામા હિંદીઓને સ્થાન નથી ગોરાના કરતા હિંદીને પ્રથમથી જ હલકો માનવામા આવે છે જ્યારે કરોની મોટામા મોટી રકમ હિંદીઓજ ભરે છે

હિંદીઓના જીવનમા હમેશના વપરાશની ઘી, ઘઉંનો આટો, ચોખા, અનાજાદિ હિંદથી આવતી વસ્તુઓ ઉપર કોલોનીના ઉદ્યોગના સરક્ષણના નામે ભારે જકાત નાખી હિંદના વેપારને ફટકો લગાડ્યો છે, એટલું જ નહિ પણ આ ભારે જકાતના બોજાથી હિંદીઓનું જીવન અતિ મોઘુ થઇ પડયુ છે

હાઇલેન્ડઝની જમીન એકલા ગોરાઓને માટે જ રાખવામા આવી છે તેમને જમીનો ખરીદવા ને મદદ કરવા લેન્ડઝ બેન્કમાથી નાણા પણ ધીરવામા આવે છે તેવુ કોઇપણ પ્રકારનું ઉત્તેજન હિંદીઓને આપવામા આવતું નથી

'Wheat pool'નો કાયદો પાસ કરી હાઇલેન્ડઝમા પાકતા ઘઉં 'કેનીઆ ફારમર્સ એસોસીએશન' સિવાય ગોરા સેટલરો બીજાઓને વેચી શકે નહિ હિંદી વેપારીઓ ખરીદી શકે નહિ-ગોરાઓની 'કેનીઆ ફારમર્સ એસોસીએશન' ઘઉંના ભાવો મરજી મુજબના રાખી શકે

નેટીવ લોકેશનોમા હિંદીઓ પશુધન રાખી પહેલા ઘી બનાવતા હતા કેનીઆની સરકારે તે ઉદ્યોગ હિંદીઓના હાથમાથી છીનવી લીધો-

વિલાયતથી જાણીતા માણસોને બોલાવી નેટીવોને ઘી બનાવવા શીખવવાનો પ્રયાસ કર્યો પણ સફળ થયો નહિ યુરોપિયન ડેરી કંપનીઓ ઊભી થઇ ને હિંદીઓના હાથમાંથી આ ઉદ્યોગ ચાલ્યો ગયો. કેનીઆમાં આટાની મીલો, ખાંડનાં કારખાનાં, ડેરી કંપનીઓ બધી યુરોપિયન માલિકીની છે તેને લાભ પહોંચાડવા ને ઉત્તેજવા બહાર દેશાવરથી આવતી તે વસ્તુઓ ઉપર સંરક્ષક જકાત નાંખવામાં આવી છે. પણ મોમ્બાસામાં સાબુ બનાવવાનો ઉદ્યોગ હિન્દીઓના હાથમાં હોવાથી તે સાબુ ઉપર સરક્ષક જકાત નાંખવામા આવી નથી એ બતાવી આપે છે કે માત્ર ગોરાઓને લાભ પહોચાડવા માટે જ આવી પક્ષપાતી વલણ અખત્યાર કરવામાં આવે છે

હિન્દ ને આફ્રિકા વચ્ચે બી આઇ કુ ની સ્ટીમરો દોડે છે. તેનો નુર વધારેમાં વધારે રાખવામા આવ્યો છે ડેકના પેસેન્જરોને ભારે હાડમારી ભોગવવી પડે છે સ્ટીમરોમાં કોઇ વાર શીતળાનો કેસ થાય તો પેસેન્જરોને ક્વૉરન્ટાઇન આપવામા આવે છે તે માટે આફ્રિકામાં જંગબાર પાસે એક નાનો સરખો ટાપુ નિયત કરવામા આવ્યો છે જ્યા કઇપિણ સાધનો કે સગવડો ન હોવાથી પેસેન્જરોને ભારે હાડમારીઓ ભોગવવી પડે છે

કેનીઆ–યુગાન્ડા રેલ્વેમા બહાર દેશાવરોથી આયાત થયેલો માલ ઉપરના ભાગોમાં લઇ જવાનો ભારે નુર રાખવામા આવ્યો છે. પણ કેનીઆમાં ઉત્પન્ન થતા પ્રોડ્યુસને ૫૦૦–૬૦૦ માઇલ જેટલે દૂર–મોમ્બાસા પહોચાડવાનો માત્ર નામનો જ રેલ્વે નુર લેવામા આવે છે. એટલે આમાં પણ માત્ર ગોરાઓને ઉત્તેજવાનો હેતુ ખુલ્લો દેખાય છે કારણ કે ગોરા સેટલરોની જમીનોનું ઉત્પન્ન જ એક્સપોર્ટ કરવામા આવે છે.

પ્રથમ દર ૧૮ વર્ષની વયની ઉપરના નોન–નેટીવ પુરૂષ પાસેથી ૩૦ શિલીંગ પોલ–ટેક્સ વસુલ કરવામાં આવતો હતો પણ સન ૧૯૩૨ થી તે વધારી બમણો કરવામા આવ્યો છે

કેનીઆ–યુગાન્ડા રેલ્વેના નુરના ભારે દર હોવાથી મોટરલોરીઓ

માલ ટ્રાન્સપોર્ટનું કામ કરતી હતી તે મોટરલોરીઓ બધી હિન્દીઓની માલિકીની હતી. 'રેલ્વેને નુકશાન થાય છે' એ બ્હાને 'મોટર ટ્રાફીક ઓરડીનાન્સ' પસાર કરી મોટરલોરી દોડાવવાની લાયસન્સ ફી ૨૫૦૦ શિલિંગ જેટલી વધારી દેવાથી હિંદીઓના આ ટ્રાન્સપોર્ટ બીઝનેસનો નાશ થઈ ગયો છે

ગોરા સેટલરોની માલિકીની લગભગ ૭૫ ટકા જેટલી જમીનો પડતર રહેલી છે તેના ઉપર કશોય ટેક્સ લેવામા આવતો નથી

આ પ્રદેશમા વેપાર કરવા માટે લાયસન્સ લેવાનો કાયદો છે. આ લાયસન્સો લાયસન્સ બૉર્ડ આપે છે આ બૉર્ડમા એકેય હિંદી મેમ્બર નથી હવે લાયસન્સ ફી વધારવામા આવી છે વખત જતા કેનીઆમા પણ હિંદીઓને વેપારના લાઇસન્સ મેળવવા માટે સાઉથ આફ્રિકાના જેવી સ્થિતિ ઉભી થાય તો તેમા નવાઇ નથી અત્યારે તો માત્ર ફી જ વધારાય છે

ઉપરોક્ત સક્ષિપ્ત અવલોકનથી વાચકો જાણી શકશે કે સર્વ રીતે સીધી સાદી શાંતિપ્રિય હિન્દી પ્રજાને બ્રિટિશ મહારાજ્યના તાબાના પ્રદેશોમા તેના જ જાતભાઇઓના હાથે થતા આ બધા અન્યાયો ને હાડમારીઓ સહન કરવી પડે છે, તેનું કારણ માત્ર એક જ કે હિન્દ સ્વતત્ર નથી



# યુગાન્ડા પ્રોટેક્ટરેટ

## જાણવા જોગ

**ક્ષેત્રફળ**: ૯૪૨૦૪, ચોરસ માઇલ, તેમા ૭૬૯૯, માઇલમા મીઠા પાણીના સરોવરો છે. પૂર્વે કેનીઆ, દક્ષિણે ટાન્ગાનિકા, ઉતરે સુદાન અને પશ્ચિમે બેલ્જીયમ–કોન્ગોના પ્રદેશો આવેલા છે.

**વસતી** આશરે ૧૪૦૦૦ હિંદીઓ, ૨૦૦૦ ગોરાઓ તથા ૩૩ લાખ નેટીવો.

**પેદાશ** કોટન, કોરી મુખ્ય ઉપરાંત મકાઇ વગેરેની છે.

**શાસનઃ** સન ૧૯૨૧ ના જાન્યુઆરીથી એક્ઝીક્યુટીવ તેમજ લેજીસ્લેટીવ કાઉન્સિલો સ્થાપવામા આવી છે.

**એક્ઝીક્યુટીવ કાઉન્સિલ**: ૪ ગવર્નમેન્ટ ઑફિસરો, ૩ નોમીનેટેડ–નોન–ઑફિસિયલ મળી ૭ મેમ્બરોની બનેલી છે. પ્રેસિડન્ટ તરીકે ગવર્નર બેસે છે.

**લેજીસ્લેટીવ કાઉન્સિલ**: ૪, ગવર્નમેન્ટ ઑફિસરો, ૩, નોન–ઑફિસિયલ નોમીનેટેડ મેમ્બરોની બનેલી છે જેમા પહેલા એક હિન્દી અને હવે બે હિન્દીઓને નીમવામા આવે છે. આ કાઉન્સિલના પ્રેસિડન્ટ પણ ગવર્નર સાહેબ છે.

## ઐ તિ હા સિ ક

**આ** પ્રદેશની શોધ સૌથી પહેલાં ઇજિપ્તના માર્ગે થઇ છે. ઇજિપ્તના ઇતિહાસ સાથે તે સંબંધ ધરાવે છે.

ઇસ્વીસનની શરૂઆતમાં ઇજિપ્ત ઉપર રોમનોનું આધિપત્ય હતું. નાઇલના કિનારાની તરસ રોમનોને લાગી હતી. શહેનશાહ નીરોએ નાઇલના કિનારાપર ચડાઇ કરલી તેથી આ વિખ્યાત નદી નાઇલ અને ઇજિપ્ત દેશનો ઉલ્લેખ હિન્દુ પુરાણોમાં પણ મળી આવે છે.

ઇજિપ્તથી સુદાનના રસ્તે નાઇલ નદીના કિનારે કિનારે ગ્રીક ને આરબ વેપારીઓ વેપાર કરવા આ પ્રદેશમાં આવતા. તેઓ પોતાની પાસે હથિયારો રાખતા. તાંબા પીતળના તારો, ખોટાં મોતી ને કાપડના બદલામાં હાથીદાંત, ચામડાં તથા ગુલામો લઇ જતા. ઇસ્ટ આફ્રિકામા ગુલામોનો વેપાર પણ જબ્બર હતો. ૧૯ મી સદીના અંત સુધી અહીંના મૂળ વતનીઓ તદ્દન જંગલી જેવા હતા. સુદાનની સરહદપરના આ પ્રદેશના નેટીવો તદ્દન નગ્ન દશામાં ને કેટલીક જાતો ઝાડની છાલો, ચામડાનો પટકો માત્ર શરીરપર વીંટાળીને રહેતા અને હજુય ઇસ્ટર્ન પ્રોવિન્સના લાંગો ડીસ્ટ્રીકટમાં તેમજ વેસ્ટર્ન પ્રોવિન્સના કમ્પાલે ડીસ્ટ્રીકટમાં કયાંક કયાંક આ પ્રમાણે જોવાય છે.

સન ૧૮૨૪ માં મોમ્બાસા પોર્ટ ઉપર બ્રિટિશ વાવટો ઉડયો. ત્યારપછીથી જ્યાં જ્યાં બ્રિટિશ સત્તા થઇ ત્યાં ત્યાંથી આ ગુલામોનો વેપાર બંધ કરવામાં આવ્યો હતો.

હિન્દુસ્થાનમાં જેમ ઇસ્ટ ઇન્ડિયા કંપની વેપાર કરવા નિમિત્તે આવી ને સત્તા જમાવી હતી તેમ અહીં પણ ઇમ્પીરીઅલ બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા કંપની વેપાર કરવાને આવી હતી.

સન ૧૮૬૨ સુધી આ તરફ યુરોપિયનોનો પગ પેસારો થઇ શકયો નહોતો.

ચર્ચ મીશનરી સોસાયટીના મીશનરીઓએ પ્રથમ મોમ્બાસામાં થાણું જમાવ્યું હતું. C. M. S.ના મીશનરીઓએ પહેલવહેલો કેનીઆમાં

કિલીમાન્ઝારો પર્વત જોયો. પછી આસ્તે આસ્તે પાદરીઓ મોમ્બાસાથી ઉપરના પ્રદેશમાં પગપેસારો કરતા ગયા. સફારીએ જતા આરબો ને નેટીવો પાસેથી તેઓએ ઉપરના પ્રદેશની માહિતી મેળવી. તે મળેલી માહિતીઓના આધારે એક નકશો તૈયાર કરીને સન ૧૮૫૫ માં ઇંગ્લીશ રોયલ જીઓગ્રાફીકલ સોસાયટીવાળાને મોકલ્યો હતો. તે ઉપરથી જીઓગ્રાફીકલ સોસાયટીવાળાઓએ પરદેશ ખાતાની ઑફિસ તેમજ ઇસ્ટ ઇન્ડિયા કંપની પાસેથી ફંડ મેળવીને પ્રેસિડન્ટ સ્પીકને મોમ્બાસા મોકલ્યો. ઇતિહાસપરથી જણાય છે કે સન ૧૮૬૨ ના જાન્યુઆરી માસમાં પ્રેસિડન્ટ સ્પીક સાહેબે યુગાન્ડામાં પ્રવેશ કર્યો હતો ને સન ૧૮૬૩ માં ખરતુમને રસ્તે થઇ તે ઇંગ્લાંડ ગયો ને આ પ્રદેશને લગતો બધો રિપોર્ટ આપ્યો.

સન ૧૮૭૭ માં ચર્ચ મીશનરી સોસાયટીના મીશનરીઓને પહેલવહેલા આ યુગાન્ડા પ્રદેશમાં મોકલ્યા. તેને પછવાડે લગભગ બે વર્ષ બાદ રોમન કેથોલિકવાળાઓ પણ આ પ્રદેશમા આવ્યા હતા. ત્યારબાદ સન ૧૮૮૮ મા ઇમ્પીરીઅલ બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા કંપનીએ કેપ્ટન લુગાર્ડને યુગાન્ડામાં મોકલ્યો હતો.

C. M. S. ચર્ચ મીશનરી સોસાયટી ને R. C. M રોમન કેથોલિક મીશન વચ્ચે લડાઇ થવાના કારણે ઇમ્પીરીઅલ બ્રિ ઇ. આ. કંપનીએ વડી સરકારને આ પ્રદેશ સોંપી દીધો હતો. ચર્ચ મીશનરી સોસાયટી તથા રોમન કેથોલિક મીશન તરફથી આ પ્રદેશના જુદા જુદા પ્રાન્તો ને મુખ્ય જીલ્લામાં નેટીવોને માટે સ્કૂલો, હાઇસ્કૂલો, તેમજ હોસ્પીટાલો વગેરે ચલાવવામા આવે છે. હોસ્પીટાલોમાં કેટલેક સ્થળે હિન્દીભાઇઓએ પણ ઇન્ડિયનોની સારવાર કરવા માટે રૂમો બંધાવી દીધા છે. નેટીવોને માટે મફત દવા અપાય છે અને હિંદીઓ પાસેથી ચાર્જ લેવામાં આવે છે. આ પ્રોટેક્ટરેટના સર્વ ભાગોમાં C. M. S. ને R. C. M. નાં ચર્ચો છે. R. C. M. ને C. M. S. બન્નેનો ઉદ્દેશ અહીંના નેટીવોને ક્રિશ્ચિયન બનાવવાનો છે. લગભગ આ દેશના ૮૦ ટકા વતનીઓને ક્રિશ્ચિયન બનાવી દીધા છે.

સન ૧૮૬૯મા એડનની સુએઝ કેનાલ ખુલ્લી મૂકાઈ યુરોપ ને આફ્રિકાનો દરિયાઇ માર્ગ ખુલ્લો થયો તેની પહેલા યુરોપથ આટલાન્ટીક મહાસાગરને રસ્તે કેપ ઓફ ગુડહોપ તરફ થઈને આફ્રિકામા અવાતું આ માર્ગ બહુ લાબો હતો પણ સુએઝ કેનાલ ખુલ્યા પછી ટુકો ને સરળ રસ્તો થયો ત્યારપછીથી ઇસ્ટ આફ્રિકા તરફ યુરોપનું ધ્યાન ખેચાયુ સન ૧૮૭૨થી બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવીગેશન કું ની સ્ટીમરો જંગબાર, હિંદુસ્થાન ને યુરોપ વચ્ચે દોડવા લાગી

જેમ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિન્દુસ્થાન ઉપરનો કાબુ મહારાણીશ્રી વિકટોરીઆની ગવર્નમેન્ટને સોપ્યો હતો તેમ આ ઇમ્પીરીઅલ બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા કંપની પાસેથી પણ સન ૧૮૯૩ની તા. ૧લી એપ્રિલે વડી સરકારે યુગાન્ડાનો કાબુ લીધો પોતાને હસ્તક લીધો

સન ૧૮૯૪મા આ પ્રદેશના બુસોગા, બુન્યારો, કફરોન્ડો, નેવાશા આદિ વિભાગનો કબજો લઇ 'યુગાન્ડા પ્રોટેકટરેટ' તરીકે જાહેર કર્યો

સન ૧૮૯૫થી મોમ્બાસાથી રેલ્વે નાખવી શરૂ કરી તે ૬.વર્ષે એટલે સન ૧૯૦૧મા કેનીઆના છેડે વિકટોરિયા ન્યાન્ઝા-સરોવર કિનારાના કિસુમુ બદર સુધી પહોચાડી હતી તે અઠવાડિયામાં એક વખત મોમ્બાસાથી પોર્ટ ફ્લૉરેન્સ અથવા તો કિસુમુ સુધી જવા ઉપડતી. પછી કિસુમુથી યુગાન્ડામા જવા આવવા માટે વિકટોરીઆ સરોવરમા નાની સ્ટીમરો ચાલુ કરી. એ પછી આ પ્રદેશમાં આવવા જવાનો વ્યવહાર સુગમ થયો. પછી આસ્તે આસ્તે આ પ્રદેશના અસલ વતનીઓને કાબુમા લીધા ને જુદા જુદા વિભાગમાં પગપેસારો કરી અંદરના ભાગમા આગળને આગળ વધી સત્તા જમાવતા ગયા સન ૧૯૨૦ સુધીમાં આખોય પ્રદેશ પોતાને હસ્તક લઈ લીધો

રાજ્ય વ્યવસ્થાની સરળતાને ખાતર આ પ્રોટેકટરેટના ચાર પ્રાંત બનાવવામા આવ્યા છે. ૧. ઇસ્ટર્ન, ૨, વેસ્ટર્ન, ૩, નોરધર્ન ને ૪, બુગાન્ડા આ ચાર પ્રાન્તોમાંથી ઇસ્ટર્ન તેમજ બુગાન્ડા પ્રાન્તમા વસ્તી વધુ છે

નેટીવો કપાસનું વેચાણ કરી શકે, તે પહેલાં નહિ. તે વખતે નેટીવો ઉપરનો ટેક્સ એમના 'મામી' Chief મારફત વસુલ લેવાની વ્યવસ્થા કરવામાં આવે છે.

આ કોટન બીઝનેસ મુખ્યત્વે કરીને હજીસુધી તો હિન્દીઓના જ હાથમાં છે. હિન્દીઓએ તેમાં મોટી થાપણો રોકી છે. શરૂઆતમાં યુગાન્ડા પ્રોવિન્સમાં યુરોપિયનોની જીનેરીઓ હતી પરંતુ હિન્દીઓની કરકસરથી કામ કરવાની ટેવ, સખ્ત મહેનત અને હરિફાઈ સામે યુરોપિયનો ટકી ન શક્યા. અત્યારે ટેસો ડીસ્ટ્રીકટમાં ૫, જીનેરીઓ બે ચાર વરસ થયાં જ ગોગાઓએ ખરીદી છે તે સિવાય લગભગ બધી જીનેરીઓ હિન્દીઓની માલિકીની છે. અહીંનું રૂ લાંબા તારવાળું ઇજિપ્શીયન જાતનું થાય છે. જગતની બજારમાં તે 'યુગાન્ડા કોટન' તરીકે ઓળખાય છે.

સન ૧૯૦૩માં પ્રથમ યુગાન્ડા પ્રોવિન્સમાં કપાસ ઉગાડવાનું શરૂ થયું હતું. સન ૧૯૦૫ સુધી એક પણ જીનેરી આ પ્રદેશમાં નહોતી તેથી થોડોક કપાસ નીપજતો તે કિસુમુમાં બ્રિટિશ ઇસ્ટ આફ્રિકન કોરપોરેશનની એક જીનેરી હતી ત્યાં પીલાવા માટે મોકલવામાં આવતો હતો. અથવા તો કહો કે કપાસ ખરીદીને બ્રિ. ઇ. આ. કોરપોરેશનને વેચી દેવામાં આવતો હતો. સન ૧૯૦૬માં પ્રથમ કમ્પાલામાં યુગાન્ડા કમ્પનીએ એક જીનેરી ઉભી કરી. ત્યારપછી લગભગ દશ વર્ષસુધી ત્યાંના નેટીવો યુગાન્ડા પ્રોવિન્સમાં ફરીને કપાસનો જથ્થો ખરીદતા ને તે કમ્પાલા લાવીને આ જીનેરીઓમાં વેચી નાખતા. સન ૧૯૧૫માં ૬, જીનેરીઓ કમ્પાલામાં ને ૧, ઈન્ટેબામાં ઉભી કરવામાં આવી હતી. યુગાન્ડા સિવાય ઇસ્ટર્ન પ્રોવિન્સમાં હિન્દીઓએ દુકાનો નાંખી ને કપાસ ખરીદવા લાગ્યા. પછી ઇસ્ટર્ન પ્રોવિન્સમાં પણ આ કોટન ઇન્ડસ્ટ્રીનો વિકાસ થવા લાગ્યો. પહેલી જીનેરી જીન્જામાં સન ૧૯૧૧-૧૨ માં થઇ હતી. આ વખતે હિન્દી વેપારીઓ કપાસ ખરીદી દુકાનોમાં સ્ટોર કરતા. સન ૧૯૧૨ સુધી

કપાસ ખરીદવા માટે મારકેટો વગેરે કશું હતું નહિ. પ્રથમ લાન્ગો- ટેસો ડીસ્ટ્રીક્ટમાં સન ૧૯૧૩ માં મારકેટો ઉઘાડવામાં આવી. તે મારકેટોમાં જ નેટીવો કપાસ વેચવા જાય. ત્યારપછી સન ૧૯૧૪ માં આખાય ઇસ્ટર્ન પ્રોવિન્સમાં આ પદ્ધતિ દાખલ કરવામાં આવી તે સન ૧૯૧૯ સુધી ચાલુ રહી. સન ૧૯૧૯ પછી કોટન ઇન્ડસ્ટ્રીનો વધુ ને વધુ વિકાસ થવા લાગ્યો ત્યારે મારકેટોની પદ્ધતિ બંધ કરી જુદા જુદા જીલ્લાઓમાં અનુકુળ સ્થળોએ ગવર્નમેન્ટ તરફથી સેન્ટરો નક્કી કરવામાં આવ્યાં. તે ઉપર કપાસ ખરીદી રાખવા માટે ટેમ્પરરી સ્ટોરો બાંધવામાં આવ્યા. પછી કેટલેક સમયે કાયમી સેન્ટરો કરવામાં આવ્યા. તેના ઉપર પાકા સ્ટોરો બંધાવા શરૂ થયા કે જે પદ્ધતિ અત્યાર સુધી કાયમ રહેલી છે. યુગાન્ડા પ્રોવિન્સમાં હજી સુધી પાકા સ્ટોરો બંધાયા નથી પણ માટીની ભીંતો બનાવી ઉપર જૂનાં પતરાં જડી દઇ કાચા સ્ટોરો ઉભા કરવામાં આવ્યા છે.

યુગાન્ડામાં ૧૦૧, ટેમ્પરરી સેન્ટરો ને ૮૦, જીનેરીઓ: ઇસ્ટર્ન પ્રોવિન્સમાં ૩૪, કાયમી સેન્ટરો ને ૧૦૨, જીનેરીઓ: નોરધર્નમાં ૧૬, ટેમ્પરરી સેન્ટરો ને ૧૧ જીનેરીઓ છે. તેમાં યુગાન્ડામાં ૮૦ માંથી ૬૨, ઇસ્ટર્નમાં ૧૦૨ માંથી ૮૧ ને બીજા પ્રોવિન્સમાં ૧૧ માંથી ૧૦ જીનેરીઓ કામ કરે છે. પ્રત્યેક જીનેરીની કિમ્મત અંદાજ તેની બિલ્ડીંગ, મશીનરી, રહેવાનાં મકાનો, હથિયારો, ફરનીચર, સ્ટોરો વગેરે સાથે આજે લગભગ ૧॥ લાખ શિલિંગની ગણાય. કપાસ ખરીદવાના સેન્ટરોમાં જીનરો સિવાય મિડલમેનોએ (જીનરો સિવાય વચલા કપાસ ખરીદનારાઓ) પણ સ્ટોરો બંધાવેલા છે. આ મિડલમેનોની એસોસીએશન પણ છે.

કપાસ ખરીદનારાઓને ગવર્નમેન્ટ પાસેથી લાઇસન્સ મેળવવું પડે છે. તે લાઇસન્સ સન ૧૯૧૪ સુધી કંઇપણ ચાર્જ લીધા વગર આપવામાં આવતું પણ ત્યારપછી બેજવાબદાર ખરીદનારાઓની

સંખ્યા ઓછી કરવાના કારણે રૂ. ૧૫૦) લાઇસન્સ ફી લેવાનો કાયદો કર્યો આથી તે સાલમાં ૨૫૯ માંથી ફક્ત ૩૯ ની સંખ્યા થઇને સન ૧૯૧૫ માં વધીને ૮૮ ની સંખ્યા થઇ. આ લાઇસન્સ મેળવનાર પોતાના તરફથી ફાવે તેટલા એજન્ટો ડીસ્ટ્રીક્ટ કમીશનર પાસેથી પરમીટ મેળવી રાખી શકતો. સન ૧૯૧૦ સુધી યુગાન્ડા કોટન મુખ્યત્વે કરીને લીવરપુલ ખરીદતું હતું પરંતુ લડાઇને કારણે યુરોપમાં શીપમેન્ટ કરવાની મુશ્કેલીઓ ઉભી થવાથી સખત હરિફાઇ વચ્ચે મુંબઇ ખરીદવા લાગ્યું ત્યારપછી તુરત જ જાપાને પ્રવેશ કર્યો. અત્યારે યુગાન્ડા કોટનનો મોટો જથ્થો જાપાન ઉપાડે છે

સન ૧૯૧૭-૧૮ માં રૂના ભાવો હદ બહારના ઉંચા ગયા તે વખતે યુગાન્ડા પ્રોવિન્સમાં એકાદ અપવાદ સિવાય બધી જીનેરીઓ ગોરાઓની માલિકીની હતી. એક્સ્પોર્ટ કરવાની કંઇક અગવડતાને લઇને ચડતા જતા ભાવોપર અંકુશ મૂકવા, નેટીવોને કપાસના અમુક જ ભાવ આપવાનો ગવર્નમેન્ટે ઓરડીનાન્સ ઘડી બહાર પાડ્યો. કહે છે કે, આ ઠરાવેલા ભાવથી જીનરોને મોટો નફો રહેતો હતો અને જીનરો સિવાય બીજા ખરીદી ન શકે એ પણ કાયદો હતો આ સંજોગોમાં કમ્પાલાના એક દસ્તુર નામક પારસી ગૃહસ્થે એક હિન્દી જીનેરીના શેરો લખાવ્યા એટલે કાયદેસર તે બધા શેરહોલ્ડરો જીનરો ગણાય તે બધા નેટીવો પાસેથી કપાસ ખરીદી શકે. (અહીંથી Middle Menની ઉત્પત્તિ થઇ) આમ હિન્દીઓ શેરહોલ્ડરો બની કપાસ ખરીદવા લાગ્યા તેથી સદરહુ ઠરાવેલા ભાવનો સરકારનો કાયદો થોડા વખતમાં નિષ્ફળ થઇ પડવાથી તે ખેંચી લેવો પડ્યો

સન ૧૯૨૦ સુધી આ પ્રમાણે કોટનની કિંમત વધતી જ ચાલી ને ૧૦૦ રતલ કપાસની ૫૪ શિલિંગ સુધી ભાવ થઇ ગયા પરંતુ બીજે જ સાલે રૂના ભાવ ફક્ત આગલા વર્ષના કરતા ૨૦ ટકા જ રહ્યા. આ પ્રમાણે સન ૧૯૨૧ માં ભાવ ગગડી જવાથી નેટીવોને માત્ર ૧૦૦ રતલ કપાસની શિલિંગ ૬ થી ૯ કમ્પાલામાં મળતી

આવા સંજોગોમાં લેવાલી ન હોવાથી ખરીદનારા બહુજ થોડા અને તેથી રખેને નેટીવોના હાથમાં કપાસ વણવેચાયલો પડયો રહે એ બીકે ગવર્નમેન્ટે પોતે દર રતલે બજારભાવ કરતાં નેટીવોને ૧ સેન્ટ ઓછો આપી કપાસ ખરીદવા માંડયો. આમ કરવામાં એનો બીજો હેતુ નેટીવો પાસેથી ટેકસ વસુલ કરવાનો પણ હતો. તે વરસમાં ૩૪૯૭ ગાંસડીઓ સરકારે ખરીદી ને સાધારણ નફે વેચી કાઢી હતી.

સન ૧૯૧૯ના જાન્યુઆરી માસમાં એક્સ્પોર્ટ થતા રૂ ઉપર દર રતલે રૂપિયાના ૪ સેન્ટ એકસાઇઝ ટેકસ ગવર્નમેન્ટે નાખ્યો. સન ૧૯૨૬ સુધી તે પ્રમાણે વસુલ કર્યા પછી સન ૧૯૨૭ થી તેમાં એવો સુધારો કરવામાં આવ્યો કે લીવરપુલ એક રતલનો ભાવ ૫, પેની હોય તો દર રતલે અમુક સેન્ટ એકસાઇઝ ટેકસ લેવો.

લડાઇ પછી નવી નવી જીનેરીઓ બધાવી શરૂ થઇ. દિનપરદિન કોટન ખરીદીની હરિફાઇને કારણે તેની સંખ્યા વધતી જતી હતી. સન ૧૯૧૪ સુધી આખાય પ્રોટેકટરેટમાં ફક્ત ૨૦ જીનેરીઓ હતી. ૧૯૧૭ મા ૨૧ થઈ, ૧૯૧૯મા ૪૨, ૧૯૨૨ મા ૮૩, ૧૯૨૬ મા ૧૭૬ ને ૧૯૩૧ મા ૧૯૩ સુધી જીનેરીઓની સંખ્યા વધી ગઈ.

પ્રત્યેક રૂની ગાંસડી ૪૦૦ રતલ વજનની બનાવાય છે ને તેનું મેજર ૧૬ા કયુબીક ફીટ થાય છે. ગાંસડીઓ એક્સ્પર્ટ કરવામાં સ્ટીમરનુ નુર તે કયુબીક ફીટ ઉપર લેવાય છે.

૧૦૦ રતલ કપાસમાંથી ૩૦ રતલ રૂ નીકળે છે. જીનેરીઓ સરેરાશ ચાર મહિના કામ કરે છે. પ્રત્યેક જીનર તરફથી એગ્રીકલચર ઑફિસ મારફત નેટીવોને બીયાં મફત પૂરા પાડવામા આવે છે. જીનીંગ ફેકટરીઓમાં પણ અમુક અંશે કપાસીઆ બાળવામાં આવે છે. બાકીના વેચી નાખવામાં આવે છે. તે ખરીદનારાઓની એક જ એસોસીએશન છે.

સન ૧૯૦૫ થી કોટન ઇન્ડસ્ટ્રીનો થતો જતો વિકાસ ને જીનેરીઓની સંખ્યા આ નીચેના કોઠા ઉપરથી જણાઇ આવશે.

| વર્ષ | ગાંસડીઓ | પ્રાન્તો યુગાન્ડા | જીનેરીઓ ઇસ્ટર્ન | નોર્થર્ન | કુલ. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૪/૫ | ૫૦॥ | | | | |
| ૧૯૦૫/૬ | ૨૪૧ | ૧ | | | ૧ |
| ૧૯૦૬/૭ | ૯૮૦ | ૩ | | | ૩ |
| ૧૯૦૭/૮ | ૪૦૧૦ | ૩ | | | ૩ |
| ૧૯૦૮/૯ | ૪૦૬૬ | ૩ | | | ૩ |
| ૧૯૦૯/૧૦ | ૬૪૯૦॥ | ૩ | | | ૩ |
| ૧૯૧૦/૧૧ | ૧૩૮૪૭ | ૩ | ૨ | | ૫ |
| ૧૯૧૧/૧૨ | ૨૦૮૫૯॥ | ૩ | ૨ | | ૫ |
| ૧૯૧૨/૧૩ | ૨૬૨૦૧ | | | | ૧૧ |
| ૧૯૧૩/૧૪ | ૨૭૯૭૯ | ૮ | ૧૧ | ૧ | ૨૦ |
| ૧૯૧૪/૧૫ | ૩૨૮૧૬ | ૮ | ૧૧ | ૧ | ૨૦ |
| ૧૯૧૫/૧૬ | [illegible]૬૨૨૬ | ૭ | ૧૧ | ૧ | ૧૯ |
| ૧૯૧૬/૧૭ | [illegible]૧૮૩૨ | ૭ | ૧૩ | ૧ | ૨૧ |
| ૧૯૧૭/૧૮ | [illegible]૭૮૫૪ | | | | ૨૩ |
| ૧૯૧૮/૧૯ | ૨૭૪૯૨ | | | | ૪૨ |
| ૧૯૧૯/૨૦ | ૩૬૫૩૦ | ૧૮ | ૪૦ | | ૫૮ |
| ૧૯૨૦ | ૪૭૬૯૪॥ | ૧૮ | ૪૦ | | ૫૮ |
| ૧૯૨૧ | ૮૧૩૬૫॥ | ૩૧ | ૪૩ | | ૭૪ |
| ૧૯૨૨ | ૪૮૨૯૦ | ૩૪ | ૪૯ | | ૮૩ |
| ૧૯૨૩ | ૮૮૦૪૬ | ૪૨ | ૫૯ | | ૧૦૧ |
| ૧૯૨૪ | ૧૨૮૬૦૪ | ૪૨ | ૭૭ | | ૧૧૯ |
| ૧૯૨૫ | ૧૯૬૦૩૮ | ૫૪ | ૯૦ | ૮-૩ | ૧૫૫ |
| ૧૯૨૬ | ૧૮૦૮૫૯॥ | ૬૫ | ૯૯ | ૧૦-૨ | ૧૭૬ |
| ૧૯૨૭ | ૧૩૧૭૨૭॥ | ૭૧ | ૯૪ | ૧૦-૨ | ૧૭૭ |
| ૧૯૨૮ | ૧૩૮૪૮૬ | ૬૪ | ૭૧ | ૧૦-૧ | ૧૪૬ |
| ×૧૯૨૯ | ૧૯૦૦૦૦ | ૬૧ | ૮૦ | ૮-૧ | ૧૫૦ |

× Report of the Commission of Enquiry into the Cotton Industry of Uganda 1929 (Page 35) માંથી.

સન ૧૯૨૮ માં ગવર્નમેન્ટને યુગાન્ડા કોટનના એક્સપોર્ટ ઉપર કસ્ટમ્સની રેવન્યુ પાઉન્ડ ૪૩૨૦૬૨ જેટલી મળી હતી.

સન ૧૯૨૮માં બુગાન્ડા પ્રોવિન્સમાં કોટન બાઇંગ એસોસીએશનના નામે જીનરોએ સિન્ડીકેટ ઉભી કરી. એ જ પ્રમાણે ઇસ્ટન પ્રોવિન્સમાં પણ તે મોસમ પૂરતી જીનરોની સિન્ડીકેટ થઇ હતી. આ સિન્ડીકેટ સામે નેટીવોએ વિરોધ કર્યો. તેઓનું માનવું એવું હતું કે આ સિન્ડીકેટથી તેમને ધાર્યા કરતાં કોટનના ઓછા ભાવ મળે છે.

નેટીવોની આ ફરિયાદો ઉપરથી સન ૧૯૨૯માં તપાસ માટે સર વિલિયમ મોરીસ કારટરના પ્રમુખપદે બીજા ૪, ગવર્નમેન્ટ ઑફિસરોનું એક કમીશન નીમવામાં આવ્યુ હતુ.

યુગાન્ડાની કોટન ઇંન્ડસ્ટ્રી બાબતમાં તપાસ કરવા નિમાયલા આ કમીશન સમક્ષ યુરોપિયનો, હિન્દીઓ ને ત્યાંના નેટીવોએ જુબાનીઓ આપેલી છે. તેમાં કેટલાક યુરોપિયનો સાથે હિન્દીઓએ પણ કોટન ખરીદીમાં દગાફટકા કયી રીતે થાય છે, નેટીવોને કેમ છેતરાય છે, ક્વૉલિટી કેમ હલકી થાય ? વગેરે ન ઇચ્છવા યોગ્ય બાબતો ખુલ્લી કરી જગતની બજારોમા યુગાન્ડા કોટનના હિન્દી વેપારીઓની વિરૂદ્ધ પ્રચારકાર્ય કરવા એક Documentary evidance જેવુ સાધન–આ કમીશનનો રિપોર્ટ–હરિફ વેપારીઓના હાથમાં મૂકયો છે, એ ઘણુ ખેદજનક છે.

આ કમીશને જે રિપોર્ટ પ્રગટ કર્યો છે, તેમાં જે સલાહ અને ભલામણો કરવામા આવી છે, તે પ્રમાણે ગવર્નમેન્ટ જો કાયદાઓ કરે ને અંકુશો મૂકે તો હિંદીઓના હાથમાંથી આ કોટન બીઝનેસ થોડા જ વરસમાં સદાને માટે ચાલ્યું જાય.

કોટન ખરીદીમાં આપસઆપસમાં થતી હરિફાઇઓ દૂર કરવા સન ૧૯૩૪ થી યુગાન્ડાની સરકારે સર્વ જીનરોનું એકીકરણ combination કરાવવામાં બનતી સગવડો આપ્યાનું કહેવાય છે. ભવિષ્ય કોઇથી કલ્પી શકાય તેમ નથી.

પ્રત્યેક જીનેરીમા ગામડી બાધવાનો પ્રેમ હોય છે કપાસ ખરીદી, ટ્રાન્સપોર્ટ, જીનીંગ, પ્રેસીંગ બેઇલીંગ, મેનેજમેન્ટ, ટ્રાન્સપોર્ટ, રેલ્વેફેર વગેરે બધુ મળીને લગભગ ખરીદ ઉપર ૪૦-૪૧ ટકા ખર્ચ ઇસ્ટર્ન પ્રોવિન્સમા આવી જાય છે ને તેનાથી ૩-૪ ટકા વધારે યુગાન્ડા અને નોરધર્ન પ્રોવિન્સમા ખર્ચ આવે છે

કપાસ ઉગાડનારા નેગ્રીઓને રતલના ભાવે કિમ્મત અપાય છે કોટનના બજાર ભાવનો આધાર અમેરિકાની માર્કેટ ઉપર રહે છે સોદા ૧ રતલ કના ભાવે થાય છે

જીનેરીઓના નવા લાઇસન્સ આપવાપર કેટલાક સમયથી ગવર્નમેન્ટ તરફથી અકુશ મૂકવામા આવ્યો છે

આ પ્રમાણે યુગાન્ડામા કોટન ઇન્ડસ્ટ્રીનો દિવસે દિવસે વિકાસ થતો ગયો છે તેના ઇતિહાસની આ આછી રૂપરેખા છે

## ખાં ડ ના કા ર ખા નાં

આ પ્રદેશમા ખાડ બનાવવાના ૨ કારખાના છે ૧ યુગાન્ડા (લુગાઝી) શુગર ફેક્ટરી (શેઠ નાનજી કાળીદાસ મહેતા) ૨ યુગાન્ડા (કકીરા) શુગર વર્ક્સ (મેસર્સ વિઠ્ઠલદાસ હરિદાસ એન્ડ કો લી) બન્ને હિન્દીઓની માલિકીના છે

**યુગાન્ડા શુગર ફેક્ટરી:** સ્થાપન ૧૯૨૪ ત્યારપછી આસ્તે આસ્તે તેની કેપેસિટી વધારવામા આવી છે (જુઓ, પ્રવાસવર્ણન વિભાગ પાનુ ૧૫૨)

**કકીરા શુગર વર્ક્સ:** સ્થાપન ૧૯૩૦ બે વર્ષે સન ૧૯૩૨ સુધી આ સાહસની કેપેસિટી પ્રવાસ વર્ણન વિભાગમા પાને ૧૪૬ મે દર્શાવ્યા મુજબની હતી ત્યારપછી તેનો ઘણો વિકાસ થયેલો છે સન ૧૯૩૪ ના ડીસેમ્બરમાં જીન્જાથી ૯ માઇલ દૂર કંપાલા રોડના રસ્તે આવેલ આ શેરડીના પ્લેન્ટેશન, એસ્ટેટ અને ફેક્ટરીની કેપેસિટી નીચે મુજબ છે

**એસ્ટેટ :** શેરડીના પ્લેન્ટેશન માટેની લગભગ દશ હજાર એકર જમીનમાંથી ૬ હજાર એકરમાં શેરડીનું વાવેતર કરવામાં આવ્યું છે.

**રેલ્વે :** જુદા જુદા એસ્ટેટોમાંથી શેરડી ફેક્ટરીએ લાવવા માટે લગભગ ૨૫ ચોરસ માઇલમાં રેલ્વે વધારવામા આવી છે. અત્યારે ચાર લોકોમોટીવ-એન્જીનો છે.

**સ્ટાફ :** ફેક્ટરી તેમજ પ્લેન્ટેશનમાં ૩, યુરોપિયનો ૩, મોરિશીયનો ૧૨૫, હિંદીઓ ને ૩૦૦૦, નેટીવો કામ કરી રહ્યા છે.

**ઉત્પન્ન :** વાર્ષિક ૯ થી ૧૦ હજાર ટન ખાંડ અત્યારે આ ફેક્ટરી ઉત્પન્ન કરે છે. સન ૧૯૩૨માં દરરોજ ૧૦ થી ૧૫ ટન ખાંડ બનતી હતી તે ૨ વર્ષમા વધી આજે દરરોજ ૩૦ થી ૩૫ ટન ખાંડ તૈયાર થાય છે.

## કોફી

કોફીની પેદાશ પણ આ પ્રદેશમાં વધારે છે. પરન્તુ તે બીઝનેસ મુખ્યત્વે કરીને પ્રથમથી જ ગોરાઓના હાથમાં છે. હિન્દીઓ કોફી ખરીદી એક્સ્પોર્ટ કરી શકતા નથી. ગોરાઓને મોનોપોલી અપાઈ છે.

## જાણવાજોગ માહિતી

### હવાપાણી

આ પ્રદેશમાં મીઠાં સરોવરો તેમજ ઝાડી વિશેષ હોવાથી, વરસાદ બારે માસ થોડો ઝાઝો પડતો રહેવાથી જમીન ભેજવાળી રહે છે. મચ્છરો પેદા થાય છે તેથી મેલેરિયાનું જોર રહે છે. કબજિયાત રહે છે, દાંત ખરાબ થાય છે. ક્વીનાઈનનું સેવન કરવું પડે છે. બ્લેક-વૉટર ફિવર પણ અહીં ઘણાંને થાય છે. તેથી બીજા દેશોની

સરખામણીમાં આ પ્રદેશનાં હવા પાણી સારાં નથી. જો કે આજથી ૧૦ વર્ષ પહેલાંની સ્થિતિ ને આજની સ્થિતિમાં ઘણો સુધારો થયો છે, પરંતુ ગોરી ચામડીને તો અહીંના હવાપાણી હજી જોઇએ તેટલાં અનુકુળ નથી હવા પાણીની પ્રતિકુળતાને કારણે હિન્દીઓનું પણ શારીરિક સ્વાસ્થ્ય બરાબર રહેતુ નથી

ક્વીનાઇનનો જબ્બર ઉઠાવ છે. ડૉક્ટરોને પણ સારી કમાઇ છે, સૂર્યનાં કિરણો સીધાં પડતા હોવાથી ઉઘાડે માથે રહી શકાતુ નથી. આ પ્રદેશમા જન્મેલાં સંતાનો હિન્દુસ્થાનમાં જન્મેલાં બાળકોની સરખામણીમા નિર્માલ્ય થાય છે. ડૉક્ટરો દરદીને ઘેર જવાની વીઝીટ ફી ૧૦॥ શિલિંગ લે છે દવાનું પ્રિસ્ક્રીપશન લખી આપે છે તે મુજબ દવા કેમીસ્ટ્રને ત્યાથી લાવવી પડે છે. તેનું ચાર્જ કેમીસ્ટ્રને જુદુ આપવું પડે છે. સાઉથમા પણ આ પ્રમાણે છે. ક્વીનાઇનનાં ઇન્જેક્શનો આપવાની પદ્ધતિ સાધારણ થઇ પડી છે. તેનુ ચાર્જ પણ ૧૦॥ શિલિંગ લેવામા આવે છે.

## પોસ્ટ ઑફિસો

**આ** પ્રોટેક્ટરેટના દરેક જીલ્લાના હેડક્વૉર્ટરોમાં પોસ્ટ ઑફિસો થયેલી છે. ઉપરના જંગલોની નાની ટાઉનશીપોમાં પોસ્ટ ઑફિસો નથી. ગણ્યે ગાંઠ્યે સ્થળે ક્યાક સબ-પોસ્ટ ઑફિસો છે ઇન્ડિયામા પોસ્ટની ડિલીવરી ઘેર આપવા માટે પોસ્ટમેનો રાખેલા હોય છે, જ્યારે મોમ્બાસા, નઇરોબી ને જંગબાર સિવાય આખાય ઇસ્ટ આફ્રિકામા પોસ્ટની ઘેર ડિલીવરી અપાતી નથી, પણ પોસ્ટ બોક્સો રાખેલા હોય છે. તે પોસ્ટ-બોક્સ રાખવાનું વાર્ષિક ચાર્જ આપવુ પડે છે. દરેકને ઘણુખરૂ પોસ્ટ-બોક્સો રાખવા પડે છે. જેનાં પોસ્ટ બોક્સ ન હોય તેના કાગળો પોસ્ટ ઑફિસના કાઉન્ટર ઉપર મૂકી દેવામા આવે છે તે જેના જેના હોય તે ઘણી આવીને લઇ જાય આમાં એકના કાગળો બીજો ઉઠાવી જાય તો તે માટે પોસ્ટ ઑફિસ જવાબદાર રહેતી નથી.

## ચલણી સિક્કા

સન ૧૯૨૦ સુધી આ પ્રદેશમાં ઇન્ડિયાનો રૂપીઓ ચાલતો પરંતુ સન ૧૯૨૦ પછી રૂપિયાને બદલે 'ફ્લૉરેન્સ' ચાલુ કર્યા. લગભગ સન ૧૯૨૩ માં વળી 'ફ્લૉરેન્સ'નો સિક્કો બંધ કરી શિલિંગનું ચલણ ચાલુ કર્યું છે આ શિલિંગનો સિક્કો રૂપાનો નહિ પણ એક બે ધાતુઓની મેળવણી કરી બનાવેલો છે. આપણા દેશમાં જેમ પાઇ પૈસો તેમ આ દેશમાં સેન્ટનો સિક્કો છે. ૧૦૦ સેન્ટની એક શિલિંગ ગણાય છે. આ સેન્ટના ૧-૫-૧૦ ના એમ જુદા જુદા સિક્કા છે. તે સિક્કાની વચમાં ગોળ છિદ્ર રાખવામાં આવ્યું છે, જેમાં દોરા પરોવી-હારડાની જેમ-અહીંના નટીવો ભળવી રાખે છે. આપણા દેશમાં ચાર આની, આઠ આનીના સિક્કાઓ રૂપાના છે તેમ અહીં નથી. અહીં તો ફક્ત અરધી શિલિંગનો સિક્કો છે. તે પણ શિલિંગ જે ધાતુઓની બનાવાય છે તેજ ધાતુનો છે કેનીઆ, યુગાન્ડામાં સર્વત્ર આ ચલણ છે.

## કરન્સી નોટો

કરન્સી નોટો શિલિંગ ૫-૧૦-૨૦-૫૦-૧૦૦-૧૦૦૦ સુધીની જોવામાં આવે છે. તે ઇસ્ટ આફ્રિકા ગવર્નમેન્ટ તરફથી નહિ પણ ઇસ્ટ આફ્રિકન કરન્સી બૉર્ડ તરફથી ચાલુ કરવામાં આવી છે. ઇન્ડિયાની કરન્સી નોટો ઉપર 'On Demand Promise to pay' છાપેલુ હોય છે. ઉપર India Government લખેલુ હોય છે. એટલે તેનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે ઇન્ડિયાની ગવર્નમેન્ટ આ કરન્સી નોટનાં નાણાં આપવા બધાયલી છે. જ્યારે આ ઇસ્ટ આફ્રિકાની કરન્સી નોટો ઉપર એવું કશું લખેલું નથી પણ East African Currency Board ને પછી શિલિંગોની રકમ આંકડા તેમજ અક્ષરોમાં અને નીચે ઝીણા ટાઇપથી These notes are legal tender for the payment of any amount

આવુ લખેલુ હોય છે નોટની નીચે કરન્સી બોર્ડના મેમ્બરોની સહીઓ છાપેલી હોય છે મોમ્બાસામા આ નોટો છપાય છે

## ટાઉનશીપો

આ પ્રદેશના નેટીવો એક જ સ્થળે નહિ પણ અરધા અરધા માઇલ કે માઇલ માઇલ કે તેથી વધુ અંતરે છૂટા છૂટા માટીના ઘર બનાવી તે ઉપર ઘાસ પાથરીને રહે છે આ 'કુબા' આપણા દેશના 'કુબા' ના આકારના ગોળ હોય છે શરૂઆતમા એમને જોઇતી ચીજો ખરીદવા માટે અમુક વારે અમુક સ્થળે માર્કેટો ભરાવાની સીસ્ટમ હતી ત્યારપછી ટેમ્પરરી પ્લોટો જુદા જુદા સેન્ટરમા ઉભા કરી કામચલાઉ ટાઉનશીપો રચવામા આવી હતી પરતુ આ પ્રદેશમા કોટન ઇન્ડસ્ટ્રીની ખીલવણી થયા પછી હવે ટેમ્પરરી ટાઉનશીપો બદલી નવી કાયમી ટાઉનશીપો બનાવવામા આવે છે તેથી જૂનાને નાબુદ કરી નવા સ્થળે પાકા પ્લોટો બાધવાના કામમા હિન્દીઓને અસંખ્ય પૈસાનો વ્યય કરવો પડયો છે ને પડે છે કેનીઆ-યુગાન્ડામા આ કામોમા સિમેન્ટ ને પતરા મોટા જથ્થામા વપરાય છે

## ટેમ્પરરી પ્લોટો

હજીય ઘણે સ્થળે-જગલોમા આવી પાકી ટાઉનશીપ નહીં પણ મરજી પડે ત્યા વિનાયતી પતરાના મકાનો પોતાને ખરચે ઉભા કરી હિન્દીઓ દુકાનો કરે છે તે જગ્યાનુ પણ ગવર્નમેન્ટ ભાડુ લે છે. તેને ટેમ્પરરી પ્લોટો કહેવામા આવે છે પણ ગવર્નમેન્ટને જ્યારે લાગે કે વેપારનું આ અગત્યનુ સેન્ટર છે ત્યારે તે ચોક્કસ સ્થળ પસદ કરી તે જગ્યાએ ટાઉનશીપ બનાવવા ફરજ પાડે છે ત્યારે આ ટેમ્પરરી ઉભા કરેલા મકાનો નકામા ઠરે છે ને હિન્દીઓને તે નવી જગ્યાએ નક્કી ઠરેલી નજરાણાની રકમ આપી પોતાને ખરચે પાકા મકાન ઉભા કરવા પડે છે સારાય બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામા આ સ્થિતિ છે

આ ટાઉનશીપ માટે ખાસ કાયદા કાનુનો રચાયલા છે. તેની વ્યવસ્થા કરનાર સત્તાને 'ટાઉનશીપ ઑથોરિટી' કહે છે.

લીઝ હોલ્ડ સીસ્ટમે જમીન આપવા લેવા માટેની વ્યવસ્થા 'લેન્ડ ઑફિસ' કરે છે.

## વર્તમાન પત્રો

કુમ્પાલામાં ગોરાઓનું 'યુગાન્ડા હેરાલ્ડ' 'યુગાન્ડા ગારડીયન' તેમજ નેટીવોનાં પણ એકાદ બે પેપરો પ્રગટ થાય છે. કેનીઆમાં—નાઇરોબીમાં તેમજ મોમ્બાસામાં પણ ગોરાઓનાં પત્રો નીકળે છે. હિંદીઓનું એકજ પત્ર મોમ્બાસાથી પ્રગટ થાય છે.

## મીઠા પાણીનાં સરોવરો

૧, વિક્ટોરિયા ન્યાંઝા (સૌથી મોટું) ૨, રૂડોલ્ફ ન્યાંઝા ૩, એડવર્ડ ન્યાંઝા ૪, આલ્બર્ટ ન્યાંઝા ૫, જ્યૉર્જ ન્યાંઝા.

## પ્રકીર્ણ

સન ૧૯૧૪ની લડાઈ વખતે સરહદોના બચાવ અર્થે લશ્કર લાવ લઇજા કરવા માટે ચોતરફની સરહદો સુધી પાકા રસ્તાઓ બનાવવામાં આવ્યા છે. અહીંથી નજીકમાં નજીક સમુદ્ર કિનારો ૪૫૦ માઇલ દૂર થાય છે

સન ૧૯૨૫ ના ફેડરેશન કમીશન અને તે પછીનાં બીજાં કમીશનોના રિપોર્ટમાં કરેલી ભલામણો મુજબ પુરવઆફ્રિકાની બ્રિટિશ કોલોનીઓના ગવર્નરોની કોન્ફરન્સ દર સાલ મળે છે. દરેક પ્રાન્તની સ્થિતિ અને સંજોગોપર વિચાર કરી એક કોલોનીમાં પસાર થયેલો કાયદો શક્ય તેટલા ફેરફાર સાથે બીજા પ્રાન્તની સ્થાનિક સ્થિતિને અનુકૂળ બનાવી લાગુ કરવામાં આવે છે. દાખલા તરીકે નેટીવ પ્રોડયુસ માર્કેટિંગ ઓરડીનાન્સ ટાન્ગાનિકામાં પહેલો અમલમાં મૂક્યા પછી કેનીઆમાં ને હવે આ પ્રદેશ-યુગાન્ડામાં પણ તે ઓરડીનાન્સ લાગુ

કરી નેટીવ પ્રોડ્યુસ ખરીદનાં સેન્ટરોમાં મોનોપોલી સીસ્ટમ દાખલ કરવા સરકાર વિચાર ચલાવી રહી છે.

ઇસ્ટ આફ્રિકાના ટાન્ગાનિકા, કેનીઆ, યુગાન્ડા, જંગબાર વગેરે બ્રિટિશ પ્રાન્તોનું યુનીયન તુરતમાં ન થઈ શકે તો જુદાં જુદાં સરકારી ખાતાંઓનું થઈ શકે તેનું જોડાણ કરવાનું તો શરૂ થઈ ગયું છે. ટાન્ગાનિકા, કેનીઆ અને યુગાન્ડાના કસ્ટમ્સનું જોડાણ કરી દેવામાં આવ્યું છે. રેલ્વે યુનીયન માટે વિચારણા થઇ રહી છે.

ઇન્કમટેક્સ પ્રથમ ટાન્ગાનિકા પછી કેનીઆ અને સન ૧૯૩૩થી આ પ્રોટેકટરેટને પણ લાગુ કરવામાં આવ્યો છે.

નાના હિન્દી દુકાનદારોની સ્થિતિ લગભગ કેનીઆના વેપારીઓ ને મળતી જ છે. ફેર માત્ર એટલો કે કેનીઆમાં ગોરાઓની વસતી વધુ હોવાથી ઉઘાડી સૂગ છે જ્યારે અહીં ગોરાઓ કમી હોવાથી તેવી ભેદનીતિ સ્થૂળ દૃષ્ટિએ જોઇ શકાતી નથી.

આ સિવાય હેરચબીલ વગેરે વગેરે કેટલાક કાયદાઓ ઘડાઇ રહ્યા છે. જે સાઉથની માફક યુરોપીયન સ્ટેન્ડર્ડ પ્રમાણે ઇસ્ટની કોલોનીઓના સર્વ હિંદી વસાહતીઓને રહેવાની ફરજ પાડે તો એમા આશ્ચર્ય જેવું કંઇ નથી.

ટુંકામાં આફ્રિકામા જાહેર વિશ્વાસની સલામતી હેઠળ જ્યા જ્યાં હિન્દીઓ વસી રહ્યા છે તે તે પ્રદેશોમાંથી તેમને હાંકી કાઢવાની રમત આજે ઇસ્ટ આફ્રિકાની બ્રિટીશ કોલોનીઓમાં રમાઈ રહી છે. હિન્દ પરાધીન હોવાથી જ હિન્દી દરેક સ્થળે નધણીઆતો થઈ પડયો છે.

20 : 3 : 35

સમાપ્તઃ

*And at :* **Ruvu, and Kiberege in Tanganyika.**
*Branches at :* **Mbale, Soroti, Lira, Tororo and Arua.**
*Plantations at:* **Bukoboli, Buona, Busowa, Waibugu, Kisaki :**
**Total about 4,000 acres free-hold land.**

## SUGAR SELLING AGENCIES :

NAIROBI: Liladhar Dharamshi & Bros., P.O. Box No 968
Liladhar Naranji, P O. Box 253.

NAKURU: Harisingh Gujabhai, P.O. Box No. 8.

KITALE : Gordhandas Sunderji, P O Box No. 58

LUMBVA : Mohanlal Tulsi & Bros. P.O. Box No. 11.

MASINDI : Alibhai Rajbhai. P.O Box No. 8.

ELDORET: Ali Kasam & Sons. P.O. Box No. 36.

MWANZA: Bhagwanji Sunderji & Co. P O. Box No. 48.

GILGIL : Nathubhai Madhavji & Co P.O Box No 4.

IGANGA : Karsanji Kalyanji.

KAMULI : Dayalji Gokaldas.

KISUMU : Rugnath Gokaldas. P O. Box No. 11.

KAMPALA : Popatlal Kalidas, P.O. Box No. 164.

BUKOBA : Rashid Moledina & Co. P.O. Box No. 92.

**Dar-es-Salaam, Tabora, Shinyanga, Kigoma:** Jutbalal Velji.

**Mbale, Soroti, Lira, Tororo, Arua :** Vithaldas Haridas & Co. Ltd.

CONGO BELGE: Mr. A. J. Antoine, S.F. A.I., Bunia.

FORTHALL: Chhaganlal Ghelab ai & Bros.

TORORO : D. D. Bawa, P.O. Box 16.

NYERI : Punja Jivaraj and Bros.

DODOMA : Juma Shariff Addetia.

# અંધકાર પર પ્રકાશ

યાને

# બંડખોર જયા

---

## રખે ભૂલતા!

આ કઇ આત્મજ્યોતિ જગાવતું યોગનુ પુસ્તક નથી પણ લગ્નના પ્રશ્નની રસિક છણાવટ કરતી પ્રેમપૂર્ણ નવલકથા છે. હિંદુ સમાજમા બંડખોરો કેમ પેદા થાય છે તેની એક કરૂણ ને રમ્ય કથા છે.

પ્રેમ એટલે સપૂર્ણ સ્વાર્પણ, પ્રેમ એટલે ઢીંગલા ઢીંગલીના ખેલથી કોઇ તદ્દન જ જુદી પડતી સ્વર્ગીય વસ્તુ—આ વ્યાખ્યાપર **લોહીના વેપારના** લેખક રા. મધુકરે પોતાની ભાવભરી ભાષામા તનમન અને લલિતના સંસારની સ્વર્ગીય સૃષ્ટિ ખડી કરી છે. તે ઉપરાંત હિંદુસમાજના બળતા પ્રશ્નો વિધવાવિવાહ, પતિતોદ્ધાર, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વર્ણાશ્રમધર્મ વગેરેનો રસિક રીતે ઉકેલ કર્યો છે

### પ્રકરણોની વિગત

૧ લલિત કુમાર, ૨ રામપુરમા, ૩ તનમન, ૪ રાયજીનુ કુટુંબ ૫ બગલામાં, ૬ કુસુમકલિનો હોમ, ૭ નદિ કીનારે, ૮ મોહવશ યુવરાજ, ૯ લાવણ્યતું શયનગૃહ, ૧૦ મોહ અને પ્રેમ, ૧૧ વિદાય, ૧૨ મુંબઇ ૧૩ અશાંતિ, ૧૪ કુમુદ વીલા, ૧૫ માલતિના વિવાહ, ૧૬ થોડીક ચર્ચા, ૧૭ ભાઈબ્હેન, ૧૮ મેના, ૧૯ માળામાં ખળભળાટ, ૨૦ તનમનનો પત્ર, ૨૧ પવિત્રપ્રેમ, ૨૨ કાંતિલાલનું ધર્મકર્તવ્ય ૨૩ સત્યધર્મ, ૨૪ વિધવા વીણા, ૨૫ લલિતાનું બંડ, ૨૬ માલતીનો પ્રેમ, ૨૭ હિન્દોસ્તાં હમારા, ૨૮ સેવાસમિતિ, ૨૯ પ્રેમલગ્ન, ૩૦ સ્વર્ગ.

જીવનને દિવ્ય વીણાના સંગીત જેવું બનાવવુ હોય તો આ પુસ્તક તમારે મગાવ્યે છૂટકો છે. નયનરંજક ચિત્રો, પાકું પૂઠું સોનેરી નામ. કિંમત રૂ. ૨-૮-૦

**સેવાસમિતિ પુસ્તકાલય : રાયખડ : અમદાવાદ**

# અબળાની આત્મકથાઓ

## ( સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ )

સ્ત્રીજાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી 'ડાયરીઝમ' ચલાવે છે? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્યબાળાઓના જીવન કેવા અધમ થઇ જાય છે? તેનો હૃદયને કંપાવતો ચિતાર આ પુસ્તક વાચતા આંખ સામે ખડો થાય છે ૧૭ હૃદયભેદક સાંસારિક વાર્તાઓ છે તેમા થોડીક તરફ નજર કરો

૧ શ્રાવિકા : કન્યાવિક્રયી માબાપોના દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઈ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરુણ કથની વાચતા સમજાશે

૨ અન્નપૂર્ણા : સાસુ નણંદના જુલમથી ત્રાસેલી ગડવા કૂટવાના દુષ્ટ રિવાજે ગમશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમા આંસુ લાવશે

૩ ઉષા : વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી, ગોમ્યના સાલથી દુ:ખી થતી, આ ઔદિચ્ય બ્રાહ્મણ કન્યા ઉષાની આત્મકથા રૂઢીની સિપણતા અને સ્ત્રી વર્ગની પરાધીનતાનુ ભાન કરાવશે

૪ વિમળા : હિન્દુસ્તાનમા વેશ્યાઓ કેમ વધે છે? તે આ નાગરજ્ઞાતિની ગોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો

૫ આશા : કણબીની ન્યાતની આશાબાઈની આ આત્મકથા કેળવણી ખાતાના ઇન્સ્પેકટરો મહેતાજીઓને કેવી રીતે શીશામા ઉતારે છે તે તમને સમજાવશે

**૬ શ્યામા :** શ્યામાની આ આત્મકથા હિંદુસંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

**૭ ઇન્દિરા :** પુરોહિતની દીકરી ઇન્દિરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી તેનું બ્યાન તમારા હૃદયને કમકમાવી નાંખશે.

**૮ વિનોદિની :** વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

**૯ રૂપાળી :** નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અમાપ યત્રણા તો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

**૧૦ મોંઘી :** એક કચ્છી બાઈની આ આત્મકથા તમને હિન્દુ-શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

**૧૧ સુશીલા :** લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**૧૨ કોકિલા :** કોકિલાની આ કર્મકથા તમને હિન્દુસમાજની નીચતા-નઠોરતાનું ભાન કરાવશે.

આથી પણ હિંદુસંસારની વધુ નિષ્ઠુરતાનું દર્શન તો તમને ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭ મી વાર્તા કરાવશે. આમાંથી એકજ વાર્તા વાંચવાથી તમારાં ખરચેલાં નાણાં વસુલ થઈ જશે.

વિદ્વાનો તથા વર્તમાનપત્રોના ઉચ્ચ અભિપ્રાયો મળેલા છે.

આંખને આનંદ આપે તેવાં મનોરંજક ચિત્રો. ફેધરવેટ પેપરપર કળામય છપાઈ. પાકુ સોનેરી પૂઠું. **કિંમત રૂ. ૩-૦-૦**

# મહીલાઓની મહાકથાઓ

**આ** પુસ્તકમાં ૨૩ નાની મોટી વાર્તાઓ છે. તેમાંની એકે એક વાર્તા આજે હિંદુસંસારરંગભૂમિપર ભજવાતા જુદા જુદા હૃદયવિદારણ પ્રસંગો છે. એ કલ્પનાના તરંગો નથી પણ હિંદુસમાજની રાક્ષસી રૂઢીની ચક્કીમાં પીસાઇ પાયમાલ થયેલી, હિંદુસમાજને શ્રાપ આપતી જુદી જુદી બ્હેનોનાં અંતરનાં દ્વારો ઉઘડાવીને આલેખેલી મહાકથાઓ છે.

શારીરિક, માનસિક કજોડાં–લગ્નનાં ભયંકર પરિણામો, વાસના, દંભ અને ધર્મના ઇજારદારોની પોલ, કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્નના વરઘોડા, મંદિરોના ગોટાળા, વિધવાઓની હાલત, ન્યાતના નખ્ખોદીઆ પટેલોનું ન્યાતને નામે ફારસ, અસહિષ્ણુતા, સ્વાર્થાન્ધ નરપશુઓના સ્વપત્ની સાથે વ્યભિચાર, મહીલાશ્રમોનું પોકળ આદિ અનેક વિષયો દરેક વાર્તામાં એવી સરળ રીતે ચર્ચવામાં આવ્યા છે કે વાંચનારને જાણે તે આંખ સામે અત્યારે જ બનતા બનાવો હોય તેમ લાગે છે જુઓઃ

૧ **સવિતાની આત્મકથાઃ** રૂપિયાની થેલીઓ રણકાવી બાપે બાળવયમા, બીજવર–પિશાચને પરણાવતાં સવિતાનો નીચ માલિક તેની કેવી દુર્ગતિ કરે છે અને અંતે સવિતા કેવી બડભાર થાય છે તે આમા જોશો.

૨ **વીરબાઇની વિતક વાતઃ** એક વિષયી નરપિશાચના ફંદામાં પડેલી આ ભાટીઆણી કેમ પાયમાલ થાય છે ? તે તો આ વીરબાઈ પોતે જ તમને કહેશે.

૩ **કાન્તાની કથનીઃ** રૂઢીના યજ્ઞમાં પોતાનું બળીદાન આપતી આ કાન્તાબાઇની આત્મકથા જાણતાં તમારાં કાળજાં કકળી ઉઠશે.

**૪ દુઃખી કમળા**· કન્યાવિક્રયી બાપના પેટે પડેલી આ કમળાની કરૂણ કથનીથી જો તમારૂં કલેજું કપે તો જરૂર એને મદદ કરજો.

**૫ અવલની આપવીતિ :** નગરશેઠના મિથ્યાભિમાની છોકરાને પનારે પડેલી, અનેક અત્યાચારો સહન કરતી તજ્જયની અવલની હકીકત જાણતાં તમે દુ.ખનાં બે આંસુ પાડશો જ.

**૬ સૂરબાળા** હલી સુધારકની જાળમા સપડાયલી આ પ્રાગ્ભ્ય રૂઠેલ વિધવા અંતે નિરાશ બનતા ગ્યાસલેટ છાટી આ જગતથી કેમ છૂટી થાય છે, તે નહિ વાચંશો તો જરૂર પસ્તાશો.

**૭ અતિલક્ષ્મીની આત્મકથા:** મિથ્યા કુળાભિમાની-ગ્નલીમ પતુજી ધણીના પૈશાચિક કર્મથી બિચારીનો કેમ અકાળે અંત આવે છે? તે ચિત્ર તમને કમકમાટી ઉપજાવશે.

**૮ પરાણે વૈધવ્ય:** બળાત્કારે વૈધવ્ય પાળતી આ બાળા બાળલગ્ન, વૃદ્ધલગ્નની વેદીપર કેમ હોમાય છે? કહેવાતા મહિલાશ્રમોમા કેવી પોલ ચાલે છે? આ બધા સામાજિક અત્યાચારો વાચતા તમારૂ હૈયુ હચમચી ઉઠશે

બીજી વાતો પણ તેટલી જ રોમાચ્યકારી છે. આમાની એકેએક ઘટના તમને આનદ સાથે જ્ઞાન આપી હાલના હિંદુસમાજમા ચાલતી ભયકર બદીઓનુ ભાન કરાવશે તેમાના નયનરજન ચિત્રો તો તમે પળે પળે જોશો. આવી હૃદયસ્પર્શી કરૂણ વાતોથી જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ શોધી શકાશે.

આ પુસ્તક માટે અતિ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. ગુજરાતી ટૂંકી વાર્તાઓના સાહિત્યમાં આવું પુસ્તક કદિ પ્રગટ થયુ નથી.

કળામય છપાઈ, એન્ટીક પેપર, પાકુ સોનેરી પૂઠું. કિંમત રૂ. ૩-૮-૦

# વનિતાની વાતો

સંસારના સતાપમા સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક ૧૦ કહાણીઓ તમારી આખ આગળ રડીને નામે સમાજમા ચાલતા દભ તથા પ્રપચ ખુલા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે જુઓ —

**વાર્તા ૧ લી** બાળલગ્નની બદી સામે પોકાર કરી **જીદગીના વમળમા** પડેલી બે સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે તેમા ગરીબ સસારની હાડમારીઓ, બાળમરણના ભયકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઇ ફેશનમા ફસાઈ પડેલી એક સુધરેલીનો ઇતિહાસ એવી અસરકારક રીતે ગુથવામા આવ્યો છે કે જે વાચતા તમારૂ દિલ કપી ઉઠશે

**વાર્તા ૨ જી** સ્ત્રીઓમા રમાતા જુગારથી સસારની કેવી દુર્દશા થાય છે તે આ એક વણિક કોમની સ્ત્રીને મોઢેથી તેના **અવળા કર્મની** કહાણી જાણી તમે આશ્ચર્યચકિત થઇ જશો

**વાર્તા ૩ જી** આ દેશમા સાધુ બાવીઓ ભોળી ભામાઓને ભમાવી કેવી પોપલીલાઓ કરે છે ? ભગવી ચાદરી ધરનારાઓ સાધુના રૂપમા ફરતા શયતાનો સમાજની આખમા પોળે દહાડે કેવી ધૂળ નાખે છે ? તે વાચતા આ એક જ વાર્તા તમને આ પુસ્તકનુ મૂલ્ય વસુલ કરાવી દેશે

**વાર્તા ૪ થી** રૂઢીના જુલમ તળે કચડાયની એક નેમચેગિની પોતાના જીવનને **પ્રકાશને પગથે** શી રીતે વાળી શકે છે ? તેનો ચિતાર આમા છે

**વાર્તા ૫ મી** એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માદા પતિને લઈ મુબઈમા જતા ત્યા કેવી અવદશા ભોગવે છે અને આખરે **આપઘાત** કરીને જીવનનો કેવી રીતે અત આણે છે ? તે વાચી શહેરના સડેલા જીવન ઉપર તમને તિરસ્કાર આવશે

**વાર્તા ૬ ઠ્ઠી** ગરાસીઆની કોમમા દત્તક લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનુ બીજી સ્ત્રી સાથ લગ્ન થવાની કમકમાટી ભરેલી વાર્તા વાચીને એ

કરુણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉઠશે કે આ તે **કુમારિકા કે વિધવા ?**

**વાર્તા ૭ મી.** રૂઢીના જુલમથી ત્રાસેલી હિંદુ સ્ત્રીઓ ખ્રિસ્તી ધર્મમાં કેવી રીતે વસડાઈ જાય છે, તેનો ત્રણ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો હેવાલ આ **સ્મરણ અને સંતાપ** નામક વાર્તામાં જોઇ શકશો.

**વાર્તા ૮ મી** ' હિન્દુ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવા દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓના **જીવન અંધકારને શરણે** કેવી રીતે પડી જાય છે ? તે આમાં જોશો.

**વાર્તા ૯ મી** ' ઇતિહાસના પાના અમર બનાવનારી રજપૂત કોમનો અત્યારે કેવો **અધઃપાત** થયો છે ? એ આ વાર્તામાં વાંચીને એની કરૂણ દશા ઉપર તમારી આંખમાં આંસુ આવશે.

---

ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં આજ સુધી આવું પુસ્તક કદી બહાર પડયું નથી. વ્હાલા વ્હાલીના ટાયલાંથી તદ્દન નિરાળું અને સંસારના સડાઓ સામે ભયંકર પોકાર ઉઠાવી તે દૂર કરવાનો ઈલાજો સુચવનારૂં આ સચિત્ર પુસ્તક દરેકે જણે વાંચવું જ જોઇએ.

ઉંચા એન્ટિક પેપરો, નયનરંજક ચિત્રો, સુંદર છપાઇ અને સોનેરી નામનું મજબુત પૂઠું છતાં કિંમત માત્ર રૂ. ૩—૦—૦

---

## અભિપ્રાયોમાંના થોડાકનો ટુંક સાર

— દરેક વાર્તા સમાજજીવનનો જુદો જુદો પ્રશ્ન છેડતી હોઇને ઉપયોગી તથા વાંચવા લાયક છે. **'હિંદુસ્તાન'**

—હિંદુ સંસારના અનેક કરુણરસિક પ્રસંગોના ચિત્રો ઠીક રીતે રજુ કરવામાં આવ્યા છે. **'ગુજરાતી કેસરી'**

—સામાજિક કુરૂઢીઓની ભય કરતાનો આથી ખ્યાલ આવે છે હિંદુ સંસારમાં અમે આ પુસ્તકને આપણા પુરૂષ વર્ગની આંખો ખોલનારૂં અને તેમાં બારીક મનનનો ખોરાક પૂરો પાડનારૂં ગણીએ છીએ. **'ગુજરાતી પંચ'**

# લોહીનો વેપાર

( એક અજોડ નવલકથા )



ગુજરાતી ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુસમાજના પ્રત્યેક પ્રશ્નની તદન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વાર્તાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતી સમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બનાવશે.

તમે લોહીના વેપાર જોયા તો હશે પણ એ વેપાર નીચે કેવો ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો ? તમે કદિ હિન્દુબાલિકાને લગ્નમંડપમાં મંગળ ફેરા ફરવાનો ઇન્કાર કરતી જોઈ છે ? રિવાજ પ્રમાણે પતિ થઇ બેઠેલા પથ્થરને લોખંડના ચણા ચવડાવનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે ? લગ્નમંડપમાં ઘોડેસ્વાર થઈ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં "ભાઇ" કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઇ છે ? બબ્બેવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમકળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે ? આ બધા ચમત્કારો તમને 'લોહીના વેપાર' બતાવશે ! આજે જ 'લોહીના વેપાર' તમારી લાયબ્રેરી માટે વસાવી લો.

તેમાં સામાજિક બંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજસુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે. ને બીજું કંઇ એવું એવું છે કે જે તમે આજદિન સુધી ન જોયું હોય. આઠ આઠ મનોમુગ્ધકર ચિત્રો, અપ-ટુ-ડેટ બાઈન્ડીંગ; ઍન્ટિક પેપરપર કળામય છપાઇ: આ દળદાર ગ્રંથની કિંમત ફક્ત રૂ. સાડા ચાર.

# અભિપ્રાયો :

## સુપ્રસિદ્ધ પત્રો શું કહે છે?

"હમણા બહાર પડેલી કોઇપણ નવલકથા કરતા "લોહીનો વેપાર" સહેજે ચડી જાય તેમ છે. આપણા સાહિત્યમા એ તદન નવા પ્રકારની છે ને જ્યા સુધી એ સાહિત્ય જીવશે ત્યા સુધી આ નવલકથા સૌ હોશે હોશે વાચશે . ..આની અંદર પુરુષનાં બીજી વારના લગ્ન, હાલના સંમતિ વગરના લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ –તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે."

**સાહિત્ય**

"લોહીનો વેપારજ જાણે હિંદુસમાજમા ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક બ્યાન આ નવલકથા કરાવે છે .

**સાંજ વર્તમાન**

"સામાજિક સુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ આમા લેખકે બનાવ્યો છે.

**ગુજરાતી પંચ**

"આ એક સામાજિક નવલકથા છે. હિંદુ સમાજમા રૂઢી–વિવશતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામા લેખકે સારી નિપુણતા દર્શાવી છે સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓપર પ્રહાર કરવામા ખામી ગખી નથી."

**પ્રજાબંધુ**

"વારતાના દરેક પાત્રો એવા તો સચોટપણે આલેખવામા આવ્યા છે કે વાચતી વખતે નાટક સામે જ ભજવાઈ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે."

**રંગુન સમાચાર**

"આપણી અવદશાનુ ભાન થઇ શકે તે રીતે આ પુસ્તકમ વિવિધ પ્રસંગો ગુથીને આબેહુબ ચિત્રો દોરવામા આવ્યા છે."

**ગુજરાતી કેસરી**

"સમાજ રચનાનુ પુનર્વિધાન એ આ નવલકથાનો હેતુ છે .."

**હિંદુસ્થાન**

"સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' અવનવી વિચાર સૃષ્ટિઓ ખડી કરી શકે છે"

**કર્મભૂમિ**

# વર્તમાનપત્રોના અભિપ્રાયો:

—લેખકે કા તો હિન્દુ સમાજના જાલીમ ચક્કીમા પીડાતી અબળાઓના લોહીમા કલમ બોળીને અથવા તો સમાજની ક્રૂરતા સામે બળવો જગાડવા તરૂણોના હ્રદયની જ્વાળાને લેખીનીને અણે ચઢાવીને વાર્તા લખી છે ગુજરાતી વાંચી જાણનાર કોઇપણ માણસે આ પુસ્તક ખરીદવુ જ જોઇએ

**પ્રજામિત્ર કેસરી**

—હિંદુ સમાજની બધી ભયકરતાનુ ભાન રા કાપડીયાએ આ પુસ્તકમા કરાવી એક યુવક ને યુવતી પાસે તે સામે બડ જગાવ્યુ છે સમાજસુધારાનો એક સત્ય પ્રકાર આ નવલકથામા હિંદુ સમાજ સમક્ષ ખડો કર્યો છે

**ગુજરાતી પચ**

—સમાજમા વિપ્લવ જગાવી તેનુ પુનર્સંગઠન કરવા ઇચ્છનારાઓને આ પુસ્તક માર્ગદર્શક થઇ પડે તેવુ છે, ને તે દરેક ગુજરાતીએ પોતાના ઘરમા વસાવવુ જોઇએ

**નવરોઝ**

—હિંદુસમાજમા ચાલતી અનેક બદીઓ, દભ ને અનાચારો ઉપર પ્રહાર કરી પુન રચના કરવાની પ્રેરણા માટે લેખકે આ નવલકથા લખી હિંદુ સમાજની આખો ઉઘાડી છે

**પ્રજાબંધુ**

—આ નવલકથાના એક એક પાત્રમા આજના ગુજરાતી તરૂણના સામાજિક બડ માટેના વિચારો દર્શાવાયા છે સમાજના સડારૂપ એકેએક પ્રથા સામે બ ડરૂપી જ્વાળામુખી ધખાવવાનો તેજસ્વી પ્રયત્નો લેખકે કર્યા છે કથા વાચવી શરૂ કર્યા પછી મૂકવી ગમતી નથી

**ગુજરાતી**

—હિંદુસમાજને અગ્નિસ્નાન કરાવી વિશુદ્ધ બનાવ્યા વિના તેનુ પુનરુત્થાન અશક્ય છે પ્રસ્તુત નવલકથા એવી બડખોર વૃત્તિનુ પરિણામ છે. તેની સરળ લખાવટમા જ્હેતીઆ સનાતનીઓ અને દભી સાક્ષરોના વર્ણન રસ પૂરે છે ખરેખર હિંદુસમાજના સડાને આગ લગાડી ભસ્મિભુત કરવાની ધગશથી આ નવલકથા લખાઇ છે 'લોહીના વેપાર' ના તે અનુસધાન રૂપે છે

**સૌરાષ્ટ્ર**

લખો –

વ્યવસ્થાપક **સેવાસમિતિ પુસ્તકાલય**
૨૦૬૭, રાયખડ રોડ **અમદાવાદ**